જેહાંગીર કરાણીની હુંન્ડી વાર્તાઓ.

# કિસ્મતની કરામત

અથવા

## પૈસાની પુઠમાં આશાની લુટ.



એક રસીલી

પારસી સંસારી વાર્તા.

રચનાર—"[illegible]," "ઉપકાર કે અપકાર" વગેરેના કર્તા



જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,
પુસ્તક વેચનાર, પ્રગટ કરનાર વિગેરે,
૨૨૦–૨૨ બોરા બજાર, કોટ, મુંબાઇ.

Telegraphic Address:
"Jehekarani" Bombay

જેહાંગીર કરાણીની હૅન્ડી વાર્તાઓ.

# કિસ્મતની કરામત

અથવા

## પૈસાની પુઠમાં આશાની લુટ.



એક રસીલી

પારસી સંસારી વાર્તા.

રચનાર—"વારસા વગરના વારેસો," "ઉપકાર કે અપકાર" વિગેરેના કર્તા.



જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,
પુસ્તક વેચનાર, પ્રગટ કરનાર વિગેરે,
૨૨૦–૨૨ વોરા બજાર, કોટ, મુંબાઇ.

TELEGRAPHIC ADDRESS:—
"Jebekarani" Bombay.

# પ્રગટ કર્તા તરફથી બે બોલ.



દરેક દેશનાં અને દરેક ભાષાનાં સાહિત્ય સંગ્રહમાં વાર્તાનાં પુસ્તકો વધુ પ્રગટ થાય છે, જે પૂરવાર કરે છે કે વાર્તાનું સાહિત્ય સર્વત્ર અગત્યની જગ્યા પામે છે, તો તેવાં સાહિત્યનો ફેલાવો વધુ હોવાથી તેના પ્રગટ કર્તા ઉપર અનેક જોખમદારી રહેવી જોઇએ એ કુદરતીજ છે.

વાર્તાનાં પુસ્તકમાં ભાષા-લખાણુ-વસ્તુ (પ્લોટ)-સર્વે ઝમકદાર અને વાંચક વર્ગમાં કાંઇક ચાનક રૂપી પરીણામ રજુ કરનાર હોય તો તે વાર્તા ફુરસદનો વખત સારી રીતે પસાર કરાવ્યા ઉપરાંત તેની શુભ અસરો પાછળ મુકી જાય તો વાર્તા વાંચવા વંચાવવા લાયક ગણાઇ શકાય

આ પુસ્તકમાં સમાયલી વાર્તાની ભાષા માટે એ પુરી કર્યા બાદ વાંચક ઘણો ઉત્તમ અભિપ્રાય બાંધે તેમાં શક નહીં, કારણુ કે લેખકની ભાષા જોરદાર અને ચિન્તા કર્શક હોવા ઉપરાંત તેમાં જાબજા નેકી-નીતિના સબકો આપ્યા ઉપરાંત, સ્થળ-વર્ણુન કરવાની તેમની શકિત વાંચકોને રસીક વાંચણુ પુરૂં પાડશે.

આ વાર્તાનો પ્લૉટ પણુ તેટલોજ રસીલો હોવા સાથે, હદ બાહેરનાં છુટાંપણાંથી ઉધરતી બાળાઓ ઉપર કેવી માઠી અસર થાય છે તે પુરવાર કરનારો હોવાથી, માબાપોને માટે ગોયા પોતાની ઉધરતી ઓલાદ ઉપર ચોક્કસ આંકોશ મુકવાની જરૂર પુરવાર કરનારો નિવડશે.

ટુંકમાં આ વાર્તા વાંચી પુરી કીધા બાદ એનાથી કુટું-બનાં નાના-મોટાં સર્વે માટે ચાનકરૂપી ઘણું જાણવાનું મળશે, એટલે એ વાર્તા વાંચવાની મ્હેનતનો બદલો વળી રહેશે તો તે પ્રગટ કરવાની અમારી સેવાનો બદલો મળેલો અમો સમજીશું.

પારસી સાહિત્ય, ફકત જરથોસ્તીઓમાંજ વંચાતું હોવાથી તેનું વેચાણ ઘણું ઓછું હોવા છતાં, બની શકે એટલાં ઓછાં દામે પુસ્તકો પ્રગટ કરવાની અમો ચાલુ કોશેશ કરી રહ્યા છીયે અને તે અમારી કોશેશને ઉત્તેજનના આશરાથી નવા-જવાની કદરદાન વાંચનારી આલમને અરજ કરીશું.

લી. સેવકો,
જેહાંગીર બી. કરાણીના છોકરાઓ.

તા. ૧૫ મી ફેબરવારી
૧૯૩૨.

# સાંકળીયું.

જેહાંગીર કરાણીની હૅન્ડી વાર્તાઓ.

# કિસ્મતની કરામત

## અથવા પૈસાની પુઠમાં આશાની લુટ.

## એક વાર્તા.

રચનાર:—"વારસા વગરના વારેશો," "ઉપકાર કે અપકાર?" "અનલરાય અને લાલબા" ઇત્યાદિનો કર્તા.

### પ્રકરણ પેહેલું.

### એક સુંદર તસવીર.

"Give me that man
That is not passion's slave, and I will wear him
In my heart's care, ay, in my heart of heart.
*Shakespeare.*

"આપો તે માણસ મને
જે ન હોય વીકારનો ગોલામ, અને હું પેહેડશ તેને
મુજ જીગરમાં ભીતરમાં, અરે, મુજ જીગરનાં જીગરમાં."
શેકસપીઅર.

સાંજનો વખત હતો, અને મહાલક્ષમી ખાતે આવેલા એક બંગલામાંનું ઘડીઆલ ફકત છ વાગેલા દેખાડતું હોવા છતાં ડીસેમબર મહીનાના ટુંકા દિવસનો અંધકાર સઘળે ઠેકાણે ફેલાઇ રહ્યો હતો.

બંગલા માંહેલા એક ઓરડામાં બે કોપરેલ તેલના તંબલરોના દીવાની મધ્યમ દરજ્જાની રોશની ફેલાઇ રહી હતી,

અને તેનો પ્રકાશ જેમ ત્યાં ખીચોખીચ ગોઠવેલા સરસામાન ઉપર તેમ ત્યાં બાજુ ઉપર બેઠેલા એક પુરૂષનાં મોહોડાં ઉપર પડતો હતો.

વખત અસલી હોવાથી અને યુરોપ ખંડની સુધરેલી અને સગવડ ભરી ચીજો હજી સુધી બહોળા અથવા મનમાનતા ઉપયોગમાં આવેલી નહીં હોવાથી ઓરડામાંનો ઉપર જણાવેલો સામાન સંખ્યાબંધ હોવા છતાં ઘણો શોભાયમાન હતો નહીં. તે કદાચ ઘણો કિમતી હોય એમાં શક નહીં, કેમકે બારીકીથી કીધેલાં નકશીકામવાળી ભારી ખુરશીઓ, ટેબલો, કોચો વગેરે ફરનીચરમાં ઘણું ઊંચી જાતનું લાકડું વાપરેલું જણાતું હતું. પણ તે નકશીકામની તરાંહો જેમ તારીફલાયક નહીં તેમ તે બનાવટોની પોતાની રોનક કે ઘાટઘટમ પણ મનપસંદ હતા નહીં, અને એવડા જાડા કાકરાવાલાં ટંબલરોની, તે જમાના મુજબની, જરૂરજોગી રોશની હોવા છતાં તેઓ ઉપર દેખાતી ઘણીજ ફીક્કી ચળક ઘણા લાંબાં વખતની તેઓની વારનીશ વગરની હાલતની ગવાહી આપતી હતી. એ ઓરડામાં તેમજ ઓરડાની બાહેર હાંડીઓ તેમજ કેટલાક 'વાલશેડો' પણ ટાંગેલાં દીસતાં હતાં પણ કોણ જાણે શું સબબથી તેમની વધારે સુંદર રોશનીનો ઉપયોગ લેવાને બદલે જગે જગે આ ઝાંખાં ટંબલરોનીજ પુગેલી રોશની દીસતી હતી, અને બંગળાના સઘળા સામટા દેખાવ ઉપરથી તો કોઇબી પારકો શખ્સ તેના ધણીની કંજુસાઇ પિછાનવા વગર રહે નહીં એવું હતું.

અને ખરેખર ફરદુનજી ગઝદર કંજુસ તો હતાજ. એજ ગ્રહસ્થને આપણે પેલા ઓરડામાં એકાંત હાલતે બેઠેલા જોયા છે. તેઓની ઉમર આડત્રીસથી ચાલીસ વચ્ચે ડોળા ખાતી દીસતી હતી, અને તેઓનાં સાંકડાં કપાલ ઉપર, પૈસા પેદા કરવાને શોસેલી મુસીબતોની કરચલીના કાપ પડેલા દીસતા

હતા. ચાલીસ વરસોની ભરતીના ઉછાળાએ જો તેમનાં મોહડાં ઉપર કાંઇપણ ઇધાણી મુકી હોય તો તે આ કપાલ ઉપરના કાપોની અને ચાર કે પાંચ દાંતોના પડી જવાની હતી. બાકી બીજી સઘળી બાબદોમાં તેમની જુવાનીની તાજગી નજીવા ફેરફાર સાથે જળવાઇ રહી હતી. તેઓ સફેદ અને અન્યાલા ઘટમના હતા, અને દાંત નવા મુકવાની તેમજ બાલો ઉપરના કેટલેક ઠેકાણેથી ઝાંખાં થયલા કાળાસને પાછો લાવનાર રંગ લગાડવાની કળાનો ઉપયોગ, જે હમણાં બોહલેપણે ફેલાવો પામ્યો છે તે જો એવણે પણ કીધો હતે તો પચીસ વરસની પોતાની જુવાનીની તાજગીભર્યા દેખાવમાંજ પોતે આલમ હજુર રજુ થઇ શકતે એમાં શક નહીં. પણ ફરદુનજી ગઝદરને એમ કરવાની જેમ જરૂર નહીં તેમજ દરકાર પણ નહીં હતી.

ફરદુનજી કાંઇ અંદેશામાં ગુટાયલા પાસેની મેજ ઉપર પોતાનું માથું ટેકવી બેઠા હતા. થાકેલા ઘોડાની ચાકરી કરતા ઘોડાવાલાને જોયા ઉપરથી, અને તે સાથે જરા વારમાં ચાહનું કપ લઇ એક ચાકરના ઓરડામાં દાખલ થવાથી તેવણ તુરત-નાજ બાહેરથી આવ્યા હોય એવું અનુમાન થઇ શકતું હતું.

“શેઠ કંઇ હોકમ છે, કંઇ બીજું જોઇએચ?” ચાકરે ધીમે સાદે પુછયું. શેઠ મુગાજ બેસી રહ્યા.

“શેઠ કંઇ પાંઊ કે બીસકોટ લાઊં?” જરા પાછળ હટતો જઇ ચાકરે ફરીથી હળવે અવાજે સવાલ કીધો.

પણ શેઠ તરફથી કાંઇપણ જવાબ મળ્યો નહીં, અને તેથી ફરીથી કાંઇ વધારે ગડબડ કરી તેવણના અચબુચા ઉપજતા ગુસ્સાનું અપમાન ખમવાને બદલે મુગેમુગું ચાલીજ જવાનું ચાકરે ડહાપણ ભરેલું જોયું.

શેઠનો અંદેશો અજાયબ તસાંહનો હતો. ખુશાલીના કે કાંઇ મોટા ફાયદાના હરખના, કે વળી દલગીરીના ગંભીર

વિચારોની નિશાનીઓ વારાફરતી તેમના મોહડાં ઉપરથી પસાર થતી દીસતી હતી, અને જેમ એક પછી એક આવતા આ વિચારોના વિકારો તેઓનાં દિલમાં ઉપજતા હતા તેમ તેમ ઉશ્કેરાયલી હાલતમાં તેમનાં બેસવાની ઢપછપ પણ બદલાતી હતી.

પણ એટલું તો સ્પષ્ટ જણાતું હતું કે આવા અંદેશામાં પડતાં–પડતાં પણ તેમની આંખો સામેની ભીંત ઉપર તાંગેલી એક ચીનાઇ 'ઑઇલ પેન્ટ'ની એક પારસી બાનુની તસ્વીર ઉપર વખતે વખત ખેંચાતી હતી. આ તસ્વીર ન્હાની પણ ચીનાઇ કારીગરની પીછીના રંગોથી બેહદ દિલકશ રીતે રંગાઇ હતી, અને જો તે આબેહુબજ આવી હોય તો તેમાં, ભોલાપણાં ખુદરતી રીતે હસી રહેલા એક ખુબસુરત ચેહેરાનો ચિતાર જણાતો હતો. તેણીનો પોશાક અસલી ઢપનો સાદો હતો, પણ સદાના પેહેરવામાં આવ્યાથી તે કંઇપણ રીતે કઢંગો જણાયાને બદલે તેમાંથી તેણીની ખુબસુરતીનો તાબ કંઇપણ ઓછો થયા વગર પુર બાહરમાં ઝળકી રહેલો નજર આવતો હતો. સંગેમરમર સરખી સફેદી ઉપર દિસ્તા કીરમજી રતાસનાં ફીક્કા છાયાંવાળાં તંદરોસ્ત મોહડાં ઉપરની કાળી ઝીણી આંખો, ઠુમકલું સોય સરખું સીધું અને અન્યાળું નાખ, ખીલેલા અને વધારે રાતા ગાલો, પાતળા ખોહ્લા અને સુર્ખ રંગી હોટો અને તેમનો હસમુખો વળ, ગોળ નાની હડપચી, અને સીધી ગરદનવાળી આ જુવાન નાર, કોઇ પ્રેમમાં ચકચુર થઇ રહેલા ચિતારાએ પોતાની માશુકની તારીફમાં સફેદ પત્થરની કોત્રી કાહડેલી એક મુર્તી જેવી દિસ્તી હતી.

તેણીની ચાતુરીથી ભરપુર જણાતી આંખો ફરદુનજી ગઝદરને ટીકી રેહે એવીજ જગ્યામા આવી હતી, અને જાણે તેણી પોતાની આ જીવ વગરની હાલતમાં પણ કાંઇ છુપાં પણ મજબુત ખેંચાણની શક્તિ ધરાવતી હોય તેમ, ફરદુનજીની દેખ-

ઇતી રીતની સઘળી નામરજી છતાં તેમની પેસી ગયલી મીઠી આંખો તેણીનીજ તરફ ખેંચાયા વિના રહી શકતી નહીં હતી.

"એહ એમાં શું?" ગઝદર મનમાં બબડતા સંભળાયા, પણ એ વખતે પણ તેઓ પેલી નારીના ચીતારનેજ ટીકતા દીસ્તા હતા, "એમાં શું? વરસ તો થોડા દહાડામાં પુરૂં થશે. ઘણાંઓ ચાર ને પાંચ વટીકપણ કરે છે, તો હું ત્રીજી લાયો તો શું મુજાકો છે? મારેથી એમ તો નહીંજ રેહવાય "

એવામાં બીજી ગાડીનો દાખલ થવાનો અવાજ સંભળાયો, અને તુરતજ એક ચાકર કેહવા આયો કે—"સાહેબ, બેહેરામજી શેઠ આવ્યા." આ વખત તેને જવાબ પણ મળ્યો, અને સવાલ પણ પુછાયો.

"હા ઠીક છે. પણ, પેશુ આજે પેલો પાહુલનદારૂ આવ્યો તો વારૂ? મારે વાસ્તે કંઇ પુછી ગીયો?"

"હા સાહેબ આવ્યો તો ખરો, પણ તમને ઘરમાં નહીં જોઇ, કંઇપણ બોલ્યા વગર ચાલી ગયો."

"પાહુલનદારૂનું શું કામ પડયું, ફરદુનજી ભાઇ?" એક નવા ગ્રહસ્થે અંદર દાખલ થતાં વાર આ સવાલ કીધો.

---

## પ્રકરણ બીજું.
## અકલ અને હટીલાઇ.

"Look here, upon this picture, and on this:
The counterfeit presentment of two brothers."

*Shakespeare.*

"જો હાં, ચીતાર આએ, અને આએ;
બે ભાઇઓનો ઉલટા ઊલટી આકાર."

**શેકસપીઅર.**

"ભાઇ, પાલનદારૂની શું અગત પડી?" પેલા દાખલ થનાર ગ્રહસ્થે પાછો સવાલ કીધો.

“આવો ભાઇ હાં બેસો, તમારી સાથે મને કંઇ વાત કરવીજ હતી.” ફરદુનજી બોલ્યા અને તેવણને એક ખુરશી સેરવી આપી. આ નવા આવનાર કોઇજ નહીં પણ પેલા ચાકરે જણાવેલા બેહેરામજી ગઝદર તે ફરદુનજીના ભાઇ હતા.

પણ આ બે ભાઇઓના દેખાવમાં કેટલો મોટો ફરક દેખાતો હતો? કોઇ અજાણું તો કદી તેઓને બે સગા ભાઇઓ તરીકે ઓળખેજ નહીં. બેહેરામજીનો દેખાવ એટલો તો ખુબસુરત, અને દમામભર્યો દેખાતો હતો કે તેમની સાથની સરખામણીમાં તેમના ભાઇ તો ખચીત બેબિસાદના થઇ પડે. તેઓ ફરદુનજી કરતાં વધારે જઇફ પણ હતા, અતીઘણાં પોહોળાં અને ચળકતાં કપાળ વાળા, માથાં ઉપર હવે દુધ્યા રંગના થઇ ગયલાં થોડાંજ રૂવાંઓ રમતાં દીસતાં હતાં અને તેમનાં કદ અને દેખાવ સાથે મળતી આવતી લાંબી અને વિશાળ એક દાહડીએ પણ હવે સંપૂર્ણ સુફેદ રંગ પકડયો હતો. તેવણ ઊંચા અને કદાવર હતા અને તેમનાં મોહડા ઉપર તેવણના ભાઇનાં કરતાં વધારે ખુબસુરતી, અન્યાળાપણું, અને રતાશ દીસતો હતો, અને તે સાથે માયા, ધીરજ, અને નમનતાઇના સદગુણનો છાપ પણ તે ઉપર ખુલ્લો જણાતો હતો. તેઓની ગંભીર આંખો અને બોહળાં નિદાર ઉપરથી દરેક જણ કહી શકે તેવું હતું કે તેઓ બાહોશ અને વિચારવંત હતા; અને આટલી પાકટ ઉમર છતાંપણ જે રીતની તંદરોસ્તી અને તન શક્તિ તેઓ ભોગવતા હતા તે ઉપરથી જુવાન વયમાં કીધેલી મજબુત કસરતનો અથવા કીધેલી લાયક મેહેનતનો તેઓ આ વખતે લાભ લેતા હોય એવું પુરતી સલામતી સાથે અનુમાન થઇ શકતું હતું. ખરેખર તેઓ ફરદુનજી કરતાં વધારે પઢેલા અને વધારે કાબેલ તો હતાજ અને કુદરતી બક્ષેશ ઉપરાંત, એ તેઓની કેળવણીએ

પણ દુર અંદેશી અને ધીરજ તેમને શિખાડવામાં મદદ કીધી હતી. પોતે લીધેલી કેળવણીનો તેઓ ઘટતો અને માનભરેલો ઉપયોગ કરવાને પણ ચુકયા હતા નહીં, અને પોતાથી બની શક્તિ રીતે તેઓ જુદેજુદે વખતે ઘણાંક ધર્મ સંબંધી અને બીજાં પુસ્તકો બાહેર પાડયાં હતાં, અને તે સાથે લાંબો વખત સુધી તેઓ એક રોજીંદાં વર્તમાન પત્રનું અધિપતિપણું પુરતી ફત્તેહ સાથે ચલાવ્યું હતું વેપાર ધંધામાં પણ તેઓની બાહોશી ફરદુનજી કરતાં ચહડિયાતી હતી, અને પોતે સુખથી અને હોરમતથી જીંદગી ગુજારે એટલું એકઠું કીધા બાદ વધારે લોભ ન કરતાં તેઓ સઘળી જંજાલ્યતમાંથી મોકળા થઇ આશાયશમાં જીંદગી ગુજારતા હતા. ફરદુનજીનું મન સાંકડું પણ બેહેરામજીનું સખી હતું. બંગલાનો એક ભાગ ફરદુનજી અને બીજો ભાગ તેઓ વાપરતા હતા અને તેમના ભાગનો ભપકો અને ત્યાંના સરસામણની શોભા બીજા ભાઇના ભાગની નાપસંદ હાલત સાથે અતીઘણા તફાવતમાં આવી અથડતી હતી. ધર્મ ખાતાંઓને લગતાં ઊઘરાણાઓની ટીપોમાં ફરદુનજી કરતાં બેહેરામજી ગઝદરનું નામ ઘણી વધારે વખત વાંચવામાં આવતું હતું. એવાં કારણથી અને તે સાથે પોતાના ભાઇના જેવા એકમાર્ગી અને કુંજરા સ્વભાવના નહીં હોયાથી અને વળી ઉપર જણાવ્યા મુજબની લખાણો સંબધી લાંબા વખતની જાહેર જીંદગી તેઓએ ગુજારેલી હોવાથી પ્રજામાં તેઓએ ઘણી પ્રસિદ્ધતા મેળવી હતી, અને દોસ્તો તેમજ ખેરખાહોનું મોટું મંડળ એ બેહરામજી અથવા બેહરામશાહ ગઝદર તરફ મોટા દરજાની મમતા ધરાવતું હતું. તેઓ સર્વે ઠેકાણે એક મનગમતા મેમબર થઇ પડતા હતા અને આ બાહોશ ગ્રહસ્થની મલાહુજાભરી અને આબરૂદાર વાતચીતોમાંથી જેમ ઘણું જ્ઞાન, ઘણો અનુભવ, અને ઘણી ચંચલાઇ,

તેમજ ઘણી રમુજ પણ મળ્યા વગર રેહતી હુતી નહીં. નાહનપણમાં તેઓ સાથે અદરાયલી બાયડી ત્યારબાદ થોડાજ વખતમાં મરણ પામી હુતી, તે બાદ તેમના માતપિતા પણ હુક થવાથી તેઓનું ફરીથી કેથે કારજ કરવામાં આવ્યું નહીં, અને ઉમરે પુગી સમજમાં આવ્યા પછી તો તેઓ પોતેજ હંમેશ સુધીનો કુંવારો અવતાર પસંદ કીધો હુતો અને એ રીતે તેઓ હાલ એકલી અટુલી હાલતમાં પણ સતોશ સાથે વિદ્યાભ્યાસમાં ગમત મેળવતા પોતાની જીંદગી ગુજારતા હુતા.

ફરદુનજી ગઝદર જોકે વેપારની ચંચળાઇમાં કોઇ રીતે ખાંડયા જાય એવા નહીં તોપણ બીજી કોઇ રીતની બાહોશી કે જ્ઞાન તેમનામાં હુતું નહીં. પોતાના ભાઇના જેટલીજ કેળવણી તેવણે પણ લીધી હુતી પણ ત્યારપછી તે આગળ વધારવાની તેઓએ જરાક પણ કાળજી રાખી હુતી નહીં અને તેમનો સ્વભાવ પણ એવો એકમાર્ગી હુતો કે કંઇપણ તરેહનાં પગલાંથી જાહેરમાં નામ કાહડવાનું તેમનું મન થતું ન હુતું. પોતાની હુશીઆરીથી જેટલું વેપારમાં તેઓ કમાયા તેના કરતાં વધારે તેવણે પોતાની કંજુસાઇથી એકઠું કીધું હુતું. પોતાની ઉપરની સુઘડાઇ જાળવવા શિવાય તેમને બીજી કોઇ રીતની ફનવાર હુતી નહીં. ભપકો અને શોભા તેમને મનથી પછાડ હુતા, અને ઉઘરાણાઓમાં નાણું ભરવું તે જાણે ઉઠાઉગીરોને નાન જમાડવા જેવું તેઓને લાગતું હુતું. આ બે ભાઇઓની ગાડીઓ જો સાથે ઉભી રેહ તો કોઇ અજાણો તેમાંની એકને શેઠની અને બીજીને કારભારીની સમજ્યા વગર રેહ નહીં. જો માત્ર પગે ચાલતું જવું ન પડે, તો પછી ડોલતી કરકતીમાં બેસીને જવું કે બેરામજીના જેવી ભપકાદાર બ્રોહામમાં અલેટાવું તેમને મનસે એકસરખું હુતું. એ સઘળું છતાં આ બે ભાઇઓ વચેની મિત્રાચારી મનમાનતી

હતી. તેઓ વચે મારામારી કે સખત બોલાચાલી જેવો બનાવ તો કોઇપણ દિવસે બન્યો ન હતો, અને કુંજરા ખવાસના ફરદુનજી બીજાં કોઇનાં નહીં પણ બેરામજીના લખાણો વાંચી તેમની સમજ મેળવી અને તેમને વખાણી મજાહ મેળવતા હતા. ઘણી વેળા બેરામજી બાહેર કલ્બોમાં અને મેળાવડાઓમાં ખાંવા પીવા જતા હતા, અને તેમને સંખ્યાબંધ નોત્રાંઓ પણ મળતાં હતાં; પણ ફરદુનજીને એવાં કોઇ ઇજનો ન મળવા સાથ તે મળે તોએ તે ત્યાં જાય નહીં એવા હતા, અને કલ્બની ફી આપે એ તો એક નવાઇ જેવુંજ કહેવાય.

હવે આ પ્રકરણની શરૂઆતમાં ચાલુ થયલી વાતચીત ઉપર હાલ તુરત તો આપણે ધ્યાન આપ્યે. ફરદુનજીએ આપેલી ખુરશી ઉપર તેમની બાજુએ બેરામજીએ પોતાની બેઠક લીધી.

"બોલો ભાઇ, શું કામની વાત કરવીચ?" તેવણે પુછ્યું.

"ભાઇ, બેહરતન બચુને ગુજરયાને વરસતો થવા આવ્યું."

"હા એમ છે તો ખરૂં, તેનું શું?"

"હું એવીજ આએ હાલતમાં રહું એ શું તમને પસંદ છે. આએ જીંદગી તમને ગમેચ?"

"મારી વાત તમે ના કરો, ફરદુનજી, હું તમારાથી એક જુદોજ માણસ છેઉં."

"ઠીક છે ત્યારે મારે વાસ્તે તમે શું કહોચ?"

"તમારી આએ હાલત, ભાઇ કોઇ રીતે વાંધાભરેલી કે કોઇ રીતે નુકસાનકારક નથી."

ફરદુનજીનાં મોહડાં ઉપર રતાસ આવતો જણાયો.

"તમે આએ વાજબી અને ખરેખરૂં કહોચ?"

"એવી બાબદોમાં મજાક કરવી એ હું એક અક્કલમંદનું કામ ગણું નહીં." બેરામજીએ શાંતપણે જવાબ દીધો.

એવામાં દોડતાં નાજુક પગળાંઓનો અવાજ સંભળાયો, અને બે ખુબસુરત બાળકો ઓરડામાં જોશથી દાખલ થઇ ફરદુનજીને ભેટી પડયાં. પણ થોડોજવાર સુધી કંઇ અનમની રીતે તેમને રમાડી તેવણે તેઓને કંટાળો ખાઇ દુર કીધાં.

"ચાલ બુચી, ત્યારે આપરે કાકાજી પાસે જઇએ, બાવા તો આજે આપુને રમારતાબી નથી." તેઓમાંનો એક છોકરો ભવાં ચહુડાવી બોલ્યો, અને તુરતજ તેની સાથે પેલી છોકરી પણ બેરામજીનાં ખોળામાં માથું નાખીને પડી. બેરામજીએ તેઓ બેઉને વહાલથી પેટમાં ચાંપ્યાં.

"આજે કાંહુ ફરી આયાં, દીકરાં, બોલો?"

"આજે બંદપર ગીયાતાં કાકાજી." છોકરો બોલ્યો.

"હું તો આકલા બધા કોલા તાંહથી લાવીત કાકાજી." પેલી નાની છોકરી હરખમાં આવી બોલી અને જાણે શું એક ખજાનો હાથ લાગો હોય—"જીલઇ પાછે સંતારયાત, નહીં તો બાબો લેઇ લે."–એવો કાકાને સંતોષ આપ્યો.

"હું હું વારૂં કાલે મને આપજે. હું મારી તીજોરીમાં મુકશ." તેવણે માયાળુ જીવે જવાબ દીધો. પણ બચાં સાથની વાતચીતના એ સઘળા અરસામાં ફરદુનજીના દિલમાં તો આડાં અને અવળાં આવતાં હતાં.

"ભાઇ હુવે આપરી વાતચીતપર ધ્યાન આપોની." તેવણે જેમ તેમ શાંત અવાજે કહ્યું.

"પણ હું તમુ—"

"કાકાજી મને કેક આપોની." તેઓ પોતાનું બોલવું પુરૂં કરે તે અગાઉ પેલી ભોલી છોકરી બોલી ઉઠી.

"મુગી મર હુવે, નહીં તો બહાર જા." ફરદુનજીએ ડોલા કકડાવી બુમ મારી. બુચી હેબતી જઇ દચકલાં ખાતી બારણા તરફ ચાલવા લાગી, પણ બેરામજીએ તેને પાછી

ખેંચી પોતાનાં પાસાંમાં દાબી, "નહીં નહીં, મુગી રેહ; જોની અમે વાત કરીએચ તેથી વચમાં બોલ્યા નહીં કરીએ. નહીં ભાઇ, એ બચ્ચાંને ના ધમકાવો,—"એમ બોલ્યા.

"પણ ત્યારે બોલોની, હવે તમે મારી સાથે પાધરી વાત કરોની."

"હું શું તમુને વધારે કેહું? તમે મને તમારી હાલતને વાસ્તે પુછયું અને મેં તમને મારો વિચાર જણાવ્યો, પણ આએ બતીનું બરાબર ઉજરડું પડતું નથી, તમે બીજા દીવા મંગાવો."

"જાહુનમમાં નાખો તમારા દીવાને, ને હું કેહુંચ તેપર ધ્યાન આપો; ટુંકમાં હું તમને પુછુંચ કે હું બીજી બઇરી કરૂં તો કેવું? તેમાં શું કંઇ એબ છે?"

"બીજી નહીં ભાઇ, ત્રીજી થશે."

"હા, ત્રીજી તેનું શું? તેમાં કંઇ એબ છે?"

"ચોરી અને અનીતિ શિવાય એબ તો બીજાં કશાંમાં હોયજ નહીં ભાઇ." બેરામજી પોતે પેહરી રાખેલી ડગલીના કસો છોડતા છોડતા બોલ્યા.

"તમારી ફીલસુફી હાલતરત તો જરા બાજુએ રેહવા દેઓ." ફરદુનજી એક સેહજ ચીડની નિશાણીથી બોલ્યા. "હું તમારો વિચાર પુછુંચ તે મને જણાવો, એમાં તમુને કંઇ એબ જેવું લાગેચ? તમુને એ પસંદ પડશે?"

"લે દીકરા આએ દગળી મારા ઓરડામાં મુકી આવ." ફરદુનજીની સઘળી ઉતાવળ અને ઇંતેજારી છતાં તેવણના ભાઇએ ધીરજથી બુચાને આ કામ સોંપ્યું.

"મારા સવાલનો જવાબ? બેરામજી, તમે કેવા કલેજાં ફરોશ છેઓ!" ફરદુનજી કંટાળો ખાઇ ખુરસી ઉપર એમથી તેમ હીલતા બોલ્યા.

"ભાઇ, મેં કહ્યું તેમ એબ તો એમાં હરગેજ હોયજ નહીં, પણ—પણ જે ચીજની અગત નહીં તે કરવી શું કામ?"

"એવી બાબદોમાં અગત હોય કે નહીં તેનો વીચાર કરવાની મારા જેટલી તમારામાં શક્તિ હોયજ નહીં."

"લે દીકરા એક બીજો ફેરો ખા ને આએ મારા જોરા ઓરડામાં મુકી મારી સપાત લઇ આવ."

"લાવો કાકા એ હું લઇ જાઉં." બુચી કરગરીને બોલી.

"હા, વારૂ જા, તું જા. તું બુચા ત્યારે મસાલને જઇને કહે કે મારા ઓરડામાંનું કોપરેલનું લાંપ હ્યાં લાવીને મુકે. હું પણ જોવોની ભાઇ ફરદુનજી, કેટલીક રીતનો અનુભવ આપણે મેળવ્યો હોય કે કેટલીક તરેહના બનાવો બનેલા જોયા હોય તે ઉપરથી એક ચોકસ બનાવ કે બાબદની જરૂર કે નાજરૂર આપણે પીછાની શકીએ."

"પણ તેવા અનુભવો તમે મારી બાબદમાં લાગુ પાડો એ તમારો કેવો વિચાર! એમ તે કેમ બને?"

"કાંએ નહી? જો તેવીજ હાલતમાં તમે હોવો તો તેમ તમારા કેસમાં પણ બને એવો સંભવ નહીં કાંય હોય?"

"પણ હું પરણું તેનો ગેરફાયદો મને જણાવશો?"

"તો તેનો ફાયદો તમે મને કેહેશો? ફરદુનજી, તમને એવો ઘેલો વિચાર કેમ સુઝ પડયો તે હું સમજતો નથી."

"તમારો વિચાર આપતાં મને મેહેરબાની કરી થપકો ના આપો."

"તમુને ગમે તે બોલો ભાઇ, પણ મને તમોએ લેવા ધારેલું આએ પગલું બીલકુલ પસંદ પડતું નથી. ફરદુનજી, બચુબાઇ અથવા તમારા બોલાવ્યા મુજબ શીરીનબાઇને ગુજરવાને હજુ બાર માસ પુરા થયા નથી; તેમનાં જુવાન મોતનો ગમ આપણા વફાદાર ચાકર-માણસો પણ ભુલ્યાં

નથી, તે લોકો વટીક હજુ તે બેહુસ્તનની ભલાઇને અફસોસ સાથે યાદ કરેછ અને તમે તેવણના ખાવીંદ થયા છતાં એવો વિચાર લઇ બેઠાચ! ભાઇ શરૂઆતમાં હું બેદરકારીથી બોલ્યો તેનો સબબ એ કે એવો ફકત તમારો ખ્યાલ મારા ના કહેવાથી તરતજ દુર થશે એવું મેં વીચાર્યું'તું, પણ તમે તો કુંઇ એવો પકકો ઠરાવ લઇ બેઠેલા લાગોચ, ને મારી સાથે તકરાર માંડી બેઠાચ."

"પણ તમે શું એ બધું ટાહેલું માંડી બેઠાચ?" કંટાલા અને ગુસ્સામાં આવી ફરદુનજી માથું ધુણાવી બોલ્યા. "ફેકટનો બબડાટ ના કરો!"

"એ બબડાટ તો છેજ નહીં." પેહેલીજવાર બેરામજીએ સખત થઇ જવાબ દીધો. "હું કેહુંચ કે એમ બનેજ નહીં."

"પણ હું તે બનાવસ." એવો ઉત્તર વાળી તેવણે પોતાનું મોહડું બેરામજી તરફથી મંડયું, અને વળી પાછી તુરતજ તેવણની આંખો પેલી સામેની તસ્વીર તરફ ખેંચાઇ. એજ વખતે મસાલ પેલું લાંપ લઇ અદર આવ્યો અને તે એક મેજ ઉપર મુકી પાછો ગયો. ઓરડામાંની રોશની વધી. પેલી બાનુના મુખનો રંગ વધારે જલેહ પામ્યો, અને તે જલેહે તેવણની આંખોને વધારે મજબુત રીતે ખેંચી રાખી.

"તે બનાવશો તો બળા લાવશો એ નક્કી જાણજો, ને આએ હાલના રમતા જીવને રંજીદા કરશો એ ખુબ યાદ રાખજો. તમારી શીરીનનં તમે જોવોચ, તમારામાં એટલી શકિત નથી કે એ પીકચરપરથી તમારી આંખ ખીસારી શકો." ફરદુનજી બીજી તરફ જોવા લાગ્યા. "તમે મારો વીચાર પુછયો, હું તે તમુને આપવા આયો'તો નહીં. ને જ્યારે પુછયો ત્યારે તો હું તમુને કેહુંચ કે નહીં બનાવા જેવી બનાવામાં

ફરજેતી વગર બીજું કંઇ મેળવશો નહીં. ગુસ્સો ના કરો મારી ઉપર, હું તમારી સાથે કજીયો કરવાનો નથી. પણ ધીરજથી વીચાર કરો, જોવો તમુને કંઇ જરૂર છે પાછા પણવાની? બઇરીના પૈસાની તો તમુને અગત નથી? તમારી પાસે દોલત કાંહુ ઓછી છે? બે બઇરીતો તમે કીધી, ને ખોદાની મેહેરથી આએ બાઇ, આ બે બચ્ચાં તો મુકી ગેઇચ. એ બધું શું બસ નથી. બીજું તમુને વધારે જોઇએ શું? ને ખોદા ના કરેને તે જોઇતું પણ હોતે, પણ તે આટલા વખતમાં! છત-છત."

"પુરૂં થયું કે નહીં, હુજુર વધારે બોલશો? બોલો, બખરો, ફેરો તમારૂં માથું ગમે તેમ. તમારી ફીલસુફી મારી આગળ નહીં ચાલશે. હું નાપાક બદબખ્ત હતો કે તમારી સલાહ પુછવા આવ્યો. બારો તમારાં ડહાપણને કુંભારની ભઠીમાં ફરદુનજી ઝનુનથી બુમો પાડી બોલ્યા."

"ધીરા પરો ભાઇ ને હું કેહુંચ તે માનો! જોવો આએ બચ્ચાંઓને; ઉપર જોવ આએ બાઇને, એવનની શરમ રાખો, તમે કરવા ચાહેલાં કામમાં આએ બચ્ચાંઓનો મરો થશે!"

"બસ-બસ, હવે એક બોલ વધારે નહીં. હું તમારૂં બકવું સાંભળવાનો નથી. પણવું કે નહીં તે મારી મરજી ઉપર છે. મારૂં કામ હુ સમજુંચ. તમે જાઓ તમારે કામે."

"ઠીક ત્યારે, જેમ તમારી ખુશી. હું હવે એક બોલ બોલીશ નહીં. હું જાઊંચ."



## પ્રકરણ ત્રીજું.

## હીરાંના હીરા.

"Thy love is lust, thy friendship all a cheat,
Thy smiles hypocrisy, thy words deceit."

*Byron.*

"છે પ્યાર તાહરો હવસ, છે દોસ્તી ઠગાઇ,
હસવું તાહરૂં ઢોંગ છે, વચન બેવફાઇ."

બાયરન.

એટલું બોલી બેરામજી ચાલી ગયા; પણ ચાલી ગયા તે પોતાના હટીલા ભાઇ ફરદુનજીની જીંદગીને લગતા કેટલાએક જાણવાજોગ બનાવોની ખબરથી આપણને વાકેફ કર્યા વગર નહીં. હવે ત્રીજી વાર પરણવા નિકળેલા આ અજાયબ જેવા ખવાસના ગ્રહસ્થની જીંદગીની પુરેપુરી હકીકત આપણે મેળવ્યે.

પેલી તસ્વીરમાં જણાયલી ખુબસુરત બાનુ તેમની બીજી ધણ્યાણી માલમ પડી છે. તેવણનું ખરૂં નામ બચુમઇ હતું, પણ ફરદુનજીએ આવી દિલ દિપાવનારી કાંતી ઉપર મોહી પડી, શીરીનનું છાજતું નામ તેણીને ભેટ કીધું હતું. કોઇ પણ આપણને કહે તે અગાઉ ઉપલી સુંદર તસ્વીરેજ તેણીની ખુબસુરતીનું આબેહુબ વર્ણન આપણને પુરૂં પાડયુ હતું, અને બાકી રહેલું તેણીના ગુણોનું બ્યાન આપણે બેરામજીથી મેળવ્યું છે. શીરીન જેમ ખુબસુરતીમાં પુરી તેમજ ખુબીઓમાં પણ પુરી હતી. તેણીના ભલાઇભર્યા ખવાસ એટલો તો મધુર હતો કે બેરામજી બોલ્યા તેમ જુવાન વયમાં થયલાં તેણીનાં દુઃખદાયક મરણ પછી તેણીના નોકરો વટીક અફસોસ સાથે તેણીની માયા મહેરબાનીને યાદ કરતા હતા. ફરદુનજી તરફનો તેણીનો પ્યાર ચોખો અને સંપૂર્ણ

હતો, અને તે પ્યારની સાબેતી તરીકે બે ખુબસુરત બાળકોને જનમ આપી, ફરામજી ગઝદરનું સુનું જેવું ઘર તેણીએ હસ્તું વસ્તું કીધું હતું. ફરદુનજીની પેહેલી બાયડી પણ પંદર વરશની વયમાંજ ગુજરી ગઇ હતી, કે જ્યારે તેમની ઉમર પચીસ વરશની હતી. ત્યાર પછી સારી મોહુરદારની શોધમાં પાંચ વરસ નિકળી ગયા કેડે તેઓ બીજી વાર બચુબઇ અથવા શીરીનબઇ સાથ પરણ્યા હતા. શીરીનની ઉમર એ વખતે વીસની હતી અને પરણ્યા પછીનાં દશ કે અગયાર વરસો સુખમાં ગુજારી, અને તે અરસામાં ઉપલાં બે બાળકોનો જનમ આપી, ત્રીસ વરશના દિલપઝીર હીંગામમાં તેણી મોતની તલવારે કપાઇ ગઇ હતી. જે તરેહથી ફરદુનજીએ ઉપલાં દશ વરસો તેણીની સોબતમાં ગુજાર્યાં હતાં તે તરફ જોતાં તેણીનાં મરણ પછી તેવણ જીવવા વટીક પામશે નહીં એવું જેમ તેવણની ભોલી બાયડીએ તેમજ બીજા લાગતાં વળગતાંઓએ ખાત્રીથી વિચાર્યું હતું. તેણીને રાજી રાજી રાખવા માટે તેમને મોહુડેથી બાહેર પડેલા બેહદ પ્યાર અને સદાની વફાદારીના વચનોની ગણત્રીજ ન થાય એવું હતું, અને જો તેણી હજી વધારે વખત જીવવાને ભાયગશાલી થતે તો હજી તેઓની સંખ્યામાં કેટલો વધારો થતે તેનો ખ્યાલ પણ કરવાને આપણે અશક્ત છીએ. જેટલી તેઓ અને શીરીન વચે માતીબઇએર તરીકે મોહબત હતી, તેટલી બલકે તેના કરતાં પણ વધારે મોહુબત શીરીન અને બેરામજી વચે ભાઇ બેહેન તરીકે બાજેલી હતી. તેઓ બન્ને વચ્ચે પણ અજાયબ રીતનું મળતાવડાપણું હતું, અને શીરીનનાં મરણથી ફરદુનજીએ જાહેરમાં જણાવેલા ગમ કરતાં બેરામજીનો છુપો કીધેલો ગમ બેહદ હતો. પેલાં બાળકો ઉપરનો તેવણનો પ્યાર પણ પોતાના ભાઇનાં કરતાં શીરીનના સંતોશને ખાતર તેઓએ મજબુતાઇથી

ચાલુ રાખ્યો હતો, તેઓ તરફની તેમની હમણાંની માયા પણ તે એક નારીની યાદમાંજ તેઓ દોડાવતા હતા. ઓરડામાંનું પેલું નાનું અને હૉલમાં તાંગેલું બીજું મોટું પીકચર પણ તેવણે પોતાને ખરચે તેણીની હૈયાતીમાં ચીનથી પડાવી મંગાવ્યું હતું, અને ફ્રરદુનજીએ પોતાની કંજુસ આદતને વશ થઇ તેઓ માટેનો ખરચ આપવાની મરજી દેખાડવાના પણ અખાડા કીધા હતા. શીરીન એટલી તો મુગે મોહુડેની અને સબુરીવાળી હતી કે બેરામજીની માફક તેણી પણ ફ્રરદુનજીના પાજી મીજાજના વગર કારણે ઉભરી આવતા જૂસ્સાઓને નમનતાઇથી સહન કરતી હતી. તેણીએ પેહેલી વેળા એક બેટાનો અને બીજી વેળા એક બેટીનો જનમ આપ્યો હતો અને તે બન્ને નામો તેણીની ખુશી મુજબજ ફ્રરામરોજ અને જરબાનુ કરી પાડવાની બેરામજીએ હટ લીધી હતી, અને તેમજ તે નામો રખાયાં હતાં. કુદરત ઘણીક વેળા જે અજાયબ જેવી વળણ લે છે તે મુજબ આ બન્ને ફ્રરઝંદોએ તેણીની પોતાનીજ ખુબસુરતી અને ઘટમની મિરાસ મેળવી હતી. તેઓ બન્ને ઘણાં રૂપવંતાં, અને ઘણાં ચંચળ ને બોલકનાં હતાં. ફ્રરામરોજ આ વખતે પાંચ વરશનો અને જરબાનુ ત્રણ વરશની હતી. તેઓ બન્ને માતાનાં મરણ પછી જીલઇ નામની એક વફાદાર અને માયાળુ પારસણ દાયાની સંભાળ ટળે ઉધરતાં હતાં. રમુજી ખવાસનાં એ બે બાળકોને ફ્રરદુનજીના કુંજરા અને ચીરડાઉ ખવાસ કરતાં બેરામજીનો થંડો અને હસમુખો મીજાજ વધારે પસંદ હતો, અને તેઓ ઘણાંખરાં તેમનીજ સાથે ગેલ કરતાં હતાં. ફ્રરદુનજી શીરીનની હૈયાતીમાં ઉપર જણાવ્યા મુજબનો પ્યાર તેણીની ઉપર રાખતા હતા. શીરીનના મુવા બાદ બીજે દિવસ પણ તેઓ જીવતા રહી શકે એમ માનવું પોતાને પણ કઠણ લાગતું હતું, અને

એવો તેમનો અંદેશો સાંભળી ભલી શીરીન તેવણુ ઉપર કુરબાન–કુરબાન થઇ જતી હતી. પણ તેમનો પોતાનો તેમજ, બેરામજી શિવાય, બીજાં સઘળાઓનો એવો વિચાર ખોટોજ પાડવા જાણે કજાના હાથે શીરીનને ગુમ કીધી હોય એમ લાગતું હતું. કેમકે તેણીના મુવા બાદ બીજેજ દીને તેવણુને પણ મુવેલા જોવાને બદલે અગીયાર મહિના પછી, આ વાર્તાની શરૂઆતમાંજ, આપણે તેવણુને એક ત્રીજી બાયડી લાવવાના વિચારમાં ગુંટાયલા જોયા છે.

ફરદુનજીનાં સદાની વફાદારી ભર્યા પ્યારનો પરપોટો એ રીતે ફુટી ગયો હતો. તેવણુનાં વચનો વા રૂપે ઊડી ગયાં હતાં, શીરીનની સુરતના ગુમ થવા સાથે તેણીની ઉપરનો તેવણુનો સ્નેહ પણ ગુમ થયો હતો, અને 'ચશમના ખશમ'ની કહેવતને ખરી પાડતા ઉદાહરણ તરીકે માથાં ભાગ્યે તેવણુજ હરોલમાં આવ્યા હતા. અગયાર મહિનામાં તો શીરીન અને શીરીનની શરમ સઘળું નીસ્ત નાબુદ બની ગયું હતું, અને ત્રીજી બાયડી કરવાના તેવણુના હઠીલા મનના ઠરાવને બુઝર્ગ બેરામશાહની સલ્લાહ કે સખત સુચના વટીક ફેરવી શકી નહીં હતી.

એવી બેવફાઇ તરફનો બેહરામશાહનો એક વિદ્વાન તરીકેનો ધિક્કાર બેહદ હતો, અને જો પોતાના આ સગા ભાઇને બદલે કોઇ બીજો હતે તો પોતાના એ ધિક્કારને તેવણ કેવા ઘાટકી આકારમાં દેખાડતે તે કહેવાઇ શકાતું નથી. પણ એક ભાઇ વિરૂધ્ધ, અને તે પણ ફરદુનજી જેવા એક ભાઇ વિરૂધ્ધ, ઘટતી રીતે થવા જોકે તેવણ ચુકયા નહીં હતા, તોએ તેવણુ તરફના થોડાં ઘણાં તેવણુનાં માને વધારે આગળ વધતાં અને તેમ કરી સદાનો મિનાકેસો ઉપજાવતા તેવણુને અટકાવ્યા હતા. બેરામશાહ જેવો નેક અને અપક્ષપાત નર કદાચ એવાં માનની પણ દરકાર નહીં કરીને આગળ વધતે અને ફરદુનજી

ઉપર લાયક તિરસ્કાર નાખી તેવણુથી જુદા પડતે, પણુ એક બીજા ભલા વિચારે તેવણુને વધારે દાબ્યા. જેમ તેવણે કહી જણાવ્યું હતું તેમ ફરદુનજીએ કરવા ધારેલાં કામથી પેલાં બાળકોનો મરો થાય એવું હતું, ત્યારે હવે, પોતાના ભાઇને બળાના વમળમાં ઝીપલાતા રહવા દઇ, તે બચ્ચાંઓની સલામતી ઉપર દેખરેખ રાખવાની ફરજ પોતાનેજ માથે આવી પડેલી તેવણે જોઇ; અને એવો અંદેશો કરતી વખતે એ બાળકો ઉપર નજર કરતાં ભલા બેહરામશાહ એક નીસાસો નાખી–"હા! ભોળી ભલી શીરીન; આ શું ફેરફાર?"–એમ મનમાં બોલ્યા.

પણુ ફરદુનજીના મનમાં એવા કશા વિચારો આવતા નહીં હતા. તેવણુ તો બઇરીજ શોધવા પડયા હતા, અને બેહરામ શાહના જણાવ્યા વગર પણુ કારજ કરનારા પાહુલનદારૂ અંધ્યારૂની આવજાવ ઉપરથી ઘેરનાં માણસોમાં 'શેઠ નવી બઇરી લાવેચ' એવી બુમ મકમપણે ફેલાઇ રહી. સઘળા નોકરો ઘણા નારાજ બની રહ્યા, અને વફાદાર જીલઇ તો શીરીનની તસ્વીરને નમનતાઇથી પગે પડતી તેણીનું મોહડું જોઇ છુપી રીતે પોકેપોક રડવા લાગી.

"બેહેરામજી શેઠ, ભાઇને કાંઇ સમજાવોની, એવણુ શું ફજેતી લઇ બેઠેલા." તે બાપડી બેહરામશા આગળ ફરીઆદ લઇ ગઇ.

"હું શું કેહું ને કરૂં, જીલઇ? એ બેવકુફ ભઇ મારૂં કંઇ સમજતા નથી, પણુ સાંભળ, તપાસજે, આએ બચ્ચાંઓને સંભાળી રાખજે."

"અરે શેઠ એ લોકો મારી આંખે બંધાયલાં. મારાં બાઇ–મારાં શીરીનબાઇનાં છોકરાં તે હવે મારાં છોકરાં, એમને મારૂં પાંહરૂં ચીરીને હુ સાંતહ અને જાળવહ."

એમ બોલતાં તેણીનો દીબો ભરાઇ આવ્યો તેણી કંઇ વધારે બોલ્યા વગર ચાલી ગઇ, અને બેહરામશાહે પણ પોતાની ભીંજાયલી આંખો રોમાલે નુછી.

એ પછી થોડા દિવસ રહી પાહુલનદારૂ બીજું કારજ લઇ આવ્યો.

"શાબ એક બાજું ખાંગું હાત લાગુંચ." તે ફરદુનજી આગળ જઇ બોલ્યો.

"શું છે, કાંહુ છે, તે કોણુ છે?"

"શાબ રૂપ્યા તો તાંહુ રેવરેવ થાયચ, ને હીરાના તો બધા હારડા બંધાયજો શાબ. ખરૂં કેહુંચજો શાબ. ખાનદાનતો શાબ ભરૂચાનું પણ શાબ ભલાઇના ભંડાર જો. બાઇ જાણે એક લખમી. લાડી તો શાબ તાંહુ પાણી ભરે જો; ને શાબને કેહું કે કંઇ કશી રીતની ખામીજ નહીં. માયની આગળ પણ નીચેથી ઊંચે તો જોવાનીજ નહીં. ને શાબ શીખેલી ડાહી ને ઘેર રાખુ તો એવી કે બોલીએજ વાત નહીં. નામ તો શાબને કેહું કે હીરાંબાઇ, પણ જેવું તમુને જોઇએ તેવુંજ જો, હીરા આવશે તે શાબ હિરાપણ લેતીજ આવશે જો. ઉમરતો તમુંને કેહું કે તીસની પણ અંદર, ને કદતો તમારી બરાબરનું ને એવુ કે સરોવર પણ લાજે."

એ રીતે પાહુલનદારૂની લતરાજ ચાલી રહી, અને ખુબસુરત હીરાં સાથે ચલકતા હીરાપણ મેળવવાની એવડી ખુશાલીમાં ફરદુનજીનું લોભી હૈડું ઉછળવા લાગ્યું. તોપણ તેવણે શાંત દેખાવ રાખી પુછ્યું.

"એ હીરા સાનાં, તે કાંહુથી આવ્યા?"

"તે કેની શાબ તે એ બાઇના બાવાને સચીનના નવાબે ભેટ આપેલા. તે તેઓનું બધું ઝહવેરાત હીરાબાઇને વાસ્તેજ ઘડાવ્યું, કેમકે શાબ ભરૂચાને ઘેર છોકરી એખલીજ છે.

શાબને કેહું કે બધા મલીને સાહાઠેક હજારનો દાગીનો થવા જાએજ જો!"

"સાહઠ હજાર! તે શું બધું લેઇને આવવાની છે કે?"

"ત્યારે શાબ વરી રાખી કોણને વરે આવે?"

હવે આ લુચ્ચા અંધ્યારૂ અને બેવકુફ શેઠ વચેની ધિકારવા જોગ વાતચીત લંબાવી હમારા નીતિવાન વાંચનારને કમકમાવા ચાહતા નથી, પણ ટુંકમાં એટલુંજ જણાવીશું કે તે દિવસે પાહલનદારૂને તેવણના હકનું બેઆનું આપી વિદાય કર્યા બાદ થોડા દિવસમાં હીરાંબાઇને નજરે જોઇ પસંદ કરી ફરદુનજી સઘળી ગોઠવણો કરી ચુકા. હમણાં એટલુંજ કહિએ છીયે કે ફરદુનજીએ ઉઘાડી પણ આંધળી આંખોએ પસંદ કીધેલાં હીરાંબાઇ, શીરીન સાથની સરખામણીમાં એક મોરલી આગળ એક કાગરી હતી, બાકી તેણીના ગુણોની તપાસ કરવાનું તો આવતા અવકાશ ઉપર મુલત્વી રાખીશું.

સઘળી ગોઠવણો ફત્તેહ પામી, પાહલનદારૂ પોતાના પથ્થેલા રૂ. ૫૦૦ લઇ ચાલતો થયો, અને આસપાસનાઓની સઘળી બોહોંશ અને આજુજી છતાં વરસ પણ પુરૂં થાય તે અગાઉ હવસમાં આંધળા બનેલા ફરદુનજી, ઘટતી ક્રિયા કરાવી પોતાની નવી મોહરદારને ઘરમાં લાવ્યા, અને કોણ જાણે કેવા અજાયબ જેવા અકસમાતથી, જેવું આ સચીનના નવાબના હીરા લઇ આવેલાં હીરાંબાઇનું પગલું બંગળામાં મુકાયું તેવીજ હૉલમાં તાંગેલી શીરીનની મોટી તસ્વીર મોટા અવાજ સાથે નીચે તુટી પડી, પણ તેને બીજી કશી અળવળ આવી નહીં!

---

## પ્રકરણ ચોથું.

### વીસ વરસનો અંતર,—નવો દેખાવ.

"મોસમ પર મોસમ કુલ નીકળી ગઇઓ,
નવી આગળી કીશ્તીઓ જુની થઇઓ,
સમુદરની ગઠેરો ઘસાઇ ગઇઓ,
મુંબઇની ગલીચી સફા થઇઓ,
દુધ ધાવતી બેટીઓ ધવારનાર થઇ,
જવાનો ને જનતીઓ મરનાર થઇ."

"મનસુખ."

શરૂઆતમાં વંચાઇ ગયલાં આ ત્રણ પ્રકરણો આ વાર્તાના પૂર્વરંગ ('પ્રોલોગ') તરીકે આપવામાં આવ્યાં છે, અને એ પૂર્વરંગની અગતને ખાતર હાલના આ ખરેખરા ચાલુ થતા વખત આગમચના વીસથી વધુ વરશોના ગંજાવર ગાળા ઉપર પાછળાં પગળાં ભરવાં પડયાં છે.

વીશ વરશો ગુજરી ગયાં હતાં અને તેટલા અરસામાં, જે શેહેરમાં આપણી વાર્તાનો મુખ્ય પાયો રચાયો છે તે શેહેરમાં, તરેહવાર માહભારત ફેરફારોએ જન્મ લીધો હતો. વીશ વરશો ગુજરી જવા સાથ તે મોટા અંતરની આગમચની હાલત, આગમચના બનાવો, આગમચના વિચારો, આગમચના વેહેમો, અને આગમચની સઘળી રૂઢીઓ પણ ગુજરી ગઇ હતી. વીશ વરશોનો ગંજાવર રેળો જોર અને જોશથી વેહેતો આવ્યો હતો, અને તે પોતાના ગંજાવર પ્રવાહમાં જુદાજ વિચારો અને જુદીજ વળણો ખેંચી લાવ્યો હતો. વીશ વરશોથી બનેલો જમાનો બદલાવા સાથ નવા જમાનાએ નવા ઢંગો સાથ પોતાનો પ્રવેશ આપ્યો હતો. વીશ વરશોની ચાલુ કોશેશોએ જુની મુંબઇને લગભગ મારી નાંખી એક નવીજ મુંબઇ ઉપજાવી હતી. અને વીશ વરશોના અંતરમાં લેવાયલાં અગણીત

તરેહનાં પગળાંઓએ શેહેરના રેહવાસીઓની તનની અને મનની હાલતમાં ન મનાય એવો ફરક પાડયો હતો.

નવી મુંબઇનો બાહાર ભારે દમામ સાથે ખીલી રહ્યો હતો. સરકાર દરબારી અમલદારોએ તેને રોનકદાર બનાવાનો કીધેલો ઠરાવ પુરતી ઉલટ અને ઉમંગથી પાર પાડયો હતો; વેરાન પડેલી જગાઓ ઉપર તાજગી ભર્યા બાગો શોભી રહ્યા હતા; ઉજાડ ઠેકાણાંઓ ઉપર જાહેર રસ્તાઓની વસ્તી થઇ હતી; પુલો, નેહરો, અને નળોથી લોકોની સગવડ મનમાનતી જળવાતી થઇ હતી; બાહેરની કે માંહેની ગટરોનાં બાંધકામોએ લોક સુખાકારીમાં વધારો કીધો હતો; રસ્તાઓ ઉપરની સફાઇ અને સુઘડાઇ મનપસંદ બની હતી; બોહોળા ચોકો અને ચકલાઓ પુતળાંઓથી રોનકદાર બન્યા હતા; દરેક રસ્તો ગલી કે સેરી રાતના અંધારાંમાં પણ ગ્યાસની રોશનીથી ઝલેહદાર થઇ રહી હતી. સમુદ્રના કિનારાઓ લોકોના ફરવા હરવા માટે સફાઇદાર હાલતમાં આવ્યા હતા; કિલ્લા જેવી ગંજાવર રોનકદાર ઇમારતો દમામ સાથે પોતાના શિખરો આકાશસે લગાડતી ઉભી થઇ હતી; અને મુસાફરીનાં સસતાં સાંધનો એટલાં તો વધી ગયાં હતાં કે એક બુમ પડતાંજ દજન ગાડીઓ આવીને તૈયાર ઉભી રેહતી, અને તે ઉપરાંત આગગાડીઓની લોકલ ટ્રેનોની સગવડનો લાભ હજારો રેહવાસીઓ સુખે ભોગવતા થયા હતા તે તો જુદા.

કેળવણીનો પ્રસાર આશા રાખવા કે ધારવા કરતાં વધારે થયલો જણાયો હતો. અજ્ઞાનપણાંની અકારી અણગમતી હાલત નાબુદ થઇ હતી. ગલીચ આંગનાં, થોડાં જ્ઞાનના, અને ગાળગલોચથી ભરપુર મોહડાંના પંતુજીઓની નિશાળોની અંધારી અને રોગથી ભરપુર કોઠરીઓ ગુમ થઇ, મોટા પાયા ઉપર ચાલતી સ્કુલો અને વિદ્યાલયોના મોટાં મકાનો ઉભાં થયાં

હતાં, અને હજારો નિશાલ્યાઓ હરરોજ તેમનો લાભ લેતા થયા હતા. હુન્નર તેમજ વૈદ્યાંની કાલેજો દર વરશ સેંકડો જુદી જુદી પંગતીના કેળવાયલા જવાનો બાહેર પાડતી થઇ હતી, અને રસ્તે-રસ્તે અને મોહલે-મોહલે 'પ્લીડરો' અને ડાક-તરોનાં નામનાં પાટ્યાંઓ વંચાતાં હતાં. એ રીતની કેળવણીએ પ્રજામાં સ્વતંત્રપણાનો જોશો ઉપજાવ્યો હતો, સાચા હકોની જાળવણી કેમ કરવી તે સઘળા સમજવા લાગ્યા હતા, અને વાજબી આપઅખત્યારી હાંસલ કરવા માટે સરકારી ખાતાંઓ સાથે પણ કેવી બળત્વારીથી લડત ચલાવવી તેની કુનેહ તેઓ ધરાવતા થયા હતા. અદાલતોમાં ધારાના હિમાયતીઓ તરીકે દેશીઓ હરોલમાં પડયા હતા, અને તે સાથે અપક્ષપાત ન્યાયાધીશોથી મળતા અપક્ષપાત ચુકાદાઓથી અંગ્રેજી ઇન-સાફની ખુબાની તારીફો જાબજા ફેલાતી થઇ હતી. કેળવણીએ ઢંકાઇ રહેલી મનશક્તિઓ ખોલતી અને ખીલતી બનાવી હતી, અને મનશકિત અને બુદ્ધિના ખિલવા સાથ જાહેર લખાણો પણ પુરતી હિમ્મતથી થવા લાગ્યાં હતાં. કવીઓ, ગ્રંથકર્તાઓ, તવારીખ નવેશો, વાર્તાનો તરજુમો કરનારાઓ તેમજ નવી વાર્તા ઉપજાવનારાઓ અથવા રચનારો, નાટક-કારો, અને વર્તમાનપત્રો તેમજ ચોપાનિયાંઓનાં લખનારાઓ અને અધિપતિઓની એક મોટી ફોજ કલમોના નેજા અને કાગજની ઘાલો બનાવી સાહિત્યના મેદાનમાં બાહેર પડી હતી, અને ટીકા અને તાનાજાણીરૂપી લડત પુર જોરથી ચલાવતી દીસ્તી હતી. સરકારી ખાતાંઓમાં, મંડળીઓમાં, કાઉનસી-લોમ., તેમજ સ્થાનીક રાજદ્વારી ખટપટોમાં અને તકરારોમાં દેશીઓનો વગવસીલો વધેલો જણાતો હતો અને તેઓ તેમાં મોટો ભાગ લેતા અને વજન ધરાવતા થયા હતા.

એ વીશ વરશોના હીંગામમાં એજ કેળવણીની ખુબીથી

મરદો તેમજ ઓરતોનાં મનમાંથી વેહેમી વિચારો ગુમ થયા હતા, અને જોગીઓ જતીઓ બ્રાહ્મણો અને ચીઠ્ઠી દોરામાં પ્રવિણ બનેલાઓ, ભોલાં તેમજ અભણ લોકોની પુનઈથી ઉઘડેલા તેમની રોજીના દરવાજાઓ હવે બંધ થતા જોઇ કોઈ બીજી ચાકરીઓ કે ઉદ્યોગોમાં ગુંટાવાની ફ્રરજમાં પડવા લાગ્યા; તો જોકે હજુ ઘણીએક એવી બાકી રહેલી અભણ ભોલી અથવા નહીં તો લુચ્ચી બાઇઓ થોડાક બાકી રહેલા તેવા ધુતારાઓને ખટાવતી જણાતી હતી એમાં શક નથી.

કેળવણીએ જેમ એવા વેહેમી વિચારો નાબુદ કીધા હતા, તેમ કેટલીએક ઘણાં વરશોની ચાલુ રહેલી વેહેમી તેમજ ઘાતકી રસમો બ્રીટીશ રાજના બળે દાબી દીધી હતી. હીંદુઓનો કેટલોક ભાગ હજુ અજ્ઞાનજ હતો, અને તેથી બાળહત્યા અને સતી જેવી ઘાતકી રસમો તેઓના પુર જોરથી સામે થવાથી, ઘણી મેહેનતે અને જોખમે દબાઇ હતી; પણ અભણ પ્રજાનું મત આખરે એક અદલ રાજની હટથી હટયા વિના રહી શકયું નહીં હતું.

દેશીઓમાં કેળવણી ફ્રેલાઇ તે સાથે તેઓનાં મોટા ભાગમાં સુધારો પણ ફ્રેલાયો હતો. પણ જેમ કેળવણીનાં પરીણામો સઘળાંજ શુભ નિવડયાં તેમ સુધારાના નિવડી શક્યાં ન હતાં. સુધારો પોતાના રેસાલામાં જેમ નેકી તેમ બદી અને જેમ સગવડ તેમ અગવડ લાવવાને ચુકયો હતો નહીં, અને તેથી તે કેટલાએકોને જેમ મનગમતો તેમ કેટલાએકોને અણગમતો થઇ પડયો હતો. અણઘટતી કેટલીએક રસમો જેમ તેણે દુર કીધી હતી તેમ વળી બીજી કેટલીએક વધારે અણઘટતી વર્તણુકો તે દાખલ કરવાને ચુકયો ન હતો. અને કેળવણીની સઘળી શુભ કોશેશો છતાં એ સુધારાનાં પગબાંએ દરેક ન્યાતમાં બે વિચારનાં તડાં પાડયાં હતાં.

વીશ વરશોએ મુંબઇ શેહેરની ત્યાંના રેહવાશીઓની હાલતમાં કીધેલા ફેરફારોનું આ ઉતાવળું વિવેચન કરી, હવે ત્યાંના પારસીઓની હાલતની ખાસ તપાસ ઉપર આપણે આવિયે.

એ વીશ વરશોએ આ નાની પણ માન અને અગત્ય ધરાવનારી કોમમાં જેટલી ફેરબદલીઓને જનમ આપ્યો તેટલીઓને તેઓએ બીજી કોઇ કોમમાં આપ્યો નહીં હશે. સઘળી રીતના વધારામાં, સઘળી રીતના લાગવગોમાં, સઘળી રીતની હકુમતોમાં, સઘળી રીતના બનાવોમાં, સઘળી રીતની તકરારોમાં, મંડળીઓમાં, ખાતાંઓમાં અને ખટપટોમાં તેઓએ કીધેલો વધારો, તેઓએ લીધેલાં પગલાંઓનું મક્કમપણું અને તેઓએ હાથ કીધેલો કાબુ અચરતીભર્યો અને વખાણને લાયક હતો. કેળવણી—ઉંચે દરજ્જેની કેળવણીનો લાભ જેમ તેઓએ સર્વથી પહેલાં તેમ સર્વથી વધારે મજબુતાઇથી લીધો હતો. કોમની નાની સંખ્યા છતાં કેળવાયલા જવાનોની સંખ્યા બીજી મોટી સંખ્યાની કોમો કરતાં ઘણી વધારે હતી. ચંચળાઇ, ઝડફ અને હુશિયારીમાં બીજી સઘળી કોમો કરતાં બેશક ચહડતા અને તેઓ ઉપર રાજ કરતી કોમની લગભગ બરોબરિયા હતા. ઉપર દરશાવેલી તરેહનાં લખાણોમાં તેઓની કાબેલ કલમને ભાગ સ્તુતીપાત્ર દરજ્જા સુધી વધી ગયલો હતો. પુસ્તકો, વર્તમાનપત્રો અને ચોપાનિયાંઓના કર્તા અને અધિપતિઓ તરીકે તેઓના સફા ઉપર પારસી નામો, બીજા દેશીઓ કરતાં વધારે દમામથી અને વધારે લાયકાતથી બીરાજી રહેતાં હતાં. તેમની મદદ અને મસલહતની જરૂર રાજકર્તાઓને વટીક વારે ઘડીએ ભારે દીસતી હતી અને ટુંકમાં જાહેર હાલતમાં પારસીના નામનો ગોયા ડંકો વાગી રહ્યો હતો.

એજ વીશ વરશોએ તેમની સંસારી હાલતમાં દાખલ કીધેલી નવી રૂઢીઓ પણ ઓછી ધ્યાન આપવા જોગ હતી નહીં; પણ એ તફાવત કેળવણીએ થોડો પણ સુધારાએ ઘણો ઉપજાવ્યો હતો. વીશ વરસો આગળના વખતમાં જળવાઇ રહેલો પેહેરવાસ, વિચાર, રીતભાત તેમજ ચઢીનોનું એકમળ-તાળપણું, હવે તેવીજ સમતાથી જળવાતું દીસતું નહીં હતું. પોશાકો પંચરંગી તરેહના થઇ પડયા હતા. જેમ નવી અને જુની મુંબઇ તેમ નવા અને જુના પારસીઓ બન્યા હતા. ઘણા મકમ ઉલટા વિચારોવાલાં તડાં પડયાં હતાં જઇફ અને જુવાનો વચે છુપી અને રમુજી ઝુમબેશ મચી રહી હતી. સંસારમાં નવી નવી ફૅશનો અને મંડળીઓમાં નવી નવી રીતભાતો જનમ પામી હતી. રૂતુઓના ફેરફાર માફક પેહેર-વાશોના ફેરફાર થતા હતા. નકલી અને દેખાદેખીની ચાલનો દોર ફેલાયો હતો અને રાજકર્તાઓની રીતભાતોનો 'સ્ટાનડર્ડ' લેવાતો હતો. ઉધરતી સુંદરીઓના વિચારો અને વર્તણુકોમાં પણ એજ તરેહનો તફાવત હતો. તેઓ લેભાગુ કેળવણી છતાં ઘણી સુધરેલી હતી. બાલ, બુટ, બ્લાઉઝ અને પટાની ફેશ-નોની પંચાતીમાં તેઓનું ધ્યાન એટલું રોકાતું હતું કે રાંધ-ણીઓમાં તેઓનાં પગળાં પડવાના વાખા પડતા જણાતા હતા. વહેમોના નાબુદ થવા સાથ નીતિ મહુલાજા અને ધર્મની ક્રિયાઓની નાબુદીનો ભય દીસતો હતો. છુટ એવી રીતની હતી કે અનુભવી ઘરડાઓને તે જોઇ નાપસંદગી ધિક્કાર કે નિરાશીથી ડોક ધુણાવવાની ફરજ પડતી હતી અને વારે-ઘડીએ સંભળાતી નામોશીભરી બુમો સાંભળી તેઓ બોલતા હતા કે તેઓના વખતમાં એવું કશું બનતું હતું નહીં અને એ સઘળો સુધારાનોજ માત્ર સડો હતો.

પારસીઓની ઘરની અને બાહેરની સ્થિતિનો એવો

રીવ્યુ લઇ, તે ઉપર ટીકા કરવાનો હાલ આપણો અધિકાર નહીં હોવાથી, હવે આ તમામ વીશ વરશોનો રીવ્યુ પણ ખતમ કરીશું. હવે આપણી ઓળખાણમાં આવી ગયલા ગ્રહસ્થોથી જુદી હાલતના અને જુદા વિચારના ગ્રહસ્થો અને બાનુઓ સાથે નવી મુલાકાતો લેવાને શરૂ કર્યે.

---

## પ્રકરણ પાંચમું.

### એક માતબર કન્યા—પેહેલો પ્યાર.

"She never told her love.
*   *   *   She pined in thought;
And with a green & yellow melancholy,
She sat like patience on a monument,
Smiling at grief."

*Shakespeare.*

"પોતાનો પ્યાર તેણીએ કોઇને કહ્યો નહીં,
*   *   *   વિચારમાં તેણી ઝુરવા લાગી;
અને રંગ રંગી ઉદાસી સાથે, દલગીરી તરફ હસતી,
બેઠી તેણી સ્થંભ ઉપરની સબુરીની એક મુરતી મીસાલ"

શેકસપીયર.

કિલ્લા જેવો એક મોટો બંગલો વાલકેશ્વર ખાતે, સામે આવેલા સમુદ્ર તરફ નજર કરતો દમામ અને મગરૂરીના દેખાવથી ઉભો હતો. એક બોહોળા વિસ્તારવાળા બાગે તેને ઘેરી લીધો હતો, અને તે બાગ પોતે પણ સુગંધી ફુલોના રોપાઓથી ભરપુર કયારાઓ, જગે જગ ઉડતા ફુવારાઓ, લીલાં ઘાસની લીલોત્રીઓ તેમજ ખુણે ખુણે ગીચ ઉગેલી ઝાડીઓ અને ઝાડોથી શોભાયમાન દેખાવ આપતો હતો.

એવા બંગલા અને એવા બાગના માલેક દોરાબજી શરાફ એક લખપતી હતા. એવા મોટા ચાર બંગલાઓ તેમને

હુસ્તક હુતા અને બાકી બીજાં નાનાં ઘરો, બંગલાઓ, ચેહુલીઓ અને ખાલી જમીનોનો તો કાંઇ ટોટોજ નહીં હુતો. તેઓ જેમ દોલતથી તેમ પોતાનાં સખી જીગરથી પ્રખ્યાતી પામેલા હુતા અને તેમના કુટુંબમાંનાં ઘણાએક નાચાર સગાંઓ તેઓને આશરે પળાયાં જતાં હુતાં. તેઓ હાલ સાઠથી વધુ વરસોની વયે પુગા હુતા. તેમની કરચલી વળેલી સફેદ ચામડી અને સુંદર ઘટમ ઉપરથી જુવાનીમાં તેઓ ઘણા ખુબસુરત હોય એમ માલમ પડતું હુતું. પોતાના પીતાના વારસામાં મળેલી દોલતના જથામાં તેઓએ પોતાની ચંચળાઇ તેમજ બખ્તનાં જોરે મહાભારત વધારો કીધો હુતો, પણ સઘળી રીતની બાહોશી ધરાવ્યા છતાં, અને ઘણીક ખટપટો, તકરારો કે બનાવોમાં તેવણ આગેવાની ભાગ લઇ શકે એવા સઘળા સંભવો મોજુદ હોયા છતાં તેઓએ હુંમેશ શાંત જીંદગી પસંદ કીધી હુતી.

તેમનાં ધણીઆણી મેહેરબાઇ ઘણાએક સદગુણોમાં પોતાના ખાવંદ સાથે મળતાપણું ધરાવતાં હુતાં. સખાવતના કામમાં પોતાનાં ધણીની આડે આવવાને બદલે તેમને ઉત્તેજન આપતાં રહેતાં હુતાં; તેઓ નરમ, ચંચળ, માયાળુ, મિલનસાર, ચગોર અને ઘરરાખુ હુતાં. ખુબસુરતીના બાબમાં તો તેઓએ પોતાના ધણીને પુરતો સંતોષજ આપ્યો હોય એવું તેઓનાં પચાસથી વધુની ઉમરે, ઝંખવાયલાં રૂપ ઉપરથી નક્કી થતું હુતું.

આ બે નેક અને ખુબસુરત ધણી ધણીયાણીને ત્યાં એક પુત્રીનું પગળું પડયું હુતું અને તેણીના રૂપ ઉપર ફીદા બની તેણીનાં માબાપે, ટપકા આવેલું તેણીનું માથીબાઇ નામ રદ કરી, એક અવાજે શીરીનનું લાયક નામ તેણીને નવાજ્યું હુતું. પૈસાની બાબદમાં સઘળી તરેહથી સુખી અને શકિત-

વાન હોવાથી તેઓ તેણીને મજાહ અને લાડમાં ઉછેરવાને ચુકયાં હતાં નહીં, અને તે સાથે તેણીને મળેલી ગુજરાતી તેમજ અંગ્રેજી ભાશાની કેળવણી પણ મનમાનતી હતી.

દીવાનખાનાની ડાવી બાજુએ આવેલા એક સુશોભીત શણગારેલા ઓરડામાં એક મનમોહન બાનુ વીચાર—ભારે વિચારમાં ગુટાયલી એક ઇઝીચૅર ઉપર અલેટાયલી હતી, તે શીરીન હતી. ઓરડાનું ફરનીચર પોતે ખરેખરૂં કિમતી અને ભપકાદાર હોવા છતાં તેણીના ટેસ્ટ મુજબ ગોઠવાયલું હોવાથી અને તેણીની જતનમાં તેની સફાઇ સચવાયલી હોવાથી એવડું ભપકો મારતું હતું. વચોવચ મુકેલી એક સુંદર સંગેમરમરની ટેબલ ઉપર ગોઠવેલા દીલપઝીર ચિનાઇ ફ્લાવર વાઝમાંના ફુલોનો ઝુમખો તેણીના સુંદર આંગળાંઓથી ગોઠવાયલો હોવાથી જેમ પોતાની રંગમેલાવતની ખુબસુરતીથી તેમ પોતાની કુદરતી ખુશબોથી તે ઓરડાને દીપતો અને બેહેકતો કરી રહ્યો હતો. ભારે મેહેનત અને ખુબીથી કોતરાયલી એક શીસમી પણ કાચવાળી કબતમાં શોભઇતાં તેમજ વાંચવા લાયક પુસ્તકોનો ઠીક સંગ્રહ કીધેલો માલમ પડતો હતો, અને તે જોકે તેમની રાખનારીનો ઘણોજ ઉંચો ટેસ્ત દેખાડવાને તો પુરતાં હતાં, તોપણ તેઓનો જેવો જોઇએ તેવો લાયક ઉપયોગ કરવામાં આવતો હતો કે તેઓ ત્યાં માત્ર શોભાને અર્થેજ હતાં તે અમો ખાત્રીથી જણાવી શકતા નથી.

શીરીન જુવાનીના બાહારમાં હજુ ખીલતી હતી. તેણીએ ફકત ઓગણીસ કે વીશ ઉનાળા જોયા હતા પણ તોએ તેણીનો ઉધરભાવ ઘણો હતો, અને તેથી તેણી પુરતી રીતે સ્ત્રીપણાંમાં આવેલી દિસતી હતી. ખીલતા ગોલાબ સરખી તાજગીથી ભરેલી ખુબસુરતી સાથના ઘણાજ નાજુક અને ઘણાજ અન્યાલા ચેહેરા સાથનાં ઉંચાં સીધાં પાતલાં આંગ

ઉપરનાં શોભઇતા અને બંધબેસ્તા પોશાક સાથે શીરીન એવી તો મનહર લાગતી હતી કે કોઇપણ જુવાન તેણીને ચાહે તેને માટે તેણીનો ફક્ત એકજ વારનો ઝડપથી પસાર થતો દેખાવ પણ બસ થાય. તેણીના ઘટમની નકલ ઉતારવાને ભલા ભલા મુર્તીકારો ઇંતેજાર બની રેહ તેવું હતું, અને તેણીની સામટી ખુબસુરતીનો કુદરતી નક્ષ ભલાભલા ચિતારાઓની પીછીને હસીમાં લાવે તેવો હતો. આવાં એક પરીરૂપ ફરઝંદથી તેણીના માતપીતા સ્વભાવીક રીતે મગરૂરી અને મોજ મેળવતાં હતાં અને તેણીના રૂપ અને દરજ્જાને છાજતાં કોઇ ઘરમાં તેણીની ભવિષ્યની જીંદગીની સ્થાપના કરવાને ખાહેશમંદ હતાં.

શીરીન પોતાની સહીઓનાં મંડળમાં કેળવાયલીમાં ખપે એવી હતી. અંગ્રેજીનું તેણીનું જ્ઞાન અગત જોગું અથવા ચાલી શકે તેવું હતું, અને સેહેલી સાદી ભાશાનાં પુસ્તકો તેણી સેહેલાઇથી વાંચી શકતી હતી, પણ મોહકાન એટલીજ હતી કે એ તેણીનાં વાંચનોમાં હલકી કિસમની અંગ્રેજી નૉવેલો અને લવટેલોએ ઘણો મોટો ભાગ રોકયો હતો, અને બદલાતી ફૅશનો ઉપરના તેણીના શોખે પણ જેમ બીજાઓનાં જોવા ઉપરથી તેમ એવાં વાંચનો ઉપરથી પણ પોતાનો જનમ લીધો હતો. એ મુજબ ધર્મના ઢડાઓનો એક અંશપણ તેણી મેળવે તે આગમચ પ્યાર અને ફૅશનોના ઢડાઓએ તેણીનું કુમળુ મગજ પુરી નાખ્યું હતું.

તેણી ભારે અંદેશામાં ગુથાઇ અલેતાયલી હતી, અને ડાવા હાથમાં તેણીએ એક ઘણુંજ સુંદર કાગજ પકડેલું હતું અને તે કાગજ ઉપર કોઇએ કાંઇ ખુશબો નાખી હોય કે શું કે તેથી વારેઘડીએ તેને પોતાનાં નાક આગળ લઇ જઇ મગન થતી તેણી દીસતી હતી. એવા પોતાના છુપા વિચારન

હીંગામમાં તેણીના મુખ ઉપર વિચિત્ર ફેરફારો ઉપરા-સાપરી પસાર થતા હતા; ઘડીમાં કોઇ હરખ તેણીને હસાવતો અથવા ઘડીમાં કોઇ લાગણી તે હસ્તાં મોહોડાંને રતાશ ભર્યું કરતી હતી.

"નોશેર, નોશેર!" તેની મનમાં બોલવા લાગી, "એ કેમ બને,—એ કેમ બનાઊ?" વળી પાછી તેણી અંદેશામાં પડી.

"એવા બનાવો બન્યાચ એમાં તો શક નથી. પ્યારે બંધુ પણ બજાવ્યુંચ એતો હું જાણુંચ, એ તો મેં વાંચ્યુંચ. પણ હું, હું, તે ચાલુ રાખું કે નહીં એની મને સમજ પરતી નથી. એ ઠગાઇ તો છેજ. ને, આહ-આહ-આહ," તેણી હશી પડી, "એ કાવત્રું પણ કેહવાય. કાંય નહીં? કાવત્રું, પ્યારનું કાવત્રું, હં! કેવી મજાહ-કેવી ખુશી-કેવા ચેનચારા! આજે વરી નવી રીતનો પ્લાન નોશેરે સુચવ્યોચ, પણ તે કેમ અમલમાં લાઊં, તેના વીચારમાં છેઉં. નોશેરવાન તો કોઇ જબરો હીંમતવાન માલમ પડયો તે કશાંથી બીહતો નથી, કશાંથી અચકતો નથી. મનમાં આવ્યું તે લખેચ ને લખેચ તેમજ કરવાની વરી મને ઓહોંસ કરેચ જોઇએ કંઇ બને તેમ કરસ."

એમ છેલ્લે બોલી તેણી ઉઠી અને પેલાં કાગળને પણ વળી પાછું પણ હવે છેલ્લીવાર નાક આગળ ધરી એક નાની ચીનઇ પેટીમાં બંધ કરી મુકયું. સાંજનો વખત થવા આવેલો હોવાથી બીજા કશાં ઉપર ધ્યાન આપ્યા અગાઉ તેણી પોતાનો ફરવા જવાનો એશકી પોશાક કાહડવા અને તે પેહરવામાં રોકાઇ.

પેલી સુંદર ચીઠી ઉપર ઉપલી નીચે જણાવેલી થોડીક લાઇનો લખાયલી વંચાઇ હતી.—

"વાહલી શીરીન,

આજે સાડાસાત વાગે સાંજના તમારી વાડીના પાછલા ભાગ ઉપર કોઇપણ તદબીરથી હાજર થવાને ચુકવું નહીં. તમારા ખાણું ખાવાના વખતની આગમચનો અરધો કલાક આપરે ખુશ વાતચીતમાં ગુજારીશું. વારેઘડીએ બંગલેજ આવવાનું મને ઠીક લાગતું નથી. ખચીત પ્યારી કદીબી ચુકવું નહીં. નોશેર".

---

## પ્રકરણ ૭ મું.

## ભોલાઇ વિરૂદ્ધ ભુંડાઇ.

Are there not charms
By which the property of youth and maidhood.
May be abused?" *Shakespeare.*

"શું નથી એવાં મંત્રો
કે જેથી જુવાન અને જોબનવંતી હાલતની ખાશ્યતો પામે બીગાડ?"
શેકસપીઅર.

શીરીન સરખી એક ખુબસુરત અને માતબર કુમારીકા પુરતાં જોબનમાં ખિલી રહ્યા પછી પણ છુપા કે જાહેર આશકો અથવા પરણવાના ઉમેદવારો ધરાવ્યા વગર ખાલી રહે એ બનવું અલબતાં મુશ્કેલજ હોય, અને તે સાથે આગળ જણાવ્યા મુજબની કેળવણી અને વાંચણની અસર છતાં પણ તેવા આશકોને ઉત્તેજન આપી મોહબતી જીંદગીની મજાહ ભોગવવાને શીરીન બેદરકારી દેખાડે એ પણ ખરેખર એક નવાઇજ ગણાય. શીરીન ખરેખરી હમણાં કેવી હાલતમાં હતી તે તો વાંચનારે ગયા પ્રકરણમાં થયલા કંઇક એશારાથી જાણી લીધું હશે. તેણીએ પેહેલાં હાથમાં ધરેલી અને પછી છુપા-વેલી પેલી ચીઠીએ દેખાડયું હતું કે આ મનમોહન પુત-

લીનું મન હરવામાં નોશેરવાન નામનો કોઇ જુવાન ફત્તેહ પામ્યો હતો. શીરીન પણ તેને ઘણો ચાહતી હતી તે તેણીનાં મનમાંના બોલાવાથી જણાઇ આવ્યું હતું અને તેઓ વચ્ચે જાહેર તેમજ છુપી મુલાકાતો થતી હતી, તેની સાબેતી પેલી ચીઠીમાં નોશેરવાનને લખેલી નવી ગોઠવણ આપતી હતી.

નોશેરવાનનું કુટુંબ દોરાબજી શરાફનાં બંગલાથી થોડેક દુર આવેલા એક બીજા બંગલામાં રહેતું હતું. તેના પિતા માણેકજી દુબાશ ઘણા માતબર હતા, પણ દોરાબજી શરાફ અને તેવણ વચ્ચે ફરક એટલો હતો કે દોરાબજી જુની દોલતવાળા ગણાતા હતા અને માણેકજીને નવા પૈસાનું જોર આવ્યું હતું. માણેકજીની હાલત પેહેલાં ઘણી મુફલેશ હતી પણ નસીબના જોરે પડેલા સત્તાના તડાકાથી તેવણે મોટું નાણું જમાવ કીધું હતું. નોશેરવાન એકપુરો પૂત્ર હોવાથી માણેકજી અને તેવણના બાયડી મીઠીબાઇએ તેને લાડમાં ઉધારયો હતો, અને તેથી કાંઇ થોડીઘણી કેળવણી હાંસલ કરયા બાદ ઉમરે પુગ્યો એટલે તે પોતાના પિતા સાથે વેપારના કામમાંજ પડવાને લાયક જણાયો હતો.

નવે પૈસે માતબર થયલાં આ માબાપનો લાડકો પુત્ર ખુબસુરત અને કુદરતી રીતે ચંચળ હતો, પણ એ તેની ચંચળાઇમાં લાયક કેળવણીએ કાંઇ માન ભરેલો વધારો કીધો નહીં હતો. પીતા તરફથી મળતા પૈસા ઉપર તે મજાહ મારતો હતો અને તેથી તેના દોસ્તોનું મંડળ પણ મોટું થઇ પડયું હતું. સુધારામાં તે પ્રવિણ બન્યો હતો. મોહબતી કાવત્રાંઓનું વાંચણ તેણે મોટા પાયા ઉપર ચાલુ રાખ્યું હતું, તેમાં તે કાબેલ થયો હતો, અને એટલુંજ નહીં પણ તે અને તેના પાપી મિત્રોએ ઘણી વેળા તેનો જાતી અનુભવ વટીક મેળવ્યો હતો. ઘણો લાંબો વખત થયો નોશેર તેના પાપી મિત્રોની

સંગતમાં રહ્યો હતો, નીતિ કે ધર્મના ધડાઓ તેને આપનારૂં કોઇ હતું નહીં અને તેથી સદ્ગુણોનો જે થોડો ઘણો પણ કુદરતી ભાગ તેનાં દિલમાં હતો તે હવે પુરેપુરો ગુમ થયો હતો. નોશેરવાન એક ખરો નીતિવાન શેકારીનો અનીતિવાન શેકારી હતો, અને તેના સર્વથી છેલ્લા શેકારોમાંના એક તરીકે આપણે સુંદર શીરીનને ફ્સેલી જોઇયે છીયે.

શીરીને પેહલવેહલો તેને એક જાહેર મિજલસમાં જોયો હતો; તે પોતે પણ ખુબસુરત હોવાથી તેણીની આંખો થોડાવાર તેની ઉપરજ થરી રહી હતી, અને સેવટે બન્નેની ચશમો એક થવાથી કુદરતીજ રીતે કુંવારાં જોડાંઓ ઉપર જે અસર ઉપજવી જોઇએ તે ઉપજી હતી. ત્યાર પછી તેઓની એવી ચશમોની છુપી મુલાકાતો બેંડસ્તાન્ડ અને બીજી મેળાવડાની જગ્યાઓ ઉપર ચાલુજ રહી હતી, બલકે ખરૂં બોલતાં તો તેઓ નોશેરવાનથી પોતાથીજ ચાલુ રખાઇ હતી, કેમકે લાંબા વખતના અનુભવે, પ્યારના રસ્તાઓ ઉપર મજબુત અસર ભર્યાં પગલાં કેમ ભરવાં તે તેને શિખાડયું હતુ. વળી પછી જાણે તેઓ વચેના એ છુપા સંબંધને જાહેરમાં લાવવાને અથવા મજબુત કરવાને કિસમતજ ચાહતું હોય તેમ થોડા મહિનામાં માણેકજી દુબાશનું શીરીનની પાસેવાળાજ બંગલામાં રેહવા આવવું થયું.

હવે નોશેરવાનને સુનાની ચલ્લી હાથ લાગી. શીરીનને ઘરે પગદંડો રાખવાનું જે તેને એક પારકા દાખલ ભારી પડયું હતું તે હવે એક પાડોશી દાખલ સેહેલું થઇ પડયું, અને એ સેહેલાઇનો પુરતી બાહોશીથી લાભ લેવાને તે ચુકયો નહીં. તેની આ મોહબતી મુલાકાતોની શરૂઆત, રૂપવંતી શીરીન આપણી ઓળખાણમાં આવી તેની એક વરશ આગમચની થઇ હતી અને અત્યારસુધીમાં, તે એક વરશના મોટા

અરસાના ગુજરવા સાથ તો જેમ તે મુલાકાતોમાં તેમ તે મોહુબતમાં પણ બેહદ વધારો થઇ પડયો હતો. મુલાકાતોની ગેરહાજરીમાં મોહુબતી નાના-નાના પેગામોથી કામ ચલાવવામાં આવતું હતું અને તેવા પેગામો લાવનાર લઇ જનાર તરીકે શીરીનની પોતાનીજ વિશ્વાસુ આયા કામે લાગતી હતી.

શીરીન ઉછાછળી, અવિચારી પણ ભોળી હતી. આ પ્યારના ફાંદામાં તેણી છુપી રીતે પડી હતી ખરી પણ તેમાં તેણી કાંઇ ખોટું કે પોતાનેજ નુકસાનકારક કામ કરે છે એવું તેણીને લાગ્યું હતું નહીં, કારણ કે તેણી એમ નહીં જાણતી હતી કે જેની સાથ તેણીએ કામ પાડયું છે તે ગમે એવો ભયંકર દગોએ કરવાને શકિતવાન છે. નોશેરના ચેહેરાએ, તેની વર્તણુકે, અને તેની દિલ લલચાવનારી વાકચાતુરીએ તેણીને એ ખાડામાં ઉતારી હતી, અને થોડોક વખત ગયા બાદ તેણીને એ હાલતમાં એટલી તો રમુજ મળવા લાગી કે તે તર્ક કરવાનું તેણીનું મન થયું નહીં. એ સઘળોજ વખત તેણી એમ સમજતી હતી, કે આવી રીતનું પગળું તેણીને સેવટે એક ચાહતા ભરથાર સાથની સુખી જીંદગી ભોગવવાના રસ્તા ઉપરજ લઇ જશે અને તેથી આ સઘળી હિલચાલો થોડોવાર પોતાના માબાપથી છુપી રાખવામાં તેણીએ કાંઇ અડચણ જોઇ નહીં. નોશેરવાન સાથની મુલાકાતો ઉપરાંત છુપા પત્રવેહવારો ચાલુ રાખવામાં પણ તેણીની પોતાનીજ આયા એક મનમાનતો મદદગાર થઇ પડી હતી, પણ આ નિર્દોશ નારી થોડુંજ જાણતી હતી કે જેમ રૂપવંતી બાઇ સાથ તેમ તેણીનીજ શોહામની દાસી સાથે પણ એકજ વખતે નોશેરની મોહુબત ચાલુ રહેતી હતી અને તે લુચ્ચી આયા જેમ એક રીતે બાઇની મોહુબતના પેગામો કહેવા તેમજ બીજી રીતે પોતાની મોહુબતના બાનો છોડવા નોશેર

પાસે જતી હુતી. વળી આ પકકો નોશેર વાતચીતમાં એવો તો રમુજી અને ખબરદાર હુતો કે જઇફ દોરાબજીને તે અણુગમતો હોયાને બદલે ઘણોજ મનગમતો હુતો અને તેથી તેઓ તેની વારેઘડીની મુલાકાતોને ખુશીથી આવકાર દેતા હુતા. દોરાબજી શરાફનો બાહેર જવા આવવાનો હુવે શોખ નહીં રહેવાથી ગામ શાહેરની સઘળી જાણુવાજોગ ખબરોથી નોશેરજ તેઓને વાકેફ કરતો હુતો. વેપાર વણુજની ઉઠળપાઠળો તેઓ તેનેથીજ જાણુતા હુતા, અને રાજદ્વારી સઘળા બનાવો પણુ તેજ તેમને કાને લાવતો હુતો અને વળી એ સઘળી વાતચીતો દોરાબજી અને તેવણુનાં કુટુંબ આગળ તે એવી તો ખુશ અને રમુજી રીતે કરતો હુતો કે તે સાંભળી મેહેરબાઇ વારેઘડીએ—"ઓંજીયો થોલીયો" એમ બોલી હુસી પડતાં હુતાં. એમ નોશેરવાન સરખો એક બદકાર ચોર બારે મોટી શાહુકારીથી દોરાબજી શરાફનાં ભલાં કુટુંબમાં ઘુસ્યો હુતો અને તેમનાં ભોળાં મનમાં કંઇબી તરેહુનો શક ઉપજાવ્યા વગર પોતાનાં પાપી મનની પ્રેરણાઓ પાર પાડવા ઇંતેજાર હુતો.

---

## પ્રકરણ સાતમું.

### રાત—છુપો મેલાપ.

"કોઇ બાહેરથી પહરેજગાર પણ પાપોથી પુર,
કોઇ મહજબના મુલ્લાં પણ નીતિથી દુર,
કોઇ કૂલક્ષણ કન્યા—કોઇ બેટા બદકાર,
કોઇ નીતિભંગ નારી—કોઈ ભુંડા ભરથાર—
ના નાહાસ-ભાગા મેલાપની આપે તે તક—
કાળી રાતનાં કુકર્મો કરવા ગુપ્ટ.
અનીતિના દોરથી મચે છુટાછુટ,
શરમ હારી નાહશે—નેકી લુટાલુટ."

મોહબતની "મારી રાત."

શીરીન આ પાપી જવાનને ખરાં જીગરથી ચાહતી હતી, અને કોઇ પણ ઘડીએ પોતાનાં કે તેના માબાપના પુછવા ઉપરથી તેને પોતાના ભરથાર તરીકે પસંદ કરવાને તેણી અચકાતે નહીં; અને દેખઇતી રીતે તો નોશેરવાન કોઇ પણ રીતે તેણીનો અયોગ્ય વર બને એમ ન હતું. તે ખુબસુરત, ચંચળ અને ખબરદાર હતો. તેના માતાપિતા માતબર હતાં અને તેને પોતે જો કે કાંઇ ઉંચી કેળવણી તો નહીં લીધી હતી, પણ વેપાર વણજમાંની તેની બાહોશીથી તે દુનિયામાં વધી જઇ નામ કાહડે તેવા સઘળા સંભવો દેખાતા હતા. કુદરતે તેનો આકાર અજાયબ જેવો ઘડેલો હતો; કોઇ ગમે એવો ચતુર મૂખલક્ષણ વિદ્વાન પણ તેનું મોહડું જોઇ તેની માંહેની ખાસિયતો જાણી શકે એમ ન હતું. તેની ચાલચલણ સઘળી મલાહુજા અને સભ્યતા ભરેલી હતી, અને તેની વાતચીતોમાં નીતિથી ભરપુર ઇશારાઓ અને કેહવતો જાબજા સંભળાતી હતી, સુધારાની બદીઓ તરફ તે નાપસંદગી દેખાડતો હતો, બગડેલા જમાનાની

ચાલથી તે કમકમતો હતો, અને અણઘટતી છુટથી ભલભલાં કુટુંબોમાં નિપજતાં સંતાપકારક પરીણામો તેનાં મોહડાં ઉપર ઉદાસી અને નિરાશીનો છાયો નાખતાં હતાં! એવા ઢંગોથી ભરેલો તે એક પાપી—એક પક્કો ઉઠાવગીર હતો.

અને એવા પાપીનાં ખોટાં વચનો ખરાં માની શીરીન તેની ઉપર આંધળેપણે ફિદા થઇ હુતી અને તેની છુપી મુલાકાતોને હરખભર્યું ઉત્તેજન આપતી હુતી. હવે આપણે નોશેરે લખેલી પેલી ચીઠી વાળી બાબદ ઉપર આવ્યે.

સાત વાગાનો વખત થયો હતો અને જેમ જેમ વધારે આગળ ઘડીઆળનાં કાંટા ફરતા જતા હુતા તેમ તેમ શીરીનનાં દીલમાં વધારે વધારે ખટપટ થતી ચાલી હુતી. વળી માઠાં ભાયગે તે દિવસે કેટલાંક પરોણાઓ આવ્યાં હતાં, અને તેથી તેઓને મુકીને કેમ જવાશે તેની શીરીનને ચીંતા ઉપજી. આખરે સાડાસાત થવા આવ્યા અને પરોણાઓ આગળથી ઉઠી અંદર આવી શીરીને પોતાની માનીતિ દાસીને બોલાવી.

"આયા, વખત તો થવા આયો હવે કેમ કરીએ?"

"બાઇ તમે જાઓની ફીકર શું છે?" આ રૂપાળી દાસીએ ધીરેથી કહ્યું, "પેલાંઓ આયાંચ તેઓ આગળ તો મોટાં બાઇ બેઠેલાં છે." ગુજરાતી ભાષા ચાલુ માહાવરાથી ઘણી સરળ રીતે બોલતાં તેણી શિખી હુતી.

"પણ એ લોકો કદાચ મનેજ બોલાવે તો?"

"તો હું કંઇનો કંઇ જવાબ દેવશ. કેહવશ કે તમે કપરાં બદલવા ગીયાંચ, બીજું શું?"

"પણ રખેને ખાવાનું જલદી નિકળે; ત્યારે તો આપરે પુરીજ પંચાતીમાં પડશું. રાંડ ઘેલી, કલાકના કલાક સુધી હું કપરાંજ બદલ્યા કરશ કે?"

"અરે બાઇ ફીકર ના કરોરે, તમે જાઓ, વખત થઇ ગાયો. નહીં ખાવાનું જલદી નિકળે, ને નિકળે તો પછી તેનું થઇ રેહશે, તમે બનતાં સુધી જલદી આવજો."

શીરીનને જવું તો હતુંજ, અને તેથી હવે તેણીને વધારે ખાત્રી કે વધારે ઓહોંશની જરૂર રહી નહીં. કપડાં તો સઘળાં અગતજોગાં તેણીએ તૈયાર પેહરેલાંજ હતાં અને તેથી તુરતજ 'અકીક' નામનાં પોતાના વાહલા નાના કુતરાને ઇશારતથી બોલાવી પાછળે બારણે તેણી બાહેર નિકળી પડી. રાત અંધારી હતી, આસપાસ સઘળે સંપૂર્ણ ચુપકીદી ફેલાઇ હતી, અને લગાર લાંબે જવું હતું. પણ તેણી કુદરતીજ હિમતવાળી હતી, અને તે સાથે પ્યારના વિચારોએ તેણીના મનને બીજા સઘળા વિચારોથી મોકલું રાખેલું હોવાથી તેણી ઝડપમાં આગળ વધી, અને થોડાજ વારમાં એક ચોકસ જગા આગળ જતાં—"કેમ પ્યારી!" એવા શબ્દો તેણીના આતુરતાથી ખેંચાયલા કાનો ઉપર જઇ પડયા, અને રમત્યાલ 'અકીક' પણ કાળો દગલો પેહેરીને ઉભેલા એક ઓળખીતા પુરૂષના પગો આગળ જઇ કુદવા અને નાચવા લાગ્યું.

"નોશેર આએ શું ઢંગ, આએ શું રીત, તમે દાહડે દહાડે કેટલી છુટ ને હીંમત લેઓચ?" શીરીન અરધા ગંભીર અને અરધા હસ્તા અવાજે બોલી.

"શું છે પ્યારી, આવતાં વાર મને ધમકાવોચ સાનાં? એ તો એમજ હોય, એવી હીંમત નહીં કરીએ તો મોહુબતની ખરેખરી મોજ કેમ મળે?" નોશેર હસ્તે આવાજે બોલ્યો.

"નહીં નહીં નૉટી ચૅપ એમ નહીં બને. એવી મુલાકત આએ પેહેલી વખત તે છેલ્લીજ વખત ગણજો. એવી નાહસભાગ કંઇ આપુને પરવરે, વારૂ?"

"અરે બીકુન વાહલી. કોઇ મડમ હોતે તો એમ કદી નહી, બોલતે; તે તો ઉલટી બીજી વખત એમજ મળવા પોતાના આશકને કેહુતે. મેં એમાં કંઇ વાંક તો કીધો નથીજ."

"નહી નોશેર, તમે વાંક કરો એ તો બનેજ નહીં પણ પ્યારા આપુને એમ કરવાની શું અગત છે? આપરે શું ઘેરમાં મળતાં નથી? આપુને તાંહુ કોણ અટકાવેચ? મારા ઓરડામાં આપરે શું થોડી મજાહ કરીએચ?"

"આહા! તાંહુની મજાહુની શું વાત. પણ હ્યાં જરા એકાંત જગે ને એકાંત વખતે નવી તરેહુની મોજ કરીએ તેને સારૂ મેં તમુને હ્યાં બોલાવ્યાં. પ્યારી તમારાં રૂપાં જેવાં મોહડાંપર એક કીસ આપો. આહા કેવી મીઠી ચુમી? શીરીન આપરા જેવી પ્યારની મજાહ કોઇ બીજાં ભોગવતાં હોશે?"

"નહીંજ નહીંજ, કોઇજ નહીં; પણ નોશેર પરણ્યા પછીની નચીંત હાલતમાં ને હુમણાંની આએ બીહુતી-ઝપકતી હાલતમાં ફરકતો ખરોજતો, નહીં વારૂં?"

"હા, તેવું તો ખરૂં." તેને એવો જવાબ દીધા વગર ચાલ્યુંજ નહીં.

"ત્યારે હવે એવીજ હાલતમાં રેહવામાં ફાયદો શું?"

"જ્યાં સુધી કાંઇ બીજો ઇલાજ નહીં હોય ત્યાં સુધી તો રેહવુંજ પરે શીરીન. પણ આવો આપરે જરા હ્યાં બેસ્યે." તે બેઠો અને શીરીન તેના ખોલામાં માથું નાખી સુતી.

"કાંય નહીં બને? આપરો બેઉનો વિચાર પોતપોતાના માયબાપને કેહુવામાં અડચણ શું છે, તમારાં એવાં બોલવાથી મને તો ઘણી અજાયબી લાગેચ."

"ઉતાવલી ને આકરી ના થા, ગાંડી છોકરી. ધણી-ધણીઆની થવા અગાઉ આશકમાશુક તરીકેનું સુખબી થોડો-વાર ભોગવ્યે."

"શું થયું લોભી અસંતોશી પ્યારા, હજુર આશક તરીકેની જીંદગીથી ધરાયા નથી? હવે આપરે પનીએ ને આપરે ઘેર છોકરાં બચ્ચાંની હસ્તી-વસ્તી થાય તો કેવું મજેનું! હું ઉતાવલી કાંહુ થાંઉચ નોશેર? આપરે એક વરસ સુધી આએ હાલતે મજાહ નથી કીધી? હવે બસ આપરામાં એમ કેહવત નથી કે 'ધીર ધાસ્તી ભરેલી છે?' આપરે પણ જોઇએ તે કરતાં વધારે ધીલ કીધીચ, ને આપરા કેસમાંબી તે ધાસ્તી ભરેલી થઇ પરે તો?" એટલું બોલતાં-બોલતાં તેણીનો અવાજ છેલ્લો છેક ધીમો થઇ ગયો હતો, અને આ અંતના સખુનો પુરા થતાં કેવો ઘેરો રતાશ તેણીનાં સફેદ મુખ ઉપર ફરી વલ્યો હતો તે રાતનાં અંધારાનાં સબબથી નોશેરવાન જોઇ શકયો નહીં અને વળી તેણી સુતેલી હોવાથી તેણીનાં ઉશ્કેરાયલાં હઇડાંના ધપકારા પણ તેના દીલને લાગી શકયા નહીં. પણ એ ઉપરથી કાંઇ તેણીનાં બોલવાને ખરો ભરમ તે સમજ્યો ન હોય એમ તો નહીંજ હતું; નોશેરવાન એટલો તો ભોલો નહીં હતો; પણ તોબી ચતુરાઇથી અખાડા કરી તેણે વાત ઉરાવી.

"જો આવીજ સંભાળથી આપરે આપરી હીકમતો ચલાવ્યા જશું તો હું નહી ધારતો પ્યારી કે આએ આપરી મુલાકાતોથી દોરાબજી કે મેહેરબાઇ વાકેફ થશે. તેને સારૂ ફોકટની ધાસ્તી રાખવાની આપુને શું અગત છે?"

"નહીં-નહીં-નહીં-નહીં મારા ભોલા ને અવીચારી આશક!" શીરીન તેના મોહડાં ઉપર એક નાજુક સ્લૅપ મારી સેહેજ હસ્તે અવાજે બોલી, "હું જે બોલુંચ તે એવી ધાસ્તી વીશે નથી. હું શું કહું, નોશેર? પ-પ-પ-પ પણ આપરે પરણીને ગોઠવાઇએ તો વધારે સારૂં. તેમાં નીરાંત કેવી, તેમાં માન અને મોભો કેવો? હું તો કાલે જઇને માયને કેહવશ કે મને નોશેર સાથ પરણાવો-કાંય?"

"અરે નહીં નહીં, શીરીન એ શું ચેરાં કહાડોચ ?"

"કાંઇ પણ નોશેર એમાં કંઇ એબ છે શું ?"

"અરે પણ પ્યારી આપણી હાલત પણ કંઇ તપાસવી જોઇએ કે નહીં ? જરા વીચારીને એમ કરવાનું."

"ભોલા બેસમજ નોશેર, આપણી હાલત તપાસીનેજ હું બોલુંચ. સમજો પ્યારા, આપણે એટલી હદ સુધી આગળ વધ્યાંચ કે–કે–કે–કે હવે કઇ વધારે પગલાં ભરવામાં મને મોટી ધાસ્તી સમજાયચ. નહીં નોશેર એમ નાખુશ ના થાવો, એમ ટચકારા ના કરો; હું ઉમરે નાદાન છેઉં પણ સમજમાં નાદાન નથી. આપરે આપરૂં મન સમજશું, પણ કંઇ કશું બન્યું તો લોકો આપણું મન સમજવાના ઉતાં ? કદી નહીં."

"એ શું થયું શીરીન, આજે એ શું બકબકારો લઇ બેઠાંચ ?" તે ખોલ્લી રીતે કંટાળો જણાવી બોલ્યો.

"તમે કેવી રીતના બેદરકાર છેવો, નોશેર! કંઇ પણ તમે અંદેશો રાખો નહીં." પણ શીરીને જો બેદરકારને બદલે તેને બેકદર કહ્યો હતે અને અંદેશાને બદલે ફીકર બોલ મુકયો હતે તો બેહેતર થતે.

"પણ હવે હમનાં ને હમનાંજ તેનો અંદેશો કરવો જોઇએ ? આજેજ એ વાત નક્કી કરવાની અગત છે પ્યારી ? ફોકટનો અત્યારથી ઘભરાટ ઉપજાવવો."

"વખતસર વીચારીને વરતવું એ ડાહ્યાઓનું કામ છે નોશેર. મારો એ વિચાર ઘણા દહાડાનો છે, પણ તે જણાવવાની આજના જેવી તક મળી'તી નહીં. હું કાલની કાલ એ વાત છેરૂં તેમાં તમુને શું પનવા નથી ગમતું, એમ તો હોયજ નહીં. હું નહીં ધારતી કે મારો નોશેર જે આ મોહબતનો શોખીન તે પનવાનો શોખીન નહીં હોય."

"હા, હમનાં પનવાનો તો મારો વીચાર નથીજ."

"ને કાંય નહીં ?"

"હમના આપરી ગુંજાસ નથી શીરીન." તે ધીરેથી બોલ્યો.

"હા, હા, ખરી વાત." તેણી હસી પડી બોલી, "આપરી કંઇ હમના ગુંજાસ છે. આપરે તો ભીખારી છઇએ. આપરા આવા પાસ કંઇ પૈસા છે. આપરે તો ઝુંપડાંમાં રહીએચ, એમજ કેની નોશેર ? અરે એ શું તમે ચેરાં કહુડોચ ?"

"હું ચેરાં કહાડતોજ નથી. મારૂં કહેવાનું તો એટલુંજ છે કે હજુ મારી પોતીકી ગુંજાસ નથી. હું પુરતી કમાણી કરસ ત્યારે આપણે સાથે જોરઇશું. ત્યાં સુધી ધીરજ ધરો તો કેવું ?"

"મને તો તમારો વિચાર ગમતો નથી. જો પ્યારા જરા વિચાર કરો, આપણે કેટલી ધીરજ ધરીચ તેનો. આપણે પરણીને સલામતીમાં પડયે એટલે પછી બધું થઇ રેહશે, એમ હું ધારૂંચ. પણ જ્યારે તમે એમજ કહોચ ત્યારે તો જેમ તમારી મરજી, હું સામે થતી નહીં. મારા વહાલાની વફાદારી મને મળશે તો હું બીજું કંઇ માંગશ નહીં."

"આહા, હવે કેવી ડાહી મારી પુતલી, હવે મને કેવી વાહલી લાગેચ ?" એમ બોલતો તે તેણીનાં મોહડાં ઉપર પોતાના હોટોનો છાપ મુકવા લાગો અને તેણીની સાથે હેત ભરી બગલગીરીમાં ભેળાયો; પણ એટલામાં કોઇનાં પગલાંનો અવાજ સંભળાયો, અને થોડા વારમાં આયા તેઓ આગળ આવી ઉભી.

"ચાલો બાઇ ચાલો, જમવાનું કહાર્યુંચ ને જરા વારમાં બધાં ખાવા બેસસે. ચાલો દોડો નહીં તો ફસી જઇશું."

એટલાજ બોલો પુરતા હુતા. શીરીને તરતજ નોશેરવાનથી રજા લીધી અને ઉતાવળે પગલે ચાલી બરાબર વખત સર જમવાની મેજ આગળ પહોંચવા પામી.

"શીરીન માય, આટલો વાર કાંહુ ઉતી ?"

"માયજી, મારૂં માથું દુખતું'તું તે ઓરડામાં અરેટાયલી ઉતી." શીરીન બે હાથે માથું દાબતી બોલી.

કોઇનાં મનમાં જરાકુબી કાંઇ સંદેહ નહીં હતો કે તેણીને વધારે કાંઇ પુછે, તેથી દુખતું માથું નરમ પડવાના કાંઇ જુદા જુદા સાધારણ ઇલાજો ફરમાવી, સર્વ જમવામાં મશગુલ થયાં.

---

## પ્રકરણ આઠમું.

## જુના દોસ્તો નવી હાલતે.

"Some, I remember and will ne'r forget;
My early friends." *Pollock.*

"કેટલાએકો મને યાદ છે, અને હું કદી ભુલશ નહીં,
મારા આગલા દોસ્તોને." પોલૉક.

આપણા નવા થયલા દોસ્તોથી હવે થોડો વાર રૂખસદ લઇ, શરૂઆતમાંજ આપણી નજરે પડેલા આપણા પૂરાણા મિત્રોની કાંઇ ખબર લેવાની હવે અગત છે.

વીશથી વધુ વરસોના લાંબા એયામ સુધી આપણે અજાયબ જેવી બેહદરકારીથી તેઓથી ગેરહાજર રહ્યા છીએ, તો હવે દેખાડનારો તેઓનો બદલાયલો નવો આકાર અને નવી હાલત જો આપણુને ઓચંબો પમાડે તો તેમાં નવાઇ સમજવી નહીં. વીશથી વધુ વરશોના ગંજાવર ગાળાએ શહેરની સાધારણ હાલતમાં કેવા કેવા ફેરફારો કીધા હતા તેનું ટુંક વર્ણન આપણે ચોથાં પ્રકરણમાં વાંચ્યું છે, તો પછી તેવીજ કીસમની ઉઠલપાઠળોથી આપણા પૂરાણા મિત્રોનું ઘર ખાલી રહ્યું હોય એમ માનવું અલબતાં મૂર્ખાઇ ભરેલુંજ ગણાય.

મહાલક્ષ્મી ખાતેનો આપણે મુલાકાત લીધેલો બંગલો, વખતે કીધેલા ફેરફારોનો ઘણો જાણવાજોગ નમુનો આપતો

હતો. બે દાહેડા આગળના બંગલામાં અને હાલની આ ભારે મોટા ફેરફારોવાલી ઇમારતમાં એટલો તો બોહળો ફરક પડયો હતો કે કોઇ પણ તેને સેહેલાઇથી પિછાણી શકે નહીં. કારીગરીના વધારાએ તેને એવી તો સુંદર રોનકમાં દીપતો કીધો હતો કે જોનારની આંખ તે ઉપર બે ઘડી ઠરી રહેતી હતી. પોતાનું અસલનું નાનું કદ તજી દઇ એટલા તો મોટા વિસ્તાર ઉપર તેને પોતાનો ઘેરાવો વધાર્યો હતો અને તે સાથે તેની બાંધણીની મજબુતાઇ એટલી તો ખુલ્લી દીસતી હતી કે 'ગઝદર કોટ'નું તેને અપાયલું ભપકાદાર નામ તેને પુરતી રીતે યોગ્ય થયલું લાગતું હતું.

'ગઝદર કોટ'ની આસપાસનો બાગ પણ અસલના કરતાં આસપાસની બીજી બીજી વાડીઓ વેચતી લેવાવાના સબબથી ઘણો વિશાળ બન્યો હતો, અને ચાલાક બાગબાનોના ઉદ્યોગી હાથે તેની નવાઇ જેવી રચણાજ બની રહી હતી. તેના સઘળા વીસ્તારમાં તે વનસ્પતીથી ભરપુર હતો. લગાર દુરના ખેતરોમાં તરકારીના રોપાઓ ઉગી નિકળ્યા હતા, અને બંગલાની ચારે તરફ બગીચાના કારીગરીથી બનાવેલા કયારાઓમાં એવા તો ઉંચી કિસમના જાત જાતના કિમતી રોપાઓ ઉગાડેલા હતા કે તેમની ખુબસુરતી અને ખુશબોથી જોવાની અને સુંઘવાની ઇંદ્રિઓ છક થઇ રહેતી હતી. 'કોટ'ની બરાબર સામે સંગેમરમરનો એક રળ્યામણો કુવારો ચારે તરફથી પાણીની બારીક નેહેરો વેહેતી કરી ખુશબોથી ભરેલી લેહકીમાં ઠંડી છાંતીઓ ઉરાડી રહ્યા હતો, અને તેની આસપાસ ગોઠવેલાં સુંદર મોટાં પીંજરામાનાં પંખેરાંઓ પોતાના કોમળ કંઠનાં ગાયણોના મધુર અવાજોથી તે સઘળા દેખાવને વધારે કુદરતી અને વધારે ખુશ બનાવતાં હતાં. અને એ સઘળી ગોઠવણ અને રચણામાં કોઇ કેળવાયલા શોખીન જુવાન જીવડાના રંગીલા ટેસ્ટનું

પરીણામ ખુલ્લે ખુલ્લું દેખાતું હતું, બાકી કોઇ અસલી વિચારના ઝઇફ્ફે એવી શોભાઓથી આ 'કૅસ્ટલ' ને અને આ બાગને દિપાવાનું મન કીધું હોય એમ વિચારવું અકલ-પસંદ લાગતું હતું નહીં.

સાંજનો વખત હતો. બગીચાના ફુલો આ ખુશ પોહોરમાં પોતાના મોહડાં ખોલી શીતળ હવાને પમરાતથી ભારી કરી રહ્યાં હતાં, પાણીનાં ઝીણાં શીપનાંથી જમીન પોતાનો નરમ સહુર્યો—સહુર્યો વાસ બાહેર પાડતી હતી, અને શોભા ખાતર રોનકદાર રીતે ઉગાડેલી ઘાસની હરોઇનો લીલાસ એક સરખી સપાટીમાં ચાલુ રહી આંખોને તાહડક આપતો હતો. એવા ખુશ હીગામમાં 'ગઝદર કોટ' ના દીવાનખાનામાંથી બે જણ બાહેર બાગમાં ફરવા લાગ્યાં. તેમાં એક જવાન પુરૂશ અને બીજી જવાન સ્ત્રી હતી. ઓરત અને મરદ વચેનાં કેટલાએક કુદરતી જરૂરના તફાવતો શિવાય આ બન્ને ઘાટ-ઘટમમાં એટલું મળતાપણું હતું કે તેઓને ભાઇ બેહનો તરીકે ઓળખવાને કાંઇ મુશ્કેલ હતું નહીં.

"જર, તું ગાંડી છે; એક રોજની થઇ પરેલી માથાંકુટને વાસ્તે રોજનું રંજીદા તે શું કામ થવું?" પેલો જવાન પુરૂશ અરધા માયાના અને અરધા ઠપકાના અવાજમાં બોલતો સંભળાયો.

"બરી એ માથાંકુટ, બરી એ રોજની પંચાતી ફરામરોજ!" પેલી બાનુએ કંટાળો ખાઇ ગંભીર અવાજે જવાબ વાળ્યો.

ફરામરોજ અને જરબાનુ તેઓના બન્નેના નામો જણાયાં છે. ખાત્રી છે કે હમારા ચંચળ વાંચનાર તેઓની ઓળખ બરાબર મેળવવામાં પછાત પડયાં હશે નહીં.

એજ તે બે ભાઇ બેહન છે કે જેઓને આપણે આપણાં પૂર્વરંગના પ્રકરણોમાં બાળ અવસ્થાના ભોળા અવસરમાં એક

ચાહતા કાકાના લાડમાં અને એક વિશ્વાસુ દાયાની સંભાળમાં ઉધરતાં જોયાં હતાં. તે વખતે ભાઇની ઉમર પાંચ વરશની અને બેહનની ત્રણ વરસની આપણે જાણી હતી, અને લાંબો વખત ગુજરવા બાદ તે બાળકોને હવે આપણે પચ્ચીશ અને ત્રેવીસથી વધુ વરશોની જવાનીની ખિલતી હાલતમાં પડેલા તેજ બંગલાના બાગમાં સેહેલ કરતાં જોઇયે છીયે.

પેહેલેથીજ, તેઓની મરણ પામેલી માતા શીરીનની ખુબસુરતીનું બ્યાન તેણીની તસવીર ઉપરથી આપતાં જણાવ્યું હતું તેમ કુદરતની શુભ મરજીથી આ બન્ને બાળકોએ તેમની માતાનીજ રૂપાળી કાંતીનો વારસો મેળવ્યો હતો; એટલે હવે ફરીથી બોલવાની તો અગતજ નથી કે તેઓ બન્ને સ્વરૂપમાં એકએકને વિસરાવે એવાં સુંદર હતાં.

ફરામરોજ તનની મનમાનતી મજબુતાઇ ધરાવ્યા છતાં દેખાવમાં ઘણા પાતળા અને નાજુક બાંધાનો હતો. તે ઉંચો સીધાં કદનો, અને રૂપાળા મૂખડાનો હતો. તેના કુદરતીજ ચળક આપતા સુંવાળા કાળા બાલ ઉપર મુકેલી કાળી કીનખાબની ટોપી તેના મૂખની સુફેદી વધારે દિપતી બનાવતી હતી, અને આવાં ખુબસુરત બદન ઉપરનો તેનો સરેશતાનો શોભદંતો અને બંધબેસ્તો પોશાક જ્યાંબી તે જતો હતો અથવા ફરતો હતો, ત્યાં તેને ખુબસુરત નાઝનીનોની ઇંતેજારી ભરેલી પરપુછનું મૂળ બનાવતો હતો. તે કેળવાયલો અને ચાલાક હતો. યુનીવરસીટીના ગ્રાજ્યુએટ તરીકેની પદવીનું માન મેળવી તેણે પોતાની કૉલેજની જીંદગી બંધ કીધી હતી, અને ત્યારબાદ વેપાર વણજના રસ્તા ઉપર તેણે પોતાની રોજી શોધવા માટેનાં કદમો ચલાવ્યાં હતાં, અને ત્યાં પોતાના પિતાની થોડી પણ પોતાના કાકાની વધુ મદદની કુમકથી ફત્તેહ મેળવવામાં તે પછાત પડયો ન હતો. જેમ રૂપમાં તેમ સ્વભાવ

અને ખવાસ અને વિચારમાં પણ તે પોતાના બાપ ફરદુનજી ગઝદરનો ઉલટો આકાર બન્યો હતો, અને વિદ્યા હુન્નર તેમજ ભલા ખવાસોની મિરાસ કુદરતે તેને તેના કાકા તરફથી અપાવી હોય એવું લાગતું હતું. ફરદુનજી થોડું શિખેલા, પાજી, બેરેહેમ, કંજુસ, અને અસલી વેહેમી વિચારના હતા. ફરામરોજ ઘણોજ કેળવાયલો, ઠંડો, માયાળુ, સખી અને નવા સુધરેલા પણ નીતિમંદ વિચારનો હતો. અસલના સાદા બંગલાને અને નકામા જેવા બાગને આપણે જે 'ગઝદર કોટ'ને નામે ઓળખાતો અને સુંદર બગીચાથી ઘેરાયલો કિલ્લા સરખી બાંધણીનો જોયો, જે સઘળો ફેરફાર ફરામરોજના શોખ, ઉલટ અને બેહરામશાહની સામટી મદદને લીધે થયો હતો. આ મનપસંદ સુધારામાં ફરદુનજીએ કાંઇ પણ ભાગ નહીં લીધો હતો અને ઉલટું તે સઘળું કામ તેવણે છુપી નાખુશીથી થતું અને પાર પડતું જોયું હતું. ફરામરોજ પોતાની સમજમાં આવ્યો અને આ સઘળું કરવાને શક્તિવાન થયો તે આગમચ પણ બેહરામશાહની મરજી તો એવું સઘળું કરવાની ઘણી હતી, પણ પોતે બન્ને ભાઇઓ જઇફ થવા આવેલા, ફરદુનજી એવા વિચારની વિરૂદ્ધ અને ઘરમાં કોઇ તે શણગારનો લાભ લેનારૂં નહીં હોવાથી તેવણને તેમ કરવાની કશી ઉલટ મળી હતી નહીં; પણ જેવો ફરામરોજ મોટો થયો અને જેમ જેમ તેને તેમજ તેની બેહેને શોભા અને શણગાર તરફ પોતાના બેહદ શોખનાં ચિન્હો દેખાડવા માંડયાં, તેમ તેમ બેહરામશાહનાં હવે તદન જઇફ થયલાં દિલમાં પણ આગળા શોખો જોશમાં ઉછળી આવ્યા વગર રહ્યા નહીં અને તેઓ તુરત શું શું કરવું તે ફરામરોજનાં હસ્તકમાં અને તેના ટેસ્ત ઉપર સોંપી, સઘળા ફેરફારો માટેનો જોઇતો પુરેપુરો ખરચ પુરો પાડવાને ઉલટથી બાહેર પડયા.

જર ખરી ખુબસુરતીનો એક સંપૂર્ણ ચિતાર હતી. શરીરના કદની કે મુખડાના ઘાટની કોઇ પણ બાબદમાં સખી કુદરતે તે સુંદરીને હાજતમંદ રાખી નહીં હતી. તેણીના ચળકતા મુખડાની અનમુલ ખુબસુરતી જોનારની આંખો ઉપર એવો તો મજબુત છાપ આપતી હતી કે ગમે એટલા લાંબા વખતનો તેને ફીકી પાડવા અથવા વિસારી નાખવા અશક્ત થઇ પડે અને એટલી મજબુત અસર કરવાની શકિત ધરાવ્યા છતાં તે મુખડો એટલો તો ખાલેસ ભોલાઇથી ભરપુર હતો કે તેવી એક નારીને કાંઇ ભુંડી વર્તણુક કે વિચારવાળી વિચારવી એ તો ગોયા ખુદ બહમન અમશાસપંદને બુરાઇનો અને બદીનો મહાસાગર વિચારવા જેવું બેહુદું ગણાય. એવી પોતાની બેહુદ ખુબસુરતી માટે મગરૂર બની, જાણે તેણી રેશમની સફેદીની પણ મશકરી કરવા માંગતી હોય તેમ, તેણીનો ઘણીક વેળાનો પોશાક ફકત સફેદ રંગનીજ સાડીનો બનતો હતો; અને હમણાં પણ આપણે તેણીને સફેદ સારી સાથેજ ફેશનના બંધબેસ્તા પણ મહુલાજાસરના પોશાકમાં પોતાના ભાઇ સાથે 'ગઝદર કોટ'ના કયારાઓમાં ફરતી જોઇએ છીએ. સઘળી રીતની આવી ખુબસુરતી ધરાવ્યા છતાં તેણીના મોહડાં ઉપર કે ગાલો ઉપર વટીક તનદરોસ્તી દરશાવનારો રતાશ બીલકુલ નજર આવતો નહીં હતો અને આખાં મોહડાં ઉપર ફકત તેણીના પરવાળાં રંગના પાતળા હોઠોજ તે એકસરખા દુધ્યા રંગ ઉપર વધારે જોરથી દીપી નિકળ્યા હતા અને તેણીના કોમળ હાથમાંથી તરતનીજ ખીલેલી એક ગુલાબની કળી પોતાની ખુશબો આપવા માટે તેણીનાં નાક આગળ જતી વેળા તેણીના ગાલોની, તેઓએ ખોહી દીધેલા રતાશ માટે ગોયા ઘાતકીપણે મશકેરી કરતી દીસતી હતી.

ખુશી અને તનદરોસ્તી દેખાડનારા રતાશની ગેરહાજરી

ઉપરાંત તેણીના દીલકશ મોહડાં ઉપર જુવાનીની ખુશાલી અને હસમુખાંપણાનો સેહેજ છાંયડો વટીક નહીં દીસતો હતો. તેને બદલે તેણીની બારીક આંખોની નજર અને તેણીના હોટોનો વળ ઉદાસી અને ગંભીરાઇના દેખાવમાં તે મુખડાને દુબાડતો દેખાતો હતો!

## પ્રકરણ નવમું.

## સગી અને સાવકી.

"માતા!

વેરાન એક બાગનો બને તું માલી,
બલી તુંજ સંભાળ વીના રેહ તે ખાલી.
કરમાતા રોપા ઊછેરનાર તું,
નાજુક ફળો ફુળ ઊધારનાર તું;
ચીં ચીં કરતાં ચલીઆંનો છે તું ચારો,
જીહમાતા જીવોને છે છાંયડો તાહરો;
ખુદ બદનનું લોહી પાઇ ઉછારેચ તેમને,
રાત દીન જેહમતથી જીવારેચ તેમને."

"સૌથી બેહેતર તો એજ રીત છે બેહન, કે મેં તુંને તે દહાડે કહ્યું તેમ એવણનાં કોઇબી કામની આરે કે વચ્ચે નહીં આવે." ફ્રામરોજ નરમ અવાજે બોલ્યો.

"હું કંઇ આવતી નથી, કંઇ કરતી નથી. તમે કહ્યું ત્યારથીજ નહીં પણ તે અગાઉની પણ હુંજ મારી સારી સમજ વાપરીને અળગી રેહતી હતી. કોઇબી રીતે હું એવણની આરે આવતી નથી અને કોઇબી બાબદમાં એવણની વિરૂદ્ધ જવાનો વિચારબી હું મકમ ઠરાવથી દુરનો દુર રાખુંચ. પણ તે કંઇ-કુંઇબી એવણની ખાતરમાં આવતું નથી." પોતાના ભાઇના બોલવાના જવાબમાં જરબાનુ આ બોલો જોશથી અને

મકુમપણુંથી બોલી અને તેટલીવાર તપતાં લોહીના ઉછાળાએ તેણીનાં રૂપેરી મોહડાંને કીરમજી રતાશ આપ્યો.

"હું સમજુંચ જર—હું સમજુંચ. પણ કરીએ શું? આપણો ઇલાજ નથી. કેટલીએક રીતની આપણા વ-વ—"

"વડાઓ તરફની શરમ આપણેથી છંડાતી નથી." જરે ઝડપથી વાક્ય પુરો કીધો. "જરાક રીતની આપરી તરફની વધારે તન-પાંચ ઘેરમાં અણુઘટતો કજીઓ અને ચાકરનફરોમાં નાલાયક ફજેતી ઉપજાવે તેજ વિચારથી આપણેબી બોહલવું પડેચ. બાકી મને મુંગે મોહડે શું શું ખમવું પડેચ તેનો કોઇને વિચાર નથી. હું આએ ઘેરથી કંતાલીચ." એમ બોલતાં તેણીએ નાઉમેદીનો દેખાવ કરી કંતાલો ખાઇ હાથમાંનું પેલું સુંદર ગોલાબ નીચે ફેંકી દીધું.

"જર, તારી બધી રીતની સારી સમજ છતાં તારી લાગણીઓ એટલી બારીક છે કે જરાક જેટલી પંચાતી તુંને અસાધારણ દુઃખી કરેચ. એવી રીતનો નાહકનો બલાપો નહીં કરે તો નહીં ચાલે? રોજની થઇ પડેલી પંચાતીને રોજની પીડા કરવી એમાં શું સાર? એવા સઘળા બનાવો તરફ બેદરકારથીજ તું જોય અને તે બધાંને માટે મનમાં કંઇજ નહીં લાવે તો કેવું સારૂં?"

"આએ બધાં તમારાં બોલવામાં મને કંઇબી ડાહુપણ દીસતું નથી ફરામ. બધાઓને બોલવાનું સેહેલું પડે પણ તેઓ પોતે જ્યારે તેવી હાલતમાં હોય ત્યારેજ સમજ પડે કે ખમવાનું તે શું છે અને લાગવાનું તે કેવું હોય?" જરે ચીડમાં જવાબ દીધો.

"તું વારેઘડીએ મારાં બોલવાનો ગુસ્સો કરેચ જર, તે મને બીલકુલ ગમતું નથી. હું તારાં સારાંને માટે જે કેહુંચ

તે જો તુને મનપસંદ નથી તો હું હવે તુને કંઇબી કેહવાનું મોકુફ કરશ."

"નહીં-નહીં ફરામ, મને માફ કરો. મેં તમારી ઉપર ખોટી રીતે ગુસ્સો કીધો ખરો, પણ હું શું કરૂં? આએ રોજના ઝઘડાએ મને એટલી તો બાહુવરી બનાવીચ કે મને કંઇપણ મન ગમતું થઇ પડતું નથી. મુઇ હું, બરી મારી હાલત!" જરે દલગીરી ભર્યા અવાજે પોતાનું બોલવું પુરૂ કીધું, અને ધીમે ધીમે નિકળતાં આંસુઓથી તેણીની સુંદર ચશમો ભીની અને ચકુચકુતી બની.

"બસ, બસ હવે એ વાતજ માંડી વાર જર! જો સામેથી આપરા કાકાજી આવેચ! પોતે ઘણે દહાડે બાગની તકેદારી કરવા નીકુલ્યાચ હકે, વરી કંઇ નવા નવા ફેરફારો સુચવશે."

ફરામરોજના કેહવા મુજબ, સામેથી આવતા આપણા જઇફ, આબરૂદાર અને પુરાણા દોસ્ત તરફ આપણે નજર પુગાડયે.

જે વખતના માહુભારત પ્રસાર ઉપરથી આપણે કુદકો મારીને આવ્યા છીએ, તે વખતે બીજી ચીજોની તેમજ બીજા પુરૂશોની હાલત અને દેખાવમાં ગમે એવો જાણવાજોગ ફેરફાર કીધો હોય પણ તેવોજ કાંઇ મોટો ફેરફાર બેહરામજી ગઝદરની હાલતમાં અને દેખાવમાં કરવાને તે તદન નિષ્ફળ થયલો લાગતો હતો. આશરે પચાશ વરસની ઉમરના બેહરામશાહ તેજ હાલતના સીત્તેર વરશની ઉમરના પણ હતા. તેવુંજ તન, તેવુંજ મન, તેવીજ બાહોશી, તેવીજ બુદ્ધિ, અને લગભગ તેવુંજ બળ તેઓ હજી ધરાવતા હતા. તંદરોસ્તી તો રહી, પણ મીઝાઝને પણ વશ કરવાથી વખતે હારી ખાધેલું દીસતું હતું. આગળનાજ જેવા ધીરા, રેહેમી

અને માયાળુ સ્વભાવના તેઓ હજી સુધી પણ ઘણી હતા. અને તેજ સખી ખવાસ, તેજ મોટું જીગર તેઓ હજી સુધી પણ જાળવી રાખયું હતું. આવા નેક અને ઉત્તમ અમીરના આ બુઝર્ગ ગ્રહસ્થ, ફરામરોજ અને જરબાનુને માટે, એક રક્ષણ કરનાર ફરેસ્તા સમાન થઇ પડયા હતા. જે પવિત્ર બાનુ તેવણ તરફ એક બેહેન તરીકેનું પાક અને પૂર્ણ હેત ધરાવતી મરણ પામી હતી, તે બાનુનાં મરણ બાદ કંઇક વરશો ગુજર્યાં છતાંપણ તેણીની ભલી યાદ પોતાને જીગરે સદા તાજી રાખી તેણીનાં બે વાહલાં ફરઝંદો ઉપરનો પોતાનો પ્યાર તેવણે પેહેલેનાજ જેવો જારી રાખ્યો હતો, એટલુંજ નહીં પણ વખત જતે તેઓ તેમાં વધારોજ કરતા ગયા હતા. ફરામરોજ અને જરબાનુને મન તેઓની હાજરી હરેક જગ્યા અને હરેક વખતે એક આશીરવાદ સરખી થઇ પડતી હતી. ગુંચવાડાના વખતમાં પોતાના પિતાની નહીં પોતાના કાકાનીજ અકલ તેઓ સેહેલાઇ ઉત્પન કરનારાં હથ્યાર તરીકે કામે લેતાં હતાં; અને કોઇપણ રીતની ઘેરસંસારી ગેરસમજુતી ઉભી થતાંજ બેહરામશાહનાં વચે પડવાની ઇંતેજારીથી રાહ જોઇ તેઓના ચુકાદા અને તેમની ગોઠવણ ઉપર તેઓ પુરતો ઇતબાર રાખતાં હતાં. બુઝર્ગ બેહરામશાહ પોતે પણ આ બે ખુબસુરત ભાઇબેહેન તરફ એક સગા પિતા કરતાં પણ અજાયબ જેવી વધારે મમતા ધરાવતા હતા. કોઇપણ કારણથી તેઓ બેમાંથી એકનું પણ દિલ રંજીદા થયલું જોવાને તેઓ અંતઃકરણથી ધિક્કારતા હતા. પોતાના અખત્યારમાંની કોઇપણ ચીજ એવી નહીં હોય કે જે તેઓ તેઓના સુખને માટે બજા લાવવાને આનાકાની કરે અને કોમળ જરબાનુને હસતી અને ખીલતી કરવાને કોઇપણ મમતા ભર્યા ઉપાયો એવા નહીં હોય કે જે તેવણ કારગત કરવાને વિલંબ ધરે.

"કેમ ચવીત્રાં બાઇ, વરી આજે શાનો ગુસ્સો લઇ બેઠાંચ? વળી આએ આંખમાંથી, પેલા કવીઓ કેહ તેમ, જળરૂપી મોતીની હાર શાને બંધઇ રહીચ?" બેહરામશાહ પોતાની તરફ મમતા ભરી રીતે તીકતી તેણીની ભીંજાયલી ચશમો જોઇ હસ્તે મુખડે બોલ્યા.

જર તરફથી કશો જવાબ તેમને મળ્યો નહીં, તેણી ફકત નજર પાછી નીચી રાખી પોતાના કાકા અને ભાઇ સાથે બાગના કયારાઓમાં આગળ પગળાં ભરવા લાગી.

"ફરામરોજ વરી તેં એ ચેડી છોકરીને કાંય છેડી?"

"નહીં મુરબીજી," ફરામરોજ તેઓ તરફનાં પોતાના સદાનાં માન સાથે બોલ્યો, "એમ રંજીદા થવાનું મેં એને કંઇ કારણ આપ્યું નથી. એ પોતેજ એમ કુહરેલી બરેલી થઇ ફરેચ."

"કાંય જર, વરી આજે એમ દલગીર કાંય? એવી રીતના બળાપાનાં ચેડાં તું હજુર નહીં છોડતી?" બેહરામશાએ નરમ આવાજે પુછ્યું.

"કાકાજી એમાં પુછવાનું શું?" જરે લઠડતે આવાજે ઉતર વાળ્યો, "રોજની જે પીડા તેજ આજની પણ હોય. આપરાં નસીબજ એવાં પાધરાં નહીં ત્યારે કેની? વગર કારણે બધાંના દોર ખમવાનું આપરી સરજતમાં હોય ત્યારે તેનો છુટકોજ નહીં. ખોદા! એવી પીડાથી હું કયારે દુર થવશ?"

"એમ ચેડાં કહારી હાય-નીસાસા નાખવાનાં કરતાં જરા તું ધીરજ રાખીને ચુપકીદીજ પકડે તો કેવું સારૂં, જર! તારાજ કેહેવા મુજબ એ એક રોજની પીડા છે, તો પછી એક સદાની પીડાને વાસ્તે બળાપામાં રેહેવું એમાં ડહાપણ તે કેમ ગણાય? જાહેલ છોકરી, તારાં નસીબને શું છે? તારાંજ જેવાં નસીબો જો ખરાબ ને નેહસ્ત ગણાતાં હોય

તો પછી દુન્યાંમાં કોઇપણ ખરેખરો સુખી હોય એવું માનવું હું કંઇણ વિચારૂં !" તેઓના મેહેરબાન કાકાજી રમુજી ઢપે બોલ્યા.

"એ નસીબ સારાં હોયજ નહીં. જો સારાંજ હોતે તો ફરેશ્તા જેવી માય હમારાં બચપણમાં અને પોતાની જુવાન ખીલતી ઉમરમાંજ મરતે નહીં. જો સારાંજ—સાંરાજ હોતે–" જર વધારે ભાર મુકી બોલવા લાગી, "તો સગી માયનું સુખ ખોહી સાવકીનાં સંકટમાં સબરતે નહીં. કાકાજી તમે એમ શું બોલોચ? જો સારાંજ હોતે આએ નસીબ તો–તો–તો," તેણી દચકાં ખાવા લાગી, "તો સગો બાપ પોતાની મેહેરબાની ને પોતાની માયા ઉતારી સાવકી માયના અને સાવકા ભઇની બોલીઓ, મીહનાઓ ને ગાળો વતીક સાં–સાં-સાંભળતાં—" ઘ્યાં તેણીથી વધારે બોલી શકાયું નહીં. ઉપરા સાપરી આવતાં સખત દચકલાંઓ તેણીની નાજુક છાતીને ગુંગલાવવા લાગ્યા.

ફરામરોજ અને બેહરામશાહ બન્ને ઉપર, આએ સાદી પણ સાચી અને સખત બોલી અસર ઉપજાવ્યા વગર રહી નહીં. ફરામરોજ આગળના કરતાં વધારે ગંભીર બન્યો, અને જઇફ કાકાજી પોતાનું હસવાનું અને રમુજ છોડી દઇ શી તરેહનો દીલાસા ભર્યો જવાબ દેવો તેના અંદેશામાં ગુંચવાતા રેતી ઉપર પોતાની લાકડી અફાડવા અને ઘસડવા લાગ્યા.

"કાકાજી—" જરા શાંત પડી, જર પાછી બોલવા લાગી, "કાકાજી તમે તો બરાબર જાણતા નથી કે કેવાં કેવાં નજીવાં બાહનાઓ ઊંચકી લઇ હીરાંબાઇ મારી સાથે છીતાં શોધેચ? તમે જાણતા નથી કે એવણ પોતે ને વરી સાથે એવણનો નાહની પણ મને કેવી રીતનાં અપમાનો આપેચ ને મને શી તરેહના હલકી બોલીઓ કહી સંભળાવેચ! મારાં બોલવાં

ઉપર તમુને શક હોય તો પુછો તમે જીલઇને, તે કદી જુઠું બોલવાની નથી."

"હું તાહરૂંજ કહેલું માનુંચ, મારી પ્યારી દીકરી, મને તારાજ બોલવા પર પુરતો વિશ્વાસ છે. હું જાણુંચ શું થાયચ તે, હું સમજુંચ શું બનેચ તે. પણ આપરૂં કંઇ ચાલતું નથી અને કંકાશ સદાનો ઉપજાવતાં પરવડતું નથી. જરા શાંત થા જર, જરા ધીરી થા. સઉનું, સઘલાનું સમાધાન થશે. જો પેલા ફરદુનજી આવેચ, હુવે વાત બદલી નાખો. ને જો જર સંભાળજે, એવન સાથે કંઇ એ બાબે બોલી અમસથી પંચાતી ઉભી કરતી નાં."

થોડાજ વારમાં ફરદુનજી તેઓને આવી મળ્યા અને અને તેઓ સઘળાં સાથે ગોફતેગો કરતાં બગીચામાં સેહેલ કરવા લાગ્યાં.

---

## પ્રકરણ દસમું.

### સાવકા શત્રુઓ.

" The venom clamours of a jealous woman
Poison more deadly than a mad dog's tooth."
*Shakespeare.*

"એક અદેખી ઓરતના જોશભર્યા પોકારો એક ઘેલા કુતરાંનાં કરતાં વધારે ઝેરી થઈ પડે છે." શેકસપીયર.

હવે 'ગઝદર કોટ'ના અંદરના ભાગમાં શું વાતચીતો ચાલી રહી હુતી તે આપણે સાંભળ્યે.

બંગલાના પાછળા ભાગ ઉપર એટલે ઉત્તર દિશા તરફ પેહેલે માળે આવેલા એક મોટા ઓરડામાં ફરદુનજી ગઝદરના ત્રીજાં ધણીઆણી હીરાંબાઇ અને તેવણનો પોતાનો દિકરો નાનાભાઇ બેઠાં હતાં. તુરતનાજ બનેલા કાંઇ ઝઘડાના નાપસંદ

બનાવે હીરાંબાઇનાં સાંકડાં અને સામળાં કપાલ ઉપર ગુસ્સાની કરચલીઓ ફેલાવી હતી અને તેજ ગુસ્સાના ઝનુનમાં તેવણુના હાથમાંના સદરાના સીવનની સોય જાણે પુરતો ભાગ લેતી હોય તેમ સરેરતા કરતાં વધારે ઝડપથી તે બાહેર નિકળતી દેખાતી હતી. તેમનીજ સામે તેમનો વ્હાલો સપુત નાહનાભાઇ ગાલીચા ઉપર બેસીને ઉંદર પકડવાનાં છટકાં અને પેટી ગોઠવતો દેખાતો હતો!

પોતાના લખોપતી પિતાને ત્યાં ચાકરો અને મસાલોનો કાંઇ ટોટો નહીં હતો; તોપણ ઉંદરો પકડવાનો અજાયબ જેવો શોખ આપણા નાહની શેઠનો પોતાનો હોવાથી ઘરનું એને લગતું કામકાજ સઘળું તે પોતાને હાથેજ કરતો હતો અને વધારે અજાયબી તો એમ ઉપજતી હતી કે ખસુસ કરીને જ્યારે પણ તેનો મીજાજ ગયલો હોય અથવા તેને કોઇ સાથ તુરતનો કજિયો કીધો હોય ત્યારે તેને ઉંદરો પકડીને મારવાનું ઝનુન અને જોશ વધારે થતું હતું! અને એમ કરવામાં તે માનવીઓ ઉપરનો પોતાનો ખાર ઉંદરો ઉપર કહાડવાનો વિચાર રાખતો હોય કે કેમ તે સમજ પડતું ન હતું.

એ બન્ને મા દીકરાં લાંબો વખત ચુપ રહ્યાં નહીં. "નાહની!" હીરાંબાઇ એકદમ બુમ પાડી ઉઠયાં, પણ તે બુમ સાંભળનારૂં નાહની શિવાય બીજું કોઇ નજદીક હતું નહીં. માણસો સઘળાં નીચે હતાં, અને કુટુંબનાં બાકીનાઓ આપણે ગયાં પ્રકરણમાં જોયું તેમ બગીચામાં સેહેલ કરતાં હતાં.

"નાહની! આએ જંજાળ હવે મારાથી ખમાય એમ નથી. આએ નાપાકોનો દોર મારાથી સેહેવાતો નથી."

"હું પણ એમજ ધારૂંચ માયજી, એ કસકુનમો હવે અતેરૂંજ કરી રહ્યાંચ. જાણે એઓનું પોતાનુંજ ઘેરબાર હોય તેવી રીતનો દોર ચલાવવા માંગેચ." ધુસ પકડવાનું એક

મોઢું છટકું ગોઠવવામાં રોકાયલો હોવાથી તે ગોઠવીને નાહુ-નીએ ઉપર મુજબનો ગુસ્સામાંજ ઉત્તર વાળ્યો, અને શેકાર પકડવાનું પેલું તૈયાર કીધેલું ઓજાર પોતા પાસે જમણા હાથ ઉપર મુકયું.

"પેલી દુકતી તો જાણે માથે ધરતીજ લઇ રહીચ." હીરાંબાઇનું તપેલું ભાષણ આગળ ચાલતુંજ ગયું, "એક બોલ બોલવા કે કેહેવા દેતી નથી. નથી 'માય' કરીને મને બોલા-વતી, કે નહીં એક માય તરીકેના મારા હોકમોને માન કે વજન આપતી. હું એ કસકુનમને દેખારશ, હું એને છોર-વાની નથી." હીરાંબાઇ દાંત કચકચાવતાં બોલ્યાં, અને તે વખતે તેવણનો દેખાવ ખરેખરો બિહામણો થયો.

"ને હું પેલા ટચાક હજામ જેવા પોરયાને દેખારશ," નાની એક બીજી ઉંદરની પેટી પોતા તરફ ખેંચતો ખેંચતો ડોલા ફાડી બોલ્યો, "એ એમજ સમજેચ કે એના જેવો કોઇ નથી. મને એ ધીકારેચ! મને એ હીણેચ? પણ હું એને બતલાવશ ખચીત, હું એને બતલાવ્યા વગર રેહવાનો નથી," એમ બોલી તેવાંજ ઝનુનમાં તેને એક ખુમલાનો કકડો કાપ્યો અને તે એટલાં જોરથી કે નીચેના ગાલીચા ઉપરબી તે છરીનો કાપ પડી રહ્યો.

"હારે, એ દુકતોબી કંઇ ઓછો સંતાપ આપતો નથી."

"એબી—એબી નાપાક છે," નાહુનીએ પેટીની કરીમાં ખુમલો ખોસતાં એક તાહુકો મુકયો.

"ખરેખરો એ નાપાક છે નાહુની, એમાં જરાબી શક નથી. મને તો એ એક લોંડીનોજ અવતાર આપી બેઠોચ. એ—"

"એ બેઉ પોતાની મુઇ માયનાં જેવાંજ કસકુનમ નીકુર્યાંચ માયજી એમાં કંઇબી શક સમજતાં ના." કપીંણુ મને આ કપીંણુ વિચાર જણાવ્યો.

"શક શાનો હોય, ધુરનો? તે રાંડ મુઈ તેના જેવાં નહીતો વરી બીજાં કોણનાં જેવાં નિકલે?" બીજાં કપીંણુ મને ઉપલા કપીંણુ વિચારને ટેકો આપ્યો!

"માયજી, જાત તો જાફરની છે પણ હાડ કાફરના થયાં તેને હુવે શું કરીયે?" નીચ નાહુની પેલી પેટી માંડતો ઉપલી નજીસ કેહુવત બોલ્યો.

"ગમે તે હોય દીકરા, પણ આપરે શું એ લોકોનો એવો દોર વેઠિયે? એ લોકો પોતાનું હુંઇ રાજ ચલાવા માંગે તે શું આપરે હેવાનની કાંની મુગે મોહુડે જોયા કરીયે? એ શું હીનપસ્તી નહીં કે હું એ લોકની માય, ને મને કોઇ માય કરીને બોલાવે નહીં, ને મારૂં કહેલું કોઇ માને નહીં?"

"ને પેલો હેરેમન ફરામરોજ, તે તે કાંહુ મને ભઇ કરીને બોલાવેચ? પેલી ડાકણ દુકતી જરે કેદારે મને ભઇ કરીને હાંક મારયોચ? માયજી એ લોકે આપુને હીનવાનોજ ઠરાવ કરી બેઠાંચ, એ ખચીત આપરેથી નહીં ખમાય." નાહુનીબી હ્યાં દાંતયાં પીસવા લાગ્યો અને એવો તેનો ચેહુરો એ વેળા થયો કે ઇબલીસ પોતે તેથી બીહુતે.

"ને પેલો મુવો ઘરડો ઘેલો બેરામશાહુ તો જાણે એ મુવાંઓ ઉપર દિવાનોજ થઇ ગીયોચ. કોણ જાણે મુવાંઓએ બુધાપર શું શું કારાંઘોરાં કીધાંચ!"

"શું-શું માયજી તે શું?" નાહુનીએ અજબ થઇ પુછયું. હીરાંબાઇનો છેલ્લો ભેદભરેલો વાકયો તે સમજી શકયો નહીં.

"હાસેસતો મુવાંઓએ કંઇ વીર-બીર ચલાવેલા, મુવાને એકદમ હાથ કરી લીધોચ તે કંઇ અમથોજ કે? પણ ફીકર નહીં હું તો ખરી કે નાપાકોનો બધો દોર ઊંધો પારૂં. એ ખોદા ક્યારે તે દાહુરો આવશે? હુંબી એ લોકોને દેખાડૂં કે એઓ ધારેચ તવી હું નાદાન ને બેસમજ નથી. ધીરજ ધરો

મુવાંઓ, હું તમારો ઘાટ ઘડુંચ." એ વખત તેવણની ગુસ્સાથી રાતી થયલી આંખો ઘણી ઝડફથી એમથી–તેમ ફરવા લાગી, અને દાંત કચકચાતા સંભળાયા. તેવણનો સઘળો દેખાવ એવું દેખાડવા લાગ્યો કે જાણે તેવણે કોઇ માહુભારત યોજના મનમાં ધારી હોય અને તે અમલ લાવવાની ટકનીજ ઇંતેજારીથી રાહ જોતાં હોય.

"ને હુંબી ત્યારેજ ખરો કે જ્યારે પેલા ઇત્તર પોરયાને દેખાડું કે તે સમજેચ તેવો મુરખ અને નાદાન નથી. હું તો ખરો કે એને આએ ઘેરમાંથી બાહેર કઢાઉં, ને હું હાં મારે મન ગમતું રાજ ચલાઉં. ખચીત માયજી," એમ બોલતાં તેણે પોતાનો જમણો હાથ જોશથી ઉંચે કીધો, "હું તો ખરો કે મારૂં વેર લેઉં ને ફર લેઉં," એમ બોલી, જેમ એક ભાશણ-કર્તા પોતાનો હાથ ટેબલ ઉપર અફાડે તેમ, તેણે પોતાનો ઊંચકેલો હાથ જમીન ઉપર અફાડવા માટે જોરથી નીચે ઉતારયો, અને તેનાં માઠાં ભાયગે તે આબાદ જઇને પેલાં પાસે મુકેલાં તૈયાર છટકાં ઉપર પડયો! ચતક દઇને એક અવાજ અને પાછળ તુરતજ નાહુનીની બુમ સંભળાઇ.

"બાપરે!" એમ પોકારતો તે ઉઠયો, અને તેનાં લોહીથી ગગરતાં આંગલાંઓ ઉપર જકડાયલું પેલું ભારી છતકું એમથી તેમ હીલતું તેને વધારે દુઃખ દેવા લાગ્યું.

"ઓ કોઇ આવો રે—કોઇ આવો રે!" એવી બુમો હવે હીરાંબાઇએ પાડી, અને તે સાંભળી સઘળાં કુટુંબીઓ જેઓ તુરતનાંજ અંદર આવતાં હતાં તેઓ સઘળાં ઉપર દોડી આવ્યાં.

ઉપર આવતાંવાર જે દેખાવ તેઓની નજરે પડયો તે દરેક જણને કલેજાંતોર હસાવે એવો હતો, પણ ફરદુનજી ગઝદર ગુસ્સે થાય એવી ધાસ્તીથી સર્વે કોઇ જેમ તેમ પોતાનું હસવાનું થોભાવા લાગ્યાં.

હીરાંબાઇ ગભરાટમાં પડી છતકું કહાડવા જતાં નાહનીને ઓર વધારે દુઃખ દેતાં હતાં, અને તે દુઃખની અસર તળે તેના જેવો એક અસલથીજ હીચકારો આવી જવાથી તે મોટે મોટે બુમો પાડી રડતો હતો, અને પોતાની માતાને કડવા શબ્દો બોલવા ઉપરાંત પેલાં છતકાં ઉપર હજારો ગાળોનો વરસાદ વરસાવતો હતો.

"પણ એ કેમ થયું ?" એવાં દુઃખની અધવચમાં ફરામરોજે નાહનીનું પાકવવા ધીરેથી સવાલ પુછયો, પણ તે પુછનાર થોડુંજ જાણતો હતો કે એ અકસ્માત થવાનું આડકતરૂં કારણ તો તે પોતેજ હતો !

"અરે મુવો તું પુછતો, મુગો મર!" નાહનીને છેલ્લી બીના યાદ આવવાથી તે ફરામરોજ ઉપર પોતાનો ગુસ્સો કહાડવા અને તેને અપમાન આપવા લાગ્યો.

હાલની હાલત જોઇ ફરામરોજ તે મુગે મોહડે સહન કરી ગયો.

"અરે એમ થયું કે નાહનાભાઇએ ઉંદરનું છટકું માંડતાં પોતાનાંજ આંગળાંએ તેની તપાસ લીધી હશે. હોય તો એમ હોય." પોતાના ભાઇને મળેલાં અપમાનનું વેર લેવા માટે અટકચાલી જરથી એટલી ઠેકડી કર્યા વગર રેહવાયું નહીં, પણ સારાં ભાયગે તેણી હસી પડી નહીં. એ તેણીનું બોલેલું સાંભળતાંજ નાહની અને તેની માતા ભયંકર રીતે ડોળા ઘુરકવા લાગ્યાં, અને ફરદુનજીબી ગુસ્સામાં આવી કાંઇ બબડવા લાગ્યા. બાકીનાઓનું તો હસવાનું થોબાયલું થોભાય નહીં.

છેવટે એક મસાલે આવી નાહનીનાં આગળાં છતકામાંથી છોડવ્યાં, અને સઘળાંના દેખતાં ઘણું ભારી પડી ગયલું હોવાથી તેના બદલામાં પોતાનો અત્યંત ગુસ્સો દેખાડતો, કોઇનું બી

કંઇ સાંભળ્યા વગર બબડતો-ફૂફડતો તે પોતાના ઓરડામાં ચાલી ગયો.

હ્યાં આ સંસારી ફાર્સનો છેડો આવ્યો અને એક બાજુએ જઇ જર અને ફ્રામરોજ પોતાનું ડાબી રાખેલું હુસવાનું બાહેર કાહડવાં લાગ્યાં, અને તેમાં જઇફ બેહરામશાહુથી પણ ભાગ લીધા વગર રેહવાયું નહીં.

---

## પ્રકરણ અગ્યારમું.

## બળાપાનાં બળતાં.

"Leave her to heaven,
And to those thorns that in her bosom lodge,
To prick and sting her."

*Shakespeare.*

"છોડ તેણીને ખોદા ઉપર,
અને પેલા કાંટાઓ ઉપર કે જે વસી તેણીનાં હઇડાંમાં
ટાંચે અને ડંખે તેણીનેજ સદા"

શેકસપીઅર.

આપણે ઉપર જોઇ તે રીતે હીરાંબાઇ પોતાનાં ખ્યાલી વિચારોથી ઉપજાવેલા બળાપાનાં બળતાંમાં રોજનાં બળી રહ્યા હતાં. જર અને ફ્રામરોજ તરફથી મળતી એક લોંડીને લાયકની વર્તણુક, હીનપસ્તી અને અપમાન એ સઘળી ચીજો ફકત તેમની કલ્પનાની ઉત્પત્તીઓ હતી. અમીરી ખવાસનાં આ બન્ને ભાઇ બેહેન તેઓને એવું અપમાન આપવાનો વિચાર વટીક કરે એ બનવા જોગ હતું નહીં. તેથી ઉલટુંજ તેઓ તેમ કરવાની શકિતવાન હાલતમાં પણ નહીં હતાં. આપણે ગયાંજ પ્રકરણમાં જોયું કે છટકાંને લગતા પેલા રમુજી અકસમાતની વખતે પણ ફરદુનજી ગજદરના ગુસ્સાનો ધાક

કરીને જર કે ફ્રામરોજ હસવાને પણ બીધાં હતાં, તો પછી તેઓ હીરાંબાઇને પોતાને જાહેર અપમાનો તે કેવી રીતે આપી શકે ?

ખરી વાત માત્ર એટલીજ હતી કે હીરાંબાઇને એ બન્ને ભાઇ બેહેન વિરૂધ્ધ વગર કારણે અજાયબ જેવી અદેખાઇ લાગી હતી, અને તે અદેખાઇજ તેવણુની નજરે નહીં હોતી ચીજો પાડતી હતી અથવા નજીવી ચીજોને તેવણની આંખો સામે ભારી અને વજનદાર આકારમાં ધરતી હતી. ફરદુનજી ગઝદરનો તો જ્યારથી હીરાંબાઇનું પગલું ઘરમાં પડયું ત્યારથી, એ બન્ને નમાયાં બાળકો તરફ થોડોજ પ્યાર હતો, તેથી તે રસ્તા ઉપર તેણીની અદેખાઇ ઉતરતી નહી હતી; પણ બેહુરામશાહને એ બન્ને બાળકો ઉપર જીવ–પ્રાણ આપતાં જોઇને પણ આ હુસદખોરી સ્ત્રીના પેટમાં બળાપાના શોહોલાં ઉઠતા હુતા, અને તેથી જર અને ફ્રામરોજ ઉપરાંત જઇફ અને ભલા બેહરામશાહ તરફ પણ તેણીનો ધિઃકાર બેહદ થઇ પડયો હતો. એક ચોથું આસામી જે તેણીના કેહેર અને તિરસ્કારના ભયંકર સપાટામાંથી બાકી નહીં રહ્યું હતું. તે ગરીબ બાપડી જીલઇ હતી. શીરીનબાઇ તે ફરદુનજીનાં બીજાં ધણીઆણીના મરણની ઘડીથી તે આજદીન તલક જીલઇ પોતાની શેઠાણીના ખુબસુરત ફરઝંદોને એકજ સરખા પ્યારથી ચાહતી આવી હતી, અને તેથીજ હીરાંબાઇની આંખોમાં તે પણ એક નાપાક અને કરપીણુ ડોસી તરીકે ઓળખાતી હતી. ટુંકમાં, જર અને ફ્રામરોજની આ સાવકી માતા એવા તો નીચ અને હુસદખોરા સ્વભાવની હતી કે જેબી કોઇ આ બે ભાઇ બેહેનને ચાહે અને તેઓની સેવા ચાકરી ઉપર વધારે ધ્યાન અને જીવ આપે તે તેણીનો દુશ્મન ગણાતો હતો.

આશરે બે દાહેડાની વાત ઉપર જ્યારે હીરાંબાઇ સાથ ફરદુનજીની સગાઇ થવાની વાત ચરવાઇ હતી ત્યારેજ આપણે જોયું હતું કે ફરદુનજીનાં એવાં પગલાં તરફ વફાદાર જીલઇએ ઘણી નાખુશીથી જોયું હતું, અને તેવી તેણીની નાખુશીમાં હીરાંબાઇનાં ઘરમાં આવવા પછી અને શીરીનની સળીવાળી પેલી આરસીનાં નીચે તુટી પડવા પછી ઘણો વધારો થયો હતો. પોતાની આગળી ખુબસુરત અને ભલી બાઇ સાથે આ નવી ગણાતી શેઠાણીની સરખામણી કીધા બાદ જઇફ જીલઇને હીરાંબાઇ તરફ જે છુપો ધિક્કાર છુટો તેનું વર્ણન કરવું પણ મુશકેલ છે, અને ત્યાર પછીની હીરાંબાઇની દરરોજની વર્તણુકે જીલઇના તેવણ તરફના આગળા ધિઃક્કારમાં વધારો કર્યા ઉપરાંત પેલાં બે નમાયાં બાળકો તરફ તેણીને વધારે ખેંચાતી કીધી હતી અને એ સઘળી તેણીની મેહેનત અને માયાના બદલામાં જર અને ફ્રામરોજ કાંઇ તેના ઉપર ઓછી મેહેબાની રાખતાં નહીં હતાં.

સઘળી રીતે લેતાં હીરાંબાઇએ પોતાના દિકરા આગળ કીધેલી કડવી ફર્યાદો વગર પાયાની હતી, એટલુંજ નહીં પણ ઓર તેનાં કરતાં વધારે કડવી ફરિયાદો કરવાનાં તો એ બન્ને ભાઇ બેહેનનેજ કારણો મળે એમ હતું. હીરાંબાઇ અને નાહની બન્ને ફરદુનજી ગઝદરની મેહેરબાનીના ચલકાટમાં મજાહ મારતાં હતાં અને તેથી ઘરમાં લગભગ સઘળી ચીજોનાં કરનાર અને અને નહીં કરનાર તે હીરાંબઇ પોતેજ હતાં. એવી રીતની સત્તા પોતાના હાથમાં હોવાથી તેવણ પોતાના હલકી આદતો મુજબ બની શકતો સઘળો દોર ચલાવવાને ચુકતાં હતાં નહીં અને તેવા તેવણના આપખુદ દોરના સપાટામાં જુવાન જરબાનુ તેમજ જઇફ જીલઇ અવારનવાર આવી જતાં હતાં. નજીવી બાબદો માટે પણ તેવણ તરફથી જરને

મળતા કંટાળાઓ અને અપમાનો એટલાં બધાં હતાં કે તેઓથી ખરેખરી દુખી થઇ, ઘણી વેળા તેણી પોતાના ઓરડામાં જઇ પોતાની મર્હુમ માતાને યાદ કરતી પોકે પોક રડતી હતી અને તેવી હાલતમાં જો જીલઇના જોવામાં તે આવતી તો તુરતજ તે જઇફ દાસી, તેણીને લાયક બોલોમાં દિલાસો દેવામાં રોકાઇ જતી હતી. જરની પોતાની કોઇ કોઇ વારની ફરિયાદોથી અને ઘરમાં પડેલા કેટલાક બનાવો ઉપરથી ફરામરોજ સઘળી હકીકતોથી જાણીતો હતો, પણ આ સમજુ અને શિખેલો જવાન ઘરમાં ચાકર નફરોનાં દેખતાં કાંઇ નાપસંદ ઝઘડાનો દેખાવ થઇ પડે તેવી ધાસ્તીથી સઘળું જેમ અને તેમ લઇ ચલાવવાની તજવીજ કરતો હતો, અને પોતાની શ્યાની બેહેનને પણ જેમ તેમ મુગે મોહડે સહન કરવાની ભલામણ તે કરતો રહેતો હતો.

એ બન્ને જણા ઉપર એ રીતનો ગુસ્સો રાખવાનું અને તેઓને દરેક રીતે હેરાન અને રંજીદા કરવાની તજવીજ કરવાનું મૂખ્ય અને એકલું કારણ હીરાંબાઇ જે ધરાવતાં હતાં તે એજ હતું કે ફરામરોજ અને જર બન્નેએ અસલથીજ તેવણને 'માંય'ના એલકાબથી બોલાવવાના અખાડા કીધા હતા. અને નાહનીને પણ તેઓએ 'ભાઇ' કરી બોલાવ્યોજ નહીં હતો, પણ તેઓએ બન્ને સાથે તેમના નામોએજ બોલાવીને સરેસ્તાનો વેહેવાર ચાલુ રાખ્યો હતો. તેઓ જ્યારે નાની વયનાં હતાં ત્યારે એ મતલબની કુલવણી તેઓને બેહરામશાહ અને જીલઇ તરફથી મળી હતી અને સમજમાં આવ્યા પછી તો તેઓએ વધારે મકમપણે એમ નહીં બોલવાનો ઠરાવ જારી રાખ્યો હતો. હીરાંબાઇના કુદરતીજ અદેખા સ્વભાવ ઉપર તો એથી વધુ ઉશ્કેરણીના ઇંગારા પડયા હતા, અને જે ભારે અપમાનો અને હિનસ્પતીઓની જુઠી ફરીઆદો તેવણ

વારેઘડી પોતાના ખાવીંદ આગળ તથા પોતાના દિકરા આગળ કરતાં હતાં તે સઘળાનું ખરેખરૂં મૂળ તો આ હકીકતમાં સંતાઇ રહ્યું હતું.

બીજી વળી તેવણને વધારે ચીડ એમ ચહડતી હતી કે, વારેઘડીએ જરને દુખી કરી તેવણ એવું ચહાતાં હતાં કે તે ગમમાં તેણી રાત દીન પોતાના ઓરડામાંજ ભરાઇને રીબાયા કરે કે તેથી તેવણના હુસદખોરાં જીગરમાં એક તરેહની તાહાડક પડે, પણ તેથી ઉલટુંજ બનતું હતું. જરબાનુ જો કે વારેઘડીએ એવી તેવણની ઘાટકી વર્તણુકનું દુઃખ હૈડે ધરતી હતી ખરી અને તેની માઠી અસરથી તેણીની તંદરોસ્તીમાં બગાડો થતો હતો ખરો, પણ થોડોવાર તેથી રંજીદા રહી તેણી તુરતજ બેદકારપણે હસતી રમતી બની જતી હતી, અને હીરાંબઇની નીચ બોલીઓ સઘળી વીસરી જઇ સાંજ સહુવાર સુંદર પોશાકોમાં ફરવા હરવાને અથવા પોતાના ભાઇ અને કાકા સાથે તહુરેવાર મોજો મારવાને સદા તૈયાર રેહતી હતી, અને તે જોઇ હીરાંબાઇ વધારે બળ્યાં બળ્યાં થઇ રેહતાં હતાં.

આવા નાપાક ખવાસનાં હીરાંબાઇ જે સઘળાંને એ રીતનું દુખ દેવામાં મજાહ લે તેવણ પોતાના ખાવંદને પણ કાંઇ સંપૂર્ણ સુખનો લાહવો આપતાં નહીં હતાં. ઘણા દિવસો એવા પણ ગુજરતા હતા કે જ્યારે આ નવાં ધણીધણીઆની વચ્ચે સખત પણ છુપી ટપાટપીઓ ચાલતી હતી. એવી ટપાટપીઓની વખતે હીરાંબાઇને મોટે બુમો પાડવાને કશી રીતે અચકવું પડે એમ નહીં હતું, પણ ફરદુનજીનેજ શરમના માર્યા સઘળું ચુપાચુપ કરવું પડતું હતું, કેમકે નહીં તો એવી નાપસંદ વિગતો જાહેરમાં આવ્યાથી બેહરામશાહ આગળ તેવણને ભારી પડે અને તેવણને નીચું જોવાનું થાય. કેટલીક

વખત તો આ કજિયાખોર હીરાં ભરૂચીના કંકાસથી તેવણ એટલા બાવરા બની જતા હતા કે તેણીના દુર થયા બાદ કપાલ ઉપર તરાપો મારી તેવણ એમ બબડતા હતા કે—"ખોદા! હું કાંહુનો–કાંહુ આજે નાપાક દદા સાથે ખાડામાં પડયો?" એવે વખતે બેહરામશાહની નસીહતો પણ તેવણને ઘણી યાદ આવતી હતી પણ પસ્તાવો હવે કરવો ફોકટ છે એમ સમજી પોતાનાં નસીબને શ્રાપ દેતા તેવણ મુગા બેસતા હતા. કંઇક વરશો આગમચ બેહરામશાહે તેવણને કહેલા બોલો હવે તેવણ ખરા પડતા જોતા હતા, અને તેમ–તેમ તેવણનો પસ્તાવો વધારે અને વધારેજ થતો હતો. બેહરામશાહનાજ બોલવા મુજબ ખરેખર તેવણ 'બઇરી લાવતાં બળા લાવ્યા હતા.' અને પોતાના 'રમતા જીવને રંજીદા કીધો હતો.'

હીરાંબઇના સઘળા રડાકુતા જેમ જુદા તેમ તેવણના દિકરાની એજ મિસાલની ક્રિયાદો વધારે જુદી હતી. તેને તો એક લેશપણ અપમાન નહીં મળતું હતું એટલુંજ નહીં, પણ ફરામરોજ હંમેશ દિલોજાનથી તેની તરફ માનથી વર્તવાની તજવીજ કરતો હતો. દેખાવમાં તેમજ ચાલચલણમાં નાહની કાંઇજ નહીં પણ તેની માતાનો બીજો ભાગ બન્યો હતો, તેનો સ્વભાવ જેમ અણગમતો તેમ તેનો દેખાવ પણ અણગમતો હતો. તેનું કદ બેહુ, તેનું નાંખ બેહું, અને તેનું કપાળ પણ બેહું હતું. તેના હોટ જાડા, આંખો મોટી, કાનો બાહેર નિકળેલા, અને ચામડી સામરી હતી. હુશિયારી નહીં પણ હલકાઇ તેનાં મૂખ ઉપર જણાતી હતી, અને સાલેસાઇનો નહીં પણ કજિયાનો, અને સખાવતનો નહીં પણ સુમીઅતનો તે સાચ્ચેસાચ્ચો આકાર દેખાતો હતો. સરસ્વતી માતાના પ્યારનો પણ તે મોહતાજમંદ હતો, અને કાંઇ લેભાગુ કેળવણી લઇ પોતાના પિતાનું કાંઇ થોડુંક વેપારવણ-

જનું કામ કરવામાં અને બાકીનો મોટો વખત ઉંદરો પકડી મારવામાં ગાળવાને તેવણે ઘેરમાં પથારી માંડી હતી. ઘરમાં કુડીબંધ માણુસ મસાલો હાજર હોવા છતાં સઘળા હલકાં કામો કરવાને તે ઘણો રાજી રહેતો. એ રીતે જ્યારે તે રોકાયલો હોય ત્યારે ચીબાવલી જર તેને ઉત્તેજન આપવાનું ડોળ ઘાલી તેને ઘણો બનાવતી હતી, અને તેથી કોઇ વખત તે સમજી જઇને તે ઘણો ચીડમાં આવી બુમો પાડી તેણીને પોતા આગળથી ચાલી જવા તે કેહતો હતો. એવી રીતના તેના સઘળા ઘેલા ગાંડા શોખોને દાબી દેવાને બદલે, તેની ઉપર મોહીત થઇ રહેલા ફરદુનજી તેથી ખુશ ખુશ થઇ જતા હતા, તેને–'મારો કામકાજનો દીકરો' એમ બોલી પ્યારથી જાળવતા હતા. નાહુનીની વય હમણાં આસરે વીસ વરશની હતી.

ફરામરોજ આ મૂર્ખા જવાનને પોતાની સંગતમાં રાખી સુધારવાને ઘણો ચાહુતો હતો પણ એ કંગાળ બુદ્ધિવાળાના ધ્યાનમાં તેની માતાનાં બોલવા ઉપરથી એમજ ઉતરયું હતુ કે ફરામરોજ તેને હીણુતો હતો તેથી તે હરગેજ પોતાના કેળવાયલા સાવકા ભાઇની સોડ સાંધતો હતો નહીં. તેની મંડળી કોટના મેદાનમાં સાદરી ફાનસ ઉપર બેસનારાઓની હતી, ત્યાં વારંવાર તે ગાડીમાં જતો આવતો હતો, અને દુન્યામાં બનતા બનાવોનું સઘળું જ્ઞાન ત્યાં બેઠેલા પોતાનાજ જેવા દોહડચતુરોથી જે તે સાંભળી આવતો હતો તેમાં સમાયલું હતું. બાકી બીજી સઘળી બાબદોમાં તે એક અજ્ઞાન ભમરડો હતો.

સ્વભાવમાં તે પોતાની માતાના જેવોજ અદેખો, પાજી, કજિયાખોર, અને પોતાના પિતાના જેવોજ સુમ હતો; ચાકરનફરો સાથના તેના રોજીંદા કજિયા ચાલુજ હતા; અને પોતાના

જાઈફ કાકા, સાવકાં ભાઈ બેહન, અને જીલઈ દોશી ઉપરનો તેનો છુપો ધિઃક્કાર તેની માતાના ધિઃક્કારને મળતોજ હતો. સઘળી રીતે જોતાં તે એક એવી હાલતમાં હતો કે તેની સાથની સરખામણીમાં ફરામરોજ ઘણા માનભરેલા ચળકાટમાં દીપી નિકળતો હતો.

---

## પ્રકરણ બારમું.

### માતાનો હોકમ—પુત્રીનો પ્યાર.

"પારકું હઇડું વાંચી ન શકયે કદી,
દરેક જીંદગી છે એક તવારીખ છુપી.
અજાણ્યા દીશયેચ આપણ એકએકને,
ભરમ ભર્યા છીયે કુલ એક—બીજાને."

શીરીન સાથની નોશેરની બાગમાં થયલી છેલ્લી મુલાકાત પછી લગભગ બે મહિના નિકળી ગયા હતા. દિવસ આદીતવારનો હતો અને દોરાબજી શરાફ મેહેરબાઇ અને શીરીન સાથે પોતાના કુશાદે બંગલાના દિવાનખાનામાં બેસી વાતચીત કરતાં હતાં.

દોરાબજીનું કોટમાં એક નવું મકાન બંધાતું હતું. લાંબા વખત આગમચનું તેનું બાંધકામ શરૂ થઇ ચુકયું હતું અને હમણાં તો તે બંધાઇને લગભગ પુરૂં પણ થવા આવેલું હતું. પોતાનાજ કુટુંબના વપરાસ માટે બાંધેલું આ મકાન મોટું અને રોનકદાર હતું, અને તેની શોભા અને દેખાવને પુરતી પૂર્ણતા આપવાને પૈસાની કે મેહેનતની દોરાબજીએ કંઇબી કસુર રાખી નહીં હતી.

"મેહેરબાઇ આપરૂં નવું ઘેર બંધઇને અને રંગઇને પુરૂં થવા આયુંચ જો, તમે જોઇ આવજો કાલે જઇને." દોરાબજી હસ્તે ચેહેરે બોલ્યા.

"હા હું કાલે જોઇ આવશ; પણ બંધઇને પુરૂંજ થયુંચ ત્યારે તો હવે તેનું વાસમુહુરત કરોની, તે તમે કયારે કરવાનો વિચાર રાખોચ?"

"તે તો જ્યારે તમે કેહુવો ત્યારે. તમુને કીયો દહાડો સારો લાગેચ તે કહો કે હું બધી તૈયારી કરાવું."

"ઠીક છે ત્યારે, આવતો સરોશ રોજ ઠેરવો." મેહેરબાઇએ સુચવ્યું.

"સરોશ રોજ? સરોશ રોજને કેટલા દહાડા રહ્યા વારૂં?"

"આજથી વીસ દહાડા." શીરીન બોલી.

"સારૂં ત્યારે," દોરાબજી બોલ્યા. "વીસ દહાડામાં બધું પુરૂં કરવાનો હું હુકમ કરશ."

થોડો વખત સુધી તેઓએ જુદી જુદી બાબદો ઉપર વાત ચલાવી.

"કેમ હમણાં આપરા પરોસી માણેકજી દુબાસનો નોશેરવાન બરાબર આવતો જતો દેખાતો નથી?" દોરાબજીને એકદમ તે યાદ આવવાથી તેવણને પુછ્યું.

"હા આવેચ તો ખરો, પણ કોઇ કોઇ વખત થોડો વાર આવીને ચાલી જાયચ. હમણાં કંઇ ઘણો વખત સુધી થોબતો નથી." મેહેરબાઇએ ખોલાસો કીધો.

"નહીં બાવા," શીરીન બોલી ઉઠી, "નોશેરવાનને હમણા તો ચાકરી મળીચ તેથી એનેથી આવવાનું બનતું નથી."

"હં! એમ, વારૂં હું સાંભળીને ઘણો ખુશી છેઉં."

"પણ હવે એ પોતાનીજ મેળે ખરતો થાય તો સારૂં, એટલે આપુને એને કહેવાની અગત નહીં પડે." મેહેરબાઇ બોલ્યાં.

"કાંય માંયજી એય કાંય?" શીરીને અધીરાઇથી પુછ્યું.

"એટલે એમ, કે એ એમ ઘડી ઘડી હ્યાં આવ્યા કરતો'તો ને તારી સાથે કલાકના કલાક સુધી તાહેલાં ચલાવતો'તો તે મને ગમતુ'તું નહીં." મેહેરબાઇ હવે જરા તનકો કરી બોલ્યાં.

શીરીનને આ સાંભળી ઘણી શરમીંદગી લાગી અને તેથી તેણીનું મન પણ ગુંચવાડામાં પડયું.

પણ ગમે તે હો, તો પણ નોશેર તેણીને વહાલો હતો. તેણીએ તેને પ્યારો ગણ્યો હતો અને હજુ પણ તેણી ગણતી હતી. તેણીનો ચાહ ખાલેસ હતો. નોશેરને તેણી ચાહતી હતી તેનું કારણ કાંઇ રૂપ્યા પૈસાની નીચ મતલબ નહીં હતી, તેથી ઉલટુંજ નોશેર જેવાને તવંગર કરે એવી હાલતમાં તેણી હતી; પણ નોશેરને તેણી ચાહતી હતી તે એટલાજ માટે કે તે તેણીને ગમતો હતો અને તેથી તેને ખાતર તેની વફાદારી ઉપર વિશ્વાસ રાખીને કોઇ પણ તરેહનો ભોગ આપવાને પણ તેણી તૈયાર હતી અને ખોદા જાણે તેણીએ કેવો ભોગ આપ્યો પણ હશે!

એવી રીતના પ્યારથી જે ચાહે તે હંમેશ પોતાના વહાલાનો બચાવ કરવાને તત્પર રહે તેમાં નવાઇ શું? અને તેથીજ હમણાં પણ શીરીન નોશેરનો બચાવ કરવાને મેદાન પડી.

"માયજી. તમે શું કહેવા માંગોચ તેની મને સમજ પડતી નથી. તમે શું એમ કહેવા માંગોચ કે નોશેરવાન હ્યાં આવેચ જાયચ તે તમુને પસંદ નથી? તમે શું તેને હ્યાં આવતો અટકાવવાનો વિચાર રાખોછ?"

"હા શીરીન, હું ખોલ્લું કેહુંચ કે હું એવોજ વિચાર રાખુંચ."

"એ શું બોલોચ માયજી! શું નોશેરવાન ખરાબ માણસ છે કે તમે એમ બોલોચ?"

"નહીં દીકરી શીરીન!" દોરાબજી હસતા હસતા બોલી ઉઠયા. "તારી માય એમ તો નહીંજ કહેવા માગતી હોય કે નોશેરવાન ખરાબ છે. એ જરાક આળસુ છે, બાકી ખરાબ તો નથીજ. બીજી બધી વાતે એ ભલી નજરનો, સાફ દીલનો અને સમજુ છે."

ભલા માણસોના દીલમાં ભલાજ વિચારો સદા વસે છે. પ્રમાણીકપણું જેનામાં કુદરતીજ થઇ પડયું હોય તેને અપ્રમાણીકપણાંનો વિચાર તે કયાંથી આવે? સચાઇ અને નિમકહલાલીનોજ છાપ જેના મન ઉપર પડેલો હોય તેના ધ્યાનમાં દગા અને નિમકહરામીની વાત તે કેમ ઉતરે? બુરાં માણસના ભીત્તરના વિચારો ભલો માણસ કેમ વાંચી શકે?

"દોરાબજી એમ નહીં," મેહેરબાઇ હવે લગાર વધારે સખતાઇથી બોલ્યાં. "નોશેરવાન ખરાબ છે કે સારો તે આપરે જાણી બેઠાં નથી. પારકાના દિલમાંનું પાપ આપરે પારખી શકીએ નહીં. બીજાઓના કહ્યા ઉપર પણ ધ્યાન આપવું જોઇએ. મને બેથી વધારે જણાંએ એ બાબે સલ્લાહ આપીચ અને તે મને વાજબી લાગેચ. કંઇબી સેતાન-ચોધડિયું બનતાં વાર નહીં લાગે, વાસ્તે કંઇ કશું થયા પછી તેનો પસ્તાવો કરવાને બદલે પહેલેથીજ તેનો ઉપાય લઇ રાખવો એમાં ડહાપણ છે."

પણ અફસોસ! એવું ડહાપણ મેહેરબાઇને થોડુંક આગમજથી સુજયું હતે? જે પસ્તાવાથી મેહેરબાઇ બ્હીધાં હતાં તેજ પસ્તાવાનાં ફળો ઉગ્યા પછી તેવણને તે ઝેરી રોપો કાપી કહાડવાનો વિચાર આવ્યો હતો—કિસમત!

"નહીં-નહીં માયજી, તમે એકજ લાકરીએ બધું ગોવારૂં હાંકોચ તે મને તો ઠીક લાગતું નથી." શીરીન હવે લગાર ગુસ્સામાં આવી બોલી, "આપરાં પાંચ આંગલાં જેમ સરખાં

નથી તેમ દુન્યામાંનાં બધાં માણસો પણ સરખાં નથી. એવું આડું બોલી કોઇ બીચારાની શાખ પારવી એ મને ગમતું નથી."

અરે પણ દુકતી તુંને શાનું એટલું બધું લાગી જાયચ ?" પોતાની ચંચળ દીકરીએ કીધેલો આવો બચાવ સાંભળી દોરાબજી મોટે સાદે હસ્તા બોલ્યા.

"નહીં બાવા, મને લાગે તેને વાસ્તે નહીં પણ હું તો એમ કેહુંચ કે કોઇની પીઠે કોઇને વાસ્તે નરસું બોલ્યે તે સારૂં નહીં. આટલો લાંબો વખત એને બેફીકર આવવા દીધો ને હવે એને એકદમ ના કહીયે તો એને કેવો ગુસ્સો લાગે વારૂ ?"

"ચપ-ચપ શીરીન !" ગુલબાઇ હવે અતી ઘણી ચીડ સાથે બોલ્યાં. "તું જાણે નહીં, સમજે નહીં ત્યારે અમસથી પટપટ ના કર. હા આટલો વખત મેં એમ થવા દીધું તેમાં મારીજ ભુલ થઇ એમાં શક નહીં, પણ હવેથી મારી એ ભુલ હું સુધારવા માંગુંચ. જેખી કોઇ મલેછ તે મને એમજ કહેચ ને બધાં કહેલું બોલેલું મારેથી બેદરકારીથી સંભરઇ શકાતું નથી. જે વીશે હું પોતે પારકાંઓને શિખામણ દેઉં તેજ હું મારા પોતાના ઘરમાં કેમ ચાલવા દેઉં ? વાસ્તે બીજી વખતે જેવો નોશેરવાન હયાં આવે તેવોજ તું તેને ધીરેથી મારો વિચાર જણાવજે અને જો તું નહીં કહેશે તો હું કહ્યા વગર રહેનાર નથી. હમણાંના એ જુવાન પોર્યાઓ માટે મારો વિચાર સારો નથી. એ બધા એક-એકથી સરસ ઠગારા અને લુટારા છે. ફ્રામરોજ એવો બહારથી નહીં દીસે, પણ અંદરથી એવો હોય તે આપરે શું જાણચે ? તેનો બચાવ તું કરવા નીકલી પડેચ, પણ તારી વય શું ? તારી પોહોંચ કેટલી ? તારો અનુભવ કેટલો ? એ બધા ધોત્તા-ધાત્તા ઠગારાઓ તારે રાહે-રસ્તે કયારે આવેલા ? તારા બાવાબી ભોલા

છે, પણ હું એવું ચાલવા દેનાર નથી. વાસ્તે શીરીન એ આવે ત્યારે ખચીત તારે કહેવાને ચુકવું નહીં.”

પોતાની ચબરાક માતાનું એવું લાંબું ભાશાણ સાંભળી શીરીન ચુપજ રહી ગઇ; પણ તેણી ચુપ રહી તે કાંઇ પોતાની માતાના આવા કઠણ શબ્દો સાંભળી ગુસ્સે થઇને નહીં, પણ તે શબ્દોમાં તેણીને જણાયલી કુંઇ સચ્ચાઇને લીધે હતી.

શીરીન જો કે આકુળી હતી, તોપણ સમજુ હતી અને તેથી હવે તેણીએ જોયું કે એવી બાબદોમાં તેણીને માતાને વધારે અનુભવ હોવો જોઇએ અને સારાં કે નરસાંને પિછાણવામાં તેણીની માતાજ વધારે લાયક હોવી જોઇએ. પણ હવે એ ઉપરથી તેણીનાં દીલમાં દહેશત ઉપજી. પોતાની માતાએ જે ઠગારા જુવાનિયાઓ વિષે ઇસારો કીધો હતો તેમાંનોજ એક નોશેરવાન પણ હોય તો? તેનો સઘળો આ દેખાડેલો પ્યાર ખાલી ઢોંગી હોય તો? તેની વફાદારી ઉપર ભરોસો રાખી આંધળાપણાંથી જે રીતે તેણીની તાબે થઇ હતી તેનો તે ઠગાઇ અને નિમકહરામીથી બદલો વાળે તો?

એવા વિચારો તેણીને હેબતાવવાને અને બેચેન કરવાને પુરતા હતા, એમ જો સઘળું બને તો તેણીના હાલ શું! પણ શું નોશેરવાન એવું કરે તેવો હતો? ના નહીં. એવો વિચાર આ નિર્દોશ ભોલી નાદાન અબળાએ ધિઃક્કાર સાથે કાહડી નાખ્યો. તોપણ તેણીએ મજબુત ઠેરાવ કર્યો કે બીજી વખતે નોશેરવાન મળે તેવોજ તેને સઘળી હકીકતથી વાકેફ કરવો, અને પોતાનો પરણવાનો વિચાર મેહરબાઇ અને દોરાબજી આગળ જણાવી દેવાને તેને મજબુત અરજ કરવી. તેણીના મનમાં હવે ખરેખરી ચતપત થવા લાગી હતી. અને તેથી રાત દીન હવે નોશેરવાનના ફરીથી આવવાની તેણી અત્યંત ઇંતેજારીથી વાટ જોવા લાગી.

ગરીબ બાપડી ભોલી શીરીન!

## પ્રકરણ તેરમું.

### સમજુ સ્નેહી—વાજબી સલ્લાહ.

"આ જુગમાં નીકલયા છે એવા જવાન,
ધરાવે છે જેવો કાંઇ ઊછીકું જ્ઞાન.
જેમ કાંકીડો બદલેછે આપીકો રંગ,
તેવી રીતના છે એ ચતરોના ઢંગ.
સેતાન—નીતિની કરેચ તરફેણ,
તકોબરી કરેછે દીન અને રયન.
ન સુધરે કેળવણીથી છંડો કદી,
ન થઇ શકે અંધારી રાતથી જુદી.
વીછુના પાળનારને વીખજ મલે,
સર્પ બચ્ચો આખર તે સર્પજ ઠડે."

મનસુખ.

શીરીનને તેણીની માતાએ આપેલા હોકમ પછી થોડાજ દિવસો વીત્યા હતા. વખત સાંજનો હતો. 'ગઝદર કોટ'નો બગીચો સરેશ્તાની હલિયારીથી હસતો અને સરેશ્તાની ખુશબોથી બેહેકતો બની રહ્યા હતો, અને તેના દિલખુશ કયારાઓમાં ખુબસુરત ભાઇ બેહેન પોતાની સરેશ્તાની સેહેલગાહ લેતાં હતા. તેઓ થોડો વખત બાગબાનોને કાંઇ અગતજોગી સુચનાઓ કરતાં હતાં. થોડો વખત જુદી જુદી વાતચીતો ચલાવતાં હતાં, થોડો વખત પંખેરાંઓનાં પીંજરાં આગળ તેમનાં સુંદર ગાયણો સાંભળતાં ઊભાં રેહતાં હતાં, અને થોડો વખત ફરામરોજના એક માનિતા 'ટેરીયર' જાતના મોટા, કુતરા-'પ્રીન્સ'-સાથે તરેહવાર ગમતોમાં મશગુલ થતાં હતાં. બંગલાનો મોટો દરવાજો તેમની સામેજ આવેલો હતો અને જ્યાં તેઓ ઊભાં હતાં ત્યાંથી રસ્તા ઉપરના રાહદારીઓને તેઓ જોઇ શકતાં હતાં થોડાક વખત પછી એક ઘણા

એશકી પારસી જવાનને તેઓએ રસ્તા ઉપરથી જતાં દીઠો. અચાનક રીતે તેને બાગ તરફ નજર કીધી અને ફ્રામરોજની અને તેની નજર એક થતાંજ એકદમ અચકી તે હસ્તે મોહડે બાગમાં દાખલ થયો.

"સાહેબજી! ફ્રામરોજ, કેમ છે?" પણ તે પોતાનું બોલવું પુરૂં કરે તે અગાઉ તો પ્રીન્સ એટલો જોસમાં ભુકતો તેની સામે ગયો કે તે તાતજ થઇ ઉભો રહ્યો.

"ચપ પ્રીન્સ! બી કુવાયટ!" ફ્રામરોજે પ્રીન્સને ધમકાવી પાછો વાળ્યો, અને પોતે—"ઓહો નોશેરવાન, કંઇ ઘણે દાહડે દીસયા?" એમ બોલતો તેની તરફ આગળ વધ્યો. જર પોતાની જગ્યા ઉપરજ ઊભી રહી ફુલો વીણવામાં ગુંટઇ.

ફ્રામરોજને મળવા આવનારો શખસ શીરીનનો માનિતો આશક માણેકજી દુબાશનો નોશેરવાન હતો.

"હા ફ્રોમરોજ, આપરે હમણાં કોઇ કદાચજ મળીએચ ઘણાંએક સ્કુલના આપરા સોબતીઓ સંસારી જીંદગીમાં છુટા પડયા પછી કદાચજ મલેચ. એ તો ભાયગ કે આપરે એટલા પણ મલીયેચ."

"હા ખરી વાત નોશેરવાન એવું બનેચ ખરૂં. જીંદગીના જુદા જુદા રસ્તાઓમાં સર્વે પડયા એટલે પાછો મેલાપ ઘણે લાંબે વખતે થાય એમાં શક નહીં. હમણાં તમે શું કરોચ નોશેરવાન?"

નોશેરવાન આએ અંચીતા સવાલથી સેહેજ ગુંચવાડામાં પડયો.

"હું હમણાં કેઠે ચાકરી નથી, માહરા બાવાનુંજ કંઇ કામકાજ કરૂંચ તેજ."

ફ્રામરોજે એ સવાલો વધુ લંબાવ્યા નહીં, અને તેઓ બીજી થોડીક વાતચીત કરી છુટા પડયા. જતી વેળાએ

તેણે જર તરફ જોયું પણ તેની તરફથી કંઇપણ નહીં સાંભળવાથી તેને કંઇપણ બોલ્યા વગર ચાલી જવું પડયું.

"ફરામ, એ કોણ? તમારો દોસ્ત થાય?" જરે પુછયું.

"છત જર," ફરામરોજ ભવાં ચહડાવી ધિઃક્કારથી બોલ્યો, "એવાને હું મારો દોસ્ત ગણું તો મને પોતાને અપમાન થાય."

ખબરદાર ફરામરોજ નોશેરવાનની ચાલચલણથી કોઇ અનજાણ્યો નહીં હતો, તેનાં પાપી મનના સઘળા વિકારો વિષે અને તેની વર્તણુકની સઘળી ભુંડી વળણો માટે તેને પુરતી માહિતી હતી. અને તેથીજ તે નોશેરવાનને જરની નજદીકમાં આવવા દેવાને બદલે, પોતેજ આગળ તેને મળવા વધ્યો હતો, અને પોતાની પાક બેહુન સાથ આ પાપી પુરૂષની ઓળખાણ વટીક કરાવવાના તેણે અખાડા કીધા હતા, જો કે નોશેરવાન તો એવી ટકના માન માટે તત્પરજ હતો.

પોતાનો ભાઇનો જવાબ સાંભળી જર અજાયબાથી તેનાં મોહડાં તરફ જોવા લાગી.

"એમ કાંય ફરામ?" તેણીએ આતુરતાથી સવાલ કીધો.

"જર, માણેકજી દુબાસનો છોકરો એ નોશેરવાન એવી કીસમના માણસોને લગતો છે કે જેઓનું કામ મેં તુંને ઘણી વેળા સમજાવ્યુંચ તેમ, પોતાના બાપોના આપેલા ઘણાએક પૈસા અને કુદરતની આપેલી થોડી બુદ્ધિનાં જોર પર મુસ્તાક રહી પોતાનાં પાપી મનના બધા વિચારો પાર પાડવાનુંજ ફક્ત હોય."

"હું! એ ત્યારે એવો ખરાબ છે? એમ સમજીને તો નહીં આપરો ચંચળ પ્રીન્સ એને ભોંસવા ગયો હોય?" જર હસ્તી હસ્તી બોલી, "કોઇ પારસીને ભોંસવાની તો એને ટેવ નથી. એને પોતાને કદાચ એવી અક્કલ સુજી હોય?"

"એમાં શક નહીં જર," ફરામરોજ પણ હસ્તે મોહડે બોલ્યો, "પ્રાણીમાં કદાચ એવી બુધ્ધિ હોય."

"પણ એ તો તમુને ઘણે હસ્તે મોહડે બોલાવા આયો તમુને ને એને ઓળખાણ તો સારી હોશે?"

"એવું કંઇ નથી. હું એનેથી દુર રેહવા માગુંચ પણ એ પોતેજ મને કોઇ કોઇ જગાઓ ઉપર આવીને વરગયા કરેચ, એ મને તદન નાપસંદ છે. જો કે એના જેવો એક-પણ દોરાબજી શરાફનાં ઘેરમાં તો પર્યો ને પાંઠર્યો છે." ફરામરોજ મશકેરી તેમજ તાજુબના અવાજમાં આ છેલ્લો વાકય ધીમે સાદે બોલ્યો.

"દોરાબજી શરાફના ઘેરમાં આએ નોશેરવાન પર્યો ને પાંઠર્યો!" જર અજબ થઇ બોલી.

"હા, ને જો હું ભુલતો નહીં હોઊં તો દોરાબજીની ખુબસુરત દીકરી શીરીનનો તો એ ઘણો મા–મા–માનિતો છે."

વળી પાછું ઘણી અચરતી સાથે જરે, પોતાનાં ભાઇના મોહડાં સાંમે જોવા માંડયું.

"દોરાબજીનાં ઘરમાં પરોટાયલો ને વળી શીરીનનો માનિતો! એ શું વાત તમે મને આજે કેહોચ ફરામ?"

"તુને એ સાંભળી અજાયબી લાગેચ જર, પણ એ ખરીજ વાત છે." ફરામરોજનું એ બોલવું ઘણા ગંભીર અવાજમાં હતું.

"શીરીન—મારી વાહલી જીવેજાનની સહીનો આએ લુચ્ચો પોરયો માનિતો થાય! પણ એની ચગોર માય કેમ એવું ચાલવા દેચ?"

"જર આએ તારૂં તાહેલું ફોકટનું છે. જેમ હું જાણુંચ તેમ બધાં થોડાંજ જાણેચ કે નોશેરવાનની ચાલ ખરાબ છે."

"પણ તમને એ સંબંધ કેવો લાગેચ?" જરે પોતાની વાહલી સહીનું ભલું હઇડે ધરી આતુરતાથી ફ્રામરોજને પુછ્યું.

"ઘણોજ નાપસંદ; નોશેરવાનનો કોઇબી કુટુંબ સાથનો સંબંધ હું ધિઃક્કારવા લાયક ગણુસ." ફ્રામે પોતાનો વિચાર મજબુત ભાર મુકી જણાવ્યો.

જર હવે એ બાબદ ઉપર ચુપ રહી. ફ્રામે જે રીતના મકમપણાથી પોતાના વિચારો જણાવ્યા હતા તે ઉપરથી તેણી સમજી ગઇ કે તેની ઇચ્છા શીરીન અથવા તેણીની માતા નોશેરવાનની ચાલથી વાકેફ્ થાય તો સારૂં એવી હતી. નોશેરવાન શીરીનનો માનિતો હતો એમ જણાવતાંબી જે નાપસંદગી દેખાડનારો ગંભીર અવાજ તેણે વાપરયો હતો તે ઉપરથી જરબાનુંને ખોલ્લું માલમ પડી આવ્યું કે એવાં સંબંધના પરીણામ માટે ફ્રામરોજનાં મનમાં ઘણી ધાસ્તી હતી. પણ હવે એક કુમારીકા તરીકેની તેણીની સભ્યતાએ જરબાનુને એવી નાજુક બાબદ ઉપર વધારે કાંઇ સવાલ જવાબો કરતાં અટકાવી. અને હવે પોતાની ફ્રરજ અદા કરવાની શું રહી તે મનમાંજ સમજી, તેણીએ હવે નવીજ કાંઇ બાબદ ઉપર વાતચીતની વળણ ફેરવી. ફ્રામરોજ પોતેબી અગત જોગા પોતાના સઘળા વિચારો જણાવી ચુકો હતો તેથી તેણે પણ વાતચીતની આ ફેરવાયલી વળણ નાપસંદ લાગી નહીં.

* * * * *

ઉપલા બનાવ પછી બે ત્રણ દિવસો ભાગ્યે ગયા હોય એટલેજ એક મોટે ખાંચરેનાં લગનની મીજલસમાં અકલમંદ જરબાનુનો તેણીની ઉછાછલી પણ જીવેજાનની સહી શીરીન સાથે મેલાપ થયો. એ તેઓનો મેલાપ ઘણે લાંબે વખતે થયો હતો તેથી ઘણા પ્યાર અને દિલસોજી સાથે તેઓ ભેટયાં. લાંબો વખત સુધી તેઓએ જુદાં જુદાં ટાહેલાં ચલાવ્યાં.

એકેએક ખુબસુરતીને ટકર મારે એવી આ બે નારીઓનો જે મેલાપ થયો હતો તે એટલો તો ખુશ અને મનહર લાગતો હતો કે મીજલસમાં ભેગી મળેલી સર્વે બાનુઓની આંખો તેઓ ઉપરજ ઠરી રહ્યા વગર રેહતી હતી નહીં. લગનના ભપકાદાર પોશાકથી ખીલી નિકળેલી તેઓ બન્નેની ખુબસુરતીનો ચળકાત એટલો તો હતો કે તેનાં વર્ણનમાં એટલુંજ કેહવું બસ થાય કે તે ચળકાત અને તે તેજ તેઓના કોઇ છુપા આશકો—જો કોઇ હોય તેઓને—દિવાના બનાવી તેઓના પગ પાસે મિનતજારી કરતા રોળતા કરવાને પુરતો હતો.

વાતચીત દરમ્યાનમાં જરે એટલું તો જોઇ લીધું કે આગલા વખતની બેદરકાર, મસ્તીખોર, હસ્તી રમતી, ચીબાવલી શીરીન હવે એકદમ ફેરવાઇ ગઇ હતી. દાબી રાખવાની તેણીની ગમે એવી વેત્રણો છતાં તેણીના દીલમાંની છુપી ઇંતેજારી અને ઉદાસી વખતો—વખત બાહેર પ્રગટ થયા વગર રેહતી હતી નહીં. વારેઘડીએ તેણીનું ધ્યાન કાંઇ બીજીજ બાહેરની બાબદ ઉપર રોકાઇ જતું હતું અને તે વખતની તેણીની વાતચીત દામાડોલ જેવી થતી હતી, તેણીના જવાબો વગર ઢંગઢડાના અપાતા હતા, અને તેણીનો જીવ બેચેન બની જતો હતો.

શીરીનની એવી હાલત જોઇ જરને પેહેલાં તો આનાકાની લાગી, પણ સેવટે આવી ટક નહીં ખોહવાનો અને શીરીનને આવી બારીક બાબદથી વધુ વાર બેખબર નહીં રાખવાનો તેણીએ ઠરાવ કીધો. થોડા વખતમાં કંઇ સંજોગથી તેઓ એકલાં પડી ગયાં.

“શીરીન.” તે એકાંત તકનો લાભ લઇ જરે શરૂ કીધું.

“કાંએ જર? કંઇ કેહવોચ?”

"શીરીન, માહરી બેહન, તમારૂં ભલુ ચાહીને કંઇ પુછું તેનો વગર ગુસ્સો કરવે મને બરોબર જવાબ આપશો?"

શીરીનનો ચેહેરો સફેદ થતો ગયો.

"જર, મારાં બેહન તરીકે પુછો તેનો હું ગુસ્સો શાનો કરૂં? મારાં વાહલાં બેહનને હું જુહું ક્યારે કેહુંચ?"

"શીરીન, શું માણેકજી દુબાશનો નોશેરવાન તમારે ત્યાં આવતો જતો છે?"

વિજળીનો આંચકો લાગો હોય તેમ શીરીન ચોંકી. ખોદા માલમ શું વિચારથી! કદાચ તેણીને પોતાને ધ્યાન પણ નહીં હોય કે હું ચોંકી છું. એ અસર જરે જોઇ પણ તેણી તે બાબે અખાડા કરી ગઇ.

"દુબાશનો નોશેરવાન? હા તે હમારે ત્યાં આવેચ ખરો. કાંએ વારૂં?" પણ એટલો જવાબ દેતાં તો તેણીના ચેહરા ઉપર સંપૂર્ણ પ્રીકાસ પંથરાયો હતો. એવું જોઇ જર તેને વિષેનું પોતાનું ખરાબ મત એકદમ જાહેર કરતાં અચકઇ.

"શીરીન," જર તેણીનાં ખભાં ઉપર માયાથી હાથ મુકી તેણીની તરફ હસ્તે મુખડે જોતી જોતી બોલી, "શીરીન, તમને તેની સાથ કંઇ વધારે દોસ્તી છે?"

શીરીન તેણીની સામે મુંગે મોહડે ટીકવા લાગી.

"બેહેન, મારા સવાલનો જવાબ?" જરે પ્યારથી પૂછ્યું.

"જર પ–પણ એવા સવાલ પુ–પુ–પુછવાનું કા–કા–કા–કારણ શું?"

"નહીં શીરીન, તમે એટલાં ઉશ્કેરઇ નાં જાવો. હું તમને ખરાબ લગાડવા કે અપમાન આપવાની મતલબથી બોલી નથી. તમારો જવાબ, મારી વાહલી શીરીન, તમારાં મોહડાં પરથી, હું મેળવી ચુકીચ. પણ તેથી હું તમારે વાસ્તે ખરાબ બોલ-

વાની નથી. મારૂં કેહવાનું એટલુજ છે શીરીન કે નોશેર-વાનપર કંઇબી રીતનો પુરતો ભરોસો રાખવા આગમચ સંભાળ રાખશો તો વધારે સારૂં. જુવાન પોરયાઓ, શીરીન, આપુને ઠગી જતાં વાર નહીં લગારે. હમણાનાં એ લોકોનાં કારસ્તાનો જાણ્યા પછી આપુને જરા બ્હીને ચાલવું જોઇએ. નોશેરવાન માટે હું કંઇ કહી શકતી નથી પણ ફક્ત દુન્યાદારીની રીતે હું ફકત તુંને માહરી બેહેન દાખલ સલ્લાહ આપુંચ. ફરામરોજ મને જે કેટલીએક વાતો આવીને સંભળાવેચ તે ઉપરથી એટલી સંભાળ લેવું હું તમુને કેહુંચ. તેમ કરવું કે નહીં તે શીરીન તમારા હાથમાં છે."

"જર, મારી ડાહુપણવાળી સહી, તમે જે બોલોચ તેને બોલેબોલ મારાં માયના બોલ સાથે મળતો આવેચ. હું કબુલ કરૂંચ, જર, તમે જે બધું કહોચ તે હું કબુલ કરૂંચ. નોશેર-વાન સાથની વધારે દોસ્તી રાખવામાં મેં જે ભુલ કીધીચ તે હું હવે પુરતી સંભાળથી સુધારવાને ચુકશ નહીં." શીરીન આએ સઘળું નીચે મોહડે બોલી હતી. અને એ વેળા નિર્મળ આંસુના ટીપાં તેણીના હાથમાના રૂમાલ ઉપર તપકતાં જરની નજરે પડયાં. "હમણાં તો એ કેઠે ચાકરી રહોચ તેથી આવતો નથી પણ આવશે ત્યારે, જર હું એને મારો વિચાર જણાવશ."

જરને અજાયબી લાગી. નોશેરવાન ફરામરોજ તો આગળ તો પોતાને બેકાર રહેલો જણાવી ગયો હતો, અને વળી તેને ચાકરી ક્યાંથી મળી! તેની ઠગાઇ તુરતજ તેણીનાં ધ્યાનમાં ઉતરી, પણ હવે વધારે બોલી શીરીનને વધારે દુઃખી કરવાનો તેણીનો જીવ નહીં થયાથી એ વાત ઉપર તેણીએ ધાંકણ વાળ્યું.

એ પછીનો સઘળો વખત શીરીનના કોમળ મનમાં તરેહવાર ભયભીત વિચારો જુમ્બેશ મચાવી રહ્યા હતા.

નોશેરવાન જેવા જુવાનોની ચાલચલણનો એકજ રીતનો ચિતાર તેણીની જઇફ માતાએ અને તેણીની જુવાન સહીએ આપ્યો હતો.

શું એજ ચિતાર નોશેરવાનની ખાસ્યતો દરશાવાને પણ કામે લાગી શકે? એવા વિચારોથી તેણીનું મગજ ભમવા લાગ્યું, તેણીની છાતી ધડકવા લાગી!

---

## પ્રકરણ ચઉદમું.

## વેહેમની ઝેરી જીંદગી.

"કજાત ઓરત કરતાં ભલું તન–દરદ,
જીવતું જેહાંનમ ભોગવે એ નારનો મરદ.
થાયચ તેને હશી ને ખુશી હરામ,
રેહચ તેના દુશમન સુખ ને આરામ.
રેહજો બદ ઓરતની પેદાશ કમ,
બદ-ઓરતથી થાયચ ઘર ગામમાં સીતમ,
દરીદર ને દરદ લાવેચ કંકાસ,
કજાત નારના ધણીને પહોંચે છ નાશ."

મનસુખ.

ભુલેશ્વર આગળના હિન્દુઓના દેહરાંની થોડકે છેટે આવેલાં એક કંગાળ ઘરના બીજા માળ ઉપરના એક વધારે કંગાળ ઓરડામાં આપણે નજર કરીએ.

વખત સમી સાંજનો હતો અને ફકત બેજ ન્હાની બારીઓ ધરાવતો તે ઓરડો હોવાથી બાહેરના બાકી રહેલાં થોડાંક ઉજરડાંથી પણ વધારે થોડું ઉજરડું તેમાં પડતું હતું. ઓરડાનાં બારણા ઉપર જુદી જુદી જાતના કેટલાએક પત્થરોનું અને જુદા જુદા દેખાવના કેટલાંએક હાડકાંઓનું એક બિહામણું તોરણ ટાંગેલું હતું. ભીતોએ છેલ્લાં પંદર વરશો થયાં

રંગ કે ચુનો જોયો હોય એમ જણાતું નહીં હતું, અને તેઓ ઉપર તરેહુતરેહુની એબલગામની મુરતીની શિકલો હલકા રંગોએ રંગેલી હોયા ઉપરાંત જુદાં જુદાં ગોળ અથવા ચોરસ ખાણાંઓ પાડી તેમાં કાંઇ ગુચવણ ભરેલી ગણત્રીઓમાં આંકડાઓ અને ગ્રહોના નામો લખાયલા દેખાતાં હતાં.

લાંબી દાહડીવાળો એક જઇફ જોગી જેવો પુરૂશ પોતા પાસે રાખ, કંકુ ઇત્યાદિની ન્હાની થાળીઓ, અને પાણી તેલ અને દુધનાં નાંનાં કુંડાઓ ગોઠવી મેલમાં દુબી ગયલી એક પોથી વાંચતો અને હાથમાંની એક મેલી થયલી માળા સેરવતો બેઠો હતો. એ ઉપરાંત બીજા આશરે અરધો દજન ચહડતી ઉતરતી વયના પુરૂશો બેઠેલા દેખાતા હતા. તેઓ બ્રાહ્મણ જેવા લાગતા હતા અને તેઓ સઘળા અરધાં ઉંઘાડાં શરીર સાથે કોઇ ઇંગાર ફુંકવામાં, કોઇ રંગીન દોરાઓ વનવામાં, કોઇ કાંઇ લખવામાં, કોઇ કુંડલાંઓ પાડવામાં, કોઇ પોથી વાંચવામાં, તો કોઇ પેલા જોગી તરફથી થતા હુકમો બજા લાવવામાં રોકાયલા હતા.

આ જોગીસ્થાન એક મોટાં 'જાદુઇખાના' તરીકે પ્રખ્યાતી પામેલું હતું. પેલો જઇફ જોગી, જેનાં મોહડાં ઉપર સફાઇ તો નહીં પણ ઠગાઇ રમી રહી હતી અને જેની ઝીણી અંદર પેસેલી આંખો ઇશ્વર-ભકિતનો તો નહીં પણ જર-ભકિતનો પડછાયો આપી રહી હતી તે, આ જાદુઇખાનાનો વડો હતો. અને તેની ઠગાઇ અને જર-ભકિત શિખનારા તેના સાગેર્દો પોતે કેળવણી લીધા ઉપરાંત તેના મોતેબર ધંધામાં તેને કિમતી મદદો આપતા હતા.

એ તે 'કાળા-જોગી'નું આશકારા થયલું જાદુઇખાનુ હતું. એ તે સ્થાન હતું કે જ્યાં જગતમાં પોતાનેજ સૌથી દુખી માનનારા વેહેમી જીવડાઓ દુખથી તારણ પામવા માટે

પોતાનાં ધ્રુજતાં પગલાંઓ દાખલ કરતા હતા. એ તે મકાન હતું કે જ્યાં, મોટે મોટે ખાંચરેની અજ્ઞાન બાનુઓ-હિન્દુ, પારસી કે મુસલમીન-પોતાની ખ્યાલી આફતો દુર કરવા માટે આ ગંધમારતા કાળા જોગીને ચરણે પડવા પોતાના બ્હીતા-ધ્રુજતા દેખાવો છુપાછુપ આવી જતી હતી. એ તે કંગાળ 'હેવડી' હતી કે જેના કદરૂપા ઊંબર અંદર, માહુભારત દિવાન-ખાનાઓમાં વસનારાંઓ પોતાના માન ભર્યાં અને પનોતાં પગલાંઓ મુકવાને અચકાતાં કે કુમકુમતાં નહીં હતાં. એ ગોયા એક આરામગાહ હતી કે જ્યાંથી, દુખી વહુઓ કલાંટ સાસુઓ-અસંતોષી બાયડીઓ-અદેખી નનંદો ને ભાભીઓ-હુસદખોરા શત્રુઓ-દુખી ભરથારો અને એ ઉપરાંત બીજા અભણ વેહેમીઓ જેઓ આ આગળ વધેલા કેળવણીના જમા-નામાં પણ એ કિસમના પછાડામાં માનનાર તેવાઓ દુઃખોના વમળમાંથી છુટી પોતપોતાને બંધ બેસ્તી આશાયશો ભોગવ-વાની જુગતીઓ મેળવવાને આતુર અને ઉમેદવાર બનતા હતા. એ તે જાદુઇસ્થાન હતું કે જ્યાં, ભુંડી કુજાત ઓરતો પોતાના રાંક અને ભોળા ખેશીઓને તરેહ તરેહના આજાબ પહોંચાડ-વાની કુપીંણ મતલબથી અથવા તો કોઇ ચોકસ મુરબ્બી અથવા ખેશીની માયા મેહેરબાની સંપૂર્ણ રીતે ખેંચી લેવાની નીચ નેમથી કાંઇ જાદુઇ નુશખો હાથ કરવા પોતાની નાહુ-સતી-ભાગતી મુલાકાતો આપી જતી હતી. એ તે કાળા જોગીનો કાળો બદીનો ભંડાર હતો કે જ્યાં કીનો-કપટ-અદે-ખાઇ-દુશમનાઇ-અને બેવફાઇજ સદા ભેગી મળતી હતી. હ્યાં એક ચમત્કાર નજર આવતો હતો કે જે હલાલનો પૈસો હરામમાં ઉડતો દેખાડવાની શકિત ધરાવતો હતો! હ્યાં આ એક અજાયબી દીસતી હતી કે બોલીહરાઝ ઉઠાવગીરોની એક નાંની મંડળી સેંકડો લુચ્ચાં માનવીઓ વટીકને પણ પોતાની

હથેળીમાં રમાડી નાખતી હતી, અને તેમની પોતાનીજ રાજીખુશીથી તેમના ગજવામાંનો પૈસો પોતાની થેલીમાં સેરવી દેતી હતી!

'કાળા જોગીની દેવડી'માં ઉપર જણાવ્યા મુજબ સૌ કોઇ જુદાં જુદાં કામોમાં રોકાયલાં હતા, એવામાં દાદર ઉપર ઝડપથી પણ ધીમે અવાજે ચહડતાં કોઇના પગળાં સંભળાયાં. ચેલાઓમાંનો એક ઉઠયો, થોડાવારમાં તેણે એક સાદા પોશાકવાળી પારસી બાનુને દેવડીમાં દાખલ કીધી અને તુરતજ તે નીચે ઉતરી ગયો.

ઓરડામાં દાખલ થતાં પેલી બાનુ કાળા જોગી આગળ ઝડપથી ગઇ અને તેનાં પગે પોતાનું માથું નમાવ્યું. જોગી સાહેબ પોથી વાંચવામાં રોકાયલા હતા તેથી થોડો વખત ગાળી કહાડી તેવણે પોતાનું સર ઊંચકયું અને પેલી પગે પડેલી બાનુને ઉઠી બેસવાનો હોકમ કીધો.

"બચ્ચ, તેરા નામ કયા?" જોગીએ તોરમાંજ પુછયું.

"બાવા સાહેબ, મેરા નામ હીરાંબાઇ છે." અભાગયા ફરદુનજી ગઝદરનાં કજાત હીરાંબાઇએ હાથ જોડી જવાબ દીધો.

જોગી સાહેબ પાછા પોથીમાં રોકાયા.

કેટલોક વખત નિકળી ગયો, અંધારૂ થવા માંડયું, એક ચેલાએ દીવેટ સળગાવી, અને પેલો બાહેર ગયલો ચેલો પાછો ફર્યો.

આવતાંવાર તે જોગી પાસે ગયો, અને તેની પાસે મુકેલાં વાસણો એમથી તેમ ગોઠવતો હીરાંબઇથી અનજાણી કાંઇ ભાષામાં કાંઇ બોલી જોગીને કાંઇ સમજાવ્યું. જોગી તો હજુર પોથીમાંજ ગુંથાયલા હતા.

"બાવા સાહેબ!" હીરાંબઇ બીહુતાં-બીહુતાં બોલ્યાં.

એક ભીખારીની અને એક શેઠીઆની હાલત તેવણુની અને જોગીની હાલની હાલતને મળતી હતી.

"ક્યા કહત હો, બોલ દે."

"બાવા સાહેબ, મેં ગરીબ બાઈની એક અરજ છે."

"તું ગરીબ હય!" જોગી હવે પોથીમાંથી, મોહડું કાહડી હીરાંબઇ તરફ જોઇ બોલ્યો.

"હા બાવાજી, ગરીબ માણુસ છેઉં."

"તું જુઠ બોલતી હુયે." જોગી ડોળા કકડાવી બોલ્યો. હીરાંબઇ ગભરાવા લાગ્યાં.

"નહીં બાવાજી મેં જુઠું બોલતી નથી. હું ગરીબ છેઉં અને ગરીબને દુખમાંથી છોડાવશો તો તમારો મોટો આભાર થશો."

"અબે છોડ દે અયસા ઢોંગ, કમબખ્ત જુઠી! તેરી હાલત મય સબ પિછાણતા હોઉં. એ તું અબ સચ ન બોલી તો મેં તેરા કુચ્છપણ સુનનેવાળા નહીં, તું ઉઠ હાંસે!"

હીરાંબઇની છાતી હવે સંભળાતી ઢપે ધડકવા લાગી. જે દેખાવમાં અને પોશાકમાં તેવણ આવ્યાં હતાં તે ઉપરથી તો તેવણની હાલતની વાકેફગારી કાળો જોગી મેળવે એમ તો નહીં હતું. ત્યારે હવે તેણે જાણ્યું કેમ? શું તે એમ કરીને તેવણના સાર તેવણને પોતાનેજ મોહડેથી લેવાનો તે ઇરાદો રાખતો હતો? એ વિચાર તેવણને વાજબી લાગ્યો, અને તેથી તેવણે હજુ થોડો વધારે વખત પોતાની ગરીબાઇ દેખાડનારી કાકલુદીઓ ચાલુ રાખવાને ઘટતું વિચાર્યું.

કાળા જોગીની ધાંધળ અને ઘોંઘાટ ભર્યાં બોલવા આગળ તેવણુની ઝબાન સેહેલથી ઉપડતી નહીં હતી એટલુંજ નહીં, પણ હિન્દુસ્તાની બરાબર બોલવાની ખેરસલ્લા હોવાથી તેવણે પોતાના વિચારો અને મતલબો જણાવવાની પણ બેહદ

મુશ્કેલી પડતી હતી, અને તેથી તેવણ વારેઘડીએ મરાથી હિન્દુસ્તાની અને ગુજરાતી ભાષાઓનો રમુજી છબરડો કરી દેતાં હતાં.

"અરે બાવા સાહેબ, તમુને કોની ઉલટું સમજાવ્યા હોશે. હીરાંબાઇ કોઇ બીજી પૈસાવાલી હોશે, બાકી મેં તો સોગંદ ખાઇને બોલેચ કે ખરેખર ગરીબ છેઉં."

"અરે નીકલ હ્યાંસે! કમબખ્ત નાપાક! ગાડી ઘોડામે આકર બયઠતી હય ઔર કેહુતી હય કે ગરીબ હઉં."

તોબા! હવે તો હ્યાં હદ થઇ. તેવણ ગાડીઘોડે બેસીને આવ્યાં છે, એટલું બધુંબી આ ખુને બેઠેલો જોગી જાણી શકે તેમાં તેના જબરા એલમની ખુબી શિવાય હીરાંબાઇને બીજું કંઇ પણ માલમ પડયું નહીં. કાળો જોગી એક જબરો જાદુ-ગર છે એમ તેવણે નક્કી માન્યું અને રખેને હવે તે ગુસ્સામાં આવી તેવણને 'ત્યાંજ જીવતાં ને જીવતાંજ બાળી મુકે' એવી હસવા સરખી ફિકરમાં તેવણ આવી પડયાં.

કાળા જોગી તેવણની હાલતથી ખરેખરી રીતે પુરેપુરો વાકેફ હતો એ તો હવે વગર શકની હકીકત થઇ પડી અને હવે કંઇ છુપાવાનાં ફોકટ ફાંફાં મારવામાં તેવણને કંઇ પણ ડહાપણ જેવું દીસ્યું નહીં અને ઔર એમ ફાંફાં માર્યાથી તે વધારે ચીરડાશે અને તેથી તેવણની ધારેલી ધારણાઓ સઘળી ઉંધી વળશે તેની તેવણને ચીંતા ઉપજી.

કાળા જોગીનો પેલો સાગેર્દ તેવણ જોતાં વારજ નીચે ઉતરી ગયો અને થોડેક વારે પાછો આવીને તેને કાંઇ જુદી ભાષામાં કહી સંભળાવ્યું તે સઘળા ખરા બનાવોનો ખરો ભેદ કોઇ બીજો ચતુર પુરૂષ યા નારી સમજી શકતે, પણ હીરાં-બાઇ જેટલાં વેહેમી તેટલાંજ બેસમજ પણ હોવાથી કાળા

જોગીને મળેલી ખબર તેણે પોતાનાં જાદુનાંજ જોરે મેળવી હતી એમ તેવણે ખાત્રીથી માન્યું હતું.

કાળા જોગીનો છેલ્લો ગુસ્સા ભર્યો જવાબ સાંભળી થોડો વખત જે જુદા જુદા ધાસ્તીભર્યા ખ્યાલોમાં હીરાંબાઇ ગરક થઇને બેઠાં હતાં તે સઘળો વખત જોગી પાછો પોઠી વાંચવામાં ગુંટાયો હતો અને તેમ કરતાં તે, જે છુપી ફિકરમાં હીરાંબાઇ ગરક થયાં હતાં તે ઉપર, મનમાંજ હસતો હતો.

"વારૂં બાવાજી, તમે એમ કેહોય તો એમ. હુવેબી હું બોલતાં તેપર ધ્યાન દેઓ."

"નહીં–નહીં, હમ જોગી લોકો જુઠા આદમીકી સંગ બાત કરનેકુ રાજી નહીં હય. તુમ જાવો હ્યાંસે!"

"નહીં નહીં બાવાજી, એક વખત મેરેકુ માફ કરો. અમ તુમેરે ઘરવેર આયાચ ને તુમ એમ ના બોલો તે અછા નહીં. તમારી મહેનતકા બદલા આપશું!"

"અછા, જલદી બોલો તુમ કયા માંગત હો."

"બાવાજી એક બુઢા હમકુ ઘણો જુલમ દેતા હયે, ઇસકા કંઇ એલાજ દેખા દેવો."

"કીસ તરેહકા ઇલાજ તુમ મંગતી હય?" હીરાંબાઇના બોલવાની મતલબ ઉપલા થોડાજ બોલોમાં સમજી જઇ, કાળા જોગીએ એ સવાલ પુછયો. હીરાંબાઇના જેવીજ ધારણાઓ રાખી આવનારાં ઘણાંએક માણસો સાથે તે સંબંધમાં આવેલો હોવાથી તેઓ થોડો બોલો એટલામાંજ તેઓના બોલવાની ખરેખરી મતલબ તે પિછાણી શકતો હતો.

પણ હીરાંબાઇ તેનું બોલવું એટલી સહેલાઇથી સમજી શકયાં નહીં.

"એટલે, જોગીજી તુમ કયા બોલતા તે મારી સમજમાં ઉતરતા નહીં હય."

"હેમક! ઇતનાભી સમજતી નહીં હય? કીસ તરેહકા એલાજ તુંમ મંગતી હય? મેરી પાસ તો બહોત હય. તું બોલે તો અભી ઉસકો મંત્રસે જલા દઉંગા, અગર તું ચાહે તો ઉસકુ અભી બુલાકે તેરી હજુરમે ખડા કરૂંગા, જો તું ચાહે તો અભી ઉસકા જાન લઉંગા, ઔર અગર તેરી ખુશી હોવે તો ઉસકુ વ્હો મરે તાંહુ તક આધા, પાવ, યા સારા દીવાના બનાઉંગા. બોલ, અભી તું કીસ તરેહકા મંગતી હય?"

હીરાંબાઇએ કાળાજોગીનું આ સઘળું બોલવું ખરૂં માન્યું અને એટલું બધું કરી દેખાડવાની તેની શક્તિ તરફ તરફ ભારે મોટી અજાયબી સાથે જોયું.

"કુયા મંગતી હય બોલ?" જોગીએ ફરીથી પુછયું.

"બાવાજી તુમ જે છેલ્લા બોલ્યા તેજ કરો તો બસ." આ ઘાટકી સ્ત્રીએ ધીમે ધીમે ઉપલો જવાબ દીધો.

"અછા કર દેઉંગા. અબ ઉસકા બદલા?"

"જે તુમ બોલો તે."

થોડો વખત પાછો જોગી વિચારમાં ગુંટાયો અને તેટલો વખત તે શું માંગશે, તે વિશેની ચિન્તા દર પળે વધવાજ લાગી. જોગી તેવણની હાલતથી વાકેફ થઇ ચુકયો હતો અને તેવણે નક્કી માન્યું હતું કે તે કાંઇ મોટોજ બુક ભરશે.

અને તેવણનું તે ધારેલું ખરૂંજ પડયું.

"અછા, અબ સુન લે. તું બોલેગા અયસા મેં કર દેઉંગા, અને ઉસકા બદલા મેં પંદરાસો રૂપ્યે લઉંગા."

પંદરસો રૂપ્યા! હીરાંબાઇ તો જોગીનું મોહડુંજ ટીકવા લાગ્યાં. પંદરસો રૂપ્યા! કાળા જોગીના બુક વિષેની તેવણે મનમાં ધારેલી મોટામાં મોટી ગણુત્રીબી એની અરધી હદ સુધી નહીં પોહોંચી હતી અને આ તો તે મોટામાં ગણુત્રીનીબી બેવડી થઇ.

"જોગીજી, એ—એ—એ તુમ ક્યા બોલોચ!"

"જો બોલા તો એજ. તુને સુના કે નહીં? પંદરાસો રૂપ્યા. ખુશી હોવે તો હા બોલો, નહીં તો ચલે જાઓ, રસ્તા ખુલ્લા હય."

"જોવસ ત્યારે, ઘર જાકે વિચાર કરશ." એમ બબડતાં તેવણુ ધ્રુજતે પગે ઉઠયાં.

જોગી કંઇબી કમતી કરશે એવી તેવણે સેવટ સુધી આશા રાખી હતી; પણ આ લુચ્ચો ઉઠાઉગીર પોતાની માંગણી મુજબજ મેળવવાને પુરતો ખાત્રીમંદ હોવાથી, પોથી વાંચવામાં ગુઠાયલો બેસીજ રહ્યો: અને તેથી હીરાંબાઇને પાછળા પગલાં ભરવા વગર છુટકો રહયો નહીં.

પંદરસો રૂપ્યા! હીરાંબાઇ ઉતરતાં ઉતરતાં મનમાં બબડવા લાગાં તેમ—'ઘરડાં ખખ થયલાં બેહુરામશાને ઘેલા કરવા માટે પંદરસો રૂપ્યાનો ખરચ!' લવાય કયાંથી—એ અપાય કેમ?

---

## પ્રકરણ પંદરમું.

## એક નવું પુતળું.

"You have been friends together,
In sunshine and in shade;
Since first beneath the chestnut trees,
In infancy you played."

*Caroline Norton.*

"રહ્યાંચ તમો મિત્રો સદા,
શું સુખને કે દુઃખને વખત;
જ્યારથી તે ઝાડોના છાંયડા હેઠળ,
રમતાંતાં બચગીની રમત."

કેરોલાઇન નોરટન.

સાંજનો વખત હતો.

શેહેર મુંબઇને શોભા આપનારા 'ઍપોલો' બંદર ઉપર રચના બની રહી હતી. મોજી શોખી માનવીઓનો મનપસંદ મેળાવડો; જોબનવંતી અબળાઓની ખુબસુરતીનો અને પોશાકનો ભેગો ચળકાત; વાજીંત્રોના મધુર ખુશ નાદો; સદા-જીવતા અને સદા-હીલતા સમુદ્રના નાનાં મોજાઓનો ધીમો છલછલાત; મેહેનતુ માછીમારોનાં હલેસાંઓનો છબકતો અવાજ; સમીસાંજની શીતળ લેહુકી; પવનના જોરે મોટા સડો બાંધી, સામાં આવતાં મોજાઓને કાપતી જતી હોડીઓની એકસરખી અને દમામ ભરી ચાલ; હલેસાંઓથી હંકરાતા નાના મછવાઓ અથવા કોટયાંઓનો વેહેતાં નીર ઉપરનો નાચતો થણુકતો અને ઊછળતો દેખાવ; ઘણે દુરથી પસાર થતાં વાહણોનાં—આ સમીસાંજના ધીમે-ધીમે બેસતા અંધકારમાં—ગુમ થઇ જતા આકારો; એ અને એવીજ બીજી કુદરતી ખુબસુરતીઓ ત્યાં નિહાળતા ઊભેલા માનવીઓને અપાર મજાહ અને આનંદ પમાડતી હતી. પારસીઓ, યુરોપીઅનો, યુરે-

ઝીઅનો, હોરાઓ, મારવાડીઓ, વાણીયાઓ, તાતીયાઓ, મુસલમાનો, વેપારીઓ, લક્ષાપતીઓ, વૈદક વિદ્વાનો, ધારાના હીમાયતીઓ, ધંધાદારીઓ, દલાલો, વિદ્યાભ્યાસીઓ, અને બીજાઓનો પંચભેળો મેળાવડો બની રહ્યો હતો. કોઇ એકલા બેઠા હતા, કોઇ પોતાના દોસ્તો સાથની વાતચીતમાં રોકાયલા હતા, કોઇ પાળ આગળ ઉભા રહી પોતા સામે પડેલા હીલતા માહસાગરની રચના નેહાળતા હતા, કોઇ વાજીંત્રોના શોકીનો બૅન્ડના સરોદો ઉપર હરખ ભર્યું ધ્યાન આપતા હતા, અને કોઇ જુદી જુદી ગાડીઓ આગળ ઊભા રહી માંહે બેઠેલી નાજનીનો સાથની પ્યાર ભરી અથવા રમુજ ભરી વાતચી-તમાં મજાહ લેતા હતા.

ઉત્તર દિશા તરફની પાળને અઢેલીને બે શખસો ઉભેલા હતા, અને પોતાની સામેના દરીયાની અને મછવાઓની હીલચાલો જોતા જુદી જુદી બાબદો ઉપર વાતો કરતા હતા. તે બન્ને પોશાકોના એકમળતાપણાં સાથ તેઓનો આકાર એટલો તો એક મળતો લાગતો હતો કે કોઇ પારકો શખ્સ તેઓને ભાઇઓ તરીકે સમજે. બન્ને ઉંચાં સીધા કદના, અને અણીયાળા રૂપાળા ચેહેરાના હતા. તેઓમાંનો એક તો પોતાની બચગીથીજ આપણી પુરેપુરી ઓળખાણમાં આવી ચુકેલો ફરદુનજી ગઝદરનો ફરામરોજ હતો, અને બીજો પાસે ઉભેલો જુવાન તેનો નાહનપણનો વાહલો એક દોસ્ત હતો. ફરામરોજના દેખાવનું વર્ણન તો આપણે જાણી ચુકયા છીએ. અને તેના દોસ્ત માણેકશાને માટે એટલુંજ જણાવવાની અગત્ય છે કે રંગ રૂપમાં ફરામરોજને મળતો આવવા સાથ તે તેનાથી બે ત્રણ વરસ નાની વયનો હતો.

ફરામરોજનો એ દોસ્ત તે શાપુરજી હાવરનો છોકરો માણેક પણ એક વેપારી તરીકેની જીંદગીમાં પેહેલેથી પડયે,

હતો. તેનું કુટુંબ તવંગર અને આબરૂદાર હતું, અને તે કુટુંબનો આએ નબીરો પણ કોઇ રીતે આબરૂ કે ઇજતમાં ઉતરતો નહીં હતો. દરેક રીતની ઘટતી છુટોનો તે પોતે હિમાયતી હોવા છતાં, સુધારાના ભપકા ભર્યાં નામ ટળે થતી કોઇપણ તરેહની અનીતિ અથવા બેમહુલાજા ભરી હસી મશ્કેરીઓને તે ધિક્કારતો હતો. કોઇબી છકેલી છબીલીની સંગતમાં રાત દીન ફરી તેણીના નખરાં અને નાજુકાઇને પુરતું ઉત્તેજન આપીને તેણીનીથી કાંઇ પાપી મજાહ મેળ-વવાની બુરી નિષ્ટાએ તેનાં ખાલેસ મનમાં કદી પણ પોતાનો વાસો કીધો નહીં હતો. અને જાહેરમાં કે બાતેનમાં કોઇબી દિવસે બુરા ખ્યાલથી ચલાવેલાં મોહુબતી સંદેશાઓ, અથવા પાપી ધારણાઓથી લીધેલી મોહુબતી મુલાકાતોનો આપણો ઉધરતો માણેકશાહ તકસીરવાર નહીં થયો હતો. ફરામરોજ પણ એવીજ રીતના વિચારો ધરાવનારો હતો તે તો આપણે જાણી ચુક્યા છીએ, અને તેથીજ બચપણથી જોડાઇ રહેલા આ મિત્રોની દોસ્તી વગર હરકતે ચાલુ રહી હતી; તેથીજ તેઓ બન્ને પારકાં કુટુંબોમાં અને મંડળીઓમાં, મનગમતો આવકાર પામતા હતા; અને તેથીજ તેઓ, ઘણાએક બીજા બુરી દયાનતના જવાનોના ધિક્કારમાં આવી પડયા હતા, કે જે ધિક્કારની તેઓને કંઇબી પરવા હતી નહીં.

ઘણો વખત સુધી જુદી જુદી બાબદો ઉપર તાહેલાં ચલાવ્યા પછી તેઓ બન્ને થોડો વાર ચુપ ઉભા રહ્યા હતા.

"ફરામરોજ, પુતલી આજે આવવાની છે?" માણેક-શાહે થોડો વાર રહી આ સવાલ પુછયો.

"મને ખબર નથી ભાઇ, કદાચ આવે તો આવે." ફરામરોજે જવાબ દીધો, અને તેમ કરતાં તેનાં સફેદ મોહડાં ઉપર સ્હેજ શરમીંદગીનો રતાશ પંથરાઇ રહ્યો.

"ઘણો વખત થયો એ હ્યાં તો હિસતીજ નથી."

"કંઇ અડચણ સર આવવાનું નહીં બનતું હોય. મનેબી એ લાંબો વખત થયો મળી નથી."

"ત્યારે હવે આજે એ આવે તો સારૂં, તમે તો એને જોવાને ઇંતેજાર થઇ રહ્યા હશો." માણેક પોતાનાં મિત્રનાં મોહડાં તરફ તીકતો હસ્તો હસ્તો બોલ્યો.

"નહીં ઇંતેજારી જેવું તો કાંઇ નથી; આજે નહીં તો થોડા દહાડા રહીને મળશું."

"ફરામ, હવે એનાં માયબાપની મરજી પુછીને બધું નક્કી કરવાની તમે શું કામ ધીલ કરોચ તેની મને સમજ પડતી નથી."

"સઘળું ધીરજથી તેને વખતે થશે, અધીરા થવાની કાંઇ જરૂર હું જોતો નથી."

"પણ એવી એક બાબદમાં ઢીલ કરવી એમાં હું ડાહ-પણ વપરાયલું સમજતો નથી. ઘણીએક ધારેલી આપણી ધારણાઓ કંઇક અણધારેલા બનાવોથી ઉલટઇ જાયચ તે શું તમે જાણતા નથી?"

"હું તે જાણુંચ માણેક, પણ મારી હાલતમાં એવું કંઇ બનવાના સંભવો મને દેખાતા નથી. પુતલી ઉપર મને જે ભરોસો છે તે ઉપરથી તો કશી ફિકર રાખવાનું મને કારણ નથી, અને વળી એનાં માતપિતાબી મારી તરફ કોઇ રીતની નાખુશી કે નામરજી ધરાવતા હોય એવું હું માનતો નથી."

"એનાં માતપિતાની તમારી તરફ પુરતી મરજી હોય એમાં કંઇ શક નહીં, અને એમાં કંઇ નવાઇ પણ નહીં. કારણ કે તમે તેઓનાં સગપણમાં જવાને કોઇબી રીતે નાલાયક નથી. પણ મને ધાસ્તી એજ છે કે રખેને કોઇ બનાવો પુતલીનું કુમળું ધ્યાન ફેરવે. તમે ગુસ્સો કરો નાં, હું તો

એક સાધારણ સચ્ચાઇ ઉપરથી બોલું છું કે ઓરતોનું ધ્યાન ઘણું કરીને કાંઇ વધારે મજબુત લાલચો તરફ ખેંચાઇ ગયા વગર રેહતું નથી."

"તમે કહોચ તે ખરી વાત છે માણેક, અને હું તેનો ગુસ્સોબી કરતો નથી. પણ એમબી જો કદાચ બન્યું તો ખેર, તેમાં મારો અખત્યાર નથી. જો તેમ કરવાની પુતલીની ખુશી હશે તો હું અડચણ લેનાર નથી. નામરજીથી એ મારી થાય તેને બદલે મરજીથી એ કોઇ બીજાની થાય તો વધારે સારૂં કે નહીં?"

"ખચીત, એ વિચારબી ઘણો તારીફ લાયક છે. પણ નહીં, તમો વચ્ચેની આટલા લાંબા વખતની મોહબત ભરેલી દોસ્તીને વિસારી દઇ પુતલી તમારી તરફ બેમરવત થાય એમ હું માનતો નથી, અને તેવું થાય એમ હું ઇચ્છતોબી નથી."

"ખરેખર, એટલા લાંબા વખતની દોસ્તી કે તે કદી છુટી પાડી શકાયજ નહીં, મોહબત એટલી જુની કે કોઇ નવીને તે કદી જગા આપી શકેજ નહીં. બચગીના બેફિકર વખતથીજ હમો સાથે રમેલાં, હસેલાં, અને એટલુજ નહીં પણ વસેલાં. નાનપણની ઘણીએક રાતો મેં પેસતનજી ગાંધીનાં મોટા બંગલામાં ગુજારેલી મને યાદ છે, અને તેમજ પુતલી પોતેબી ઘણીએક વેળા મારે ત્યાં રહી મારા માયાળુ કાકા બેહરામશાહના ખોળામાં રમેલી તેનું મને પુરતું ધ્યાન છે. ત્યારથીજ હું પુતલીની પરિક્ષા લેતો આવ્યો છું, અને ત્યારથીજ મારી કસોટીએ તેણીના બધા સદગુણોને જાહેર પાડી મારાં મનને ગમતી તેણીને બનાવી છે.

"ને લેવો, તે મનગમતીજ હ્યાં આવી પુગી." માણેક ઝડપથી બોલી ઉઠયો, અને ફરામરોજનું ધ્યાન તેણે દેખાડેલી આંગળી તરફ ખેંચાયું.

# પ્રકરણ સોળમું.

## મીઠી મુલાકાત.

"કાલી જેની કીકીના નાતરસી તીર,
શું સાધુ સન્યાસી, શું જવાન કે પીર—
ના મસ્ત રહેલાં જીગરમાં ઉપજાવે ફાટ—
લુટે તેમની રામશની, રમત ને રાહાત;
ઉછલતાં જેણીનાં જોબનનો તાબ—
ઝું જે ભગતનાંબી દીલ જેમ કબાબ;
એક વેહેંતમાં સમાતી જે કોમળ કમર—
બાળે ભલ-ભલાનાં દુઃખી જીગર.
હેરાન રહી જે બોલે કે—'કયારે કીસમત—
આ મનમોહન માશુક લાવે માહરે દસ્ત!'"

(મહોબતની "મારી રાત")

જે બાજુ તરફ માણેકે આંગળી દેખાડી હુતી તે તરફ એક શોભીતી બ્રોહુમ તુરતનીજ આવીને ઉભી રહેલી ફરામરોજે જોઇ, અને તેમાં એક ખુબસુરત બાનુ બેઠેલી તેની નજરે પડી.

"ખચીત એજ છે." ફરામ બોલી ઉઠયો, અને એ વખતે તેને ઉપજેલી ખુશાલી દાબી રાખવા માટે તેણે કીધેલી સઘળી કોશેશ છતાં, તેના મોહુડાં ઉપર જાહેર થયા વગર રહી નહીં.

"વાહુ ફરામ, હ્યાં તો પેલી કેહુવત છે કે 'વાત કરો ફરેશ્તાની અને તે તમારી સામનેજ આવી લાગશે' તેવું થયું છે! ઓ હો મારા જુવાન દોસ્તના દિલમાં તો હરખ સમાયો જતો નથી." માણેક રમુજ કરતો કરતો બોલ્યો.

"માણેક, મને તે તરફ જવા દેશો? હું હુમણાં પાછો આવી લાગશ, ગમે તો તમે હ્યાંજ ઉભા રેહુજો."

"ખચીત તમને જવું જોઇએ, નહીં તો આએ મગરૂર ખુબસુરતી તમોપર ગુસ્સે થયા વગર રેહેજ નહીં. અને પાછા આવવાની ફીકર ના કરો, મને તો કામ છે માટે હું તો ઘેરજ જાઉં છું, તમે ગમે ત્યારે આવજો, સાહેબજી." એટલું બોલી આ શ્યાણો મિત્ર ચાલતો થયો, અને ફ્રામરોજ પોતાના મનમાં તેનો મોટો ઉપકાર માનતો, પેલી સુંદર ગાડી તરફ પગળાં ભરવા લાગ્યો.

પેસ્તનજી ગાંધીની આ પુતલાં સરખી પુતલી દીકરી જેવી બંદર ઉપરના આ પંચભેલ રળ્યામણા મેળાવડામાં આવી લાગી તેવીજ તેણી દરેક જાતના દરેક લોકોની ટીકાયલી આંખોનો શેકાર થઇ પડી હતી. અને ખરેખર ઘણાઓ તો ત્યાં એવા પણ હતા કે જેઓ વાજીંત્રના સરોદો સાંભળવા અથવા સમુદ્ર કાંઠાના મનહુર દેખાવ નિહાલવા માટે નહીં પણ જુવાન બાનુઓનો પરીરૂપી ચેહેરો જોવા માટેજ ત્યાં આવી લાગ્યા હતા. પુતલી સમજતી હતી કે તેણી કેવી હાલતમાં છે; તેણી પુરતી રીતે વાકેફ હતી કે તેણીનીજ ગાડી આગળ સુંદર અને એશકી જુવાનોની થતી ઘણી આવજાવનું કારણ તે પોતેજ હતી; અને તેણીને જાણવાને કાંઇજ મુશ્કેલી નહીં પડતી હતી કે ઘણાએક તેણીના ઓળખીતાઓ જેઓ નમીને અને હસીને તેણીને સલામ કરતા હતા તેઓ સઘળા, જો તેણી પુરતું ઉત્તેજન આપે તો, પાસે આવીને તેણીની સાથે મધુર વાતચીતમાં ભેળાવાને ઇંતેજાર હતા.

પણ તેઓમાંના કોઇની ઇંતેજારી બર આવતી નહીં હતી. સઘળાઓને તેણી તરફથી એટલો તો ઠંડો આવકાર મળતો હતો કે પાસે આવવાની કોઇની પણ હીંમત ચાલતી નહીં હતી, અને તેઓ સઘળા પોતાને એથી એક જાતનું

અપમાન થયલું ગણી આ મનમોહન પુતળીની મગરૂરી તરફ છુપાં દાંત્યાં કચકચાવતા હતા.

પુતલી તે ખરીજ પુતલી હતી. જે આકાર તેણીનો ઘડાયો હતો, તે કુદરત પોતેજ ઘડી શકે; એટલુંજ નહીં, પણ કુદરત પોતેજ તેનો ખ્યાલ વટીક કરી શકે. જે રીતનું માન દરેક વર્ણ અને વર્ગના મરદો તરફથી તેણીને મળતું રહ્યું હતું તે માન છીનવી લેવાને ઘણીજ થોડી બીજી નાઝનીનો શક્તિવાન હશે. તેથીજ તેણી બીજા ઘણાએક ફાંકડા પોશાકના પણ ફુટેલી બુદ્ધિના તવંગર જુવાનોની મોહબત તરફ મગરૂરી ભરેલી બેદરકારીથી જોતી હતી. અને તેથીજ તેવી મગરૂરી પણ તેણીને છાજતી થઇ પડતી હતી. આસમાની રંગની એક કીંમતી સાડી અને ઘણાંજ ફાંકડાં સફેદ બ્લાઉઝ અને બીજાં ઊંચાં ઘરેણાઓનો શણગાર કરીને જે તોર અને મરોરથી તેણી બેઠી હતી તે તોર કોઇ માહાભારત શેહેનશાહના તોર સામે પણ ટક્કર ઝીલવાની કોશેશ કરતો હોય એવું જણાતું હતું: અને તેણીની ચંચળાઇથી ભરપુર કાળી આંખોની કીકીમાંથી જે ચમકારાઓ બાહેર પડતા હતા, તે ચમકારાઓ સામે કોઇપણ રીતની તુંદાઇ, તકોબરી કે ગુસ્સો ટકી શકે એમ વિચારવું મૂર્ખાઇ ભરેલું ગણાય અને ટુકમાં એટલુંજ કહીશું કે ઘાટકી કુદરત ઘણી વેળા પોતાની રમુજ માટે મોહબત ભર્યા સેંકડો મરદોને નાઉમેદી અને ગમના બળત્રાંમાં બાળી રાખ કરવા જે કેટલીએક અદભુત જોબનવંતી અપસરાઓ ઉત્પન્ન કરે છે તે અપસરાઓમાંની એક એ પુતળી હતી.

થોડાજવારમાં ફરામરોજને પોતા ભણી આવતાં તેણીએ જોયો. તેણીએ પોતેજ હશીને તેને આવકાર દીધો અને તેજ વેળાએ સેહેજ રતાશ તેણીના ચેહેરા ઉપર પ્રગટ થઇ એટલો

તો ઝડપમાં ગુમ થઇ ગયો કે તે ઘણો ખરો તો કોઈના જોવામાં પણ આવે નહીં.

એ ઉપરથી ખુલ્લું પૂરવાર થયું કે સઘળાઓમાં એકલો ફ્રામરોજજ તેણીનો હરખભર્યો આવકાર મેળવવામાં ફત્તેહ પામ્યો હતો. સઘળા બીજા પત્થરોના ઝુમખામાં એકજ એ નંગ હતું કે જેનું તેજ એ ઝવેરનાં તેજને ટક્કર મારી શકયું હતુ.

---

## પ્રકરણ સતરમું.

## વહાલી વાતચીત.

"આહા! યાદ છે મને——
પેલો વખત જ્યારે આપણે બે
———×ની પેલી જાણીતી જગે,
બોહળા પેલા પીપળાના છાંયડા અંદર,
રમુજી વાતોથી ખુશ કરતા જીગર;
વાત કરી ઠેડવેલે વખ્તે સદા,
હરખ ભરી 'શેકહેંડ' થી પડતા જુદા."

મનસુર.

ફ્રામરોજે પોતે પણ તેણીની ગાડી આગળ જતાં જતાં ખાત્રીથી માન્યું કે ત્યાં જતાંવાર તેપણ સઘળાઓનું ભેગું ધ્યાન ખેંચનારી ચીજ થઇ પડયા વગર રેહશે નહીં, પણ તેવા વિચારથી કંઇપણ રીતે બીહુવા અથવા નબલો પડવાને બદલે તે પુરતાં મકમપણાં સાથે તેણીની આગળ જઇ ઉભો.

"કેમ બાઇ, કેવી ખબર?" તેને હસ્તે મોહડે પુછયું, "કંઇ ઘણે દહાડે મળ્યાં?"

"હા ફ્રામરોજ, માયજી જરા સીક હતાં તેથી આવવાનું બન્યુંતું નહીં. જરબઇ હ્યાં આયાંચ વારૂં?"

"નહીં પુતલીબઇ, આજે તો હું એકલોજ આયોચ."

"બાઇ, ને પુતલીબઇ!" પુતલી અજબ થઇને બોલી, "ફ્રરામ આજે કંઇ ભારમાંજ છેવો? હું ઘણે દાહાડે મળી તેનો કંઇ ગુસ્સો આયોચ કે શું?"

"ત્યારે હું પુતલી કરીને પ્યારથી બોલું?"

"મારી પુતલી કરીને બોલો એમ બોલાવવાનો હું તમુને હક આપુંચ."

"ત્યારે તો તારો ભારે આભાર માનુંચ મારી વહાલી પુતલી. તારી તરફથી થતી ઘણી મેહેરબાનીને લીધે મારી સામે કેટલા બધા દુશમની ધરાવી રહ્યાચ અને તેઓ બધા કેવી અદેખાઇની આંખે મારી તરફ જોયછ તે આસ-પાસ જોયાથી તુંને માલમ પડશે. જરા આજુબાજુ નજર તો ફેરવ."

"પ્રીકર નહીં, જોવા દેવો તે લોકને. મને તેઓની પર-વાહ નથી. કોણુને ચાહવો અને કોણુને નહીં તે સમજવાનું અને તે કરવાનું મારૂં કામ છે. એ ગમે તેવાબી હોય પણ તે આજકાલના; અને તમે, ફ્રરામ તમે તો કંઇ મુદતના મારી ઓળખાણ અને મારી દોસ્તીમાં આવી ચુકેલા."

"ખરેખર પુતલી, એમાં કંઇ પણ શક નથી. મેં થોડાજ વાર આગમચ મારા માણેકશાને જે કહ્યું તે તમારા બોલ-વાને બોલેબોલ મળતું હતું."

"ત્યારે માણેક સાથે શું તમે હમણા મારીજ વાત કરતા'તા કે?" પુતલી હરખાઇને બોલી.

"હા, હું છેલ્લાં એમજ બોલ્યો કે ઘણા લાંબા વખતથી હું પુતલીને મારી કસોટી ઉપર તપાસતો આવ્યોચ ને તે તપાસ એને પુરેપુરી મારે મનગમતી બનાવે છે."

"સાબાશ ફ્રરામ, આએ સરટીફીકેટ માટે મારે તમારો કેટલો બધો આભાર માનવો જોઇએ!"

"ને હું એમ બોલું તેટલામાં તો માણેકજ બોલી ઉઠયો કે લેવો તેજ મનગમતી હ્યાં આવી પુગી છે."

"ખચીત ફ્રરામ, તમારે મનગમતું થવામાંબી હું મોટું માન સમજુંચ."

"તેથી ઉલટુંજ, પુતલી જેને તું ચાહે તેને હું ભાગ્યશાળી સમજુંચ. બીજાઓ ઘણાબી હ્યાં તેમજ બીજે ઠેકાણે એવા હોશે કે જેઓ તારી આવી મોતેબર ખુબસુરતી પાસ કદમબોશી કરવાને તૈયાર થાય, પણ તે છતાં તે સઘળાંઓ માંથી તેં મનેજ પસંદ કીધો છે એટલે તે હું મારાં સારાં ભાયગનું પરીણામ સમજુંચ."

"તેનું કારણ તો મેં તમુને જણાવ્યું કેની? જેની સાથે મેં મારી જીંદગીનો લગભગ બધો ભાગ ગુજારેલો, જેની સાથે બચગીની બધી તરેહ તરેહની રમતો હું રમેલી તેનીજ ઉપર હું મારી પસંદગી જણાઉં નહીં તો બીજા કોણ ઉપર? તેણે મને દલગીર કે ગુસ્સે થવાનું કોઇબી દહાડે કંઇબી કારણ આપ્યુંચ? કે તેના કુટુંબ તરફથી કોઇ પણ વખતે મને કે મારા કુટુંબને અપમાન થયુંચ?"

"કદી પણ નહી. શાને માટે થાય?" ફ્રરામરોજ એ સાંભળી નીચું મોહડું રાખી, બોલી ઉઠયો.

"તો ત્યારે તેને દુર કરવાનું કે તેનેથી દુર રહેવાનું મને કારણ શું હોય? એટલાજ વિચારો, વહાલા ફ્રરામ, મને પુરતા છે. એ ઉપરાંત વળી તમે બીજી કોઇ પણ રીતે નાલાયક નથી. તમારો ચેહરો, તમારો ખુબસુરતીથી ભરપુર ચેહરો, કોઇ નીચ દુશમનની અદેખી આંખોને કદરૂપો લાગે તો કોણ જાણે; બાકી મારા જેવી હાલતની કોઇ ઓરત તો તેને

હરગેજ પોતાની નજર આગળથી દુર ગયલો જોવાને ચાહે નહીં."

"બસ-બસ-બસ પુતલી, આટલી બધી વખાણોને તો હું તદન નાલાયક છેઉં અને એ મને પસંદ નથી. પુતલી આપણે નાંધલાંજ રહયાં હોતે તો કેવું સારૂં થતે! ત્યારે તો આપુને એવા વિચારો અને એવી સરખામણીઓ કરવી પડતેજ નહીં. બચગીના વખતમાં તો આપણી મોહબત તરફ કોઇ પણ અદેખાઇથી જોતુ'તું નહીં; તે વખતે તો એવો કોઇ એક પણ નહીં હતો કે જે હંમેશ મને તારી સંગતમાં રહેતો જોઇને છુપી નાખુશી કે નાઉમેદીમાં બળતો થાય. આહા! કેવા હરખથી હું તે વખતને યાદ કરૂંચ પુતલી, કે જ્યારે મારા બાગના મોટાં મોટાં ઝાડોના છાંયામાં બેફીકર બેસી તરેહ તરેહની નિર્દોષ પણ રમુજી વાતોમાં અને રમતોમાં આપણે કલાકના કલાકો પસાર કરતાં હતાં. ત્યારે શું આપુને કંઇ સ્વપનો હતો કે તે દોસ્તી થોડો વખત ગયા પછી કંઇ જુદાં રૂપમાં બદલાઇ જશે અને વળી તે બદલાઇ ગયલું રૂપ લોકોની નાખુશી ભરેલી નજરનું મુલ થઇ પડશે."

"શું છે ફરામ? એવી અદેખાઇ વિશે તમે વારેઘડીએ બોલોચ તેનું કારણ મને સમજ પડતું નથી. હું તમુને કહી નથી ચુકી કે લોકોની મરજી કે વિચારની હું કનવાર કરવાની નથી. તમે જેમ કહુવોચ તેમ હું પણ આપણી આગલી હાલતને યાદ તો ઘણી કરૂંચ તોબી આએ હાલત પણ કોઇ કોઇ રીતે મને અણગમતી નથી. જો આપણને કોઇ હેરાન કરવા માંગશે તો તેઓની ધારણાઓ ઉંધી વાળવાની શું આપણામાં શકિત નથી?"

"પુતલી તું 'આપુને' કરીને ના બોલ. લોકો હેરાન જો કરશે તો મને એકલાંનેજ, તુંને નહીં. હેરાન કરવાને વિચાર

જો તેવો કરે તો તેનો ભોગ હું થવશ, તું નહીં. તેઓ ચાહેચ તુંને, નહીં કે મને."

"છટ-છટ ફરામ તમારો વિચાર ખોટો છે, તમારૂં એવું બોલવું જેટલું નકામું તેટલુંજ મને પોતાને અપમાન ભરેલું છે. જો તમુને હેરાન કરવા કોઇ ચાહુશે તો તે અટકાવવાનું પણ મારા હાથમાં છે."

"પુતલી ગુસ્સો કરતી ના, પણ મારૂં મત એથી ઉલટું છે. મરદનું મન તેના હાથમાં છે એવું જો કોઇ મને કહે તો હું તે ઘડીભર કબુલ કરૂં; તેમ ઓરત વિષે જો કોઇ બોલે તો તે હું માની શકું નહીં. ઘણીએક એવી ચીજો છે, ઘણાક એવા દેખાવો અને બનાવો છે પુતલી, કે જે ઓરતનું મન ફેરવવામાં ઘણી વેળા ફત્તેહ પામે છે."

"તમારા આજના વિચારો કંઇ ઘણા નવાઇ જેવા છે ફરામ; એ તમે ક્યાં વાંચી આયા?"

"માણેક કંઇ એ મતલબનું બોલ્યો તો આજે, અને તે થોડું ઘણું કંઇ મારાં ધ્યાનમાં ઉતરેચ."

"હું હું, ત્યારે માણેકશા ભાઇએ આજે મારી બદગોઇ કીધેલી લાગેચ; ફરામ એવા દોસ્તો—"

"તેણે તારી બદગોઇ કીધી નથી પુતલી, એવી ખોટી બદનામી તેને સર તારે મુકવી નહીં જોઇએ. હું ખરૂંજ તુંને કહુંચ કે એક પણ બોલ તે એવો બોલ્યો નથી કે જેથી તુંને અપમાન લાગે અથવા જેથી તારે માટે મને ખોટો વિચાર આવે."

"કંઇબી તેણે અથવા કોઇ બીજાએ તમોને કહેલું લાગેચ અને તેથીજ તમારા આજના વિચાર અને આજની વાતચીતમાં ફરક પડેલો હું જોઉંછ."

"છટ, એ બધો તારો વહેમ છે પુતલી, તુ ધારેચ તેથી ઉલટુંજ માણેકે મને કહ્યુંચ અને તેમ જો હું કરૂં તો મારી બધી ઈંતેજારીનો છેડો આવી જાય.'

"તેવું તે શું કહ્યુંચ વારૂં ?"

"તે એજ કે આપરે સાથે જોડાઇયે."

એટલા વખતમાં તો તેઓની આસપાસ, નજદીક આવતી રાતનો અંધકાર ફેલાવા માંડયો હુતો અને તેથી ફાનણો સળગાવવા માટે ઘોડાવાલાના નજદીક આવવાથી તેઓને વાત કરતાં થોડોક વાર થોભવું પડયું.

"ત્યારે તેમ કરવાથી તમુને અટકાવનાર કોણ છે? એ ઢીલ જે થઇચ અને થશે તે તમારીજ મરજીથી, બીજા કોણની ?"

એટલામાં એજ આઇન વખતે, જ્યારે ફરામરોજ કાંઇ અગતનો જવાબ આપવા જતો ત્યારે પુતલીનો કોઇ દુરનો ખેશી જે અધોર ઉમરે પુગેલો કોઇ સાદો માણુસ દીસતો હુતો તે ઓચીંતો તેણીની પાસે આવી તેણીની ખેરઆફિયત પુછવા લાગ્યો.

આ વચે આવવાનું જો કે ઘણું કુવખતનું અને અણગમતું હતું તોએ તે તદન ભોળાપણાંથી થયલું હોવાથી અને વળી તે પુતલીનો તે ખેશી હોવાથી તેનો કંઇપણ રીતનો ઉપાય તેઓ કરી શકયાં નહીં, અને તેથી તુરતજ ફરામરોજને પુતલીથી છુટો પડવાની ફરજ પડી.

પુતલીથી છુટો પડી ફરામરોજ પોતાની ગાડી ભણી જતો હુતો તવોજ—"જો એજ, એને ધ્યાનમાં રાખજે!"—એવા ઝડપથી બોલાયલા બોલોનો ઘણોજ નરમ આવાજ તેને કાને પડયો. શું કારણથી ફરામરોજ તે બોલોને પોતાને લાગુ સમજ્યો તે આપણે સમજી શકતા નથી, પણ એટલું તો

ખરૂં હતું કે તેણે તુરતજ જે તરફથી તે અવાજ આવ્યો તે તરફ જોયું એટલે એક ગાડીને ઓઠે છુપાઇ જતા બે પારસીઓના આકાર તેની નજરે પડયા. એટલું તો ફરામરોજે ખાત્રીથી માન્યું કે એ બોલો તેને સંભળાવાની તેઓની ખાહેશ નહીં હતી પણ પવનની તેની તરફ વળણ હોવાને સબબે તે બોલો તેને કાને પડી શકયા હતા; અને વળી તેની એટલીપણ ખાત્રી થઇ કે તે દેખડાયલો શખસ તે પોતેજ હતો કેમકે નહીં તો તેની નજર પડતાંજ તેઓ છુપા થવાને ચાહે નહીં.

એ સઘળા બનાવો એટલી તો ઝડપથી બન્યા હતા કે તેથી ફરામરોજ ગુંચવાડામાં પડયા વગર રહી શકયો નહીં. તેને એમાં મોટો ભરમ છુપાયલો માલમ પડયો. પછી તેને એવોપણ વિચાર આવ્યો કે જે તરફ પેલા બે શખ્સ ગયા હતા તે તરફ જઇ તેઓનો દુંબાલો પકડવો, પણ તેટલા વખતમાં તો તદ્દન મોડું થઇ ગયલું તેને લાગ્યું, અને તેઓ તો કોઇ ટોળામાં ભેળાઇ ગયાથી હવે તેમને શોધી કાહડવાની તજવીજ તદ્દન વ્યર્થ થાય એમ સમજી તેણે તે વિચાર માંડી વાળ્યો.

બીજો વિચાર તેને એવો આવ્યો કે પુતળીને જઇને એ એ વિશે વાકેફ કરે, પણ વળી પાછું, તેણીને વગર કારણે બીહવડાવાનું તેને વાજબી લાગ્યું નહીં.

"ઓહ, છટ, મને લાગેચ કે એ મારો ફોકટનો વેહેમ છે. કંઇ વેહેમ આવે એવા સંજોગો બન્યાચ ખરા પણ તેઓને મારી સાથે જરાપણ સંબંધ હોય એવું હું માની શકતો નથી. એમ બનેજ શું કામ? કોઇપણ મારો દુશમન હોય એવી મને ખબર તો નથી. ને હોય પણ કાંહથી? અત્યાર

સુધી કોઇને પણ મારી સામે અદાવત રાખવાનું મેં કારણ આપ્યું નથી.”

એવો વિચાર તેના મનમાં સેવટે ઉપજ્યો, અને તેથી તુરતજ પોતાના દીલમાં ઉપજેલી ધાસ્તી ગુમ કરીને તે પોતાની ગાડીમાં જઇ બેઠો, ઘર તરફ હાંકવાનો કોચમેનને હોકમ આપ્યો.

ગાડી ઝડપમાં આગળ વધવા લાગી, અને લાંબો વખત સુધી તો ફ્રરામરોજ, તે સાંજે બનેલા બનાવોના વિચારમાં મશગુલ બની રહ્યો.

એ પછી તેની નજર અચીતી, ગાડીની સામેની બેઠક ઉપર પડેલી એક વાળેલી ચીઠી ઉપર પડી. કાંઇ ખાલી રદ્દી કાગજનું ચીઠરૂં પડયું છે એમ વિચારી પેહેલાં તો તેણે તે ઉંચકીને નાખી દેવાનું મન કીધું, પણ પછી તે સંભાળથી વાળેલું જોઇ તે શું છે બરોબર તપાસવાનો તેને વિચાર થયો. તુરતજ તેને બાહેર હાથ કરી ગાડીના ફાનસની રોશની આગળ તેને પકડયું, તેના ઉપર ટપકેના થોડા બોલો વાંચતાંજ તે ચમકતો જણાયો, અને પુરેપુરૂં વાંચીને ફીક્કા થઇ ગયલાં મોહડાં સાથે તે કાગળ હાથમાંજ પકડેલુંજ રાખી ગાડીની બેઠક ઉપર થપકાઇ બેઠો. કાગજમાં નીચે મુજબનું લખ્યું હતું:—

‘શેઠજી, સાવચ રેહજો! એટલાએક વગવાળા ને પેસાવાળા શખસો તરફથી તમુને કોઇ બાબદમાં હેરાન કરવાની અથવા ફસાવાની વેત્રણો થાય છે. તે બાબદ શું છે તે હું જાણી શકતો નથી; કંઇ વધારે લખી શકતો નથી.

લી૦ એક ભલું ઇચ્છનાર.’

“ઓ ખોદા! એ શું હોશે? પેલા બે શખસો મારેજ વાસ્તે વાત કરતા’તા એમાં તો હવે હું જરાકપણ શક ગણુતો નથી. પણ આએ લખનાર વળી કોણ હોશે?”

એવા એવા વિચારો ફ્રામરોજને, ગાડીમાંથી તેની એકલી હાલતમાં આવવા લાગ્યા. પણ એ શું થાય છે, અને તે શાને માટે થાય છે તેનો ખુલાસો મેળવવાને તે ફત્તેહ પામ્યો નહીં.

---

## પ્રકરણ અઘારમું.

### એક માનવંત ગૃહસ્થ.

"O serpent heart, hid with a flowering face!
Beautiful tyrant! fiend angelical!
Dove-feathered raven! wolvish-ravening lamb!
A damned saint, an honourable villain!"

*Shakespeare.*

"સુંદર શીકલમાં સંતાયલા ઝેરી એ સર્પ!
શોભીતા સીતમગર! ફરેસ્તારૂપી રાક્ષસ!
કબુતર-પીંછે ઢંકાયલા કાગડા!
મેંઢાં આકારનાં વખવખ્યાં વરૂ!
સાધુરૂપી સેહતાન, આબરૂદાર ઠગારા!"

શેકસપીઅર.

વાલકેશ્વરના દીલખુશ સમુદ્ર-કાંઠા આગળ આવેલો હોમજી શેઠનો ભપકાદાર 'મોતી મેહેલ' બેશુમાર બતીઓની ઝળકતી રોશનીથી ઝળકી રહ્યો હતો, અને તવંગર ઘરમાં થતાં મોટાં ખાનાં પીનાંને ટાંકણે થતી સઘળી દોડધામો ત્યાં ચાલી રહી હતી.

વળતાં પાણીની ઓટમાં તણાતા, મધ્યમ ઉંચાઇના, મધ્યમ પહોળાઇના અને મધ્યમ બુદ્ધિના એ હોમજી શેઠ હતા. રોશનીમાં ઝળકી રહેલો 'મોતી મેહેલ' તેવણનો પોતાનો ખરીદેલો હતો, અને તેવી રોશની અને તેવા મેહેલને નિભાવનારી મોટી દોલત પણ તેવણેજ મેળવેલી હતી.

કેળવણીનાં જોરની કંઇબી કુમક નહીં ધરાવ્યા છતાં, તરેહવાર તદબીરોથી પોતાના ચાલતા વખતમાં મોટી દોલત મેળવીને નિરાંતમાં દહડા ગુજારતા, જે કેટલાએક જઇફ પુરૂષોને જોઇને આપણે અજબ થઇયે છીએ, તે પુરૂષોમાંના આપણા હોમજી શેઠ એક હતા. દરેક પોતાની કોશેશોમાં ફાવવા માટે જે દોસ્તની તેવણે મદદ અને કુમક મેળવી હતી તેનું નામ નસીબ હતું; અને દોલત સંઘરવાની જુદી જુદી તદબીરો કરવામાં જે પ્યારી માશુકની તેવણે સલાહ માની હતી તેનું નામ કંજુસાઇ હતું. નસીબે તેવણને ચહડાવ્યા હતા, કંજુસાઇએ તેવણને નિભાવ્યા હતા.

પણ હાલતના ફેરફાર અને દોલતના વધારા સાથે હોમજી શેઠની ખાસ્યત અને દેખાવમાં કંઇ પણ ફેરફાર થયો નહીં હતો. આગળ કરતાં પોશાકમાં થયલા કંઇ નજીવા ફરક ઉપરાંત, બીજી દરેક બાબદોમાં હોમજી શેઠ જે આગળના તેજ હાલના હતા. પોતાની પેહેલાંની મુફલેસ હાલતની વખતે પૈસા મેળવવાના અંદેશા અને ગમના જે છાપે તેવણનું મોહડું છપાયું હતું, તે છાપ હાલની આ ગંજાવર દોલતનો સખત તેજાબ પણ ધોઇને ગુમ કરવાને અશક્ત જણાયો હતો. ગરીબ હાલતનાં હીંગામમાં પોતાનું ગમભર્યું સર, મેહેનતથી થાકેલા પોતાના હાથો ઉપર ટેકવી જે ઢબે તેઓ બેસતા હતા, તેજ ઢબ આ ગંજાવર મકાનમાં અને દોલતના ઢગ ઉપરબી તેવણે જાળવીજ રાખી હતી. અને ઘણી વેળા તેવણને એ હાલતે દિવાનખાનાના કિમતી કોચો ઉપર બેઠેલા જોઇ ચાકર નફરોમાં અજાયબી ઉપજતી હતી કે શેઠને હજુ અફસોસ શાનો લાગ્યો છે?

પણ, જો હોમજી શેઠ કંજુસજ હતા તો આ મેહેલ તેવણે કેમ ખરીદયો, અને ત્યાંનું કિમતી ફરનિચર કેમ મુકાવ્યું;

એમ કરવાનો તેવણુને વિચારજ કેમ આવ્યો? ખચ્ચીત એ વિચાર તેવણુને કદી નહીં આવતે, જો તેવણુનાં સબકુતાં નામને કાયમ રાખનારો તેવણુનો એક પુરો દીકરો લવજી નહીં જનમ પામતે તો.

જેબી સઘળું બખીલાઇ અને હલકાઇનું થતું હતું તે હોમજી શેઠનું હતું, જેબી ભપકાનું અને મોટાઇનું જણાતું હતું તે લવજીનું હતું. હોમજી શેઠની સાથે રેહનારો ફક્ત તેવણુનો દીકરો લવજી અને તેવણુનાં બેહેન સુનાબાઇ હતાં. તેવણુનાં વાહલાં ધણીયાણી જીવનબાઇ પોતાના ચીરંજીવી દિકરા લવજીને પંદર વરશનો થયલો જોઇનેજ એટલાં તો સંતોષ પામ્યાં હતાં, કે "મુવા લુચ્ચા લોકો"ની આએ "પાપી દુનિયાં"માં વધારે વખત રેહવાને તેવણે કંઇ કારણ જોયું નહીં હતું. અને તેવણુનાં ગયા પછી સમજુ હોમજી શેઠે નવી બઇરી કરવાના નવા ખરચમાં પડવાનું પોતાની હાલતને અનુસરતું નહીં ધાર્યું હતું. એવો વિચાર રાખવા સાથે તેવણુ કંઇ મરનાર જીવનબાઇની યાદબી ભુલી ગયા નહીં હતા; પણુ તેથી ઉલટુંજ, તેવણુ અને મરનારનો સ્વભાવ એટલું તો મળતાપણું ધરાવતો હતો કે કંઇબી રીતના ભપકાના ખરચની વાત આવતાંજ તેવણુ તુરતજ એમ બોલી ઉઠતા કે—"જીવી હોતે તો એમ નહીં થવા દેતે."

ગમે એવા બખીલ હોમજી શેઠ હતા પણુ તોબી તેવણુનાં દિલમાંથી પ્યારની લાગણી તો હાજરજ હતી, અને તે પ્યાર સઘળો તેવણે એક પુરા લવજી ઉપર એકઠો કીધો હતો. પોતાનો વિચાર ગમે તેવો હોય તોબી લવજીના વિચાર આગળ તે એક કોરે મુકવાને તેવણુ જરાકબી આંચકી ખાતા નહીં હતા. લવજીની મરજીથીજ તેવણે બાહારકોટનું પોતાનું ભાગું તુટું ઘેર છોડી આ દમામભર્યાં મકાનમાં પોતાનો વાસો

કીધો હતો; લવજીની મરજીથીજ તેવણે ત્યાંનું સઘળું કિમતી ફરનીચર લાવવા માટે પૈસાની મોટી રકમ ખરચી હતી; અને એટલુંજ નહીં, પણ લવજીની ખાહેશ અને ખુશીને લીધે તેવણે પોતાનું પ્યારૂં નામ અને વધારે પ્યારી અટકમાં પણ ફેરફાર થવા દીધો હતો. આગળના હોરમજી ચીચોરા, તે હવે હાલના હોમજી શેઠ થયા હતા; અને તેથી હોરમજી હીરાજી ચીચોરાની પોતાની આગળની પાક્કા દસકતની સહી સાખ રદ કરીને, હોમજી શેઠ હીરાજીની સુધરેલી અને એશકી સહી ઉપર તેવણને પોતાનાં આંગળાં વળાવાં પડયાં હતાં. લવજીને પોતાની ચીચોરાની ઓળખ નાપસંદ થઇ હતી, પણ હોરમજી તે માટે ઘણા મગરૂર હોવા છતાં, પોતાના દિકરાની મરજી પુરી પાડવા માટે તેવણે પોતાની મગરૂરીનાં મૂળને પણ નાબુદ થવા દીધું હતું. ટુકમાં, જઇફ હોરમજી, જુવાન લવજીના હાથમાં તેની મરજી મુજબ રમનારૂં અને નાચનારૂં એક પુતળું થઇ પડયા હતા. પણ નવાઇ જેવું તો એ હતું કે એ સઘળું છતાં તેવણનો કંજુસ ખવાસ તદનજ નાબુદ નહીં થયો હતો, અને ઘણી વેળા એવું બનતું હતું કે લવજીની ગેરહાજરીમાં નજીવા જેવા બનાવો અને બાબદો તરફ પોતાની એ આદતને મળતી નિશાની દેખાડી તેવણ આસપાસનાઓની મશ્કેરી તથા ધિક્કારને લાયક થઇ પડતા હતા.

બુઢા બાપનું એ ચિત્ર જોઇ હવે જુવાન બેટાની તપાસ ઉપર આપણે ધ્યાન આપિયે.

લવજી હાલ આશરે ત્રીસ વરસની વયનો હતો. તે એશકી ઉંચો અને શોહામણો દેખાવનો હતો. માબાપનો લાડકો એટલે અલબતાં ઉંચે દરજેની કેળવણીથી તો બેનસીબ રહેલો હતો, પણ તેનામાં કુદરતીજ ઝડપ અને ચંચળાઇ જોઇએ

એટલી હોવાથી પોતાની એટલી ઉમરથીજ જાહેરમાં આવીને ફાવવાને તેને સેહલું થઇ પડયું હતું. પણ સઘળી રીતની તેની ફત્તેહ માટે તે પોતાની ચાલાકીનોજ આભારી હોય એમ પણ નહીં હતું, પણ તેના પિતાના પૈસાએ તેને ફાવતો કરવામાં સર્વથી વધુ મદદ કીધી હતી. પૈસા મેળવવામાં તો તેણે પોતાની જીંદગીનો જરાક પણ ભાગ ગુજારવો પડેલો નહીં, એટલે પેહેલેથીજ તેણે જે ધ્યાન દોડાવ્યું હતું તે આઇતી મળેલી દોલત કેમ વાપરવી તે ઉપર હતું. અને તે વાપરવાથી તે ઘણો વધી ગયો હતો, તેની ઓળખાણ પિછાણ અને લાગવગ ભારે મોટો થઇ પડયો હતો, ઘણાએક જાણવા જોગ કામોમાં તે ઘણી અગત્ય ધરાવતો થયો હતો, અને ઘણાએક ભલાઇ ભર્યા જાહેર વિચારો અને ઠરાવોમાં તેની આગેવાની પ્રખ્યાતી પામી રહી હતી.

પણ માઠાં ભાયગે લવજી એવી એક કિસ્મનો માણસ નહીં હતો કે જેની જાહેર ભલાઇના પડદા પાછળ છુપી ભુંડાઇ સંતાયલી નહીં હોય. જાહેરનો લવજી નમતાઇ ભરેલો, ઉદાર, સભ્યતાવાળો, નેક અને મોંહ-મીઠો હતો. પણ ખાતેનનો લવજી ચગોર, ઉલઠાપી, મતલબી, તોછડો, અને તે સાથે અનીતિવાન હતો. તે સખી હાથનો હતો એમ પણ બોલાતું હતું, પણ તેની સખાવત કોઇ ખરેખરા હાજતમંદોની હાજત પુરી પાડવામાં ઘણીજ થોડી, પણ મતલબ કહાડી લેવા માટે કોઇ લાગવગ્યા માણસના લાલચુ ગજવાં છુપી રીતે ભરવામાં ઘણી વપરાતી હતી.

તે પોતે તો મતલબી હતો, પણ તે ઉપરાંત વળી તેની હરામની દોલત ઉપર હરામની મોજ મારવા માટે એવા તો મતલબના કીડાઓ તેના સાથી થયા હતા કે તેઓથી તે કદીપણ નીતિ કે નેકનામીના શબ્દો સાંભળવાની આશા રાખી

શકેજ નહીં. અને તેથી નીતિ સંબંધીનું તેનું પ્રમાણુ પણ કમકમાટ ઉપજાવે એવી રીતે હલકું પડી ગયું હતું. આટલી ઉમરમાં તો અનીતિમાં પુરેપુરો ડુબી ચુકો હતો. આટલી ઉમરમાં તો બુરાં ઈમાનની મોહુબતો ભોગવવાની તદબીરો કેમ રચવી અને કેમ પાર ઉતારવી ; તેના ઢડાઓ તેને આવડી ગયા હતા. અને આટલી ઉમરમાં તો ઘણાંએક ખીલતાં જોબનો તેના પાપી પંજામાં પકડાઇ પીખાઇને પાયમાલ થયાં હતાં.

ઘણાંએક એવા નાલાયક બનાવોની વિગતો અવાર નવાર બાહેર પડતી હતી કે જે બાએની મીજલસો, મંડળીઓ અને મોહલ્લાઓમાં થતી, છુપી ગુસ–ગુસો લવજીનું જાણીતું નામ બાહેર પાડતી હતી. અને ઘણાએક એવાં કામો માલમ પડતાં હતાં કે જેઓ, સખતમાં સખત ઢાંકણાઓ તળે ઢાંકેલાં હોવા છતાં અણુદીઠ નાંકાંઓ વાટે બાહેર પડી લવજી અને તેનાજ જેવા બીજા તેના મળતાવિશેકોનાં નામો ધીમે ધીમે ફેલાવતાં હતાં.

એવો આ કંજુસ પણ આબરૂદાર હોમજી શેઠનો લાડકો પુત્ર ઉદાર પણ અનીતિવાન લવજી નિવડયો હતો. એ રીતે આ ઉદાઉ, લુચ્ચો, પોતાના મેહેનતુ બાપની હલાલ મેહેનતની દોલત વગર અચકાવે ઉડાવી દેતો હતો. એ રીતે જાહેરમાં સાધુ જેવો જણાઇ તે ભીત્તરનો શેહેતાન બન્યો હતો. એ રીતે આ શોભીતો સીતમગર, ફરેસ્તારૂપી રાક્ષસ, અને આબરૂદાર ઠગારો વગર દેહેશ્તે મોજીયાં મારી રહ્યા હતો. અને એ રીતે સુંદર શિકલમાં છુપાયલા સર્પ જેવો બની આબરૂદાર મિજલસો, મંડળીઓ, તેમજ કુટુંબોમાં હરખ ભર્યા આવકાર પામી ઘુસેલો અને પલોટાયલો રહી માનવંત ગૃહસ્થના એલકાબની તે જાહેરાત મેળવી ચુકયો હતો !

---

## પ્રકરણ ઓગણીસમું.

### મધુર મુલાકાત.

"*Lara.*—I think the girl extremely beautiful.
*Carlos.*—Almost beyond the privilege of woman!
Her step was royal—queen-iike—and her face
As beautiful as a Saint's in Paradise."

"લારા—તે છોકરીને હું અતીશય ખુબસુરત ધારૂં છું.
કારલોસ—તેમ થવાનો ઓરતને હક હોય તેથી પણ ઉપરાંત! તેણીનાં કદમ બાદશાહી-એક રાણીને છાજતાં હતાં,—અને તેણીનો ચેહેરો બેહેશતમાંના એક સાધુના જેવો ખુબસુરત હતો."

(લૉંગફેલોનો એક નાટક—'ધી સ્પેનીશ સ્ટુડંટ.')

ગયા પ્રકરણમાં જણાવ્યા મુજબ 'મોતીમહેલ'માં રંગ રાગ અને રોશનીની ધુમ મચી રહી હતી. બૅન્ડના સરોદ, ગાનારાઓના સરોદ, કારભારીઓની દોડધામ, રમત કરતાં બાળકોની કીકીયારી અને પોકાર, અને ગાડીઓનાં ખણખણ-ટથી મોટી મેહેલનો બગીચો ગાજી રહ્યો હતો.

આપણે જાણી ચુકા છીએ કે હોમજી શેઠની સાથે તેવ-ણના એક વિધવા બેહન સુનાબાઇ પણ વસતાં હતાં કે જેવ-ણને કંઇપણ છોકરાં થયાં નહીં હતાં. હવે હોમજી શેઠનાં એક બીજાં બેહન નવાજબાઇ ગુજરી ગયાં હતાં, અને એ નવાજબઇનાં એક, હમણાં માબાપ વગરના થયલા છોકરાને, સુનાબઇએ કરી લીધો હતો. એ છોકરાનું દાદાભાઇ હતું, અને એનીજ નવજોતનાં શુભ ટાંકણા ઉપર વાલકેશ્વર ખાતે આ ધુમધામ થતી આપણે જોઇએ છીએ.

હીરાજી ચીચોરાને સઘળાં મળીને ત્રણ ફરજંદો થયાં હતાં. તેઓમાં હોમજી શેઠ વડા, અને એ બે બેહેનોમાં નવાજબઇ નાની બેહેન હતાં. નાના દાદીનો એક બીજો ભાઇ પણ હતો, પણ માઠાં ભાયગે પોતાનાં માતપીતાના મરણ

પછી તે લાંબો વખત જીવવા પામ્યો નહીં હતો, અને તેથીજ હવે એકલો દાદી પોતાના બાપની વારસામાં મળેલી દોલતનો અને સુનાબઇનાં મરણ પછીની મળનારી બીજી દોલતનો હૈયાત વારસ ગણાતો હતો.

નાનો ખુબસુરત દાદી દશ વરશની વચે પુગ્યો હતો. સુનાબઇનો તેમજ હોમજી શેઠનો તે એક સરખો પ્યારો હતો, અને તેથીજ તેની નવજોતના ટાંકણા ઉપર મોટાં ખાના-પીનાં કરવાને સુનાબઇની ખાહેશ થવાથી અને તેને લવજી તરફથી ટેકો મળવાથી હોમજીશેઠ કબુલ થયા હતા.

નોતરેલા બાનુ તેમજ ગૃહસ્થ મેહેમાનોની સંખ્યા તો જો કે ઘણી મોટી હતી તોપણ મોતીમેહેલ એટલો તો કુશાદે હતો કે તે સંખ્યા નજીવી જેવી લાગતી હતી.

સઘળા મેહેમાનોને આવી પુગવાનો વખત થઇ ગયા પછી, સઘળાઓ બરોબર આવી પુગા છે કે નહીં તેની તપાસમાં લવજી છુપી રીતે રોકાયો, અને તેમ કરતાં તેને માલમ પડયું કે લગભગ પોણોસો જણ ત્યાં ઓછા આવેલા હતા, અને તે નહીં આવેલાઓમાંનો મોટો ભાગ તો તેના પોતાના ખાસ દોસ્તોનો બનેલો હતો. લવજીને એથી ઘણી અજાયબી ઉપજી, અને ઇજન કરનારનીજ કાંઇ ખામીથી એમ થયું હશે એવું વિચારી તેણે એક મોબેદને પોતા પાસે બોલાવ્યો.

"આદરજી, બધાઓની ચીઠી બરોબર પુગીતી એમ તમે ખાત્રીથી કેહશો?" તેણે ઘણા ગુસ્સામાં એ સવાલ પુછયો.

"હા શાબ, બરોબર. કોઇપણ ચુકાએજ નહીં તેની તમે ખાત્રી રાખવી." આદરજીએ વગર ગભરાવે જવાબ દીધો.

"તમારૂં કપાળ બરાબર છે! તમે શુધ ઠેકાણે રાખીને કંઇ ઘટતા બંદોબસ્ત કીધા હોય ત્યારે કે? મેં હમણા અટકળે ઉભા ઉભા ગણ્યા તો લગભગ પોણોસો માણસ ઓછા નીકલ્યા

ને તેપણ માહુરા એવા દોસ્તો કે જેઓ ઇજન થવાથી આવવા વગર રેહજ નહીં. તમે કંઇપણ એમાં ગોટાળો કીધેલો લાગેચ."

"અરે પણ સાહેબ તમે આપેલાં લીસ્ટમાંથી તો મોટા શેઠે સોએક નામો કાહડી નાખ્યાંચ તેની તમુને ખબર નહીં હોશે."

"સો નામ મોહટા શેઠે કાહડી નાખ્યાં! કાંય વારૂં?"

"શાબ, તેવણ કેહજે એ શો જનને ખવારવાનો ખરચ બચશે તેમાંથી વાજાંવાળાને આપવાને બની આવશે."

"તોબા!" લવજી દાંત્યાં પીસ્તો એટલુંજ બોલી શકયો. અને ભારે ગુસ્સાથી કાંઇ બબડતો તે ચાલી ગયો.

હોમજી શેઠની ખાસ આદતનો આ માત્ર એક નજીવો દાખલો હુતો. તેવણનો એવો રમુજી એ સ્વભાવ હુતો કે હજારો રૂપ્યાનો ઉદ્દાર દિલે ખરચ કરી સો-પચાસ રૂપિયા માટે એટલું તો તંગદીલ દેખાડી દેતા હુતા કે પેલા હજારો રૂપીઆના ખરચની તેવણે મેળવેલી કિર્તી પળવારમાં જમીનદાસ્ત થઇ જતી હતી. રોશની અને ખાનાં પીણાનો ગંજાવર ખરચતો તેવણે પોતેજ કીધો હુતો, અને તે છતાં બૅન્ડવાળાઓનાં ખરચના પૈસા કેમ આપવા તેનો અંદેશો આવતાંજ તેવણે સો મેહમાનો ઓછા નોતરવાની કરકસર કરવાનું અજાયબ જેવું ડહાપણ વાપરી દીધું હતું; અને માઠાં નસીબે તે સઘળું સુનાબાઇ કે લવજીની જાણ વગર કરવામાં આવ્યું હતું. લવજીને એથી ચીડતો અતીશય ઉપજી હતી, પણ કંઇબી હવે બોલવાનું જેમ વ્યર્થ હતું તેમજ કંઇપણ કરવાનું પણ ઉપાયની બાહેર થઇ ગયું હતું.

ઓરતોના મેળાવડામાં પેસતનજી ગાંધીનાં ધણીઆણી આંવાંબાઇ અને તેવણની મનમોહન દીકરી પુતલી પણ હાજર

હતાં. સુનાબાઇ અને આંવાંબાઇ વચ્ચે ઘણી લાંબા વખતની દોસ્તી બંધાયલી હતી, અને તેથી સુનાબાઇ એ બન્ને માદિકરીને નોતર્યાં વગર તો ખચીત રેહુશેજ નહીં એવું જાણુવા છતાં લવજી પોતે પણુ પોતાની કુઇનાં કાન ઉપર તેઓ વિશેની યાદ પાડયા વગર રહ્યો નહીં.

મોટી મેજબાનીના વખતને લાયકના ભપકાદાર પોશાકમાં સજાયલી હોવાથી પુતલીના ખુબસુરત ચેહરાનો ચળકાટ ચકરી ઉપજાવે એટલી હદ સુધી વધી ગયો હતો. જે ગંજાવર દિવાનખાનાંમાં તેઓ બેઠેલાં હતાં ત્યાં ઘણાએક સફેદ પથ્થરનાં પુતળાંઓ જુદા જુદા કાબેલ કોતરનારાઓની ખ્યાલી ખુબસુરતીઓનો ચીતાર આપતાં ગોઠવાયલાં હતાં ખરાં, પણુ ત્યાં એકપણુ એવું નહીં હતું કે જે આ જીવતી પુતલીના ઘાટની સરખામણી કરી શકે તેવું કોઇ કળાવંત કારીગરે પોતાનો ખ્યાલ દોડાવીને કોતર્યું હોય. ત્યાંનાં સંખ્યાબંધ ફુલોના ઝુમખામાં એકપણુ ફુલ એવું નહીં દેખાતુ હતું કે જેના રંગ રૂપ અને તાજગી આગળ પુતલીનો રંગ, રૂપ કે તાજગી ઝાંખી પડે.

સુનાબઇ એ મા—દીકરી પાસે બેઠેલાં હતાં, અને તે તકનો લાભ લઇ તેવણુને કાંઇ પુછવાને બાહાને લવજી ત્યાં જઇ ઉભો.

"લવજી દીકરા, આંવાંબાઇ ત્યારનાં તુને મળવા માગેચ ને તું તો જલદી આયોજ નહીં." સુનાબઇ લવજીને પોતા પાસે આવી ઉભેલો જોતાંવારજ બોલી ઉઠયાં.

"હું જરા રોકાયલો હતો કુઇ. મારેથી જલદી આવવાનુ બન્યું નહીં તેથી દિલગીર છું આંવાંબાઇ." તે તેવણુને નમતો—નમતો બોલ્યો, અને તુરતજ પુતલી તરફ જોવા માંડયું પણ તેણીની સાથ તેને જોઇતી ઓળખાણુ નહીં થયલી હોવાથ

તે કશું બોલી શકયો નહીં. સુનાબાઇએ એ તેનો ગુંચવાડો જોયો.

"એવણ આંવાંબાઇનાં દીકરી પુતલીબાઇ, લવજી હવે એવણને ઓળખ્યાં?"

"હું-હું, કેમ છેવો બાઇ? તમારા આવવાથી હમુને મોટું માન મલ્યુંચ." તે હસ્તે મોહડે તેણીને નમતો નમતો બોલ્યો.

"તેથી ઉલટુંજ, તમારાં તેડાંનું હમુને માન મલ્યુંચ તેથી હમે ખુશ છઇએ." પુતલીએ લાયક રીતે જવાબ વાળ્યો.

લવજી કંઇ જવાબ દે તેટલામાં એક માણસે આવી તેને કાંઇ કહ્યું અને તેથી તુરતજ તેને તેઓ પાસે નમીને રજા માંગી.

"આહા! કેવી. ખુબસુરતી—કેવી નાજુકાઇ—કેવો અવાજ-કેવી અદબ અદા!!" તે ચાલતો ચાલતો મનમાં બબડવા લાગો. "પુતલીને જો હું હાથ કરૂં નહીં તો આ જર ને જીંદગી હરામ છે."

જે ચાકર તેને તેડવા આવ્યો હતો તે તેની પુઠેજ ચાલતો હતો; લવજીએ ફરીને તેની તરફ જોયું—"કોણ છે કુમલા, મને કોણ મળવા માગેચ?"

"સાહેબ, કોઇ પારસી જે પોતાનું નામ દોરાબજી કરીને જણાવેચ તે તમુને કંઇ અગતસર હમણાંજ મળવાને ખોટી છે."

"હું-હું, સમજ્યો." લવજી જમીન તરફ જોતો જોતો બોલ્યો અને તેથી એ વેળાએ તેનાં વાંકાં વળેલાં મોહડાં ઉપર જે બેચેનીનો છાંયો બે ઘડી રમી રહયો તે કુમલો ચાકર જોઇ શકયો નહીં. "ઠીક છે કુમલા, તેને પેલા આરશીઓવાળા ઓરડામાં બેસાર, હું જરાવારમાં તેને મળવા જવશ." એટલું કહી ચાલવા માંડયું.

ચાલતાં ચાલતાં એ ત્રણ મોટા ઓરડાઓમાં પસાર થતાં તેને માલમ પડયું કે ઘણાંએક ઝુમરોમાંની બતીઓ બુજાઇ ગઇ હતી, અને બીજી ઘણીએક તેલની બતીઓના કાકડાઓ ઘીમાં પડી ગયા હતા. એ જોઇને તેને અજાયબી લાગી. કોઇ તેના મેહેમાને મશકેરીમાં કીધું હશે એમતેણે વિચાર્યું. પણ વધારે ખાત્રી કરવા માટે તેણે એક મસાલને બોલાવ્યો.

"હરી, એ બતી કોણી બુજવલી? એ બુજવાયચા તુલા કાય કામ પડેલા?" તેને તોરમાંજ પુછયું. પણ તેથી હરીને કાંઇ અચરતી લાગી નહીં. માણસો ઉપરનો લવજીનો ત્રાસ ઘણો હતો, અને તે કોઇપણ દિવસ નરમ આવાજે વાત કરે એ તો સઘળા નોકરોને મનથી એક નવાઇજ હતી.

"શેઠ એ મી નાય બુજવલી, પણ મોટા શેઠ અતાં હીકરેસી ગેલા ત્યાંની આપલા હાતશીજ બતી બુજવલી આની કાકડા કમતી કેલા."

"હવે તો બાવા જુલમ કરી રહ્યાચ." તે વળી પાછો દાંત્યાં પીસતો બબડયો, અને સઘળી બતીઓ પાછી સળગાવાનો હરીને હોકમ આપી તે આગળ વધ્યો.

હરી જે બોલ્યો તે ખરૂંજ હતું. એ બાબદમાં પણ હોમજી શેઠ પોતાની એક નઠારી ખોડને વશ થયા હતા. હજારો બત્તીઓ બગીચામાં અને બંગલામાં બળતી હોવા છતાં, આ ત્રણ ચાર થોડોવાર ખાલી પડેલા, ઓરડાઓમાં ફોકટની બત્તીઓ બળીને ખપી જાય એ તેવણના સુમ મનના સાંકડા વિચારોને અનુસરતું લાગ્યું નહીં, અને તેથી તેઓને બુજવી નાખવાને તેવણે વિલંબ લગાડયો નહીં હતો.

મેહેમાનો સઘળા જમવા બેઠેલા હતા, અને તેથી ત્યાં ઘટતી પરોણા ચાકરીમાં થોડોકવાર ગુંટાઇ, લવજીએ પાછાં, જ્યાંથી તે આવ્યો હતો ત્યાં પગલાં ભરવા માંડયાં. તેનું મન

આજે હંમેશના જેવું સ્થીર નહીં હતું. પુતલીના ખ્યાલમાં તે ખુવાર બની રહ્યો હતો અને વળી તેમાં તેના પીતાની કંજુસાઇનાં બે ત્રણ દાખલાઓએ તેને વધારે ને વધારે રંજીદા કીધો હતો.

જે દિવાનખાનામાં બાનુઓ બેઠી હતી ત્યાં આગળથી પસાર થતાં તેણે નજર કીધીતો તે લગભગ ખાલી પડેલું જણાયું. બાનુઓ પણ સઘળી જમવા ગઇ હતી, અને થોડી-એક જે રહી હતી તે કારભાર કરવામાં રોકાયલી સુનાબઇની કાંઇ દુરની સગીઓ હતી.

---

## પ્રકરણ વીસમું.

### મનગમતો મદદગાર.

"I know that deformed; he has been a vile thief these seven years. I remember his name." *Shakespeare.*

"હું ઓળખુંચ તે કદરૂપા શખસને; સાત વરસો થયાં તે એક હડહડતો ચોર છે, તેનું નામ મને યાદ છે." શેકસપીઅર.

એ રીતે સઘળું ખાલી પડેલું જોઇ તે ચાલી જવા જતો હતો; પણ તેવામાં એક ખુણામાં એક જુવાન સ્ત્રીનો પાતળો, ઉંચો અને સીધો આકાર ઉભેલો જોઇ તે તરફ તેણે વધારે ચોકસાઇની નજર દોડાવી, એટલે તો તેને તે પુતલીજ ઉભેલી માલમ પડી.

"આફ્રીન ખોદા! વાહ આ કેવો સમાગમ! પુટલીજ અને વળી એકલી ઉભેલી. વાત કરવાને હવેજ સમો બેસ્તો છે." એમ બોલતો તે અંદર પેઠો.

પુતલી તે ખુના પાસે ટાંગેલું 'ઑઇલ-પેન્ટ' નું એક ઘણુંજ સરસ ચિત્ર નીહાળતી ઉભી હતી અને તેણીની પાસેજ નાનો દાદી પણ તે ચિત્ર જોવાની તેણીની ઉલટમાં

અજબ જેવો ભાગ લેતો ઉભો હતો. તેણીએ લવજીને પોતા તરફ આવતો જોયો નહીં.

"કેમ બાઇ, એ પીકચર પર કંઇ ઘણું ધ્યાન આપીને જોવોચ, એટલું શું એ સુંદર છે?"

"હા લવજીભાઇ," પુતલીએ જરા પણ અચકાયા વગર ઘણોજ શાંતપણે જવાબ દીધો, "એ મને ઘણું મનગમતું છે. આ ખુબસુરત સ્ત્રી પેલા પાપી પુરૂષના હુમલાથી પોતાની નીતિનો બચાવ કરવા માટે જે ગુસ્સાથી અને ઝનુનથી એક છરી હાથમાં ધરીને ઉભીચ તેનો આકાર એના પાડનારે એવી તો સરસ રીતે ચિતાર્યોચ તે એવો તો આબેહુબ છે કે મારી આંખો તે પર ઠરીજ રહી."

"હા પુતલીબાઇ, અને જોવની પેલો કેવો ધ્રુજતો અને થથરતો ઉભો! તેનેથી આગળ એક દગલું પણ ભરાતું નથી." દાદી પણ જાણે તેણીને ટેકો આપવા માંગતો હોય તેમ ખુશી થતો બોલી ઉઠયો અને તે સાંભળી લવજીએ હસ્તે મોહડે તેને એક નાંની તપલી લગાવી!

"ઓરતની એમાં તારીફ કીધી એટલે તમે હરખાઇને એ પીકચર પસંદ કરો એમાં કંઇ નવાઇ નહીં." લવજી ખુશ મીજાજથી બોલ્યો.

"હા, તારીફ તો કીધીચ પણ તે તદ્દન વાજબી છે કે નહીં? ઓરતનો જાતી ખવાસ એમાં જણાઇ આવેચ."

"પણ બીજા એક ઓરડામાંનું પીકચર એથી ઉલટોજ દેખાવ દેખાડેચ તેનું કેમ?"

"કીયા ઓરડામાં?

"પેલી ગમ એક બીજો છે પુતલીબાઇ," દાદી વચ્ચે બોલી ઉઠયો, "તે બધો સબીઓનોજ ભરેલો છે, ચાલો તે આપણે જોઇએ." પુતલી લવજી તરફ જોવા લાગી.

"એ ખરૂં કહેચ પુતલીબાઇ, પીકચરો જોવાનો તમુને જો શોખજ હોય તો ત્યાં તમારો એ શોખ પુરો પાડશે. વીસ હજાર રૂપીયા હું અત્યાર સુધીમાં તો એ ઉપર ખરચી ચુકોચ પણ હજુ મારે મનગમતો જથ્થો થયો નથી."

પુતલીએ ત્યાં જઇને જોવાને કંઇ પણ અડચણ જોઇ નહીં અને તેઓ ત્રણે તે ઓરડા તરફ ચાલવા લાગ્યાં.

"પણ ખરેખર હું તો પુછતાં ભુલીજ ગયો; પુતલીબાઇ તમારાં માય કાંહ છે? તમે જમવા કાંય નહીં ગયાં?"

"સુનાબાઇએ પોતાની સાથે છેલ્લે જમવાની મને અને માયને બોહોંસ કીધીચ તેથી અમે જમવા બેઠાં નથી. માય તો સુનાબાઇની સાથેજ કંઇ કારભારમાં રોકાયલાં હોશે. હું પણ થોડો વારમાં તેવણુ પાસેજ જવાની હતી, પણ તેટલામાં તમે આવી લાગ્યા."

"નસીબ મારાં સારાં કે વખતસર હું આવી લાગો. બાકી આવી તક ફરીથી મને મળતે નહીં." લવજી પોતાના મનમાં એમ વીચારવા લાગ્યો.

થોડાજ વારમાં તેઓ પીકચરોવાળા ઓરડામાં આવી લાગ્યાં.

"લવજીભાઇ જોવોની, આ મોહટી સબીઓ પરના પરદા તો હજી મસાલે ખીસારયાજ નથી, એને બોલાવીને કેહું?" દાદી બોલ્યો.

"નહીં દાદી રેહવા દે, હવે કંઇ અગત નથી. જોવ પુતલીબાઇ, આએ પીકચર છે કે જે હું તમુને દેખાડવા માંગતો તો."

"હા, પેલી એકને બળતો ને નાઉમેદ થતો મુકીને બીજાને પોતાનો હાથ આપેચ!"

"હા, જોવો એ કેવી બેવફાઇ!"

"નહીં એમ નહીં. એ પહેલો પોતે ખરાબ કાંય નહીં સાબેત થયો હોય, ને તેને સબબે પેલીએ તેને તજી દેવાનું કાંય નહીં વાજબી ધાર્યું હોય?"

"હા એમાંબી શક નહીં, ઘણા આશકોબી એવા બુરા નિકલેચ એમાં નવાઇ નથી."

આશકનું નામ સાંભળતાંજ પુતલીને પોતાનો આશક સાંભરી આવ્યો.

"લવજીભાઇ, ફરામરોજ આજે નથી આયા હુંઇ? તેવણને તમે બોલાવ્યા તો હોશેજ." પુતલીએ ખાત્રીથી માન્યું હતું કે લવજી તેને જરૂર ઓળખતો તો હુશેજ.

અને તેમજ હતું. ફરામરોજને લવજી પુરતી રીતે પીછાણતો હતો; એટલુંજ નહીં, પણ તેનાં મોહડાંપર તો તે ખરી દોસ્તી ધરાવાનું દોલ ઘાલતો હતો. તોબી આ વખતે પોતાની મતલબ સાંધવા માટે તેને ઇજન કરવાના અખાડા તેણે કીધા હુતા એટલુંજ નહીં, પણ તે તેને બીલકુલ ઓળખતોજ નહીં હોય એવું પુતલીને જણાવવાને લુચ્ચા લવજીએ વાજબી વીચાર્યું.

"ફરામરોજ કોણ?" તેણે અંજાણો થઇ સવાલ કીધો.

"ફરદુનજી ગઝદરના ફરામરોજ, ઓરખોચ કેની?"

"હું-હું, ફરદુનજી ગઝદરનો છોકરો, મેં ઓળખ્યો." તે ધીમે-ધીમે બોલ્યો અને જાણે તેની તરફ તે નાપસંદગીથી જોતો હોય તેમ બોલતાં-બોલતાં તેણે પોતાનાં ભવાં ઉપર કરચલી ચહડાવી.

પુતલી તો આ બેદરકારીભર્યું તેનું બોલવું સાંભળી અજાયબીથી તેની તરફ જોવા લાગી. તોબી તેણીએ પુછવાનું જારીજ રાખ્યું.

તેવણ આજે નથી આયા? તમે તેવણને તેરયા નહીં હોશે."

"નહીં હુવે, આવી મીજલસોમાં તેવણ જેવા એકને તેડવાનું આપુને ઠીક લાગતું નથી."

આટલા થોડા બોલોબી લવજી એવી ઢબે બોલ્યો કે પુતલી તો સાવજ જેવી બનીને તેની તરફ ટીકવાજ લાગી.

"એટલે?" એકજ ટુકા બોલમાં તેણી પોતાનો સવાલ પુછી શકી.

પોતે શું બોલેચ અને કોણને માટે બોલેચ તે બાબેનો બેદરકારી ભર્યો દેખાવ ઠગારો લવજી અજાયબ જેવી સાહુચેતીથી જાળવી શકયો.

"એટલે એમ કે કેટલાએક સાહેબો વિષે થોડું-ઘણું જે આપરે સાંભર્યુંચ ને જાણ્યુંચ તે ઉપરથી તેવા સાહેબોને આપરે તાંહુથી દુરના દુરજ રાખવાનો આપરે ઠરાવ કીધોચ. પણ હવે એ વાત સાથ આપુને કામ નથી, આવો આપરે બીજાં પીકચરો જોઇએ."

પણ પુતલી તો હેબતથી આજેજ થઇ ગઇ હતી. જે બોલો છેલ્લાં લવજી બોલ્યો હતો તે તેણીના કાનોને ફક્ત બાહેરથી અઠડીનેજ પાછા પડયા હતા, અને તેથી જયાં તેણીની ઉભી હતી ત્યાંથી એક દગલુંબી તેણી આગળ વધી શકી નહીં.

તેણી કંઇપણ વધારે બોલે અથવા સવાલ પુછે તે અગાઉ તેણીની માતાનો સાદ તેણીને કાને પડયો. તુરતજ ચોંકીને તેણી સાહુચેત બની.

"પુતલી," આવાંબઇ અંદર દાખલ થતાં બોલ્યાં, "ચાલ દીકરી હવે આપરો જમવાનો વખત થયો. આખી રાતજ એ સબીઓ જોયા કરશે કે કેમ? દાદીબા, ચાલો તમુને પણ માય બોલાવેચ."

"ચાલો માયજી હું તૈયાર છેઉં" એમ બોલતી પુતલી આવાંબઇ પુઠે ચાલતી થઇ.

પણ એ વેળાએ તેણીની માતાએ જો કે ઘડીપણ તેણીના મોહડાં તરફ પોતાની નજર ટેકવી હુતે તો જે ભયંકર પ્રીકાશ તે મુખ ઉપર પથરાયો હતો તે જોઇ તેવણ હેબતી જવા વગર રેહુતે નહીં.

"થોડા બોલોએ ધારવા કરતાં પણ વધારે અસર ઉપજાવી છે!" તેણીના ગયા પછી લવજી ધીમે સાદે મન સાથે વાત કરવા લાગ્યો, "વેહેમ અને શકની શરૂઆત થઇ છે તો સેવટે તીરસ્કાર અને ધિઃક્કારમાં તેનો અંત આવ્યા વગર રેહેનાર નથી."

એમ બોલતો તે ઓરડામાંથી બાહેર પડવા જતો હતો, પણ તેવામાં એક મોટાં પીકચર ઉપર ઢંકાયલો પડદો ઝડપથી હીલવા લાગો, અને તુરતજ તેની પછવાડે છુપાયલા એક પારસીએ બાહુર આવી હુળવે તેના ખભાં ઉપર હાત મુકી તેને અટકાવ્યો.

લવજીએ ચોકીને પાછળ ફરી જોયું.

"દોલી! અરે, તું કાંહ ઉતો? મેં તો તુને જોયો નહીં?" લવજી ભારે અચરતી સાથે ઓરડામાં પાછો દાખલ થતો બોલ્યો.

"આએજ ઓરડામાં ઉતો લવજી શેઠ, પણ તે એવી સીફતથી કે તમારી ખુબસુરત પુતલી, પોતાની બધી ચાલાકી છતાં, છુપાયલા દોલી દેગરીયાને પકડી શકી નહીં."

"ત્યારે બધી વાત તો તેં સાંભળી હોશે!"

"શું કરૂં સાહેબ, નાચાર ઉતો. આએ પરદા પાછળની ગરમીથી હું એટલો બાહવરો થયો તો કે મારા કાન ઢાંકવાનું ધ્યાનજ રહ્યું નહીં."

"બસ દોલી, હ્યાં મશકેરીમાં વખત ગુમાવી હું શકતો નથી. પુતલીને તો હવે તેં બરોબર જોઇ?"

"આજે પુરેપુરી જોઇ. લવજી શેઠ, પુતલું તો એવું છે કે જે તેને હાથે કરવામાં ફાવે તેના કોઇ વડવાના પુન તેને આડે આવેલા હું સમજું."

"એમજ છેતો ખરૂં. દોલી એજ પુતળાંને હાથ કરવાનો મારો ઠેરાવ છે, ને તે ઠેરાવ પાર પાડવા માટે કોઇપણ રીતની તદબીર કે કાવત્રાં રચવાને હું તૈયાર છેઉં. એ કામમાંની મારી ફત્તેહ પાસે મારી બીજી બધી ફત્તેહો પાણી ભરશે; ને એ કામમાં તારી મદદ જો સફળ થઇ તો તેને વાસ્તે તુને મળનારૂં ઇનાંમ બીજાં સઘળાં ઇનામોને વીસરાવશે. દોલી, મેં ફરામરોજને વાસ્તે જે કહ્યું તે તેં સાંભળ્યું?"

"પુરેપુરૂં મેં સાંભળ્યું. ઘણીજ સરસ તદબીર, ઘણીજ સરસ ઉશકેરણી, ઘણોજ સરસ મરચાં ભભરાવેલો તીખાશ. જેવું શરૂં થયુંચ તેજ રીતે જો ચાલુ રહે તો પછી શેઠ આપણી ફત્તેહમાં શક શું હોય?"

"તે ચાલુ રહે કે નહીં રહે તેનો આધાર આપણી કુનેહો ઉપર છે. પણ તે કુનેહો રચવાનો હમણાં વખત નથી. આટલા વખતનીજ મારી ગેરહાજરીથી બધા અજબ થતા હોશે, વાસ્તે હમણાં તો તું જા દોલી, બીજી વખત મલશું ત્યારે વાત."

"શેઠ જાઉં તો ખરો, પણ મારી ગરજ કંઇ પાર પડે ત્યારે કેની. ગરજને સારૂં તો આસમાસ આજેજ આવવું પડયું. ગરજના ગધેરા સઉ કોઇ છે સાહેબ. ગરજ નહીં હોતે તો તમે મારા જેવાને કાંહ્ુ ગણકારવાના ઉતા?"

"તુંને મારી ગરજ છે દોલી, મને તારી નથી."

"જરા ભુલોચ સાહેબ, પૈસા તો હું કોઇ પણ રીતે મેળવી શકુશ, પણ કોઇબી રીતે મારા જેવો કિમતી મદદગાર તમે મેળવી શકશો નહીં."

"બસ-બસ-બસ, હુવે બંધ થા! બોલ તું શું માંગેચ, તુને કેટલા જોઇએચ?"

"દોહુડશો કે બશો હોશે તો બસ સાહેબ. ઘણા મને જોઇતા નથી."

"હુમણાં બીજું તો કાંઇ નથી. પણ લે આએ વીટી, એ બશોની ઉપરની છે, એનું તુને ગમે તે કર. ચાલ હુવે દફે થા, વધારે વાર હુંઇ ખોટી રેહવાની અગત નથી." એટલું બોલી ઝડપથી એક ઝીણાં માણકની વીટી તેના હાથમાં સેરવી દઇ લવજી ચાલી ગયો. અને તેની પાછળ દોલી દેગરીયો પણ તુરતજ બાહેર નીસર્યો.

દોલીના ગયા પછી ભાયગે પાંચ મીનીટ ગુજરી હોય કે તેટલામાંજ એક બીજાં પીકચર ઉપરનો પરદો હીલ્યો અને તેની પાછળ છુપાયલો એક બીજો જુવાન પુરૂષ ધીમે ધીમે બાહેર નીકળ્યો.

"કેવાં ભયંકર કાવત્રાંઓ! ખોદા, આએ પાપીઓનાં જીવતરની હ્યાં જરૂર શું છે?" આ જુવાન પારસી અતીશય ઝનુનમાં આવી, બનતાં સુધી નરમ પાડેલા અવાજે પોતાના મન સાથે બોલવા લાગો. "આએ દોલુ દેગરયા વીશે મેં ઘણું સાંભર્યુંચ. દોલી લુચ્ચો અને પાપી છે, પણ તે પોતાના કરતાં એક વધારે પાપીની દોસ્તી સાંધી બેઠોચ. પાકીજગીના પરદા પછવાડે આ કેવાં કરતુક—કેવાં કરમ! પણ ફીકર નહીં. હું નાપાક લવજીને ફાવવા દેનાર નથી, પણ એની બધી—બધી નેમો ઉંધી વાળી આયંદે એને પુરેપુરો નાશ કરીનેજ

હુંજ મારો ખાર પુરો પાડશ. વખત જોઇને વાત." એટલું બોલી, બનતાં સુધી, કોઇ તેને જોય નહીં તેમ તે બંગલાની બાહેર નિકળી પડયો .અને બગીચાની બાહેર કદમ મુકી રાતના કાળાસમાં અણદીઠ થઇ ગયો.

લુચ્ચા લવજીનો કટ્ટો વેરી એ કોણ—તે હ્યાં આવ્યો કેમ?—એ છુપાયો શાને માટે? એ નવો ભેદ શું હતો?

---

## પ્રકરણ એકવીસમું.

### આશક કે આફત?

"By nature vile, ennobled but by name,
Each kindred brute might bid thee blush for shame.
Who knows thee well must quit thee with disgust,
Degraded mass of animated dust!"

*Byron.*

"કુદરતથીજ તું નીચો, મોટો નામનો,
એક હેવાનની ચાલથી પણ રેહ શરમીંદો.
સઉ ઓળખી તજશે તુને હેફથી સદા,
કમીના ખવાસના ઓ ખાકી જીવડા!"

બાયરન.

નોશેરવાન જેવા જુવાનોની ચાલચલણ વિષે પોતાનાં માતા મેહેરબાઇએ તથા પોતાની સહી જરબાનુએ જે સખુનો કહ્યા હતા અને જે મત આપ્યું હતું તેથી ભોલી શીરીનનાં મન ઉપર ઘણી અસર થયલી આપણે જોઇ હતી.

જે દિવસે લગનની મિજલસમાં જરે ખેરખાહી ભરેલાં જીગરે તેણીને ઘટતી ચેતવણી આપી તેજ દિવસથી તેણીએ મજબુત ઠરાવ કીધો હતો કે કોઇ લાયક તકનો લાભ લેઇ લગનને લગતો પોતાનો વિચાર મેહેરબાઇ અને દોરાબજીને ખુલ્લી રીતે જણાવાની નોશેરવાનને અરજ કરવી.

પણ એમ કરવાની લાયક તક તેણીને સેહેલાઇથી અને થોડાજ વખતમાં મળી શકી નહીં.

હમણાં હમણાં નોશેરવાનની મુલાકાતો ખરેખર કમતી થતી જતી હતી; પણ તેનું કારણ તેને મળેલી ચાકરી થઇ પડી હશે એવું ધારી શીરીને જરા પણ શક પોતાના મનમાં ઉપજવા દીધો હતો નહીં. એ મુલાકાતો જેમ કમતી હતી તેમજ થોડા થોડા વખતની પણ હતી અને વળી વધારે નવાઇ સરખું તો એ હતું કે જાહેર રીતે કોઇનાં પણ કાંઇ કહેવા વિના તેને શીરીન સાથે એકલા બેસવાના, ફરવાના કે વાતચીત કરવાના અખાડાજ કરવા માંડયા હતા અને જાણે તેવી કોઇ પણ તક નહીં પડવા દેવાને તે પોતાથી બની શકતી તાલમેલો કરતો હોય એમ લાગતું હતું.

શીરીન તો એમજ સમજતી હતી કે તેને માટે તેણીનાં માતા મેહેરબાઇએ જણાવેલા વિચારોથી તે અનજાણો છે; પણ એમ નહીં હતું. આપણે જાણી ચુકયા છીયે કે શીરીનની પોતાનીજ માનીતિ એક આયા, શીરીનના આશક ઉપરના છુપા સંદેશાઓ લઇ જનારા એક વિશ્વાસુ કાસદ તરીકે કામ લાગ્યા ઉપરાંત, પોતેજ નોશેરવાન સાથે (જો નરમ બોલોમાં બોલીએ તો) 'લગરીક લાડકા સંબંધમાં' હતી અને એજ લુચ્ચી આયાની મારફતે નોશેરવાન, મેહેરબાઇએ જે ઠરાવ કીધો હતો, તેથી વાકેફ થયો હતો.

પણ એથી કોઇ પણ રીતે દલગીર થવાને બદલે પોતાને જોઇએ તેવુંજ મળેલું નોશેરવાન સમજ્યો હતો અને તેથી જો શીરીન, તેની હવે પછીની ચાલુ થનારી બેદરકારી વિષે, કંઇ પણ ફરિયાદ કરે તો તુરતજ તેણીને મેહેરબાઇના પોતાના વિચારોનું બહાનું બતાવવાને તે નાપાકને સેહેલું થઇ પડેલું લાગ્યું હતું.

શીરીનથી દુર થવાની અથવા વધારે બંધબેસ્તું બોલ્યે તો, શીરીનને હુંમેશ સુધી તજી દેવાની તદબીર શોધવાની જે તેને થોડી ઘણી મુશકેલી લાગતી તે મુશકેલીને હવે મેહેરબાઇનાં આવાં બોલવાથી નિકળી જવાનો રસ્તો મળ્યો હતો. મેહેરબાઇ તેને પોતાનાં ઘરમાં આવતો અટકાવવા માંગતાં હતાં ખરાં પણ તેવું તો તેને જોઇતુંજ હતું.

એટલાજ માટે હવે તેણે ધીરે ધીરે પોતાની મુલાકાતો કમતી કીધી હતી, જેનું કારણ ભોલી શીરીન, એ નાપાકે જેમ તેણીને જુઠું બોલીને વાહી હતી, તેમ તેને મળેલી ચાકરી સમજતી હતી અને એટલાજ માટે શીરીન સાથે એકલો નહીં પડી જવાની તે તાલમેલો ગોઠવતો હતો.

જો શીરીન સાથે કોઇ વખત અચાનક રીતે તે એકલો પડી જતો હતો તો લાગલોજ ઘરે જવાની તૈયારી કરતો હતો. આ સઘળી તેની ચાલચલણ તેની આગળી વર્તણુકથી જો કે તદનજ જુદી હતી, તોપણ નિર્દોષ શીરીન હજુ કાંઇ ખરો ભેદ સમજી શકી નહીં હતી અને તેણી એમજ ધારતી હતી કે કામકાજના રોકાણમાં પડવાને લીધે એવો ફેરફાર તેનામાં થયો હતો.

જર સાથની શીરીનની છેલ્લી મુલાકાત પછી લગભગ ત્રણ મહિના વીતી ગયા હતા. ઘણાક દિવસોની ગેરહાજરી પછી નોશેરવાન એક વખત દોરાબજી શરાફના બંગલામાં આવ્યો અને મેહેરબાઇ જ્યાં બેઠાં હતાં તે ઓરડામાં આવી બેઠો.

"આવો નોશેરવાન," મહેરબાઇએ તેને આવકાર દીધો, "કંઇ ઘણે ઘણે ઘણે દહાડે નજર આવોચ!"

"હાજી, હમણાં તો કામકાજને સબબે રોકાવુ પડેચ તેથી હ્યાં આવવાનું કંઇ બનતું નથી."

"હા, હું સાંભરીને ઘણી ખુશી છેઉં કે તમુને સારી ચાકરી મલીચ; હવે એક ઠેકાણે રહાચ તો તાંહુજ પગ ઠોખીને રેહુજો."

"હવે હાલ તો ઘાંજ છો પડયાચ," નોશેરવાને એટલોજ ટુંક જવાબ દઇને પતાવ્યું.

એટલામાં શીરીન તેઓ આગળ આવી.

"ઓહો નોશેરવાન! તમે ઘણે દહાડે કાંહુથી આયા?"

"હા શીરીન," મેહુરબાઇ બોલ્યાં; "એવણ પોતાનું કામકાજ મુકીને આપરે તાંહુજ આવ્યા કરે?"

મેહેરબાઇ શીરીનનાં આવવાનીજ વાટ જોતાં હતાં, કારણ કે તેવણનો પોતાનો વિચાર શું છે તે વિષે નોશેરવાનને ધીરેથી વાકેફ કરવાને શીરીને માથે લીધું હતું અને તેથી તેમ કરવાની તેણીને તક આપવાને તેવણ ખંતી હતાં.

શીરીને તેમ કરવાને કબુલ કીધું હતું તે પણ પોતાની મતલબને લીધેજ હતું. સઘળી બીનાથી નોશેરવાનને વાકેફ કરવાનો તેણીનો વિચાર હતો—બલકે ઠરાવ હતો; અને તે સઘળું કહ્યા પછી હવે જેમ બને તેમ જલદીથી તેણીનાં હાથની માંગણી તેણીનાં માબાપ પાસે કરવાને તેને સુચવવાનો તેણીએ ઇરાદો રાખ્યો નતો.

થોડો વખત સુધી જુદી જુદી બાબદો વિષે ટાહેલું કીધા પછી કાંઇ અગત્યના કામનું બાહાનું કહાડી, ગુલબાઇ, નોશેરવાન અને શીરીનને એકલાં મુકીને દિવાનખાનાની બાહેર ગયાં.

નોશેરવાનને વળી પાછો પોતાને કઢંગી હાલતમાં આવી પડેલો જોયો અને તુરતજ, 'ચાલો આપુનેબી કામ છે, હવે જઇએ,'—એમ બોલતો તે ઉઠયો.

"નહીં નોશેર, જરા બેસો, મારે તમુને કંઇ કેહવુંચ." એમ બોલી શીરીને તેને તુરતજ તેને પાછો બેસવાની ઇસારત કીધી.

તે ગભરાયો.

"નહીં શીરીન, મને ઘણું અગતનું કામ છે."

"નહીં–નહી, ગમે તેવું અગતનું કામ હોય તો પણ જરા બેસો અને આ સાંભળી જાવો. હું તમુને ઘણો વાર નહીં ખોટી કરૂં, વાહલા નોશેર." શીરીન હઠીલી બની પ્યારથી બોલી.

નોશેરવાનને તાબે થવા વગર ચાલ્યું નહીં.

"ત્યારે બોલો જલદી, શું કેહેવોચ?"

"નોશેર, મારાં માએ પોતાનો કંઇ વિચાર તમુને જણાવવા મને કહ્યું હતું."

"તે શું?"

"તે જો તમે અપમાન તરીકે નહીં લેવાની અને ગુસ્સે નહીં થવાની મને કબુલાત આપો તો, હું તમને જણાઉં."

"શીરીન, હું એક ગૃહસ્થ છેઉં અને તેથી જો એક ખરેખરા અપમાનને પણ હું અપમાન તરીકે નહીં ગણું તો ગૃહસ્થ કેમ ગણાઇ શકું?" આ નામવર ગૃહસ્થ (?) બોલ્યો.

"નોશેર એમ નથી; મારાં માયનો એ વિચાર જો કે હમણાં તો તમુને નાપસંદ લાગશે, પણ જો તમારા હાથમાં એક ઉપાય છે તે તમે જલદી કરો તો પોતાનો એ વિચાર તેવણ નહીં ફેરવે એમ નથી."

"હું–હું, હવે હું કંઇ સમજ્યો ખરો. શું હ્યાંની મારી મુલાકાતો મેહેરબાઇને પસંદ નથી વારૂં?"

"હા નોશેર, હમણા પોતાનો એવો કંઇ વિચાર એવણે જણાવ્યોચ તો ખરો, પણ જો ત—"

"ફીકર નહીં શીરીન, જો એવીજ—"

"પણ મારૂં સાંભળો નોશેર,"–પાછી શીરીન તેને બોલતો અટકાવી બોલી, "મારાં માયના એવા વિચાર છતાં બધી રીતે મેં તમારો બચાવ કરવામાં કંઇ બાકી રાખ્યું નથી અને હું ફરીથી કેહુંચ કે જો—"

"બસ, હવે મને વધારે સાંભળવાની કંઇ અગત નથી શીરીન–" નોશેર પાછો તેણીને અટકાવી ઠંડે પેટે બોલ્યો, "તમે મારો બચાવ કીધો તેની પણ કંઇ અગત નહીં હતી. જો એવીજ મેહેરબાઇની મરજી છે તો હું વગર આનાકાનીએ–બલકે મોટી ખુશીથી–હાં ફરીથી આવવાનું બંધ કરશ."

"એ શું!" શીરીને ચોંકીને તેની તરફ જોવા માંડયું.

આવો થંડે પેટનો અને ઘાટકી જવાબ સાંભળવાનો તો તેણીને ખ્યાલ પણ નહીં હતો!

તેણીના મનમાં કાંઇ થોડી ઘણી ધાસ્તી ઉપજી ખરી, પણ હજુર તે પુરેપુરી નહીં હતી. તેણીને હજુર પુરતી આશા હતી અને નોશેરવાનનો આ જવાબ માત્ર તેને ઉપજેલા ગુસ્સાનું પરીણામ તેણીએ ધાર્યું હતું.

"નહીં પ્યારા નોશેર, હું તમુને હાંથી કેમ જવા દેવશ?"

"નહીં શીરીન, તમારા માય-બાપની મરજીથી ઉલટો મારેથી ચલાય નહીં."

આએ શું! પ્યાર કે દીલાસાનો એક બોલ પણ નહીં!

શીરીન ફીક્કી પડતી ગઇ. નોશેરવાન તે સઘળું સમજતો હતો, પણ તેથી તેના સંગદીલ ઉપર કાંઇપણ અસર થયલી લાગતી હતી નહીં.

હજી શીરાને આશા છોડી નહીં.

"નોશેર, તમે મારા માયબાપ આગળ જઇને તમારી મરજી જણાવોની. તમે જો એમ કરશો તો એ લોકો પોતાનો વિચાર ફેરવશે!" તેણી કરગરીને બોલી.

"નહીં શીરીન, એમ નહીં બને, મેહુરબાઇની પોતાના ઘેરમાં મને આવતો જોવાની જો ખુશીજ નહીં હોય તો પછી તેવણ મારી મરજી તે કેમ રાખવાના હતાં? એ નહીં બને."

શીરીનના ગુંચવાડાનું આપણે કેમ ખ્યાન કરી શકીએ?

જે સ્રીને તેને પોતાના જીગર કરતાં વાહલી ગણેલી તે સ્રીનો તેજ આશક થોડા મહિના રહીને શું આવો જવાબ દે?

"તમે એ શું બોલોચ નોશેર! એ નહીં બને? તમે મને ખરેખરાજ જો ચાહતા હોવોતો એ બનવું અથવા બનાવવું મુશકેલ નથી. તમુને શું મુશકેલ લાગેચ?"

"હા શીરીન, મુશકેલ લાગેચ." તે ધીરેથી બોલ્યો.

શીરીનની આંખોમાં પાણી આવી ઉભાં.

"ત્યારે તમારો પ્યાર એવોજ કે? નોશેર તમે જો એમ મારી મશકેરીજ કરવા માંગતા હોવો તો એમ હવે વધારેવાર નાં કરો. એવું હસવાનું મને ગમતું નથી, એ રમુજ નહીં પણ દુઃખ ઉપજાવા જોગ ઘાટકીપણું છે."

"હું હસવાનું નથી કરતો. હુ આએ બધું પુરતી ગંભીરાઇથી બોલુંચ તે વિશે તમે ખાત્રી રાખવી." શીરીન તરફ જોવા વગર, કે શીરીનની લાગણીઓનો કંઇપણ વિચાર રાખ્યા વગર તદનજ બેદરકારીના દેખાવથી આ પાપીએ ઉપલો જવાબ દીધો.

શીરીનની આંખો આગળ સઘળું ભમવા અને ફરવા લાગ્યું, પણ હજી ફરીથી તેણીએ હીંમત કીધી,

"ત્યારે થોડા મહીના આગમજનું તમારૂં બધું બોલવાનું? સચાઇની ને વફાદારીની તમારી કબુલાતો? ત-ત-તમારો-મા-મારી ઉપરનો પ-પ્યાર? તે કાંહ છે?" તેણી ખોખરે આવાજે લહકતી બોલી.

"અહુ-અહુ-અહુ-અહ," આ ખવીસ હસવા લાગ્યો, "શીરીન મારી જીંદગીમાં કોઇ પર ખરેખરો પ્યાર મેં કીધોજ નથી."

"તમારાં વચનો! તમારૂં બોલવું!"

"હું-હું, તે તો શીરીન ફકત આપરે વાર્તાઓમાં વાંચી. એચ તે 'લવ-સીન.'"

"અરે મારા ખોદા, આએ હું શું સાંસરૂંચ!" શીરીન પોતાના બન્ને હાથે પાસેના એક કોચ પોતાને પડી જતી બંચાવા માટે મજબુત પકડી બોલી,-"ત્યારે તમારૂં બોલવાનું બધું અમથું? તમારા વચનો જુઠાં?"

"મેં કોઇ દાહડે એનો વચન આપ્યોજ નથી."

શીરીનનું મગજ હવે પુરેપુરૂં ભમવા લાગ્યું, અને તેણીનાં નાજુક બદન માહેલી અત્યંત દલગીરી ધોધબંધ પાણી રૂપે તેણીના કોમળ ચશમો વાટે બાહેર પડવા લાગી.

ફરીથી તેણીએ એક છેલ્લી કોશેશ કીધી.

"નોશેર તમારાં ધ્યાનમાં કંઇજ આવતું નથી! આએ તમારાં ફરજંદના ખરેખરા બ-બ-બ-બ-બાપ થવા તમે ન-ન-ન-નાં કે-હોય!" એમ બોલતાં આ કંગાળ સ્ત્રીએ પોતાના પેટ તરફ હાથ કીધો!

તે હજુર નીચેજ જોતો બેસી રહ્યો.

"એમજ જો થયું હોય તો હું દલગીર છેઉં. પણ મારા હાથમાં એનો ઉપાય."—

પણ તે પોતાનું બોલવું પુરૂં કરે તે અગાઉ તો.-

"હું મુઇ—હું મુઇ! ઓ-ને—" એમ બોલતી શુદ્ધ ખોહી શીરીન મુરદાંની મીસાલ જમીન ઉપર પટકાઇ પડી!

તેજ ઘડી નોશેર ચોંકી ઉઠયો. જે ભોળી બાનુ તેનાં પોતાના નીચપણાંનો-નીમકહરામીનો-અને ઘાતકીપણાંનો ભોગ

થઇ પડી હતી તેણીના બેખબર પડેલા આકાર ઉપર નજર કરતો ઉભો રહ્યો. પણ તે થોડોજવાર. તુરતજ તેને સમજ આવી અને તેથી પાસે પડેલાં વાસણમાંથી પાણી લઇ તેણીનાં મોહડાં ઉપર જોરથી છાંટી, જેવી તેણીએ શુદ્ધિમાં આવવાની નિશાની દેખાડી તેવોજ તે ફીકકે ચેહરે કોઇ જોય નહીં તેમ બાહેર નિકળી પડયો.

જે બનાવો હમણાં બન્યા હતા તે બનાવ પછી પાછો તેણીને મોહડે-મોહડું થવાની તેનાં હૈડાંએ તેને હિમત આપી નહીં.

તે જાણતો હતો કે તેણી તો નિર્દોષજ હતી, અને અનીતિના હાથે નીતિ કેમ વેચાય છે-વફાદારીનો બદલો કેવી બેવફાઇથી મળે છે-અને વિશ્વાસની જગ્યાએ કેવો વિશ્વાસઘાત થાયછે-એ સઘળું નજરેનજર દેખાડનારી ગોયા એક જીવતી જાગતી તસ્વીરનો નમુનો તેણી થઇ પડી હતી.

એ સઘળું તેણે પોતે કીધું હતું અને જોકે એટલું બધું ઘાતકીપણું કરવાની તો તેણે હીંમત ચલાવી હતી, પણ હવે આ પરીણામે તેના જેવા એક બેશરમ અને બેહયા પુરૂશમાં-પણ શરમ ઉપજાવી. હવે શીરીનની આંખસે-આંખ મેળવવાની તેનામાં હીંમત રહી નહીં-અને હવે તેણીની સામે ઉભો રહી સુંદર બોલોમાં થતી તેણીની દુ:ખભરી કાકલુદીઓ થંડે પેટે સાંભળવાનું જોર તે રાખી શકયો નહીં. તે હીંમત હાર્યો તેનાં હૈડાંએ તેને હીચકારો બનાવ્યો!

અને સઘળા—સઘળા પાપીઓ અને સંગદીલોને એ હૈડુંજ દંખે છે, એ હૈડુંજ હીચકારા બનાવે છે!

---

# પ્રકરણ બાવીસમું.

## કાળો જોગી-બીજી વાર.

" He is a fool who thinks by Force or skill
To turn the current of a woman's will."

*Sir S. Tuke.*

"મૂર્ખજ એમ ધારે કે જોર કે હીકમત-
થી ફેરવાએ એક ઓરતની મરજી કે મત."

સર એસ. ટયુક.

સાંજનાં છ વાગ્યા હતા. ભુલેશ્વરનાં સાંકડા રસ્તા ઉપર સેંકડો હિન્દુઓની ભીડ-ભચડ થઇ રહી હતી, કે જેઓ દિવસને નમતે પોહરે પોતાનાં ભોલાં યકીનો મુજબ પવિત્ર ગણાતી ધર્મી ક્રિયાઓ બજા લાવવા માટે ત્યાં આવતા હતા.

એ વખતે વળી પાછાં હીરાંબાઇ, એક ભાડુતી શિગરામમાંથી ઉતરી પોતાની સાડીની સોડ છેક નીચે સુધી ઉતારી છુપી-છુપી ચાલે ચાલતાં કાળા જોગીનાં પ્રખ્યાત જાદુઇખાનાં તરફ પોતાનાં પગળાં ભરતાં આપણી નજરે પડે છે.

ઘણાએક દિવસોની વાત ઉપર જ્યારે તેવણે પોતાની પેહલી મુલાકાત એ જાદુઇખાનાંને આપી હતી ત્યારે તો આપણે તેવણને કાળા જોગીએ ભરેલા પંદરશોના મોટા બુક માટે બબડતાં ઉતરતાં જોયાં હતાં. અને આજે વળી ફરીથી તેવણ ત્યાંજ જતાં કેમ આપણી નજરે પડે છે?

શું કાળા જોગીએ કીધેલી મોટી માંગણીની પણ કબુલાત આપવાને તેવણ આજે ઠરાવ કરી આવ્યાં હતાં? તેમજ દેખાતું હતું.

એંટાલાં, બોંહુશીલાં, કે હુટીલાં, ગમે તે કહો પણ હીરાંબાઇ એવાં એક સ્વભાવનાં હતાં કે જે સ્વભાવ પોતામાં એક કદી નહીં તુટે એવો મજબુત ઠરાવ જાળવવાની શક્તિ ધરાવતો હતો.

તેવણુ એવી કિસમની ઓરતોમાંનાં એક હતાં કે જે ઓરતોએ એવાજ મકમ ઠરાવની અસરથી પોતપોતાની કુદરત મુજબ તહરેવાર રીતનાં ભલાં યા બુરાં પરાક્રમોથી પોતાને તવારીખના સફાઓ ઉપર કાયમ અને જમાનાઓની જબાંન ઉપર મશહુર રીતે બોલાતી કીધી છે.

જે હટીલાં ગણાતાં ભરૂચ શેહરમાં તેવણે પોતાનો જન્મ લીધો હતો તેનાં પાણીની, કે અથવા જે સાથી સોહબતીઓની સંગતમાં તેવણે પોતાની બચગી ગુજારી હતી તેઓના સ્વભાવની અસરથી તેવણે આ મક્કમપણું પોતાનાં સ્વભાવમાં દાખલ કીધું હતું તે માલમ પડતું નહીં હતું. પણ એટલું તો ચોકસ હતું કે ન્હાનપણથીજ તેવણનાં માતપીતાએ એવી તેવણની આદત તરફ નાખુશ નજરે જોયું હતું, અને એ હટીલાઇ હીરાંબઇને આગળ ચાલતાં કાંઇ ઘણાંજ નાલાયક કામોપણ માંથે લેવાને ઉશ્કેરશે અથવા હીંમત આપશે એવી તેઓને ફિકર રાખવી પડી હતી.

કાંઇપણ બાબદ માટે જો તેવણને ગુસ્સે થવાનું કારણ મલ્યું, (પછી તે કારણ ગમે એવું ખોટું અને ગેરવાજબી પણ કાંય નહીં હોય) અને તે ગુસ્સાનાં હીંગામમાં જો તેવણે તેનો કાંઇ બદલો લેવાનો ઠરાવ કીધો તો પછી આડી યા અવલી કોઇપણ તરેહથી તે પોતાનો ઠરાવ તેવણ પાર પડયા વગર રેહતાં હતાં નહીં અને તેમ કરતાં ભવિશ્યમાં તેનું શું પરીણામ નિવડશે તેનો વિચાર એક ઘડીભર પણ તેવણનાં મનમાં આવે એ તો એક નવાઇજ હતી.

પણ વળી હાલની આ બાબદમાં તો તેવણ પોતાને મળેલું કારણ ઘણુંજ વાજબી અને ઘણુંજ દરૂસ્ત સમજ્યાં હતાં. ઘણી રીતે, પોતેજ તકસીરમાં હોવાં છતાં તેવણ એમજ માનતાં હતાં કે જઇફ બેહેરામશા, ફ્રામરોજ, જર-

આનુ અને જાઇફ્ જીજીઇ એ ચારે આસામીઓ તરફથી તેવણને મળતું દુઃખ અને સંતાપ નહીં સોશાય એવો હતો. સઘળાંઓ તેવણુનીજ અદેખાઇ કરવાને, તેવણુનેજ હેરાન કરવાને અને ફરદુનજી ગઝદરની નજરમાં અથવા માયા મેહેરબાનીમાંથી તેવણુનેજ ઉતારી પાડવાનો ઇરાદો રાખી બેઠાં હતાં એવું તેવણે પોતાનાં શકમંદ મનમાં કલ્પ્યું હતું.

ફરદુનજી ગઝદરને મોહુડેથી, કોઇ પ્યારના યા ગુસ્સાના હીંગામમાં, નિકળી પડેલા અચાનક બોલો ઉપરથી તેવણે પુરતી રીતે જાણી લીધું હતું કે બેહરામશાહે શરૂઆતથીજ ફરદુનજી ગઝદરે કરવા ધારેલાં બીજી વારનાં ગગરણાં વિરૂદ્ધ પોતાના મજબુત વિચારો જણાવ્યા હતા. અને તેથી હજુર પણ બેહેરામશા પોતા તરફ ધિઃક્કારની નજરથી જોતા હોવા જોઇએ એવું નક્કી ધારી વેહેમી હીરાંબઇએ એ ભલા ગૃહસ્થ સામેના પોતાના ભારે ક્રોધ અને ભારે કિનાને જનમ આપ્યો હતો. પણ એવા તેવણના વિચારને લીધે તો ઓર ઉલટુંજ બન્યું. બેશક, બેહરામશાએ પોતાના ભાઇના ત્રીજી બાયડી લાવવાના વિચાર સામે પોતાને ગુસ્સો જાહેર કીધો હતો, પણ તેથી કાંઇ ફરદુનજી જે ત્રીજી બાયડી લાવે તેણીની ખુદ પોતાની સામે પોતાનો ગુસ્સો યા ધિઃક્કાર રાખવાનો તો તેવણુનો વિચારજ નહીં હતો. તેવણે ડાહપણ ભર્યો એવોજ અંદેશો કીધો હતો કે ફરદુનજી પોતે પોતાની મૂર્ખાઇથી ત્રીજી બાયડી લાવે તેમાં તે ત્રીજી બાયડીનો શું વાંક! અને તેથી જો તે બાઇ પોતે સારી અને ભલમનસાઇ ભરેલી ચાલ ચલાવે તો તેવીજ રીતે પાછો તેનો બદલો આપવાને તેવણે કશી અડચણ જોઇ નહીં હતી. પણ જ્યારે હીરાંબાઇને પોતાનેજ શરૂઆતથી નાલાયક રીતે વર્તતાં તેવણે જોયાં ત્યારે તેવણ સાથે કોઇ રીતની માયાભરી મિત્રાચારી

રાખવાની તેવણે દરકાર કીધી નહીં હુતી. અને એવી દોસ્તી રાખવાની તેવણુ બેદરકારીને ભારે વેર અને અદેખાઇનું સહુ-રાવેલું રૂપ આપી હીરાંબાઇએ તેવણુને પોતાના હુડહડતા મુદઇ ગણ્યા હતા. અને તેવણુની પોતાનીજ અણુઘટતી ચાલને લીધે ફરદુનજી ગઝદરે તેવણુ ઉપરથી જે મન ઉતારો કરવા માંડયો હુતો, તે સઘળો બેહેરામશાહુની છુપી ફુલવણીઓને લીધેજ થતો હુતો એમ ખોટી રીતે માની લઇ હીરાંબાઇ તે ગૃહસ્થ તરફના પોતાના કીનાના આતશને હુરરોજ વધારે અને વધારે સળગાવતાંજ ગયાં હતાં.

એવી હીરાંબાઇની હાલત હુતી. અને એવીજ હાલતની કેટલી બધી સ્ત્રીઓ મળી આવશે કે જેઓ પોતાનીજ માઠી ચાલને લીધે પોતાને ભોગવવી પડતી હાડમારીને કોઇ પાર-કાંની છુપી ઉશ્કેરણીઓથી ઉત્પન્ન થયલી માની કોઇ પોતાનાં નિર્દોષ સગાંઓ સાથે સદાની દુશ્મની રાખી બેઠી હુશે!

એટલું તો બેહુરામશાહુ માટે થયું.

હુવે ફરામરોજ અને જરબાનુ એ બે ભાઇબેહેન સામેની તેવણની દુશ્મની તો વધારે નજીવાં કારણુને લીધે ઉપજી હુતી. તે એટલાજ વિચારથી હુતી કે તેઓ તેવણુને એક માતા તરીકેનું માન આપવાથી પછાત રેહુતાં હુતાં. બાકી તેઓએ ફરદુનજી ગઝદરનાં બીજીવારનાં ગગરણાં સામે તો પોતાના વિચાર નહીંજ આપ્યા હુતા. ઓર એ બિચારાંઓ તે વખતે એટલી તો નાની વયનાં હુતાં કે જેમ એક સગી માયની માયા તેમજ એક સાવકી માયના જુલમનો તેઓ ખ્યાલબી બાંધી શકે નહીં. હીરાંબાઇને એક માતા તરીકેનું માન આપ-વાની તેઓની બેદરકારી એટલીજ હદ સુધી અટકી હુતી કે તેઓ ફક્ત તેવણુને 'માંય'નાં મધુર નામે બોલાવતાં નહીં હુતાં એટલુંજ. અને એમ કરવા માટે તેઓને ઠપકો પણ

કોણ આપી શકે? તેઓની જનેતા માતા તેવણ હતાંજ નહીં, અને તે ઉપરાંત તે મરનાર બાનુની જગા લાયક રીતે પુરવાને તેવણ લાયક સ્વભાવ ધરાવતાં હોય એમબી નહીં હતું. હીરાંબાઇ તરફની તેઓની બેદરકારી એટલીજ હતી; બાકી બીજી સઘળી બાબદોમાં ઘરનાં એક વડાં માણસ તરીકેનું સઘળું માન તેવણને આપવાને એ ભલાં ભાઇ બેહને કદીબી બેદરકારી દેખાડી નહીં હતી, અને તેવણે પોતાનાજ હસ્તકમાં રાખેલા ઘેરના સઘળા કારોબારની જરાક પણ વચ્ચે આવવાને, કે જરાએ ફરીયાદ કરવાને તેઓએ કદીબી તજવીજ કીધી નહીં હતી. પણ નહીં. હીરાંબાઇને મન તે સઘળું નજીવું અને નકામું હતું. જે બોલ નહીં બોલવાની ફરામરોજ અને જર હઠ લઇ બેઠાં હતાં તેજ બોલ તેવણ બોલાવવા માંગતાં હતાં અને એમાં ફરક એટલોજ હતો કે જ્યારે પેલાં ભાઇ બેહને માત્ર એ હઠજ જાળવી હતી, ત્યારે હીરાંબાઇએ પોતાની હઠ સાથે કિનોબી જાળવ્યો હતો.

એટલું ફરામરોજ અને જર માટે થયું.

હવે જે કેહવાનું રહ્યું છે તે એક એવા જીવડા માટે છે કે જે પોતાંના પાળેલાંઓ તરફની પોતાની સાચી વફાદારીનેજ માટે બુરા ખવાસનાં હીરાંબઇનાં ઘાટકી કિનાનો ભોગ થઇ પડયો હતો. ગરીબ, બુઢી, ભોલી જીલઇ જાણતી હતી કે હીરાંબઇનો તેણીને માટે વિચાર કેવો હતો; અને અવારનવાર દેખાતા તેવણના ધુરકતા ડોળાઓ જોઇ, અને વખતે વખત સંભળાતા તેવણના કચકચાતા દાંતો સાંભળી તેણી બરોબર સમજતી હતી કે જો તક મળે તો તેણીનો સુકઇને સાંકડો થયલો ટોટો વટીક પીસી નાંખવાને તેવણ ચુકે એવું નહીં હતું. પણ તેથી કાંઇ પોતાની વફાદારીમાં તેણીએ ચુક પડવા દીધી નહીં; અને પેલાં ભાઇ બેહન તરફનાં તેણીનાં

હેતમાં થતો દરરોજનો વધારો, હીરાંબાઇનાં તેણીની સામેના વેરમાં પણ દરરોજનો વધારો કરતો ગયો.

એવાં કારણોથી એ ચારે જણ સામે હીરાંબાઇ ઉશ્કેરાયાં હતાં. એમાં સઉથી વધારે લાગણી તેવણુની બેહેરામશાહ વિરૂદ્ધ થઇ પડી હતી, એ લાગણી સેવટે કિનામાં બદલાઇ હતી. તે કિનો સખત રીતે લેવાનો તેવણે ભય ભરેલો મજ-બુત ઠરાવ કીધો હતો. અને ચતુર કાળા જોગીએ એવો નહીં-હટે-એવો ઠરાવ તેવણુનાં ભવાં ઉપર ચિત્રાયલો પારખી-નેજ પંદરસોનો મોટો બુક ભર્યો હોય એ મ માલમ પડતું હતું

લુચાઇનો ધંધો કાળા જોગીનો હતો એમાં તો શકજ નથી. પણ તે લુચાઇનાંજ ધંધામાં તે એક એવો અનુભવ શિખ્યો હતો કે જેથી તેની ભેદી વિદ્યાની મદદ લેવા માટે તેને દરવાજે આવતાં સંખ્યાબંધ આસામીઓમાંથી નબળું મન અને મજબુત મન કોણનું છે તે તે પિછાણી લેતો હતો. અને તેથીજ હીરાંબઇ કદીપણ તેને છોડી જવાનાં નથી એવું વગર ફિકરે માનીને તે પોતાની માંગણીમાંથી કાંઇપણ કમતી કરવા વગર થંડે પેટે ગઇ વેળા બેસી રહ્યો હતો.

અને આપણે હવે જોઇએ છીએ કે કાળાજોગીની અટ-કલ ખોટી પડી નથી. એકવાર ફરીથી તેજ ઠગારાની દેવડીએ ચહડવા વગર હીરાંબઇને ચેન પડયું નથી.

આ પ્રખ્યાત જાદુઇખાનાં સાંકડાં અને ભાગા તુટા દાદર ઉપર તેવણ સંભાળથી ચહડયાં, અને ગઇજ વેળાની માફક કાળા જોગીના એક શાગેર્દે તેવણુને બારણું ઉઘાડી માંહે દાખલ કીધાં.

"સલામ બાવાજી, તુમ ખુશ તો છેવો?" હીરાંબાઇ જતાંવાર તેના પગ પાસે નમસ્કાર કરી બોલ્યાં.

જોગીએ તેવણુને રૂમમાંજ આવકાર દીધો. "બેઠ ઇધર," તે બોલ્યો અને પાછો ભારે મોટાં ધ્યાનથી પેલીજ પોથી વાંચવામાં રોકાયો.

તે પોતેજ કાંઇ સવાલ પુછશે એવી આશામાં હીરાંબાઇ ઘણો વખત ખોટી થયાં. પણ ફોકટ. કાળા જોગીએ તો તેવણુ પાસેજ બોલાવાનો ઠરાવ કીધો હતો.

"બાવાજી, જોગીજી, મેરી બાતપર તુમ કંઇ ધ્યાન નહીં દેતા!" તેવણુ સેવટે નરમાસથી બોલ્યાં.

"કોણુસી બાત! તું ક્યા બકતી હુએ?"

"બાવાજી ઓ મેરા મુદ્દઇકુ દીવાના—"

"હું હું અબી મેં સમજા. બોલ અબ ઉસકા તું ક્યા કેહતી હુયે. બોલ જલદી, મુજે ફુરસદ નહીં હય આજ."

"બાવાજી તુમ એની કીંમત બોત માંગતા હે. દયા કરો મ્હારી પર બાવાજી, ને કંઇ કમતી કરો!"

"બસ–બસ, નીકળ હ્યાંસે! તેરી હજાર દફે જો ખુશી હુવે તો પંદરસો રૂપ્યે લે કે આ, ન તો ફેર હ્યાં પાંઉ મત રખ!"

"વારૂ ત્યારે નહીંતો નહીં આવશ." એમ બોલતાં હીરાંબાઇ ઉઠયાં, "તમે કંઇજ કમતી નહીં કરો ત્યારે તો હું નાચાર!" એમ બોલી ખરેખરા ઘેર જવાના ઠરાવેજ તેવણે બારણાં તરફ પગલાં ભર્યાં.

જોગી તેવણુનો વિચાર સમજી ગયો. અને આવો સદ્ધર બીલ્લુ જતો નહીં મુકવાનો તેનો ઇરાદોજ હોવાથી તેને તેવણુને પાછાં બોલાવ્યાં.

ભલુંજ થતે જો કોઇ છુપી બસારત હીરાંબઇને પાછાં નહીં ફરવાને ઉશ્કેરતે તો. અને ભલુંજ થતે તેવણુનાં અને બીજાઓના હકમાં જો કાળો જોગી સેવટ સુધી

પોતાની પંદરસોની માંગણીનેજ વળગી રેહતે તો. પણ નહીં. કીસમતને પોતાનોજ રસ્તો લેવો હતો, તેથી હીરાંબાઇને પોતાની બુરી નેમ બર લાવવામાં કાંઇ પણ અડચણ કે કાંઇ પણ મુશ્કેલી નડી નહીં.

આ કર્પીણ જોગી અને તેના કિનાબાજ કુળ વચ્ચેની વાતચીતનું તમામ વર્ણન આપવાની હવે જરૂર નથી. એટલુંજ જણાવવાની અગત છે કે હીરાંબાઇ પુરતાં તવંગર છે એવું જાણ્યા પછી કાળા જોગીએ એક હજાર રૂપ્યાથી ઓછા લેવાની મજબુત ના પાડી અને તેથી સેવટે તેટલા રૂપિયા આપવાની કબુલાત આપી હીરાંબાઇ તેનેથી જુદાં પડયાં. જુદાં પડતી વખતે એજ ગોઠવણ કીધી કે ત્રીજી વખતની મુલાકાતમાં તેવણ કબુલેલા રૂપ્યા લઇ આવે અને તેના બદલામાં કબુલાયલી ચીજ મેળવે.

'ગઝદર કોટ'માં હીરાબાઇ પાછાં આવ્યાં ત્યારે લગભગ સાડાસાત થવા આવ્યા હતા. પોતાની જુદી જુદી સહીઓને ત્યાં અવારનવાર મોડે સુધી મુલાકાતો આપવાનો તેવણનો સરેસ્તો હોવાથી તેવણ કયાં ગયાં હતાં અને કયાં થોભ્યાં હતાં એવા સવાલો કોઇબી તેવણને પુછતું નહીં હતું અને તેથીજ આ વેળા પણ તેવણ વગર દહેશતે દીવાનખામાં દાખલ થયાં. બારણાં આગળ એક નોકર ઉભો હતો.

"ફરદુનજી શેઠ આયા કે ગોવીંદ ?"

"હા બાઇ, ઘણો વાર થયો આયા." ગોવીંદે ઉત્તર વાળ્યો.

"બેહેરામજી કાંહ છે ?"

"ફરદુનજી શેઠ સાથે ઓરડામાં છે બાઇ."

"હું હું," હીરાંબાઇ હવે ગોવીંદ આગળથી ચાલી જતાં જતાં મનમાં બબડયાં. "વરી કંઇ નવી ફુલવણી—વરી કાંઇ

નવાં કાવત્રાં ચલાવતો હોશે એ બુઢ્ઢો. થોડો વખત સબુર કર મુવા કુસરેવજ, તારૂં આવી બન્યુંચ! હું જઇને સાંભરૂં એ શું કહેચ તે."

ફરદુનજીનો ઓરડો તેવણની બાયડીના ઓરડાની પાસેજ આવેલો હતો અને તે બન્ને વચ્ચે માત્ર એક ફરેકારનોજ અંતર હતો અને તેથી એક ઓરડામાં સાધારણ મોટે અવાજે થતી વાતચીત બીજા ઓરડામાં સહેલથી સંભળાતી હતી.

હીરાંબાઇએ હલ્લુસે પોતાના બારણાંની કળ ફેરવી અને ધીમે પગલે પોતે અંદર દાખલ થયાં.

બે બુઢા ભાઇઓ વચ્ચેની વાતચીત તેવણે ધારી હતી તેવી નહીં પણ માત્ર કામકાજ સંબંધી હતી.

"ફરદુનજી ભાઇ, મારૂં ધોબીતળાવ પરનું નાનું ઘેર મેં પેસતનજી ભગરીયાના સુનાબાઇને વેચ્યું જો."

"હં, કેમ વેચ્યું વારૂં?"

"ચાર હજાર ને ચારશો રૂપયે."

"કંઇ ઘણી સારી કીંમતી નહીં આવી, ભઇ."

"નહીં ફરદુનજી, એ બીચારી વિધવા પર મેં દયા કરીને આપ્યું, કે તે હુંઇથી ત્યાં ધકેલા ખાતી ઠેકાણે પડે. બીચારી ખુશ ખુશ થઇ ગઇ, ને હજારની એક નોટને કુંકાનો ટીલો પોતાની દીકરીને હાથે કરાવીને વરી આપ્યો."

"વારૂ એ તો થયું, પણ બેહરામજી હું તમુને એક વાત કેહું તે માનશો?"

"તે શું વારૂ?"

"તમારી તીજોરીને ગમે તો તમારી પાસેના ઓરડામાં રાખો, પણ તમારા ઓરડામાં ના રાખો!"

"કાંય ભઇ? મારા ઓરડામાં તો ઉલટી તે વધારે સલામત છે."

"નહીં પણ તેથી તમારે વિષે મને ધાસ્તી લાગ્યા કરેચ. કોણ જાણે ભઇ, હોનારતમાં કોઇ ડાહ્યું નથી."

"ઠીક છે ત્યારે તમારી ખુશી છે તો ત્યાં મુકાવશ. પણ તેની કુંચી તો મારા ટકયા તળેજ રેહશે એટલે બસ."

એ પછી થોડીએક વાતચીત કરી તેઓ જુદા પડયા.

"વાહ વાહ, ઘણું સારૂં, ઘણુંજ નેક!" હીરાંબઇ હવે પોતાના બાહેર પેહરી ગયલાં કપડાં બદલતાં મન સાથે બોલ્યાં, "જેપણ થાયચ તે ભલુંજ થાયચ. જરા થોભ, મુવા ઘરડા પછી 'તારી છરીને તારૂંજ ગળુ' એવું થયલું તું જોજે."

---

## પ્રકરણ તેવીસમું.

### છુપો ગમ.

"કલમ નોક ઘસઇ જા પરવાનઇ ગમમાં,
મનશક્તી તું કરમઇ જા સોબતી દમમાં.
જબાં તું તોતડી થા મુજ તંગ તનમાં,
ખ્યાલ તું ખરી જા મુજ રંગ રણમાં.
આશા તું હશી કર આ દેવાનપણમાં,
ચશમ તું અપંગ બન મેદાન મનમાં.
ઇંતેજારી બન ઇંટ સદા એતબારમાં,
ગાલ તું સુનેરી થા ગમખારમાં."

(રૂસ્તમ ઇરાનીનું—'પરવાનું.')

કર્પીણુ નોશેરવાન સાથની શીરીનની છેલ્લી મુલાકાત પછી દસેક દિવસો વીતી ગયા હતા. 'ગઝદર' કોટ'માંના પોતાનાં સુંદર ઓરડામાં બપોરને વખત એક નરમ કોચ ઉપર અલેટાઇ જરબાનું વાંચવામાં રોકાઇ હતી.

થોડાવારમાં એક ચાકરે લાવીને તેણીના હાથમાં એક કાગજ મુકયું.

"એ કોણ લાવ્યું?" તેણીએ પુછ્યું.

"દોરાબજી શરાફને તાંહુથી એક માણસ આપી ગીયો, બાઇ."

"ઠીક છે જા. શીરીનના અક્ષર છે. નવાં ઘેરનાં વાસ મુહુરતમાં સામેલ થવાને મેહેરબઇ તો મને તેડી ગીયાં, ને વરી શીરીન બીજું તેડું કરેચ કે શું." જર મનમાં વિચારવા લાગી.

આપણે આગળ જાણી ચુકા છીએ કે દોરાબજી શરાફે કોટમાંનાં પોતાનાં નવાં બંધાયલાં મોટાં ઘેરનું વાસમુરત કરવાનો વિચાર લાંબો વખત થયો રાખ્યો હતો. પણ કાંઇ અંચીતી અડચણોને સબબે તેની ધીલ થયા કરવાથી છેક હમણાં તે કરવાનો દિવસ મુકરર થયો હતો; એટલે કે જરને આએ કાગજ મળ્યું ત્યાર પછીને ત્રીજે દિવસે એ ક્રિયા થનાર હતી અને તેમાં સામેલ થવાને હીરાંબઇ અને જરબાનુંને ઇજન કરવાનો તો અલબતાં મેહેરબઇ ચુકયાંજ નહીં હતાં.

પોતાની માતાએ કીધેલાં ઇજન ઉપરાંત શીરીને વળી બીજા પોતાની તરફનાં ઇજનની ચીઠી મોકલી હુશે એવું ધારી જરે તે કાગજ ઉખેડયું.

પણ શરૂઆતનીજ થોડીક લીટીઓ વાંચી તેણી ચમકી.

કાગળ તેણીએ ધાર્યું તેથી જુદીજ કીસમનું હતું.

"બેવકુફ, મુરખ, અભાગની છોકરી!" તે કાગજને સેવટ સુધી વાંચી તે ભોંય ઉપર ફેંકી દઇ જર દલગીર ચેહરે બોલી ઉઠી' "આખરે ધારેલુંજ થયું. વરૂં તે આખરે વરૂંનીજ ખસલત પર ગીયું! શીરીન—બદબખત શીરીન!"

કાગજમાં નીચે મુજબનું લખાણ હતું:—

"મારી વાહલી બેહેન જર,

તમે જે ધારેલું ને જે મને કહેલું તેજ મુજબ થયું છે. પુરેપુરી મારી હાલત હવે કંગાળ બની છે. પેલી લગનની મીજલસમાં તમે

કહેલા જે સખુનો ઉપર મેં કંઈક બેવિશ્વાસ રાખ્યો હતો તેજ સખુનો મારાં બુરાં કીસમતને જોરે મેં પુરેપુરા ખરા પડેલા જોયા છે. હું નાસીપાસ, ગુંચવાયલી અને ગમખ્વાર બની છું. અને જો કોઇને પણ મેં મારી આફત વિશે જાણીતાં કીધાં હોય, તો તે ફકત તમેજ છેવો. જર મારો ગજબ નહીં સેહવાય એવો છે. હું તમામ વગર આધારની અને નાચાર થઇ છું. કોણની મદદ અને કોણની સલ્લાહ લેઉં તે મને સુજતું નથી. જે થાંભલાનો સરસ દેખાવ જોઇ તેને મજબુત ધારી—હું તેપર આધાર રાખી બેઠી હતી, તેજ આખરે ભીતરથી સડેલો નિકળ્યો છે, અને અંતની ઘડી સુધી મને ટેકવી રાખી એના હીનમાં હીન વખતે મને તેણે નીચે પાડી છે કે જ્યારે કોઇપણ મારી દયા ખાઈ મને મદદ કરવાને ઇચ્છે નહીં. હાલ વધારે કંઇ લખી શકતી નથી. પરમદાહડનો દીવસ ખોદા જાણે મારો કેવો ગુજરશે! ત્યારે મને મળજો જર, અને ત્યારે મારી કમબખ્તીની બાકીની હકીકત સાંભળજો. જરૂર આવવાને ચુકવાં ના.

લી० શીરીન."

એવું શીરીનનું કાગજ હતું. એવું આ લખાણ હતું કે જેમાં હેવાન્યત ભરેલી બેવફાઇના થઇ પડેલા આ ભોલા ભોગે સાદા પણ અસરકારક શબ્દોમાં પોતાના જીગરના ઉભરાઓનો ફકત ટુંકો સાર આપ્યો હતો. અને એવું આ અરજપત્ર હતું કે જેમાં અંચીતી આફતનાં વમળમાં ગુંથાયલા એક રાંક જીવડાએ પોતાનાં એક સમજુ સ્નેહીને તે વમળમાંથી તારવા માટે વિનંતી કીધી હતી.

રાબેતા મુજબનાં સુંદર અને સુઘડાઇ ભર્યાં કાગજને બદલેનું આએ ડાઘોથી ભરેલું કાગજજ જરને દેખાડવાને પુરતું હતું કે લખતી વેળા તે દુઃખી લખનારની આંખોમાંથી કકલાત ભર્યાં રૂદનનાં કેટલા બધા જથ્થામાં પાણી વહ્યાં હતાં.

સેવટે તે ઘરની વાસમૂહુરતની ક્રિયાનો શુભ દિવસ આવી પુગો.

નવાં ઘરમાં હુસી ખુશીની મિજલસ મળી હતી. ફુલોના તોરણથી અને રંગબેરંગી ચોકોથી બારણાંનાં મેહરાબોને અને

ઉંબરોને શણગારવામાં આવ્યા હતા. થોડાંએક બાહેરનાં ઓળખીતાંઓ શિવાય બાકીનાં સઘળાં મેહેરબાઇનાં પોતાનાં સગાં-વહાલાંઓ માત્ર હતાં.

સઘળે અને સઘળાંઓમાં તો ખુશી ખુશાલી પંથરાઇ હતી. પણ શીરીન ઉપર તેની કાંઇ પણ અસર થયલી દેખાતી હતી નહીં. "થોડા દહાડા થયા શીરીનને શું થયુંચ? એ બળતી જળતી કાંય ફરતી હોશે?" એવા સવાલો ઘણીક વખત મેહેરબાઇ પોતાનાં મનથી પુછી રહયાં હતાં પણ તેનું કુંઇબી મનમાનતું કારણ તેવણને જણાઇ શકયું નહીં હતું અને શીરીનને પુછવાથી તેણીએ પણ કાંઇ પાધરો જવાબ તેવણને દીધો હતો નહીં.

પોતાના જુઠા આશકના ફરેબોથી તો જો કે તેણી માત્ર દસ બાર દિવસો થયાંજ જાણીતી થઇ હતી, પણ તે દસ દિવસોએજ તેણીના દેખાવમાં અને તંદરોસ્તીમાં દસ વરશોની માંદગીના જેટલો ફેરફાર ઉપજાવ્યો હતો.

ત્યાં ભેગાં મળેલાં સઘળાંઓએ તે ફેરફાર જોયો હતો, પણ જર શિવાય કોઇ પણ તેનો સબબ જાણી નહીં શકવાથી અજાયબી ભરેલા ગુચવાડામાં પડયાં હતાં. ફકત જરજ જાણતી હતી કે તે શું હતું અને તે કેમ થયું હતુ અને પોતાની ખુબસુરત સહીની આવી હાલત જોતાં તેણીને જે લાગી આવ્યું તેનો ખ્યાલ કરવો મુશકેલ છે.

શીરીનને સઘળા ઓળખતાં હતાં. આ સુંદર રૂપવંતી છોકરી સઘળાંની લાડકી અને પ્યારી હતી અને તેઓ બધાં તેણીનું સરખું સીધું આંગ આવું દુબળું થયલું અને તેણીના મુખડા ઉપરના રતાશભર્યા ગોલાઓ આવા કરમાઇ જઇને ફીક્કા પડેલા જોઇ, દલગીર થતાં હતાં.

દેખાવના ફેરફાર સાથ તેણીનો આગળો મીજાજ પણ ફેરવાયો હતો. સરખે સરખી પોતાની સહીઓમાંથી નિર્દોષ અને ખુશ મશકેરી કરતો જેણીનો અવાજ અને મનગમતો જેણીનો સહાદ હંમેશા સંભળાઇ આવતો હતો અને જેણીની થોડા વખતની ગેરહાજરી પણ તેઓને બેચેન બનાવતી હતી, તેજ શીરીન તેણીનેજ ઘરની આવી હુશી ખુશીની મીજલસમાં પણ આજે ગંભીર અને ગમભરી દેખાતી હતી.

જર સાથે એક એકાંત જગે વાત કરવાની તક મેળવવાને તેણી ખંતી બની રહી હતી અને તે તક થોડાક વખતમાં તેણીને મળી.

જે સંતાપકારક શબ્દોમાં તેણીએ પોતાની હકીકત જરને કહી સંભળાવી તે સઘળા શબ્દો ફરી પાછા હ્યાં ટાંકવાની અગત્ય નથી કેમકે જે બન્યું હતું તે સઘળાંથી વાંચનાર તો વાકેફ થઇ ચુકયા છે. તેઓ વચેની જાણવાજોગ થોડીક વાતચીત નીચે મુજબ હતી.

"ફરામરોજને એ નાપાકને પોતાના દોસ્ત તરીકે ગણેચ તે તો હું જાણુંચ." જર બોલતી સંભળાઇ, "પણ આ બાબદમાં એ મારા ભાઇની સલાહ માનશે કે નહીં એ વિષે હું ખાત્રીથી બોલી શકતી નથી ગમે તે થાઓ, પણ હું તો તમારી મરજી મુજબ ફરામરોજ સાથ એ વિષે વાત કરવાને ચુકશ નહીં."

"એમાં મારી છેલ્લી આશા છે જર. જો એ આશા ગઇ તો પછી મારા જેવી દુઃખી કંગાળ અને અભાગણી હું કોઇને પણ ગણોશ નહીં. બળી મારી જીંદગી, બળ્યું મારૂં જીવતર, બળ્યો મારો જનમ!" એમ બોલતી તેણી દુસકે દુસકે રડવા લાગી.

"ધીરજ ધરો શીરીન !" જર પોતે પણ પોતાની આંખો લુછતી તેણીને દીલાસો આપવા લાગી, "જે બનવાનું તે બન્યું, હવે એમ ગમ કરવામાં કાંઇ સાર નથી."

"બળ્યો ગમ ! આખી જીંદગીજ હવે ગમમાં અને ઝુરાપામાં ગુજરશે!"

---

## પ્રકરણ ચોવીસમું.

### પૈસાદાર પારધી.

" There in no art
To find the mind's construction in the face,"

*Shakespeare.*

"નથી એવો હુન્નર કોઇ
કે જણાય જેથી મોહડાંપર મનની રચના."

શેકસપીઅર.

પોતાને ત્યાંની નવજોતને ટાંકણેની જ્યાફતમાં પુતલી સાથે જે પોતાને મજબુત ઓળખાણ પડી હતી તેને ચાલુ રાખી થોડા વખતમાં દોસ્તીના રૂપમાં બદલી નાંખવાને લુચ્ચો લવજી પાછળ પડયો નહીં.

પુતલીને પોતાની જાળમાં લેવાનો તેનો ઇરાદો હતો--બલકે ઠેરાવ હતો અને તે કામ તો તેના મનથી સેહેલું હતું.

લવજી એક પાકો અને અજમાયશી પારધી હતો અને પુતલી સરખાં એક પક્ષીને પકડવા માટે (જો કે તે તેની નેમો તો જુદી હતી) તેને એવી પહેલવહેલીજ જાળ પાંથરી હોય એમ પણ નહીં હતું. તો પછી પુતલીને પકડવામાં તેને શું શું અડચણો નડશે એવો વિચારબી કરવા તે થોભે એ નહીં બની શકે તેવું હતું.

'મોતી મેહેલ'માંની જ્યાફત પછી જે ઘણા દહાડાઓ ગુજર્યા હતા તે અરસામાં તે પેસ્તનજી ગાંધીને ત્યાં ઘણીક મુલાકાતો આપી ચુકયો હતો અને પોતે બાહેરથી નમનતાઇથી ભરેલો, સભ્યતાવાળો અને વળી મોહુમીઠો એટલે તેટલાજ વખતમાં પેસ્તનજી ગાંધી અને તેવણનાં ધણીયાણી આવાબાઇનું મન અને મોહુબત પોતા તરફ ખેંચી લેવામાં નિષ્ફળ નિવડયો હતો નહીં.

પણ પુતલીએ તેને ઉત્તેજન મળે એવાં કાંઇ પણ ચીન્હો દેખાડયાં હતાં નહીં. 'મોતી મેહેલ'માંના પીકચરોવાળા ઓરડામાં ફરામરોજની આબરૂને ડાઘ લાગે એવો જે ભરમ ભર્યો ઇશારો લવજીએ કીધો હતો તેથી જો કે એક ઓરત તરીકેનાં તેણીનાં મનમાં કંઇક વસવસો તો ઉત્પન્ન થયો હતો ખરો, (અને માઠાં ભાગ્યે ત્યાર પછી ફરામરોજ સાથ તેણીની મુલાકાત પણ નહીં થઇ હતી) પણ તેથી કાંઇ તેણીએ એકદમ લવજી તરફ પોતાનું મન દોડાવ્યું હોય એમ પણ નહીં હતું.

અને એનાજ ગુંચવાડામાં લવજી પણ હતો. પેસ્તનજી અને આવાંબાઇ તો તેની માંગણી કબુલ રાખશે એવી તેની ખાત્રી હતી. પણ તેથી શું વળ્યું? પુતલીને કેમ સમજાવવી? અને ફરામરોજે તેણીની ઉપર રાખેલો અખત્યાર ગુમ કરી પોતા તરફ તેણીનું દીલ કેમ હરણ કરવું?

"અજબ જેવું છે!" તે મનમાં વિચાર કરતો હતો, "એવો ગુંચવાડો મને પેહેલાં કોઇ વખત નહીં લાગો તો! એકબી કંઇ ઉપાય સુઝે તો પછી બીજા ઉપજાવતાં વાર લાગવાની નથી. જોઇએ, હાલ તો જેમ ચાલુંચ તેમ ચાલશ."

ફરામરોજ સાથની પુતલીની મુલાકાતો જેમ બને તેમ કમતી થાય તે જોવાને તે ચ્હાતો હતો. અને તેનાં સાસં

ભાયગે, તેને મળેલી પક્કી ખબર મુજબ અત્યાર સુધી તો તેઓ પાછાં મળ્યાં નહીં હતાં.

દિવસ આદીતવારનો હતો. નવ વાગે પોતાનાં સુષ્રીયાના નાસ્તાને જોઇએ તેવો ઇનસાફ આપી લવજીએ પોતાના ઓરડા માંહેલો ઘંટ વગાડયો. એક ચાકર અંદર દાખલ થયો.

"હીરજી, મારી ગાડી જલદી જોડવાનો હોકમ આપ!"

"સાહેબ, કીયા ઘોડા જોડવા કેહું?

"નહીં, એકજ હું કાલે નવો લાયો તે જોડાવ."

હીરજીએ હોકમ બજાવ્યો, અને થોડાજ વખતમાં એક સુંદર 'વીકટોરીયા' એક સુંદર સફેદ ઘોડા સાથે બારણાં આગળ આવી ઉભી.

લવજીથી થયલા હોકમ મુજબ ગાડીએ ગીરગામ ખાતે આવેલા પેસ્તનજી ગાંધીનાં બંગલા તરફ રસ્તો લીધો, અને નહીં મનાય એટલા થોડા વખતમાં પેલો તેજી ઘોડો તેને જોઇતે ઠેકાણે ઘસડી લાવ્યો.

પેસ્તનજીએ અગાશી ઉપરથી લવજીની ગાડી આવતી જોઇ હુતી, અને તેથી તુરતજ તેવણ ઉપરનાં દીવાનખાનાંમાં દાખલ થતા લવજીને આવકાર દેવા માટે સામે ગયા.

"લવજી શેઠ, આ ઘોડો તો કાંઇ નવોજ દીશેચ?" સઘળાં કુટુંબ સાથે લવજી બેસીને વાત કરતો હતો ત્યારે પેસ્તનજીએ તેને પુછયું. લવજીને મળતો શેઠનો એલકાબ સાધારણ હતો. ઘણાં એવા ભોલા અથવા તો મતલબી આસામીઓ હતા કે જેઓ બાહેરથી દીસતા તેના ભારી દમામથી, અને બાહેરથી સંભળાતા તેની વાખવાખીના પોકળ આવાજોથી ભોલવાઇ લવજી શેઠનાં માનપૂર્વક એલકાબે તેને બોલાવતા હતા.

"હાજી તમારા સેવકે ગઇ કાલેજ દોઢ હજાર રૂપ્યે ખરીદયો."

"પણ ખરેખર એ કીંમતને લાયકનુંજ એ જાનવર છે એમાં તો શક નથી." પેસ્તનજી ઘોડાની તારીફ લંબાવતાજ ગયા.

"તમુને એ ગમેચ પેસ્તનજી ?" લવજીએ હસ્તે મોહડે પુછ્યું.

"લવજી શેઠ એમાં પુછવાનું શું હોય ? એવું જાનવર નહીં પસંદ કરે તે ખરેજ ગધેડો હોય."

"જો એટલું બધું તમારૂં એની ઉપર દીલ દોડેચ તો એ આજથી તમારોજ છે." માયાભરી મેહેરબાનીનું મોટું ડોલ ઘાલી લવજી બોલ્યો.

"શું ! એ શું કેહોચ લવજી શેઠ ?" પેસ્તનજીએ અતી ઘણા અજબ થઇને પુછ્યું. આવાબઇ અને તેવણની દીકરી તો છુપી અચરતીથી લવજીનું મોહડું જોતાંજ બેસી રહ્યાં.

લવજીનો તો ભેટ આપવાનો ખરેખરો ઠરાવજ હતો.

"એકુબી બોલ મારી મરજી વિરૂદ્ધ બોલશો તો તેને હું અપમાન તરીકે ગણુશ. એ ઘોડો આજથી તમારો છે. પેસ્તનજી શેઠ, તમારા માનવંત કુટુંબ સાથની મારી દોસ્તી મુસ્તકીમ કરનારી અને ટેકવી રાખનારી એક નજીવી ભેટ દાખલ એને હું તમારા સ્વાધીનમાં આપુંચ તે આશા છે કે તમો ઉપકારની રાહે કબુલશો ?"

કેવી શીરીન જુબાન-કેવી મધુર બોલી-કેવી તારીફ લાયક રચના !

પેસ્તનજી તો છુપી ખુશાલીથી ખીલીજ ગયા, આવાંબઇ તેના ઉદાર દીલ બાબે કંઇ ખ્યાલજ નહીં કરી શક્યાં, અને પુતલીથી પણ તેના સદગુણો માટે ઉંચો વિચાર બાંધવા વગર રેહવાયું નહીં.

લવજીએ કરવા ધારેલી અસર ઘણે મોટે દરજ્જે આબાદ લાગુ પડી. દોઢ હજારની મોટી ભેટ, પેસ્તનજીના કુટુંબના તેની તરફનાં માનમાં મોટો વધારો કરાવ્યા વગર ખાલી ગઇ નહીં.

પોતે આપેલી મોટી ભેટ માટે જાણે કાંઇ વખાણના બોલો તે સાંભળવા નહીં માંગતો હોય તેમ તુરતજ લવજીએ બીજી ભલતી બાબદો ઉપર વાતચીતની વળણ ફેરવી; અને ઘણો વખત રાજદ્વારી, સંસારી, અને ધર્મ અને નીતિ સંબંધી તાહેલાંઓ ચલાવી, ગાંધી અને તેવણના કુટુંબની નજરમાં પોતાને સાધુ જેવો ઠેરવી, તે તેઓ પાસ નમનતાઇ ભરેલી રજા માંગી છુટો પડયો. અને જે વખાણના બોલો તેણે પેહેલા નહીં સાંભળ્યા હુતા તે હવે જુદા પડતી વેળા સાંભળ્યા.

“લવજી શેઠ, એનો હું કેમ બદલો આપી શકસ!”

“ખચીત એવણે આજે તો આપુને ઘણાજ શરમમાં નાંખ્યાંચ.” આવાંબઇએ પોતાના વરને ટેકો આપ્યો.

“ઠીક-ઠીક હવે પુતલીબઇ તમુને કંઇ બોલવુંચ?” પોતાનો હંમેશનો હસ્તો ચેહરો કરી લવજીએ તે સુંદર અબલાને સવાલ કીધો.

નહીંજી. વરી મારાં માય કેહુચ તે બરોબરજ છે, બીજું શું કેહુ?” તેણીએ સંભાળ ભર્યો જવાબ આપ્યો.

“વારૂં ત્વારે તમારો બધાનો હું સામટો ઉપકાર માનીને હું રજા લેઉંચ.”

એમ બોલી તે નીચે ઉતર્યો. બાકીના સઘળાં માલ પરજ રહ્યાં.

નીચે જેવો તે બારણા આગળ જતો હતો તેવોજ તેને પેસ્તનજીએ નવો રાખેલો એક લગરીક બેસમજ જેવો ઘાટી ચાકર સામે મળ્યો. તેના હાથમાં બે કાગજો હતા. લવજીને

સામેથી આવતો જોઇ તેના હાથમાં તેણે પેલાં બે કાગજો મેલ્યાં.

"શેઠજી બગાની, એ કાગદા કોણુલા દેયાચા હાએ?"

લવજીએ જોયું તો એક પેસ્તનજી માટે અને બીજું પુતલી માટે હતું, અને તેઓ ઉપરના 'મોનોગ્રામ' પરથી તેણે તુરતજ પીછાણ્યું કે તેઓ બન્ને ફરામરોજ તરફથી આવેલાં હતાં.

"આ કાગજો મારે જોવાં જોઇએ." એ લુચ્ચાએ પોતે છુપો વિચાર કીધો, અને તુરતજ પૉકેટમાંથી પાંચ રૂપિયા કાહડી પેલા માણુસના હાથમાં તે લાંચ તરીકે મુકી તેને એવો ભણાવ્યો કે તે કાગજો બાબે વાત તે કોઇનીબી આગળ કરે નહીં.

એટલું કામ મનમાનતી રીતે પાર ઉતારી ઝડપથી તેણે પેલાં કાગજો ગજવામાં સેરવી દીધાં, અને તુરતજ ગાડીમાં બેસી હંકારી ગયો.

આ ભયંકર ગુનાહ તો લવજીને મનથી કાંઇ બિસાદનો નહીં હતો. પોતાની મતલબમાં ફાવવા માટે કોઇબી કર્મ એવું નહીં હતું કે જે કરવાથી (જો ઘટતી તક મળે તો) તે અટકે.

'મોતી મેહેલ'માં જઇ પુગતાંજ તુરતજ પોતાના ઓરડામાં દોડી પેલાં કાગજો માંહેલી બીના વાંચવાની અધીરાઇ તે અટકાવી શકયો નહીં.

પેસ્તનજી ઉપર ફરામરોજે લખેલું કાગજ નીચે મુજબ હતું:—

મેહેરબાન શેઠ પેસ્તનજી,

મારી બચગીથીજ તમોએ તેમજ તમારાં નેક ધણીઆણી જે ચાહ અને મેહેરબાની ભરેલી નજર મારી ઉપર ચાલુ રાખી છે તે મને હાલમાં તમો પાસથી, મને મધુર અને મનગમતી થઇ પડેલી એક ચીજની માંગણી

કરવાની હીંમત આપે છે. એ મનગમતી ચીજ તે તમારી પુતલીજ છે એમ જણાવાની હું ધારૂં છું કે મને જરૂર તો નથીજ. એ અરજ હું તમોને મોહડે મોહડું મળીને કરૂં તેને બદલે આ રીત મને વધારે લાયક લાગી છે. માટે હવે એ બાએના તમારા તેમજ બાઇ આવાંબાઇના ખોલ્લા વિચારથી થોડા વખતમાં વાકેફ થવાની ઇંતેજારીથી આશા રાખતો.—

હું છેઉં, તમારો નમનતાઇ ભર્યો સેવક,

ફરામરોજ ફરદુનજી ગઝદર.

પુતલી ઉપરનો તેનો ન્હાનો સંદેશો નીચે પ્રમાણે હતો:—

"પ્યારી પુતલી,

દલગીર છેઉં કે ઘણા દીવસો થયા તુંને મળવાનું બનતું નથી. પણ તેનો અંદેશો કરવાની અગત નથી. ગઇ વેળાએ બંદર ઉપરની આપરી થયલી વાતચીત મુજબ શેઠ પેશતનજી પાસ તારા સુંદર હાથની માંગણી મેં કીધી છે. તેવણ તરફના જવાબ માટે, અને તારી તરફના પેગામને માટે આતુર જીવે રાહ જોતો હમણાં તો હું બેસું છું.

લા० તારો ફરામરોજ."

"આહ-આહ! આએ પેગામો ધારેલે ઠેકાણે જતા અટકયા એટલે બસ." લવજી પોતાની પાપી મજાહમાં ખુશ થતો બોલ્યો. "એટલા પરથી હવે હું તહુરેવાર પાટિયાં ગોઠવી શકસ!"

---

## પ્રકરણ પચીસમું.

## સેતાનોનો સંબંધ.

"Throgh tatter'd clothes small vices do appear.
Robes and furr'd gowns hide all."

*Shakespeare.*

"તુટાં કપડાં બાહેર પાડેચ નાની બદી;
(પણ) સુંદર પોશાકો ઢાંકેચ સઘળાં પાપ."

શેકસપીઅર.

ગયા પ્રકરણમાં જણાવેલું પોતાનું છેલ્લું બોલવું લવજી પુરૂં કરે તે અગાઉ તેના ઓરડાનું અલગું બંધ કીધેલું બારણું ઉઘડયું અને હોળી હેગરચાનો હોંગો આકાર લવજીની આંખો સામે આવી ઉભો.

"વરી કોણુની કમબખ્તી લાગી કે તમુને છેડયા, લવજી શેઠ? વરી કોણુ સામે પાટિયાં ગોઠવવાનો તમુને વિચાર કરવો પડયો?" એમ બોલતો હસ્તે મોહુડે હોલી અંદર દાખલ થયો.

લવજીને હોલીની આએ કુવખતની મુલાકાત બીલકુલ પસંદ નહીં પડેલી લાગી.

ભવાં ઉપર ગુસ્સાની અને નામરજીની કરચલી ચહડાવી તેણે પેલાં બેઉ કાગજો કોચ ઉપરના સાતીનના તકીયા પછ- વાડે ઝડપથી મુકી દીધાં.

"હોલી-હોલી આએ શું! મારા ઓરડામાં એકદમ ધસ્યો આવવાની એ તે કેવી આપખુદી! મેં આપેલી થોડીક છુટનો આએ કેવો આડો લાભ! હોલી, એ મને બીલકુલ પસંદ નથી." એમ લવજી ગુસ્સામાં આવી બોલ્યો.

પણ હોલી એવાં તેનાં બોલવાંથી કંઇપણ રીતે દબા- યાને બદલે ધીરજથી તેની સામે એક ખુરશી લઇ બેઠો.

"અરે લવજી શેઠ, એમ આજે તીખ્ખા શું થાઓચ? એ તો હોયજતો, હુમે તમારાં લાડકાં બચ્ચાં તે એટલી છુટ

નહીં લેઇએ તો ચાલે કેમ. શું છે, હમણાં તો કંઇ બાબદસર હસતાતા ને ખુશી થતાતા, ને વરી શું મનમાં આયું!"

"નહીં દોલી નહીં," લવજી જરા હવે નરમ આવાજે બોલ્યો, "હું ફરીથી તુંને કેહુંચ કે એવી તારી ચાલ મને પસંદ નથી. મારા ચાકર નફરોમાં એ ઉપરથી કેવો વેહમ ને વસવસો ઉપજે તેનો તો કંઇ વિચાર કર."

"અરે તેનું કંઇ નહીં શેઠ; તેઓ જાણેચ કે આપરે લાંબા વખતના દોસ્તારો છીએ."

આએ તો ખરેખરૂં અપમાન હતું, અને લવજીને એ વખતે પોતાનો ગુસ્સો જાહેર કરવો ઘટતો હતો. પણ નહીં, દોલી દેગરયાનું એ બોલવું હસવામાંજ કાહડી નાંખવું તે લાયક સમજ્યો. અને એમ તે કરે તેમાં નવાઇ જેવું પણ કાંઇ નહીં હતું. ઘણા એવા બનાવો બન્યા હતા, અને ઘણી એવી ચાલો દોલીએ ચલાવી હતી કે જ્યારે લવજીએ હમણાંનાં કરતાં પણ અતી ઘણો વધારે પોતાનો ગુસ્સો જાહેર કીધો હતો પણ તે સઘળી વખતના તેના અનુભવે તેને દેખાડયું હતું કે તે સઘળી વખતના તેના મીજાજની અસર દોલીનાં સંગદીલ ઉપર બરબાદ ગઇ હતી. અને તેથીજ તે, એ લુચ્ચા પારસીનાં ઘણાં અપમાન ભર્યાં બોલવા તરફ પણ આંખ વિચામના કરી જતો હતો.

દોલી જે છેલ્લું બોલ્યો તે જો કે લવજીને ઘણું હીનપસ્તી ભર્યું હતુ, પણ તોપણ તેમાં સચાઇ તો હતીજ. લવજી આપણી ઓળખાણમાં આવ્યો તેની છ—સાત વરશ આગમચની દોલી સાથે તેની ઓળખાણ થઇ હતી. એ ઓળખાણ કેમ થઇ, ને અને લુચ્ચા લવજીને આવો એક વધારે લુચ્ચો મદદગાર અથવા સાથી સોબતી શું કારણ અને સબબથી મળ્યો એવો જો સવાલ કોઇ આતુર શોધક અમોને પુછે તો

અમો તેને એટલુંજ કહીશું કે–જઇને પુછો જુલમી રાજાઓને કે તેઓને ખુશામત્યા દરબારીઓ કેમ અને ક્યાંથી મળે છે, પુછો કિનાખાજ મુદ્દઇઓને કે તેઓને છુપા જાસુસો કયાંથી મળે છે, પુછો ઉઠાઉગીર સટોલિયાઓને કે તેઓને ઝડપુ દલાલો કયાંથી મળે છે, પુછો તરકટી ધારાના હીમાયતીઓને કે તેઓ પોતાનાં ફુલો કેમ મેળવી શકે છે, પુછો અજ્ઞાન સભાસદોને કે તેઓ પોતા તરફ વોટ આપનારા કેમ મેળવી શકે છે, અને તેઓ સઘળાં જે ખરેખરા જવાબ દે તેજ જવાબ અમોને પુછાયલા સવાલનો પણ જવાબ ગણાશે.

ગરજ અને લાલચ એ બે અજીત શક્તિઓ છે કે જેમનાં ભારે પગળાંઓ તળે નિચ અને નબળાં મનનાં માનવીઓ ગમે એવી રીતે અને ગમે એટલો વખત પણ દબાવાને અને ભચડાવાને અચકાતાં નથી. માનવી માત્ર એ બે શક્તિઓના ગુલામો તો છેજ, પણ બુન્યાદ અને કેળવણી એ બે બીજી વધારે બળવંત શક્તિઓ છે કે જે કેટલાકોને એવી ગુલામી હાલતમાં સબડતાં અટકાવે છે.

લવજી અને દોલી વચેનો સંબધ પણ એજ રીતે બન્ને બોરદુની મતલબ સરજ બરપા થયો હતો. છથી વધારે વરશોનો જુનો એ સંબંધ હતો. અને ખાસ કરીને છેલ્લાં ત્રણ ચાર વરશો થયાં તે વધારે નજદીકનો અને વધારે ઘાડો બન્યો હતો. અને એ સઘળા વખતમાં તેઓએ શું શું પરાક્રમો બજાવ્યાં હતાં તે વિષે તેઓના થોડાએક મલતાવીશેકો ઉપરાંત તેઓનાં પોતાનાં પાપી હૈડાંઓજ જાણીતાં હતાં.

દોલી 'સગવડના સાથીઓ'માંનો એક હતો.

પણ એ તો તેનો છુપો ધંધો હતો. જાહેરમાં તેણે જુદા જુદા પુશકલ ધંધાઓ પોતાની સગવડ મુજબના કીધા હતા. તે જુદે જુદે વખતે પીઠાંવાળો, ગાડીવાળો, તબેલાવાળો,

લાંકડાંવાળો વગેરે થઇ ચુકયો હતો, પણ કોઇપણ એક ચોકસ કામ તેના ઠગારાં અને ભમાતું મનને અનુકુળ નહીં ઉતર્યું હતું.

હમણાં તો લગભગ ચાલીશ વરશોની હદની નજદીક આવી પુગ્યો હતો, અને એવી કિસમના શખસો ઘણું કરીને જેમ હોય છે તેમ તે એકલો–વગર કુટુંબનો–હતો. તેનાં એરાવયાં માબાપના અસલી વિચારો મુજબ તેને, જ્યારે તે ફકત પાંચ વરસનો નાનો હતો ત્યારથીજ, પરણાવામાં તો આવ્યો હતો. પણ તેને ભોલી અને રાંક બાયડી, લાંબો વખત સુધી તેનાં દારૂથી ગંધ મારતાં મોહડાંનો કંટાળો ખમી અને તેજ દારૂની કેફમાં તેના રાથોડી હાથોથી વારંવાર પડતો ભારે માર વેઠી, આખરે ત્રીસ વરશની જુવાન વયમાંજ મોતને સ્વાધીન થઇ પોતાનો છુટક પામી હતી. અને તેટલા વખતમાં તેણીનીથી ઉપજેલાં બે ફરઝંદો પણ સારાં ભાયગે બે ત્રણ વરશોજ જીવવા પામી પોતાના ઘાતકી બાપનો જુલમ ખમવાથી બચ્યાં હતાં.

એ ખોટ દોલીને મન તો કાંઇજ નહીંજ હતી. ઉલટું પોતાને 'છેડે વળગેલી એ બધી પીડાઓ' દુર થઇ એટલે તેને સુનાની ચક્કી હાથ લાગી હોય એમ તે સમજ્યો હતો અને હવે પોતાના અપ્રમાણીક ધંધામાંથી ઉપજતી આવકનો ઘણોજ થોડો ભાગ તેને ખરચવો પડશે એવો ભારે સંતોષ તેણે મેળવ્યો હતો.

અને એવા સંતોષનો તેનો વિચાર વ્યર્થ પણ નહીં ગયો હતો. જો કે જુવાનીના વખતમાં તો તેણે પોતાનું તેમજ પોતાની બાયડીનું સઘળું ઉડાવી ખાધું હતું, પણ ત્યાર પછી તે લગરીક કરકસરિયો થવાથી, અને વળી દીન ઉગે તેની પાપી આવકમાં પણ વધારો થવાથી તેણે અત્યાર સુધીમાં સારી પુંજી જમાવ કીધી હતી; અને જયારથી તેને લવજી

જેવા બીલ્લુઓ હાથ લાગવા માંડયા ત્યારથી તો તેની પુજીમાં ઘણું-ઘણું ઉમેરાતુંજ ગયું હતું.

ઘણા એવા ઉઠાવગીર-પાહુવરડા પારસીઓ જોઇ ચુકયા હશે; એટલુંજ નહીં, પણ જો અમો વધારે બોલવાની છુટ લઇએ તો, ઘણા અમારા વાંચનારાઓએ તો તેઓની તુંદ્ગાઇનો-તોછડાઇનો અને ખોટી પ્રીશ્યારીઓનો અનુભવ મેળવ્યો હશે અને તેઓ ઘણું કરીને જે એકસરખો દેખાવ ધરાવે છે તેવોજ દેખાવ આપણો દોલી પણ ધરાવતો હતો.

ચંડાળની આવકની પુનઇથી મળતા ચીકાશ્યા ખોરાકોએ, મજબુત અને ઘડાયલા સાંધાઓવાળાં તેનાં આખાં બદન ઉપર એક તસુ જેટલી જાડી ચરબીનું પડ ફેળાવી તેના સખત બાંધાને વધારે સખત બનાવ્યો હતો. તેના ગુચ્છા, મુછ અને થેબ્યાના જાડા ગુછરાંદાર અને કાબરચીત્રા બાલો મોટા જથામાં ઉગી નિકળી તેના પોહોળાં મોહુડાંને વધારે ડરામણી પોહુળાઇ આપી રહ્યા હુતા અને તેવાંજ ગુચ્છાદાર ભવાં તળેની તેની મોટી આંખો જ્યારે જલ્લદ બેવડાની ધુંઇથી લાલ થતી હતી. ત્યારે તો તેનો ચેહેરો સંપૂર્ણ રીતે વિક્રાળ બની રહેતો હતો.

કેળવણીના બાબમાં તો તેને ગુજરાતી ભાષાનું અને ગણીતનું સારૂં જ્ઞાન હતું અને પોતાના પચરંગી ધંધાઓના હીંગામમાં ભામટા અંગ્રેજોના સંબંધમાં આવ્યાથી તે ભાંગુ તુટું અંગ્રેજી પણ બબડી શકતો હતો. તેણે પોતાનું અવારનવારનું વાંચણુ ચાલુજ રાખ્યું હતું, અને ઘણી વેળા કોઇ ભભુકદાર રોશનીવાળાં પીઠાંના બાજટ ઉપર બેસી બે ત્રણ દહાડાનાં જુનાં કોઇ રોજીંદાં પત્રના તરેહવાર લખાણો ઉપર તે પોતાના મોટા ડોળાઓ ફેરવતો નજરે પડતો હતો.

જેમ જેમ પોતાની પુંજી વધતી ગઇ તેમ તેમ દોલી પોતાનો દેખાવ પણ ફેરવતોજ ગયો હતો. પોતાના નબળા વખતમાં તે જેમ અંદરથી લુચ્ચો તેમજ બાહેરથી પણ દેખાવાને શરમાતો કે અચકાતો નહીં હતો. પણ જ્યારથી આબરૂદાર ગણાતા પૈસાવાળાઓ સાથ તેને કામ પડતું ગયું ત્યારથી નવી તરેહની એક કોર મરડવાને તેણે ઘટતું વિચાર્યું. હવે તેણે જોયું કે તેની ચાલુ રહેલી હલકી આદતો તેના પોતાનાજ ધંધાને હાનીકારક થઇ પડશે અને તેથી બાતેનથી આગળના જેવોજ ભુંડો રહી જાહેરમાં આબરૂદારનો સાહુયો તેણે પહેરવા માંડયો હતો. મજબુત સંભાળ રાખી પોતાના મોહુડામાં રમી રહેલી સઘળી બુરી બોલીઓ અને ગલીચ ગાળો તેણે નાબુદ કીધી હતી; એટલુંજ નહીં પણ પોતાના સરખે સરખા પોશાગીરો સાથે આગળની માફક છુટથી બોલાવું તેણે મોકુફ કીધું હતું અને એક માણસ જ્યારે પોતે પોતાને આબરૂદાર બનાવે ત્યારે બીજાઓ પણ તેને એવો ગણ્યા વગર રહે નહીં, તેમ આગળના તેના સાથી-સોબતીઓએ હવે તેની સાથે જુદીજ રીતે વરતવા માંડયું હતું.

પેહલાં તો બધાઓ તેની સાથે દોલી દેગરયાને નામે ગાલગલોચ અને ઢોલઢપા કરતા હતા, પણ હવે તેને તેઓએ પોતા કરતાં જરા ઉંચી પદવીનો સમજવા માંડયો હતો. પોતાનાં મંડળમાં ધર્મ-વેપાર-અને રાજ સંબંધી ઉથળપાથલોની જાણવા જોગ ખબરોના ખાં તરીકે તેઓ તેને ગણતા હતા. નસિહતો-કેહવતો-કાહણીઓ-અને નીતિવચનોનું ટુંક-ટુંક જ્ઞાન તેઓ તેનેથી મેળવતા હતા; મારવાડીઓ પાસે વ્યાજે કહડાવેલાં નાણાંને લગતા હિસાબોની ગણતરી તેઓ તેની પાસ કરાવતા હતા; કોર્ટ દરબારની લડતોને માટેના રસ્તાઓ તે તેઓને સ્હેલ કરી આપતો હતો; એ શિવાય જે જે બીજી કેળવણી

તેઓને જોઇતી હોય તે આપનારા ઉસ્તાદ તરીકે દોલીનેજ તેઓ કાલાવાલા કરતા હતા; અને પોત પોતાને બરની સઘળી બાબદોથી વાકેફ થઇ, તેના ગયા પછી તેઓ સઘળા તારીફ કરી બોલતા હતા કે—"દોલી હેઠ બહુ પાક્કા, કાંઇ પુછવુંજ ન પડે તો!"

દોલીનો પોશાક પણ હવે મોટો ફેરફાર પામ્યો હતો. અને જે દોલતમંદ જુવાન શેઠની સામે બેસી તે પોતાની લાંબા વખતની દોસ્તીના દાવા મુસ્તકીમ કરતો હતો, તે શેઠના જેવોજ જો લગાર સફાઇદાર અને માનલાયક તેનો ચેહેરો પણ હતે, તો તેને તેવા શેઠોની સોબતમાં જાહેર રીતે પણ ફરવાને કશી અડચણ નડતે એમ ન હતું. પણ તેને પેહેરવા માંડેલો ગમે તેવો પણ સુંદર અને શોભઇતો પોશાક તેના દરામણા ચેહેરાને મનપસંદ બનાવી શકતો ન હતો. તેથીજ લવજીને પોતાના આ ભાડુતી-ભઇયાની વખતે-વખતની અંચીતી મુલાકાતો પસંદ નહીં પડતી હતી અને તેથીજ લવજીનાં જેવાં તેનાં બીજાં ઘરાકો પણ, ગરજને સર તેની સાથ હળીમળીને વાત કરી, બીજાં જાહેર ટાંકણાંઓપર તેના કઠોર સાદથી પોતાના કાનો અને તેની લાલ આંખોથી પોતાનાં મોહડાંઓ દુર રાખવાની વેત્રણમાં પડતા હતા.

એ મુજબ દોલી દેગરયાને બરોબર ઓળખી લઇ, હવે આપણે લવજી અને તેની વચ્ચેની વાતચીત ઉપર ધ્યાન દોડાવીએ.

વાંચનાર જાણે છે કે દોલીનું છેલ્લું બોલવું શું હતું.

"દોલી-દોલી," પોતાનો ગુસ્સો ભુલી જઇ લવજીએ તેને હસતે મોહડે જવાબ દીધો, "જો તું કેહચ તેમજ હોય, ને જો મારા ચાકરો ઉપરાંત આખું મુંબઇ પણ જાણે કે વખણાચલા લવજી શેઠ દોલી દેગરયા જેવા શખસોની દોસ્તીનું પણ

માન ધરાવેચ તો પછી મારી મોટી-મોટી બધી ઉમેદોપર પાણી ફેરવી તારાં એરાવનાંજ એકુ ખુણામાં મારો સદાનો વાસો કરવો પડે એમાં નવાઇ નહીં. વાહુ-વાહુ! નામદાર લવજી જે દશ દશ મીલોનો ડીરેકટર, જે પંદર પંદર કલબોનો મેંબર, જે સરકારનો માનિતો, જે રૈયતનો પ્યારો તે દોલી દેગરયાનો દોસ્તદાર, એમ બોલવુંજ કેવું બેઢંગુ ગણાય,-એવી વાતજ કેવી બેહુદી કેહુવાય!!"

નીચ કે ઉંચ, કોઇપણ વર્ગનું માણુસ પોતા વિષે હલકો વિચાર રાખતું નથી. તેમજ દોલીપણ પોતા વિષે ઉંચો વિચાર રાખતો હતો, અને તેથી લવજીએ તેની સાથની પોતાની દોસ્તીને જે રીતે હીનપસ્તી ભરેલી ગણી હતી તે રીત તેને ભારે અપમાન ભરેલી લાગી; અને તેના બદલામાં લવજીને ચટકો લગાડવાનું તેનું મન થયું.

"ફીકર નહીં લવજી શેઠ, જો કોઇ દાહુડે, ખોદા ન કરે ને, મારાં એરાવમાં પણ તમુને આવી ભરાવું પડે તો બેલાશક હું બંદો તમુને મજેનું જેવું ઘેર સોધી આપશ. તે બાબે તમારે ચીંતા રાખવી નહીં."

લવજીને અલબતાં એ બોલો બીલકુલ ગમ્યા નહીં.

"બસ-બસ દોલી, એવું કંઇ બકે તે અગાઉ વિચાર તો કર! વારૂં હુવે બોલી દે, આજે તુંને આવવાનું શું કામ પડયું? મેં તો તુંને બોલાવ્યો નથી."

"શેઠ કામ બીજું શાનું હોય? પૈસા પૈસાનું. ગામને શાનું કામ છે-દુન્યાને શાનું કામ છે? પૈસાનું."

"પૈસા! વરી શાના પૈસા? હમણાં તો મારી પાસે કંઇબી નથી. એમ વારેઘડીએ તુને ક્યાંથી આપું?"

"અરે શેઠજી, દર્યોજ જ્યારે કેહ કે તેની પાસે પાણી નથી ત્યારે તો આફત સમજવી, તેમ—"

"હુવે બંધ કર તારી એવી ફીલસુફી." લવજી કંટાળો ખાઇ બોલ્યો, "એ બધું તેં કાંહુથી શીખવા માંડયું!"

"લવજી શેઠ એ મીસાલ તો પેલા મનસુખે એક ઠેકાણે—"

"અરે ગટરમાં નાંખ તારા એવા નીતિ બોધકોને. તારી સાથ એવી લતરાજ ચલાવવાની મને આજે ફુરસુદ નથી. આજે આપવાનુંબી કંઇ નથી, તું જા."

"અરે શેઠ બીજાઓને હાથી આપો ત્યારે હમારા જેવા-ઓને હાંસ તો પુછો! બીજાંઓ તમુને શું કામના છે? હું તમુને ઘણો કામનો છેઉં."

"એટલે? એ આજે શું તું બધું બકેચ, કંઇ સમજ પડે?"

"એટલે એમ કે શેઠ પેસ્તનજી ગાંધીને હજારો રૂપ્યાની ભેટ આપો તો હમુને સો તો પુછો. પેસ્તનજી આપશે તો એક પુતલી આપશે, પણ મેં તો અત્યાર—"

"દોલી-દોલી-દોલી!" લવજી જોશમાં આવી બોલ્યો, "આજે શું થયું? તારૂં માથું આજે ઠેકાણે દીસતું નથી. તું જા. હું મકમ રીતે કેહુંચ કે, તું જા! આજે તુંને કંઇ મળશે નહીં."

"વારૂં ઠીક છે, નહીં તો નહીં, હું જવશ. પણ શેઠ, હું હ્યાં આવ્યો ત્યારે તમે શુ બબડતાતા? તે કેહુશો?"

"કંઇ નહીં-કંઇ નહીં. મારી એક મીલને લગતી બાબદ—"

"શેઠ, મારીથી તમે એમ જુદઇજ જો રાખવાના હોવો તો ભલું કે આપરે હંમેશ સુધી હવે છુટા પડયે." હવે દોલી મકમ અવાજે બોલ્યો, "તમારૂં આ બોલેલું હું બીલકુલ માનતો નથી."

"એટલે!" લવજી ભવાં ચહડાવી બોલ્યો.

"એટલે એમ કે જો પેલાં કાગળોમાં બીલને લગતાં હોતે તો તમે તે કદીબી મને જોતાંવાર પેલા ટક્યા પછવાડે સેરવી દેતે નહીં. એ કાગળો મને જોવા દેવો તો શું છે? હું કંઇ ભેદ તમારીથી રાખું નહીં તે એટલાજ માટે કે તમેબી મારી સાથ ખોલ્લી રીતે ચાલો. એવી તમારી જુદઇ કોઇ દાહડે આપુને બેઉને ફસાવી મારશે."

"નહીં-નહીં, આમાં તેવું કંઇ બને એવું નથી. દોલી, ગમે એવા દોસ્તોબી પોતપોતાના કાંઇ ભેદો રાખેચ તે શું તું જાણુતો નથી."

"ભલું ત્યારે તો લવજી શેઠ આજથી તમે તમારા ભેદ રાખજો. ને હું મારા રાખસ. હવે મને બીજું વધારે કામ તમારી સાથે રહ્યું નથી." એમ બોલતો દોલી ઉઠયો, અને બારણાં તરફ ચાલવા લાગ્યો.

એ જોઇ તુરતજ લવજીએ પેલાં કાગળો કાહડી તેનાં દીલપર ફેંક્યાં.

"લે-લે, ફોડ તારૂં માથું, નીચ-હુજતી-આપખુદ માણુસ! ખોદા જાણે હું તારાથી ક્યારે છુટશ!" એમ બોલી કોચની પીઠ ઉપર રોમાલથી ઢાંકેલું પોતાનું મોહડું નાંખી લવજી અત્યંત ઝનુનમાં આવી બેઠો.

દોલીએ મુંગે મોહડે તે કાગળો ઉંચકયાં, વાંચ્યાં, અને પાછાં તેઓને એક ખુરસી ઉપર મુકી થોડોવાર મુગો ઉભો રહ્યો.

"લવજી શેઠ હવે વધારે હું હ્યાં રેહવા માંગતો નથી." તે સેવટે બોલ્યો, "હું એક ચોકસ વાત તમો સાથે કરવા આવ્યો'તો પણ આજે તે હું કરવા માંગતો નથી. થોડા દહાડા પછી કરશ." લવજી તેનો કાંઇ જવાબ આપે તે અગાઉ એક ચાકરે ઓરડામાં દાખલ થવાની રજા માંગી, અને અંદર આવી લવજીને જણાવ્યું કે—"મોટા શેઠ તમુને બોલાવેચ."

પોતાના બાપની આગળ જવા લવજી ઉઠ્યો, અને દોલીની સાથે ઓરડાની બાહેર નિકળ્યો. પેલાં કાગળો ત્યાંજ પડેલાં રહ્યાં.

"શેઠ આ ચાકર તો કોઇ નવો છે. એને તમે ક્યારે રાખ્યો?" દાદર આગળ જુદા પડતાં દોલીએ લવજીને પુછયું.

"થોડાજ દાહડા થયાં." એમ ટુંકો જવાબ દઇ લવજી હોમજી શેઠનાં ઓરડા ભણી ચાલી ગયો.

લવજીને હુવે પોતાના બાપ સાથે વાત કરતો, અને દોલીને પોતાનાં ઘેરનો રસ્તો લેતો મુકી હુવે આપરે પેલા ચાકરની હિલચાલ તપાસ્યે.

એ ચાકર થોડાંજ વખતનો રહેલો હતો. તેણે પોતાનું નામ જમશો કરી જણાવ્યું હતું, અને તેનો આબરૂદાર દેખાવ, નરમાસભરી ચાલ, અને મનપસંદ અદબઅદા જોઇ લવજીએ તેને પોતાનો ખાસ માનિતો બનાવ્યો હતો.

જમશો પોતાના શેઠનાં કરતાં વધારે વયનો, અને વળી તેના કરતાંબી વધારે સુંદર ચેહેરાનો અને કદનો હતો. તેના હલકા પોશાક ઉપરથીજ કોઇ તેને ચાકર તરીકે ગણે, બાકી જો ભપકા ભરેલા પોશાકમાં તે એક શેઠીયા તરીકેબી ખપવા માંગે તો તેમ તે સેહેલાઇથી કરી શકે એવી તેના ચેહેરાની ઝમક અને એવી ચાલચલણની મોટાઇ હતી. ચગોર જોનારાઓ તુરતજ સમજી જતા હતા કે તે કોઇ સારી બુન્યાદ ધરાવતો હતો, અને કાંઇ વખતના મારાને આધીન થઇ કે યા તો કાંઇ પોતાની છુપી મતલબ સાંધવાને સર તેણે આ કમીનો ધંધો માથે લીધો હતો.

આગળ વધી એટલું તો વાંચનારને જણાવવાની અગત પડે છે કે એજ તે જુવાન પારસી હતો કે જે નવજોતનાં

આનાંપીનાંની પેલી રાતે એજ 'મોતીમેહેલ' માંના પીકચરો વાલા પેલા ઓરડામાં છુપાયલો હતો, અને પછી બાહેર નિકળી લવજી અને દોલી વચ્ચેના કાવત્રાંઓને જોશભર્યા શબ્દોમાં જેણે ધિક્કારી કાહડયાં હતાં.

અને એજ પારસીને હવે લવજીના માનિતા ચાકર દાખલ ગોઠવાયલો આપણે જોઇએ છીએ!

લવજી અને દોલીને પોતાની નજર આગળથી દુર થયલા જોઇ જમશો તુરતજ પેલા ઓરડામાં ઘુસ્યો અને પેલી ખુરસી ઉપર પડેલાં કાગજો ઝડપથી તેણે વાંચી લીધાં.

"હા–હા," કાગજો વાંચી તે મનમાં બોલ્યો "મને પેહલેથીજ લાગું કે એ ફ્રામરોજની તરફનાંજ હોવાં જોઇએ. એબી એ નાપાકે હાથ કીધાં! ફીકર નહીં, એનો ઘાટ ઘડવાનો મારા હાથમાં છે. મે કરી રાખેલી યુક્તિથી, લવજી થોડુંજ જાણેચ કે, હું એના ઓરડામાંની બધી વાતો સાંભરી શકુંચ. એનાં કાવત્રાંઓથી વાકેફ થવાનાં એનાંજ ઘેરમાં ચાકર તરીકેબી રેહવાને હું અચકાયો નથી. લવજી–લવજી તારા જમ જેવો જો હું નહીં થાંઉં તો મારૂં નામ જમશો નહીં. હમણાં તો ડાહ્યો બની એજ કાગજો એને આપી આઉં."

એમ બોલી પેલાં કાગજો અલગાંજ પોતાનાં હાથમાં પકડી તે લવજી પાસે ગયો અને હોમજી શેઠનાં દેખતાંજ તેનાં હાથમાં મુક્યાં –

"શેઠ, આ કાગજો તમારા ઓરડામાં પડેલાં મને મલ્યાં." તે નમીને બોલ્યો.

લવજી ચમકયો, અને ઝડપથી તે લઇ જમશા તરફ શક ભરેલી નજરથી થોડીવાર તેણે જોયું. જમશાએ તે કાગજો વાંચ્યા તો નહીં હોય!

પણ નહીં. જમશાનો તદન નિર્દોષ દેખાવ જોઇ તુરતજ તેણે તે શક દુર કીધો, અને તેને પાછો બાહેર જવા ધીરેથી કહ્યું-

"એ શાનાં કાગજો લવજી?" હોમજી શેઠે પુછયું.

"નહીં, એ તો 'જબલપોર મીલ'ના સેક્રેટરી આરચીબાલ્ડે મારીપર મોકલેલાં છે."

---

## પ્રકરણ છવીસમું.

### નફ્ટને નસિહત!

"આ રૂપ રૂપાં પર લ્યાનત સદ હજાર
કે એ રીતની જેહમત ને એ રીતના કાર—
કરનાર સંગ રમે બેવફાઇ રમત
પથ્થર છાતીઓ વીંધી નાંખે ગુપ્ત
બુજે ન કુરબાન થઇ, જોઇ હેરાન
યા પિછાને ન જેહાંનનો માલેકે યજદાંન."

(રૂસ્તમ ઇરાની.)

નાઉમેદ થયલી શીરીને પોતાની સહી જરબાનુને અરજ કીધેલી આપણે જાણ્યે છીયે કે તેણી પોતાના ભાઇ ફરામરોજને ઘટતી રીતે વાકેફ કરી નોશેરવાનને કાંઇ સારી સમજ આપવા કહેવું.

અને તેમજ જર પોતાના ભાઇને જણાવવાને ચુકીબી નહીં હુતી. નીતિવાન ફરામરોજે આ સઘળો દુઃખદાયક હેવાલ ગમગીન જીગરે સાંભળ્યો અને કોઇ ઘટતી જોગવાઇએ નોશેરવાન સાથ એ વાત છેડી તેને બે બોલ કહેવાની તેણે કબુલાત આપી.

પહેલાં તો ફરામરોજનો વિચાર પોતાને મોહડે નોશેરવાનને શિખામણ દેવાનો હુતો, પણ પાછળથી તેણે પોતાના મનમાં તે વિચાર ફેરવ્યો અને એ કામ પોતાના કાકા પાસે

કરાવવાને તેણે વગારે લાયક ધાર્યું. તેને પોતાને નોશેરવાન સાથ વાત કરવાની તો કશી અડચણ નહીં હતી, પણ તે લુચ્ચો પોતાનીજ વચના એક જણથી એવી શિખામણને કાંઇબી રીતનું વજન કે મચક નહીં આપે એ તેને સ્વભાવીક લાગ્યું અને તેથી જે અસર તે પોતાના સો બોલોથી નહીં ઉપજાવી શકે તે બેહેરામશાહના ફકત દશ બોલો ઉપજાવશે એમ તેણે બેશક માન્યું.

પોતાના પીતા ફરદુનજીનેજ એ વિષે તે કેહતે, પણ તેવણના કઢંગા સ્વભાવે તેને તેમ કરવાને ઉશ્કેર્યો નહીં. વાંચનાર સારી પેઠે જાણે છે કે હીરા જેવાં હીરાંબાઇને જ્યારથી તેવણ પોતાનાં મોહરદાર બનાવીને લાવ્યા હતા ત્યારથીજ તેવણે પોતાનો ચાહ કમતી કીધો હતો અને તે વખતનો તેવણનો મન ઉતારો એવી મક્કમ રીતનો હતો કે ઉમરે પુગ્યા પછીની ફરામરોજની સઘળી ચંચલાઇ, હુસ્યારી અને વેપાર વણજની કાબેલ્યત કે જરબાનુની સઘળી ઝડપ, કેળવણી અને ખુબસુરતી વટીક પણ તેમાં કાંઇબી તરેહનો ઘટાડો કરવાને નિષ્ફળ થઇ હતી. તેથી ફરામરોજની કંઇબી સુચના કે સલ્લાહ તેવણ સ્વીકારે એવું નહીં હોવાથી ફરામરોજે તેવું કાંઇ તેવણને કહેવા પુછવાના પણ અખાડા કરવા માંડયા હતા અને તેથી કાંઇ તેને અડચણ પડે તેવું પણ નહીં હતું, કેમકે બેહેરામશાહ ફરદુનજી કરતાં વધારે અક્કલ અને કાબેલ્યત ધરાવતા હોવાથી તે ઘણી ખરી દરેક બાબદોમાં તેવણનાજ અનુભવનો ઉત્તમ લાભ મેળવી શકતો હતો.

હાલની આ બાબદમાં પણ જો તે ફરદુનજીને કહેવા જતે તો તેવણ નાપસંદગીનાં ભવાં ચહડાવી પોતાનું મોહડું ફેરવતા ફેરવતા એટલોજ જવાબ દેતે કે—"પારકી પીડામાં પડવાની આપુને શું ગરજ ?"

એટલા માટે તેવણુના કઢંગા ખવાસ મુજબનો કઢંગો જવાબ સાંભળી પોતાનું દીલ નાહકમાં દુખવવાને ફરામરોજને વાજબી લાગ્યું નહીં, અને તેથી તેણે બેહેરામશાનેજ બનેલી સઘળી બાબદ વિષે ધીરજથી વાકેફ કીધા અને જેબી જોગવાઇ પહેલી મળે તે હાથ કરીને પાપી નોશેરવાનને તે બાબેનો ચટકો લગાડવાને તેવણુને સુચવ્યું.

"જો બને તો આજેજ ફરામ, તું જાણેચ કેની કે માણેકજી દુબાશ બીમાર છે? તેવણુને હું જોવા જાઉંચ અને ત્યાંજ જો એ પોર્યો મલે તો બે બોલ એને કેહુતો આવશ. તુંને ગમે તો તુંબી આવ."

"હા ઠીક, હુંબી આવું તો કાંઇ અડચણ નથી." એટલું બોલી ફરામરોજ પણ તૈયાર થવા ગયો, અને થોડા વખતમાં તેઓની ગાડી માણેકજી દુબાશના મોટા બંગળાના ભભકાદાર 'પોરટીકો'માં આવી ઉભી.

નોશેરવાન ત્યાંજ હતો અને તેઓને પોતાની સરેસ્તા મુજબની મીઠી જબાનથી આવકાર દઇ પોતાના બીમાર પડેલા પિતાનાં બીછાણાં આગળ તેઓને લઇ ગયો.

અતેસારના બુરા મરજની ભયંકર નાકુઉવતીથી પીડાતા છતાં, જઇફ માણેકજી પોતાના અસલી મિત્ર બેહરામશાને હરખ અને ઉલટભર્યો આવકાર દેવા વગર રહ્યા નહીં અને ફરામરોજને પણ ભારે મમતાથી ભેટી તેની સારી ચાલની વખાણ કરી તેવણે લાયક આશીર્વાદો દીધા અને એ વખતે પોતાના દીકરાની વર્તણુકનો ફરામરોજ સાથે મુકાબલો કરી તેવણ પોતાના દીલમાં છુપો બળાપો કરવા વગર રહી શકયા નહીં.

થોડો વખત જુદી જુદી વાતો કીધા પછી બેહેરામશા બોલ્યા—

"હવે માનેકજી શેઠ તમે હવે જલદી તંદરોસ્ત થઇને આપરા નોશેરવાનની શેહાદી કરી આપો."

જઇફ માણુસો એવે વખતે જેમ કરે છે તેમ, ખાટલે પડેલા માનેકજીએ પણ પોતાની આંગળી ઉંચી કરી ઉંચકાચલા ડોળાઓ વડે આકાશ તરફ જોયું અને પછી "જેમ તે ખોદાની મરજી" એમ ધીમે અવાજે બોલ્યા.

"પણ અમે કાંહ ના કહીએચ બા." હવે મીઠીબાઇ તે માનેકજીનાં ધણીયાંણી બોલ્યાં, "નશરવાનજીજ જો પોતાની ખુશી દેખાડે તો આજે કરી આપીએ."

"કાંય નોશેરવાન ના કાંય કહેચ ?" ફરામરોજે પુછ્યું.

"એ તો કેહ કે હું મારે મનગમતી શોધીને તમુને કેહવશ." મીઠીબાઇએ ઉત્તર વાળ્યો.

"પણ હવે ભઇ તમે મનગમતી શોધીચ કેની ?" બેહેરામશાએ પુછ્યું.

"નહીં સાહેબ, આપરે કંઇ હજુ એવી તજવીજમાં ફર્યા નથી." આ ઠગારાએ ધીરજથી જવાબ દીધો.

બેહેરામશા તેની શેખઇ જોઇ અજબ થયા.

"કાંય, એમ કાંય ? દોરાબજી શરાફને તાંહ તો તમે ઘણા આવતા જતા છેવો અને હું ધારૂંચ કે તમારા બાવાને પણ એ ઘેર અણગમતું હોય એમ નથી."

નોશેરવાનના મોહડાંનો રંગ બદલાયો. તે કાંઇ બોલે તે અગાઉ માનેકજીજ બોલી ઉઠયા—

"શું આપરા દોરાબજી શરાફને તાંહ ? અરે બેહેરામશા આપુને કાંહ ના છે ? તે તો કેવા અશરાફ માણુસ. એના ભાયગ હોય કે તાંહ એનું નક્કી થાય."

"ત્યારે હવે તમુને શું અડચણ છે ભઇ નોશેરવાન ? બનતું હોય તો કરી દેવોની."

પણ બેહેરામશાનું એ બધું બોલવું નોશેરવાનને તો તદ્દન અણગમતું હતું માટે હવે તેને ગુસ્સે થવામાંજ પોતાની સલામતી જોઇ.

"પણ હવે બીજી કાંઇ વાત કરવાની છે કે નહીં બેહેરામજી?" તે તનકો કરી બોલ્યો, "કરવું કે નહીં કરવું તે મારૂં કામ છે, હું તે જોઇ લેવશ." એટલું કહી તે ઓરડો છોડી ચાલી ગયો.

"તોછડો-તોછડો," તેના ગયા પછી માણેકજી બળાપો કરી બબડયા, "બેટી-બાપ ઘણોજ તોછડો ને નાદાન! મીયાં માંદા ને ટંગરી ઉપર! એનું શું થશે?"

નોશેરવાનની સાથ એકલા વાત કરવાનું તો બેહુરામશાને જોઇતું હતુંજ, એટલે હવે આ તકનો લાભ લેવાને તેવણ ચુકયા નહીં.

"ધીરજ ધરો માણેકજી, હું એને જઇને સમજાઉં. તમે ફ્રામરોજ અહીં બેસીને માનેકજી સાથે વાત કરો, હું જરા એ પોર્યા આગળ જઇ આઉં." એમ બોલી તેવણ મીઠીબઇએ દેખાડેલા નોશેરવાનના ઓરડામાં દાખલ થયા.

નોશેરવાન એક બારી આગળ બેઠેલો હતો; તેનાં મોહડાં ઉપરથી ગુસ્સાનો થોથરો હજુર નાબુદ થયો નહીં હતો.

બેહેરામશાને અંદર દાખલ થતા જોઇ તે વધારે ગુસ્સે થયો, અને બને તેમ અપમાન આપી તેવણને પાછા કાહડવાનો તેણે ઠેરાવ કીધો.

પણ તે થોડુંજ જાણતો હતો કે તેને બેહેરામશાહે ગઝદર જેવા પાક્કા-કાબેલ-અને 'જમાના ખાધેલા' માણસ સાથે કામ પાડવું હતું.

"કેમ બેહુરામજી, કંઇ એકદમ મારા ઓરડામાં આવવાની એ છુટ લેવી પરી?"

"ત્યારે શું વરી બાહર ઉભો રેહીને માણુસ પાસે કાર્ડ મોકલું કે—'આએ અર્લ-આફ-શેફ્ટસબરી ને આપ'? ગુંઠણ જેટલા પોર્યાઓ હુવે જરા જરામાં અપમાન લેતાં શિખ્યા. વરી ભઇ પોતાના 'પ્રાઇવેટ-સેક્રેટરી' સાથે રાજદ્વારી કાગજો વાંચવામાં રોકાયલા હતા કેની તે હું ઠોકી-ઠાકીને ઓરડામાં દાખલ થવાની રજા માંગું!"

"બેહેરામજી, મેં તમારેથી કંઇ સારી રીતભાતની આશા રાખીતી."

"હા—હા—હા, ભઇની રીતભાતો તો કેવી કે પોતાના કરતાં વડા માણુસને અપમાન કરવાથી પણ પછાત પડતા નથી. ઠાળી અભિમાન ને પોકળ મોટાઇ પરજ તમારી આજની રીતભાતોની કેળવણીનો પાયો રચાયલો મને દેખાયચ. બેમરવતાઇ ને બેમલાહુજાપણાંમાંજ જો તમારી બધી રીતભાતો સમાઇ હોય તો ભઇ એવી 'ફેશનેબલ' રીતભાતો કરતાં ભોલા વાણીયાઓની સાદી રીતભાતો મને દસ ઘણી વધારે ગમશે."

"તમારા જેવી ચાલની હું એક વાણીયાથીજ આશા રાખી શકું એમાં શક નથી."

"હા, ખચીત, ને જે ચાલ તમે આજે ચલાવોચ તે ફકત તમારાજ જેવા અધુરી કેળવણીના—છાલકાં મગજના—ને અનીતિવાન ખાસ્યતના જવાનો ચલાવી શકે એ હું ખાત્રીથી માનું છું. પણ હુવે નોશેરવાન," બેહેરામશા એક ખુરશી ઘસડી તેની પડોશમાં બેસતા બોલ્યા,—"હું ભલતી બાબદો સર તારી સાથે તંટો કરવા હાં આયો નથી. તારા બાવાએ જે બાબદ સર હમણાં પોતાની ઇચ્છા દેખાડી તે બાબદસર મને તુંને પુછવું છે. બોલ હુવે, દોરાબજી શરાફને તાંહ જોડાવાને તું રાજી છે? શીરીન તુને કોઇ રીતે અણગમતી નથી."

નોશેરવાન હવે તેવણનું મોહડું શક ભરેલી નજરથી ટીકી-ટીકીને જોવા લાગ્યો. હવે તે સમજ્યો કે બનેલી બાબદોથી ગઝદર પોતે થોડા યા ઘણા જાણીતા થયલા છે અને તેથી હવે તો જેમ બને તેમ જલદીથી એ વાતચીતનો છેડો લાવવાને તે ઇંતેજાર બન્યો.

"બેહેરામજી, એ વિશેની ગોઠવણ કરવાનું મારૂં અને મારાં કુટુંબનું કામ છે. તમુને વચ્ચે આવવાને કશી અગત નથી. હ્યાં હવે તમારી સાથે વધારે વખત વાત કરવા પણ હું માંગતો નથી, કારણ કે નહીં તો મારેથી તમે કંઇ વધારે અપમાન ખમશો." એમ બોલી તે ઉઠયો, અને બારણાં આગળ ચાલવા લાગ્યો.

બેહેરામશાહે ઉઠીને તેનો હાથ મજબુત રીતે પકડયો. તેવણના પોહળા-જાડા પંજામાં તેનો હાથ જેમ દિવાસળી મીસાલ સમાયો તેમજ તેવણનાં ભારે કદાવર આંગ આગળ તેનું આંગપણ એક લાકડી જેવું દેખાવા લાગ્યું.

"ઉભો રેહ પોર્યા," તેવણ ઘાડા અને મજબુત આવાજે બોલ્યા, "જે બીના વિશે હું વાકેફ છેઉં તે વીશે માણેકજી વાકેફ નથી, ને તેથી તુંને હુંઇ મારીજ સાથે એ બાબે વાત કરવી પડશે. અપમાનની ને ધાંધલની વાત છોડી દે. હેંકાર રાખીને કંઇ આડું અવળું બકયોચ તો પક્કી યાદ રાખજે કે તારા કાન પકડીને આ બારીની બાહર તુંને ફેંકી દેવસ. ભોલા તારા બાવા સાથે એની વાત કરનારો હુંજ છેઉં, તું નથી. વાસ્તે બેસ હુંઇ, ને મારા સવાલનો જવાબ આપ." એમ બોલી તેવણે નોશેરવાનને ખુરશી ઉપર દાબીને બેસાડયો, અને બારણાં આગળ જઇ તેને કુળ દઇ કુંચી પોતાના સ્વાધીનમાં રાખી.

મોટા માણસની દમામ ભરી ધમકીની અસર નાના માણસ પર ખાલી જતી નથી, અને તેમજ ગઝદરની પણ

ખાલી ગઇ નહીં. નોશેરવાન પોતાની સઘળી ધાંધલ ભુલી જઇ જાણે દબાઇજ ગયો હોય તેમ તેવણુને ટીકતો બેસી રહ્યો. ગઝદરનું બોલેલું ખોટું નહીં હતું. તેવણુના પેડુલવાની હાથથી અપાયલો એકજ આંચકો બારીની બાહેર તેને ઉડારી નાંખવાને પુરતો હતો.

"બોલ હવે નોશેરવાન, પેલી ગરીબ શીરીનને તેં આપેલાં વચનો પાળવાની તારી ખુશી છે કે નહીં? તે બાપડીને એમ દગો દઇને દુખી કરતાં તુને શરમ નથી આવતી? એવી નાપાક નિમકહરામીની કંઇ ધાસ્તી તો રાખ. એવા મરગરજાન ગુનાહનો શું તું જવાબ દેઇ શકશે તેનો તો કંઇ ખ્યાલ કર. બોલ તું હવે હા કેહચ?"

"હું નાંજ જો કેહું તો તમે મને શું કરવાના હુતા? એવી રીતે મને દબરાવાની તમુને સત્તાજ શું છે તે તો કહો?"

"પાબી-નફ્ટ-બેહયા પોર્યા! નસીહત તુંને કારગત લાગવાની નથી. પણ તેથી કંઇ તું ફાવનાર નથી. મુંબઇમાં હમણાં ધરમખાતાંઓમાં પૈસાની ઘણી તાન છે, ને તારા બાવાની દોલત તારા જેવા એક લુચ્ચાના હાથમાં આવે તે કરતાં હજારો ગરીબોની મદદે વપરાયલી જોવાને હું ખુશી થવશ. માણેકજીનો મારી ઉપર પુરતો ઇતબાર છે, ને બધી મારી સુચનાઓ મુજબના ફેરફારો કરવાને જરાકપણ અચકાશે નહીં. પછીજ, કંગાળ હાલતમાં રખડી-રખડીને તું તારી ભુંડી ચાલનો બદલો મેળવશે. એજ હું કરી શકનાર છેઉં, ને એજ કરવા હું હમણાં માણેકજી આગળ જાઉંચ."

એટલું બોલી તેવણુ ઉઠયા અને ઓરડો છોડવા તૈયાર થયા.

નોશેરવાન હવે પુરેપુરો ગભરાયો. ગઝદર પોતાનું બોલેલું સઘળું બજાવી શકવાને શક્તિવાન હતા એ વિશે તેને શક

રહ્યો નહીં, અને તેથી હવે તેને બેહેરામશાને ચાલી જતા અટકાવાની ફરજ પડી.

બેહેરામશા પાછા બેઠા. લાંબો વખત સુધી તેવણે તેની સાથે રીકઝીક કીધી, અને પછી સેવટે માણેકજી દુબાશના સાજા થવા પછી પરણવાની નોશેરવાન પાસથી કબુલાત લઇ તેવણ તેનેથી જુદા પડયા.

"ઘણોજ નાપાક દુકતો," ગાડીમાં ફરામરોજ આગળ સઘળી વાત કીધા પછી બેહેરામશા બોલ્યા, "ફરામરોજ મારી જગોએ તું હોતે તો કંઇજ કરી શકતે નહીં."

---

## પ્રકરણ સત્તાવીસમું.

### અજાયબીઓ.

"The course of true love never did run smooth."

*Shakespeare.*

"નથી ચાલી સેહલથી સાચ્ચા પ્યારની રાહ."

શેકસપીઅર.

એ બનાવ પછી ઘણા દિવસો ગુજરી ગયા હતા. 'બૅક-બે'ના રળ્યામણા માર્ગ ઉપર સાંજને સુંદર વખતે ફરામરોજ પોતાના રાબેતા મુજબ ધીમે પગલેથી ચાલતો હતો, તેની ગાડી વધારે ધીમી ચાલે તેની પાછળ ચાલતી હતી, અને તેનો વાહલો કુતરો પ્રીન્સ પોતાના શેઠના મોહડાં ઉપર આજે કાંઇ અસાધારણ ગંભીરાઇ પંથરાયલી જોઇ અજાયબીથી તેનાં મોહડાં તરફ ટીકતો, અને તેને તરેહ તરેહની ગેલો કરી તેને રમુજ આપવાની ફોકટની તજવીજ કરતો તેની બાજુએ દોડતો હતો.

ચાલાક પ્રીન્સે જે તર્ક બાંધી તે ખોટી નહીં હતી. ફરામરોજનો ચેહેરોજ કહી આપતો હતો કે તે ઉદાસ છે,

અને વળી પોતાનાં માનિતાં જાનવર તરફની તેની આજની વર્તણુક તેના સ્વભાવમાં થયલા ફેરફારની બીજી મજબુત સાબેતી આપતી હતી. હરરોજ તો પ્રીન્સની સઘળી રમતો અને સઘળી દોડધામોને તે બરદાસ્ત કરતો હતો એટલુંજ નહીં, પણ ઔર તે તેને ઉત્તેજન આપતો હતો, પણ આજે તેવું કંઇપણ કરવાને બદલે ત્રણથી વધુ વખત—"ચપ પ્રીન્સ ચેડો ના થા!"—એવું બોલી તેને તે વફાદાર પ્રાણીને સખત રીતે ધમકાવી નાખ્યું હતું.

એવી વારેઘડી મળતી ધમકીઓથી નિરાશ બની પ્રીન્સ પોતાના ધણીની ઉદાસીનાં કારણનો કંઇપણ વિચાર કરે તે અગાઉ તેની તેજી ચશમોએ દુરથી આવતા માણેકશાનો આકાર ઓળખ્યો, અને જાણે ફરામરોજને ખુશી કરનારો એક પોતાનો માનિતો મિત્ર વખતસર આવી પુગ્યો માટે જાણે ખુશી થતો હોય તેમ હરખથી કુદતો તેને આવકાર દેવા દોડયો.

'ઍપૉલો બંદર' ઉપર ફરામરોજ સાથ વાત કરીને છુટો પડયા પછી આપણે માણેકશાને આજે પેહલવેહલો જોઇએ છીએ. અને એ લાંબા વખતની ગેરહાજરીનું કારણ માણેકનુ મુંબઇથી બાહેર જવાનું સમજવું. જે પેહેડીમાં તે આબરૂ ભરેલો ઓહ્દો ધરાવતો હતો તે પેહેડીનાં કાંઇ અગત્યનાં કામો કરવા માટે તેને જુદાં જુદાં શેહરો ખાતે જવું પડયું હતું, અને ત્યાં કામની જરૂર મુજબ થોડો થોડો વખત રહી તે મુંબઇ પાછો ફર્યો હતો.

પોતાની મુસાફરીથી આવવા પછી ફરામરોજ સાથની તેની પેહેલી મુલાકાત આજેજ થઇ હતી.

ઘણે દહાડે મળેલા હોવાથી, જેમ હંમેશ બને છે તેમ, તેઓને એક એકની મુલાકાત ઘણી મીઠી લાગી; અને તેના

સાથની શેકહેંડમાંથી પોતાનો હાથ છુટો કીધા બાદ, માણેક પ્રીન્સનો ઉલટથી અપાયલો હાથ પણ હીલચવાને ચુકયો નહીં.

"આજે શું છે ફરામ? પ્રીન્સ તમારાં મોહુડાં તરફ કાંય આતુરતાથી જોયા કરેચ?"

"અરે મરવા દેઓ એને," ફરામરોજ કંટાળીને બોલ્યો "આજે એ કંટાળો આપી રહ્યોચ."

પ્રીન્સ પોતાના શેઠનાં મોહુડાં તરફ જોઇ પુછડી હીલવતો ઘણે નરમ અવાજે ભુકવા લાગ્યો.

"નહીં—નહીં, પ્રીન્સ પોતાની ચાલથી તમને કંટાળો આપે એવું હું માનતો નથી. જુવો જુવો ફરામ, તમારા બોલવા તરફ એ પોતેજ કેવો અસંતોષ દેખાડેચ!"

ફરામરોજે સ્હેજ હસ્તે મોહુડે પ્રીન્સનું માથું પસવાર્યું અને એ આવકારથી અતિ ઘણો ખુશાલીમાં આવી તે શ્યાનો કુતરો તેને ભેટી પડયો.

થોડો વખત જુદી જુદી વાતો કીધા પછી માણેક પેસતનજી ગાંધીનાં કુટુંબને લગતી વાત ઉપર આવ્યો.

"ફરામ, મારા અહીં પાછા આવવા પછી મેં તો એવું સાંભર્યુંચ કે હોમજી શેઠનો પેલો લુચ્ચો લવજી હવે તો પેસતનજી ગાંધીનાં ઘરમાં પગ પેસારો માંડી રહ્યોચ; તમે તો એ વિષે જાણતાજ હોશો?"

"માણેક, બીજાનાં ઘેરની વાત સાથ આપને શું કામ છે?"

ફરામરોજ તરફથી મળેલો એવો ટુકો અને તેપણ વળી રંજીદા દિલથી અપાયલો જવાબ સાંભળી માણેકશા અજબ રહયો.

"પણ તમુને તો કામ છેજ, ફરામ. લવજી તો જેમ તમે બરોબર જાણોચ તેમ એક પાપી માણસ છે, ને તેના જેવો એક જો પેસતનજીનાં ઘેરમાં પોતાનો પગદંડો રાખે

તો અલબત તમુને તેનાં પગલાં તરફ ચોકસાઇ રાખવી જોઇએ, કોઇને ખાતર નહીં તો પુતલી—"

"પુતલી બીજો તેનાં પોતાના ઘેરમાં આવેલો જોવાને રાજી થાય તો તેનું મારે શું છે!" લવજી જરા જોશમાં આવી માણેકને બોલતો અટકાવી બોલી ઉઠયો.

"ફ્રરામ-ફ્રરામ, હું ફકત ભલાં દીલથી તમારી સાથે એ બાબે વાત કરૂંચ, ને તે છતાં પણ જો તમે તે નાપસંદ કરોચ તો હવે તે વધારે આગળ ચલાવી તમારી તરફનું કાંઇ અપમાન નાહેકમાં ખમવા હું ચાહુતો નથી."

"મારેથી જો કંઇ અણઘટતી રીતે બોલાયું હોય તો મને માફ કરો માણેક. ખોદા સાહેદ છે કે તમે જે બોલોચ તે તે મને નાપસંદ નથી. પણ—પણ—" ફ્રરામરોજ બોલતો અચકાયો.

"પણ શું? ફ્રરામ તમે આજે કંઇ ગંભીર અને ઉદાસ લાગોચ અને તમારી વાતચીત પણ કંઇ જુદીજ ઢપની છે!"

"હું એમ કહેવા જતો'તો કે જે વાતની મેં દરકાર છોડી દીધી છે તે વાતપર જેટલું થોડું બોલાય એટલું સારૂં."

"ફ્રરામ-ફ્રરામ, આ તમે શું બોલોચ? તમારી ઉદાસી એ કારણથી ઉપજ્ચ કે? જે માણુસના સંબંધ બાબે મેં અંજાણપણામાં ધાસ્તી દેખાડેલી તેજ ધાસ્તીએ શું ખરી પડી તમુને નીરાશ કીધાચ?

"તમારી અટકેલી ધાસ્તી ખરી પડીચ એમ તો તમુને જણાવવાની મને કંઇ અડચણ નથી, પણ તે જે માણુસના સંબંધથી ખરી પડી હોય તે માણુસ સાથે આપુને કામ નથી."

"પણ શું પુતલીએ પોતાનો વિચાર ફેરવ્યો? એણે તમુને એમ જણાવ્યું?"

"પુતલીએ મને કાંઇ જણાવ્યું નથી એજ દેખાડવાને પુરતુ છે કે પોતાનો વિચાર ફેરવ્યો હોવોજ જોઇએ."

"ઓહો! ત્યારે શાંત પાણીમાં આખરે ખલલ પડી ખરી. પણ લવજીને તેનો લાયક બદલો આપવાનો તો તમે કાંઇ વિચાર કીધો હોશે ?"

"બીલકુલ નહીં. લવજી બીજી બધી રીતે ખરાબ હોય, પણ આ બાબદમાં જો તેણે પોતાનાં સુખ માટે વાજબી રીતે રસ્તો લીધો હોય તો હું રતીભારબી તેને તકસીરવાર ગણુનાર નથી. દરેક માણસને પોતાનું નસીબ અજમાવવાનો હુક છે. એક પંખી પકડવાની જેટલી મને તેટલીજ તેને પણ સત્તા છે, અને જો તે પંખી પોતેજ પોતાની ખુશીથી તેના હાથમાં જાય તો પછી તે પોતાના સ્વાધીનમાં રાખવા માટે હું કદીબી તેને સવાલ કરી શકું નહીં."

"જરા થોભો ફ્રરામ, આકળા પડવાથી કાંઇ સારો સાર નિકળવાનો નથી. હું એક સવાલ પુછું તેનો મને જવાબ આપશો ?"

"તે શું ?"

"તમારી સાથની મારી છેલ્લી મુલાકાત પછી તમે કાંઇ પણ નક્કી કરવાના ઠરાવ ઉપર આયા'તા ?"

"નક્કી ઠરાવ શાનો ?"

"તમે ધારેલી બાબદનો નિવેડો લાવવાનો—પુતલીના પિતાને તમારી મરજી જણાવવાનો ?"

"હા માણેક, હું એવો ગાંડો નથી કે મારા મનને પસંદ આયું તેમ અને તમે જેમ મજબુત રીતે સુચવ્યું તે મુજબ કરવાને પછાત પડું."

"હું, ઠીક ત્યારે. તમે મોહડે મોહડું કહ્યું'તું કે લખીને?"

"લખીને,—ખુલ્લી રીતે, માન ભરેલી રીતે લખીને."

"તેનો શું જવાબ તમુને મળ્યો ?"

"ચુપકીદી."

"ખચીત, એ ઘણું નાલાયક થયું. વારૂં પુતલીને તમે કાંઇ કહ્યું ?"

"હા તેબી લખીને."

"ને તેનો જવાબ ?"

"ચુપકીદી."

"ઘણું અજબ જેવું અને ઘણું નાલાયક. વારૂં તમુને એમાં કાંઇ ભરમ દીસ્તો નથી ?"

"હા માણેક, ભરમ દીસેચ એક ચીજનો."

"ફરામરોજે ઠંડી રીતે જવાબ આપ્યો.

"શાનો ?"

"પૈસાનો."

દલગીરીથી દેવાયલા આ નાના જવાબમાં માણેકશાને સચ્ચાઇ માલમ પડી અને હવે એ નાપસંદ વાત વધુ આગળ ચલાવી પોતાના દોસ્તની ઉદાસીમાં વધારો કરવાને બદલે થોડો વાર ચુપ રહેવું તે બેહેતર સમજ્યો.

થોડો વાર વધારે ચાલવા પછી તેઓ 'બૅન્ડસ્ટાન્ડ' વાળી જગ્યા આગળ આવી પોહોંચ્યા અને ત્યાં પોતાની ઉઘાડી ગાડી એક સગવડ ભરી જગ્યાએ થોભાવી ફરામરોજ પોતાના મિત્ર સાથે માંહે બેઠો.

ઘણો વાર માણેકશાને ચુપ બેસી રહેતો જોઇ ફરામરોજે તેનું કારણ પુછ્યું.

"એજ કારણ કે એ બાબદ ઉપર કાંઇ વધારે બોલી તમુને વધારે રંજીદા કરવા નહીં."

"છટ છટ માણેક, આટલો વાર જો હું કાંઇ ગમગીન દેખાયો હોઇંશ તો તે ફકત થોડાજ વારની કાંઇ લાગણી

સમજજો. બાકી ખરી રીતે તો મેં એ વાતને હૈડે ધરવાનીજ માંડી વાળીચ. ખેર, જેમ જે થવાનું હોય તે થાય. પુતલી જો લવજીની સાથેબી સુખ જોય તો તેનું મારે કાંઇ નથી. કેટલીક રીતે તો હું પુતલીની માગણી ઘણીજ મજબુત અને ખાત્રી ભરેલી રીતે કરી શકું એમ છે, પણ તેવું કરવાના ખ્યાલ વટીકને પણ હું ધિકકારી કહાડુંચ."

"પણ હું એમ ધારૂંચ ફ્રરામ કે હજુરબી પુતલીને જો કંઇ સારી સલ્લાહ આપવામાં આવે અથવા તેનાં માબાપને લવજીનાં પ.ખંડોથી ચેતાવવામાં આવે તો તમે ફાવી શકો એમાંશક નથી."

"મારે એવું કંઇબી કરવું નથી. પુતલીને હું એટલી નાદાન સમજતો નથી કે તેણીને સલ્લાહ આપવાની હું જરૂર જોઉં અને તેનાં માબાપના ડોળા અને ડહાપણ એટલાં તો ખુલ્લાં છે કે તેઓને કંઇ ચેતવણી આપવાનો મારાથી ફાંકો રખાયજ નહીં."

"પણ જો તેઓ પોતાની ભોલાઇથી ઠગાતાં હોય તો તમારી વખતસરની ખબર તેઓને ફાયદોજ કરશે."

"કંઇજ નહીં. ઓર હું જો તેઓને એ વિષે કંઇ લખી જણાવું તો તેઓ તેનું કારણ મારી અદેખાઇનું સમજી મારી ચેતવણીને તેઓ તુચ્છકારી કહાડે."

"હા ભાઇ તમે બોલોચ તે વાજબી છે. લવજીના એક હરીફ તરીકે તમે જેબી તેને માટે બોલો યા લખો તે ગલતજ ગણાય."

"બીજું એ કે તેઓને હું ભોળાં ગણતોબી નથી. ભલાંઓજ ભોલાં હોયબી હોય, પણ જો એ લોકો ભલાંજ હોતે તો મને એ રીતે વગર કારણે તુચ્છકારી અપમાન લગાડવાથી આચકી ખાતે પણ એનો બદલો સારો મળે એમ હું-

ધારતો નથી. લવજીનાંજ કંઇ પાખંડો હવે પછી 'જાહેરમાં આવે અને એઓ પોતાની ચાલનો જો પસ્તાવો કરે તો તે સાંભળી હું ઘણો અજબ થવાનો નથી."

માણેક એનો કાંઇ જવાબ આપે તે અગાઉ તેની નજર પેસતનજી ગાંધીની ત્યાં આવેલી ગાડી ઉપર પડી અને તેની પાછળ તુરતજ લવજીની ભપકાદાર જોડી આવી ઉભી.

પહેલી ગાડીમાં પુતલી તેણીનાં માતપીતા સાથ બેઠેલી હતી, જે રીતે બન્ને ગાડીઓ અકેકની પાછળ આવી તે રીતે તો તુરત જણાયું કે ગાંધીના બંગલામાંથીજ સાથે તે બન્ને નિકળી હોવી જોઇએ.

ફરામરોજે તે તરફ જોવાનાજ અખાડા કીધા હતા, પણ માણેકની નજર ત્યાંજ હોવાથી તેણે લવજીને પોતાની ગાડી- માંથી ઉતરી ગાંધીની ગાડી ભણી ચાલતો જોયો.

"માણેક," ફરામરોજ બોલ્યો, "જેમ લખવાથી કે કહે- વાથી તેમજ મારી હાજરીથી પણ એ લોકને કોઇ રીતની અગવડમાં નહીં નાખવાનો મારો ઠરાવ છે, વાસ્તે હવે મારે હ્યાં વધારે વખત ઉભું રહેવું નથી."

એટલું બોલી તેણે લગામ હાથમાં લીધી અને તુરતજ પોતાની ગાડી ત્યાં ભેગા થયલા ઝુમખામાંથી બાહેર પાડી.

અંધારૂં પડવાને તો જો કે ઘણો વખત હતો તોપણ તેને 'ગઝદર કોટ' તરફનોજ રસ્તો લીધો.

"આજે કંઇ મોડું થયું નથી ફરામ. હમણાંથીજ બંગલે જઇને શું કરશો?" માણેકે પુછ્યું.

"નહીં મને મામાદેવી આગળ એક વેપારીને મળીને જવું છે." ફરામરોજે જવાબ દીધો.

"ત્યારે મને હુઇંજ ઉતરવા દેવો. પણ ભઇ," ગાડીમાંથી

ઉતરતાં માણેકે પુછયું, "જે ગાડીમાં આજે ગાંધી હતા તે તો પેલા લવજીની હતી, તમને ધ્યાન છે?"

"હા, તે કદાચ લવજીએ પેસ્તનજીને ભેટ આપી હશે, ને તેબી આ ઘોડા સાથે. માણેક આ સફેદ ઘોડો મેં એક વખત લવજીની ગાડીમાં જોયો તો.

"ફ્રામ-ફ્રામ, કામ તો વધ્યુંચ!" માણેક હસીને બોલ્યો.

"ખોદા કરેને વધારે વધે!" તેવાજ ખુશ મીજાજથી ફ્રામરોજે જવાબ દીધો, અને બે દોસ્તો છુટા પડયા.

ફ્રામરોજ પેલા વેપારીને મળી પાછો ઉતર્યો ત્યારે સ્હેજ ઝઝકલું બાકી રહ્યું હતું. પણ મામાદેવી આગળથી વધતાં ભુલેશ્વરના રસ્તા ઉપર એક અજાયબ જેવો દેખાવ તેણે જોયો.

માણુસોની ભીડ તે તરફ ભારી હતી, અને તે ભીડ વચ્ચે એક પારસી બાનુને ઝડપુ ચાલે ચાલતાં તેણે જોઇ. એક બાજુપર ઉભેલી સીગ્રામ તરફ તે બાઇએ પોતાનાં કદમ ભર્યાં. તેણીએ પોતાની સોડ સાધારણ રીત કરતાં વધારે નીચે ખેંચેલી હતી. ગાડી આગળ જતાં વાર ઝડપથી તેણીએ બારણું ઉઘાડયું, પણ તેવીજ ઝડપથી બેસવા જતાં, ખોદા જાણે તેણીના પોતાનાજ હાથના આંચકાએ, કે તે ગાડીનીજ કોઇ ફાટમાં તે ભરાવાથી પેલી સંભાળથી ખેંચેલી સોડ ખીસી ગઇ, અને પેલી બાનુનો ખુલ્લો ચેહરો ફ્રામરોજની નજરે પડયો.

ભારે અજાયબીથી તે જોતાંજ તે ચોંકયો.

"હીરાંબાઇ! ને આએ વખતે આએ જગોએ!!" તે મનમાં બબડયો.

તે કાંઇ વિચાર કરે તે અગાઉ—"કરમચંદ શેઠ તમુને જરા બોલાવે છે."—એવો અવાજ તેને કાને પડયો.

જે વેપારીને હમણાં તે મળી આવ્યો હતો તેનેજ કાંઇ વધારે કામ પડવાથી ફરામરોજને બોલાવા પોતાનું માણસ દોડાવ્યું હતું અને એ માણસનો ઉપલો અવાજ હતો.

"ઠીક, હું આંઉચ." એટલો જવાબ દઇ તેણે ફરીથી પેલી ગાડી ભણી જોયું તો તે તેણે ઝડપમાં દોડી જતી જોઇ; તેના બન્ને બાજુનાં ફાલકાં બંધ કીધેલાં હતાં.

વેપારી સાથની અધુરી વાતચીત પુરી કરી, ફરામરોજ આખે રસ્તે પોતે જોયલા આ નાપસંદ દેખાવ ઉપર વિચાર કરતો 'ગઝદર કોટ'માં પોંહુચ્યો.

જતાંવાર તેણે હલ્લુસે જીલઇને પોતા પાસે બોલાવી.

"જીલઇ, આજે હીરાંબાઇ આપરી ઘેરની ગાડીમાં ગીયાંતાં?"

"નહીં બા, ભારૂતી તો મંગાવીતી."

"હું, તેનો ઘોડો કેવો ઉતો વારૂં?"

"દીકરા, મને કંઇ પાધરૂં યાદ નહીં મલે, પણ લાલ ઉતો એવી મને ફામ છે."

"વારૂં સાડી એવણે કેવી પેહરીતી?"

"લાલ ઘાટની. પણ કાંય દીકરા, આજે એમ કાંય પુછે?" આ ઉપરાસાપરી પુછાયલા ભેદ ભરેલા સવાલોથી સ્હેજ ગભરાટમાં પડી આએ જઇફ દાસીએ સવાલ કીધો.

"તું હમણાં તો જા જીલઇ, બીજી કોઇ વખત કેહવશ; પણ જો, મુગી રેહજે." એટલું બોલી તે પોતાના ઓરડામાં ગયો. "એજ—એજ, એમાં કંઇ શક નથી." એમ ચાલતાં ચાલતાં તે બબડયો.

ઓરડામાં પોતાની ટેબલ ઉપર તેણે પોસ્ટમાં આવેલું એક કાગજ પોતાના નામનું જોયું.

તે નીચે મુજબ હતું :—

"સાહેબ,

"પેસ્તનજી ગાંધી અને તેવણુનાં દીકરી પુતલીબાઇ ઉપર તમે મોક-
"લેલાં કાગજો એ બેઉનાં વાંચવામાં આવ્યાં નથી" એવી ખાત્રીથી હું
"તમુને ખબર આપું છું.

"એ કાગજો એવા એક ધણીએ પોતાને હાથ કીધા છે કે જે તમારી
"બધી આશાઓમાં તમને નિરાશ કરવાનો ઠરાવ કરી બેઠો છે. ચતુર
"છવો એટલે તમે સાંભળેલી અને જોયલી બીનાઓ ઉપરથી ચેતશો કે
"તે ધણી કોણ છે.

એક ખેરખાહ."

ઉપલું કાગજ વાંચી રહી તુરતજ ફ્રામરોજે એક ખાંણુ ઉઘાડી તેમાંથી એક બીજું કાગજ બહાર કાહડયું.

એ તેજ કાગજ હતું કે જે તેણે પુતલી સાથની બંદર ઉપરની છેલ્લી મુલાકાતવાળી સાંજે છુપી રીતે ગાડીમાં પડેલુ મળ્યું હતું.

તે બન્ને કાગજો એક દીવા પાસે લઇ જઇ તેણે સરખાવ્યા.

"એકજ," તે બોલ્યો, "લખનાર એકજ છે—મતલબ સારી છે,-ખબર સાચી છે,—પણ એ કોણ—એ કોણ છે તેનો વિચાર આવતો નથી."

---

## પ્રકરણ અઠાવીસમું.

### જઇફ પણ જાચો.

"* * * Confirmations strong
As proofs of holy writ."

*Shakespeare.*

"* * * સાબેતીઓ મજબુત
જાણે પાવત્ર લેખના પુરાવા."

શેકસપીયર.

હવે ફરામરોજ ફરવા જવા માટે 'ગઝદર કોટ'માંથી નિકલ્યો ત્યારથી, તે પાછો ફર્યો ત્યાર સુધીમાં બેહેરામશાહુની પોતાના ઓરડા માંહેલી હિલચાલો ઉપર આપણે નજર પુગાડીએ.

ફરામરોજ બાહેર નિકળ્યો તે વેળાએ તેવણ તુરતનાજ બાહેરથી આવ્યા હતા. આવતાંવાર સરેશ્તા મુજબ ઓરડામાં જઇ કુશ્તી પાદીઆબ કરી તેવણે ચાહેનું એક કપ પીધું, અને એટલું કીધા બાદ બાહુરથી જે વેપારને લગતા અગત્યના દસ્તાવેજો તેવણ પોતાનાં ગજવામાં લાવ્યા હતા તે કાહડી સંભાળીને મુકવા માટે તેવણ પોતાની તીજોરી આગળ ગયા.

એ તીજોરી પેહેલાં તો તેવણ પોતાના ઓરડામાંજ રાખતા હતા, પણ જ્યારથી ફરદુનજીએ તેવણને તે ઓરડાની બાહેર મુકવા સુચવ્યું હતું ત્યારથી તે તેવણે ઓરડા પાસેની એક ચાલમાં મુકી રાખી હતી.

રાતના સુતી વેળા તેવણ એ તીજોરીની કુંચીને બીજી બે ત્રણ કુંચીઓના જુમખા સાથે પોતાના ઓરડા માંહેલા એક કોચના તકિયા તળે મુકીને સુતા હતા. અને તેમાં કાંઇ ધાસ્તી જેવુ તેવણને લાગ્યું નહતું. કેમકે ઓરડાનું બારણું જ્યારેબી તેવણ બાહેર જાય ત્યારે, અથવા સુવા જાય ત્યારે કળ દઇને બંધ કરતા હતા.

હુમણાંબી તેવણ તે તકિયા પાછળથી, ગઇ રાતે સુતી વેળા પોતે ચોકસાઇથી મુકેલી કુંચી લેવા ગયા.

કુંચી તકિયાની પછવાડેથી નહીં, પણ કોચની હેઠળના ગલીચા ઉપર પડેલી જડી.

બેહેરામશાહુને અજાયબી લાગી.

તેવણની યાદદાસ્ત ચોકસ હતી, અને તેવણનાં દરેક કામકાજો અને દરેક મુકવા-મેલવાનું તેવણ હુંમેશાંજ તારીફ્-લાયક ખબરદારીથી કરતા હતા.

સુતી વેળા કુંચી તેવણે તકિયાની પછવાડેજ મુકી હતી એની તેવણને પક્કી યાદ હતી; અને સવારના ઉઠયા પછી તેવણે તે કોચને કે તકિયાને હાથબી લગાડયો નહીં હતો, કે કોઇ ચાકરબી ત્યાં દાખલ થયો ન હતો તેનું તેવણને ચોકસ ભાન હતું.

એ કુંચી નીચે કેમ સરી પડી!

એ બાબેનો અંદેશો કરતા તેવણ તીજોરી આગળ ગયા. તે તેવણે ઉઘાડી, અને સઘળું બરાબર હતું કે નહીં તે જોવા તેવણે ઝડપથી પોતાની આંખો ફેરવી.

સઘળું તેની જગાએ હતું.

પેલા દસ્તાવેજો તેવણે એક વકોરામાં મુકયા, અને હવે તીજોરી પાછી બંધ કરતાં તેવણની નજર એક અળગાં બંધ થયલાં ખાણાં ઉપર પડી.

એ ખાણાંમાં તેવને એક કિમતી સુનાંનો છેડો મુકેલો હતો, કે જે તેવણ, પંદર દાહડા પછી આવનારી શીરીનની શાલગરેહ પર, તેણીને ભેટ આપવાના હતા; અને એજ છેડાનો એક ભાગ ખાણાંની વચ્ચે આવી જવાથી તે બરાબર બંધ થઇ શકયું ન હતું.

અરધું બંધ કીધેલું તીજોરીનું બારણું તેવણે એ જોઇને પાછું ઉંઘાડયું.

"બેહુરામ-ખુદા બેહુરામ, આએ તે કેવી બેદરકારી!" તેવણ પોતાનેજ વાસ્તે પોતાના મનમાં બબડવા લાગ્યા, "આએ તે કેવું બેધ્યાનપણું! સાહ્હઠી ને બુદ્ધી નાહઠી કે શું? બધી યાદદાસ્ત, ને બધી ચોકસાઇપર અંચીતું પાણી ફર્યું!" એમ બોલી તેવણ બેઘડી વિચાર કરવા ઉભા. "નહીં-નહીં, એમ નહીં બને." તેવણ બોલ્યા, "હું એટલો સુહુનો થાંઉ એ મને ખરૂં લાગતું નથી." એટલાં તેવણનાં બુટની નીચે કાંઇ કઠણ ચીજ દબાતી હોય તેમ તેવણને લાગ્યું.

જોતાં માલમ પડયું કે તીજોરીની પાસે આવેલી ગલીચાની કોર બેવડી ઉપર વળી ગઇ હતી અને તેથી તે ભાગ કઠણ લાગતો હતો. "આએ ગલીચો કેમ વળી ગયો? મારાં બુટે તો એ થયોજ નથી. કોઇ-કોઇ-કોઇ પારકાંનો હાથ છે," તેવણ ધીમે ધીમે વિચાર કરતા બોલ્યા, "ખચીત, એમાં મારો તો હાથજ નથી."

એક વખત શક ઉપજ્યો એટલે તેવણે ધિરજથી સઘળા વિચાર કરવા માંડયા. સુજાને છેડો તેવણ બેજ દાહડા આગમચનો લાવ્યા હતા, તે તેવણે સંભાળથી પેલાં ખાણાંમાં મુકયો હતો, અને જેમ બધાં ખાણાં ગોઠવીને બંધ કરવાનો તેવણનો સરેસ્તો હતો તેમ એપણ બંધ કીધા બાદ તેવણે તે ફરી પાછું તો ઉંઘાડયું નહીંજ હતું. અને ધારો કે કદાચ તેવણે તે ઉંઘાડયું પણ હોય તો શું તેવણ એવી બેદરકારીથી તે બંધ કરે કે તે ખાણાં વચ્ચે તેનો એક ભાગ દબાઇ જાય? કદીપણ નહીં.

ઝડપની નજરે પેહેલાં જોતાં જે તેવણે સઘળું શાંત જણાયું હતું ત્યાં હવે ધિરજથી જોતાં કાંઇ ફેરફાર જણાયો.

કાગજયાંઓ જે સંભાળથી તેવણ ગોઠવી મુકતા હતા તે હાલતમાં નહીં હતાં. કોઇનો ઉતાવળો હાથ તેઓ ઉપર ફરી ગયો હોય એવું તેઓની ખોરાયલી હાલત ઉપરથી ખુલ્લું દેખાતું હતું. હવે તેવણે એક નાકેનું ખાંનું ઉંઘાડયું કે જેમાં તેવણ સઘળી નોટોનો ચોડો રાખતા હતા.

"ચોડા પર સઉથી પેહેલી મેં પેલી ભગર્યાનાં સુનાબઇએ કુંકાનો ટીલો કરી આપેલી નોટ મુકેલી છે." ખાણું ઉંઘાડતાં બેહેરામશા બોલ્યા; અને તે ઉંઘડયું એટલે તે ટીલા વાળી નોટ તેવણે તેની જગાએજ જોઇ. "એપણ ગેઇ નથી, નોટોપણ જેમની તેમ છે."

એ પછી તેવણે રૂપ્યાની કોઠલી તપાસી જોઇ. છેલ્લે ગણી મુકેલા ૧૫૦૦) રૂપ્યા પણ તેમાં અનામત હતા.

"અજબ જેવું છે. એમાંથી ગયલું તો કંઇ લાગતું નથી, ને તોપણ ખાત્રી મારી પુરેપુરી છે કે એ તીજોરીને કોઇનો હાથ લાગ્યોચ. વારૂં નોટો તો ગણી જોઉં. ચાર પાનશોની, ને ચાર હજાર-હજારની મુકેલી મને પક્કી યાદ છે." પેહેલાં તેવણે પાંચ સોવાળી ગણી. તે બરોબર હતી. હવે તેવણ હજાર પર આવ્યા.

"એક-બે-ત્રણ. આહા! હજારની એક નોટ નહીં મળે!"

બેહેરામશાએ ફરીથી પોતાનાં મનને કસ્યું. તેવણ ભુલતા તો નહીં હોય? નહીં ગઇજ કાલે તેવણે જ્યારે 'ગઝદર કોટ'માં લેવા આવેલા એક વેપારીને પાંચ હજાર નોટમાં અને પાંચસો રોકડા ગણી આપ્યા, ત્યારે તેવણે બરોબર ગણીને પંદરસો રોકડા કોઠળીમાં મુકયા હતા અને છ હજારની નોટો ગણીને ખાણાંમાં રાખી હતી. બેશક એક હજારનીજ નોટ કોઇ ઉપાડી ગયું હતું.

હવે બધી નોટો તેવણે ધ્યાનથી તપાસવા માંડી. તપાસ

કરતાં તેવણે જોયું તો પેલી ટીલા વાળી નોટ તેવણને અસલની માલમ પડી નહીં.

"આએ ટીલો ખોટો છે. એ બીજીજ નોટપર કોઇએ કીધેલો છે, ને નોટોનાં નંબર બાબે મને ગુચવડામાં નાખવાની એ રીતે તજવીજ થયલી છે. આએ ટીલો પણ અસલના જેવો સીધો બાજુપર નથી. તે ટીલાએ નોટનું નંબર આટલું છેકાયુંતું નહીં. આ દેખઇતો કોઇએ ઉતાવળમાં કીધેલો ટીલો છે. નોટ તો ગઇ, પણ હવે એ લઇ જનાર કોણ તે જાણવું જોઇએ. જોઇએ કુંઇ બીજી ઇધાણીઓ મળે તો."

લગભગ અરધો કલાક તુલક સઘળી બારીક શોધો અને લાગુ પડતી અટકળો કીધા બાદ તેવણે જે શક બાંદયો તેથી તેવણ પોતેજ કમકમ્યા.

સઘળી નિશાનીઓની, એક અનુભવી 'ડીટેકટીવ'ના જેવી બાહોશીથી તલાસ કીધા પછી બીજું કોઇ નહીં પણ હીરાંબઇનેજ ખરાં તકસીરવાર તરીકે ભારે દિલગીરી સાથે તેવણે ઠેરવ્યાં.

રાતનીજ વખતે એ કામ કરવામાં આવેલું તેવણે નકી માન્યું. ઓરડો તો તેવણે સહુવારે ઉઠીને જોયો ત્યારે બરોબર બંધ હતો. ત્યારે ચોર કોઇ લાગતી કુંચી વડે કળ ઉંઘાડીને અંદર દાખલ થયલો હોવો જોઇએ, અને તેપણ બેહેરામશાને ઉંઘમાં ઘોરવાની આદત હોવાથી તેવણ ઘોરતા સાંભળીનેજ. બાહેરનો માણસ અંદર આવવા—અને તેપણ માળ પર આવવા—પામે એ તો બનેજ નહીં. બબે સિપાહીઓની ચોકી અને તે ઉપરાંત વાઘ જેવા પ્રીન્સની ચોકી એટલે તો કોઇ ફરકવા પામેજ નહીં.

ત્યારે કોણના ઓરડાની કુંચી બેહેરામશાના ઓરડાને લાગુ પડતી હતી? ફકત બેજ જણાના, હીરાંબઇ અને ફરદુનજી. ફરદુનજી તો એવો ખ્યાલ પણ કરે નહીં.

ગાલીચો જે વળી ગયો હતો તે કોઇના ઉઘાડા પગે તો વળેજ નહીં, પણ કોઇની સપાટનીજ આંટીથી વળવો જોઇએ, અને તે આંટીપણ પાછળ હટતાં સપાતની પાતળી એડીનીજ આવી શકે. વધારે તપાસતાં તીજોરીની કળ ઉપર મારેલી પીતળની પતરીમાં કાંઇ સફેદ કપડાંની ચીપલી ફાતીને ભેરવાઇ રહેલી જણાઇ. બેહરામશાહે તે ચીપલી સંભાળીને ઉપાડી અને તપાસી. તે કપડું દોરીની નેટનું હતું.

હવે દોરીની નેટના સદરા ઘરમાં કોણ પેહરતું હતું? ફકત હીરાંબઇજ.

ગઇજ કાલે જ્યારે પેલા વેપારીને આપવા માટે બેહરામશાહે તીજોરી ઉંઘાડી હતી ત્યારે ચાલમાંથી કોણ ચાલી ગયું હતું? હીરાંબઇ.–અને તીજોરી બંધ કરી જ્યારે તેવણ ઓરડામાં જઇ કોચના પેલા તકયા પાછળ તે કુંચી મુકતા હતા ત્યારે તે ઉપર કોણની નજર પડી હતી? હીરાંબઇનીજ.

છેલ્લું અને સર્વથી અગતનું. કુંકાનો ટીલો ખોટો હતો એમાં તો કાંઇજ શક નહીં. ત્યારે ટીલા કરવાનું કુંકું કોણ પાસે હતું? હીરાંબઇ પાસેજ. અને જે જાડાં આંગળાંનો તેની ઉપર ઘસારો થયો હતો તેવાં જાડાં આંગળાં પણ શીરીન કે જીલઇ કોઇ નહીં પણ હીરાંબઇજ ધરાવતાં હતાં.

“ઘણીજ શેહતાન બઇરી, ઘણીજ–ઘણીજ શેહતાન.” પોતાની તપાસ પુરી કીધા પછી ગમગીન દીલે તીજોરી બંધ કરતા બેહેરામશાહ બોલ્યા.

“કોણ શેહતાન? કાકાજી, આજે એકલા કોણને ગાલ દેવોચ?”

બેહેરામશાહે ચોંકીને પોતા પાછળ જોયું તો તરતનોજ બાહેરથી આવેલો ફરામરોજ તેવણની પછવાડે ઉભો હતો.

## પ્રકરણ ઓગણત્રીસમું.

### કાવત્રાં અને કિસ્મત.

"કીસમતમાં લખેલું ટલનાર નથી,
મોડું વેહેલું આવશે તે હાથ.
જે નહીં હશે તે મલનાર નથી,
અગર રંજ ખેંચે દીન ને રાત."

મનસુખ.

"કાકાજી, એ કોણને વાસ્તે બોલોચ, કોણપર ચીરડાઓચ?" થોડો વખત બેહેરામશાહના કાંઇ જવાબની આશા રાખ્યા પછી ફરામરોજે પાછું પુછયું.

"અભાગ્યાં હોય તેની પર ફરામરોજ! કમબખ્તીથી ઘેરાઇ જેવો સારૂં જોવાનો અંધાપો ભોગવતાં હોય તેઓ પર; બીજાં કોણ પર?" બેહેરામશાહે ઘણાજ ઉશ્કેરાઇને જવાબ આપ્યો.

ફરામરોજે તેવણને શાંત પાડવાનું વાજબી વિચાર્યું.

"કાકાજી-કાકાજી, જરા ધીરા પડો! તમે બોલોચ તેનો ખોલાસો મને કંઇ સમજ પડતો નથી. વાસ્તે તમે ઓરડામાં આવો ને શું થયુંચ તેથી મને વાકેફ કરો."

"ફરામરોજ," તીજોરી પાછા બંધ કરતા-કરતા બેહેરામશાહ હવે શાંત પડી બોલ્યા, "મારો સ્વભાવ ચીરડાઉ કે તીખો તો નથી, પણ કોઇ બદબખ્તોની ચાલ જો ફરેશ્તાઓથીબી તામોશ નહીં થાય તો પછી મારા શું આશરા?"

તેઓ હવે ઓરડામાં ગયા અને બેહેરામશાહે બારણું અંદરથી બંધ કીધું.

"પણ શું ચાલ, ને તે કોણે ચલાવી? કાકાજી તમારી તીજોરીમાંથી કંઇ ગયુંચ?"

"હા, હજારની એક નોટ."

"ને તે કોણે લીધી? કાકાજી તમે કોણને ધારોચ?"

"ધારૂંચ હું તેને કે જે પોતાનાં એકેકાં કદમે આ ઘેરમાં એકુકી નવી ધાડ લેતું આવેચ." બેહેરામશાહ દાંત્યાં પીશી બોલ્યા.

"કોણ તે, કોણ?" બેહદ ઇંતેજારીથી ફ્રરામરોજે પુછયું.

એના જવાબમાં બેહેરામશાહે પેલી નોટની ચોરીને લગતી સઘળી હકીકતોથી, તે માટે તેવણે કીધેલી શોધોથી, અને તેવણે પોતાના મનમાં ઉપજાવેલા શકથી ફ્રરામરોજને પુરેપુરો વાકેફગાર કીધો.

બેહદ અજાયબી ભરેલી ચુપકીથી સઘળું દાસ્તાન સાંભળીને ફ્રરામરોજે પુછયું—"પણ એક સવાલ હું પુછું કાકાજી. હીરાંબાઇ જ્યારે કુંચી પાછી ટકિયા પછવાડે મુકી ગીયાં ત્યારે તે વળી પાછી તમુને ભોંયપર પડેલી કેમ મળી?"

"નહીં ફ્રરામરોજ, હીરાંબાઇ કુંચી પાછી તેની જગાએ સંભાળથી મુકી ગીયાં હોય એવું હું માનતોબી નથી ને બોલતોબી નથી. મારી ખાત્રી છે કે પાછી મુકવા આવતી વખતે મારાં બીછાણાં ઉપર મને અરધો સજાગરૂ થતો સાંભળ્યો હોય તેથી, કે યા તો બાહરથી કોઇના આવવાનો અવાજ સાંભળ્યો હોય તેથી આ કુંચી બારણાં આગળથીજ કોચ આગળ ઉડારી નાંખીને બારણું બંધ કરી ચાલતી પકડી હોશે. ને તેથીજ આ કુંચી મને કોચની આગળજ નીચે પડેલી મળી."

"ખચીત-ખચીત કાકાજી, તમારી અટકલમાં મને કંઇ પણ ભુલ માલમ પડતી નથી. પણ હવે શું કરીયે? એ બલાથી કેમ છુટીયે?" ફ્રરામરોજ નીસાસો નાખી બળાપો કરતો બોલ્યો.

"ચાલો હવે કંઇ નહીં દીકરા, સઉ સારૂંજ થશે. આવો હવે જઇએ, જમવાનો વખત થવા આયો." એમ બોલી બેહેરામશાહે એક ખાંણું ઉઘાડયું કે જેમાં તેવન દરરોજ બાહેરથી જે ઉત્તમ મેવો લાવતા હતા. તે મુકતા હતા આજેબી તેવણે બાર ઘણીજ ઉમદા મોસંબીઓ લાવી મુકી હતી તે હવે ચાકર પાસે ખાણાની ટેબલ ઉપર મોકલવાનો ઇરાદો તેવણનો હતો. પણ હમણાં ગણતાં તેમાં ફકત દસજ મોસંબીઓ રહી હતી.

"તોબા-તોબા-તોબા! હવે હું આ દુકતાનેબી શું કરૂં? ફરામરોજ-ફરામરોજ એ માય-દીકરાં મને મેઠ કરશે!" વળી પાછા બેહેરામશાહ ઝનુનમાં આવી બોલ્યા.

"વરી શું છે કાકા?

"આજેજ દજન મોસંબી મેં લાવી મુકીને, તેમાંથી બે પેલો નાહની અલગશે આવીને ઉંચકી ગયો. હું કશતી કરવા બાહેર ગયો તેટલામાં એણે આ કામ કીધું. રોજને રોજ મારૂં કંઇબી કંઇ એ લેતોજ. હું પકું જાણુંચ કે એજ. મેં એને જોયોચ. ખાવાનું તો રહ્યું પણ કોઇ વખત મારૂં કંઇ મજેનું પીવાનું મુકેલું હોય તો તેમાંથીબી એક બે ગોટ ભરી જવાને એ ચુકતો નથી મને તે બધું ઘોલી નાખવું પડેચ. હવે કંઇ એ નાંધલો છે? એને કંઇ ભીખ લાગીચ? એની ખોડ કેમ જાય? એક બોલબી જો એ બાબેનો કંઇ હમણાં બોલું તો વળી પદર દાહડાનો કંકાસ મંડાય. ચાલ-ચાલ ફરામ, જમવા જઇએ, મુવાં એ બેઉ. એ લોકોનું કંઇ ભલું થાય એવું લાગતું નથી."

એમ વાત કરતા તેઓ ખાવાના ઓરડા ભણી ચાલવા લાગ્યા. જે શક ભરેલી જગામાં હીરાંબાઇને આજે પોતે જોયાં હતાં તે બાબે બેહેરામશાહને કેહવા માટે તો ફરામરોજ તેવણુ

પાસે આવ્યો હતો, પણ જ્યારે આવતાં વાર તેવણુને આવી ઉશ્કેરાયલી હાલતમાં જોયા ત્યારે હાલ તરત તો તે બાબદ મુલતવી રાખવાનું તેણે વાજબી ધાર્યું.

હવે એ કાકા ભત્રીજા જ્યારે ઓરડામાં બેસી હીરાંબાઇની ચાલ વિષે બલાપા ભરી વાતો કરતા હતા, ત્યારે એજ બાઇ પોતે શું હીલચાલો કરતાં હતાં તે આપણે તપાસ્યે.

ફરામરોજની નજરે ચોકસ રીતે પડેલી પેલી ભાડુતી ગાડીમાંથી 'ગઝદર કોટ'માં ઉતરી હીરાંબાઇ ઝડપથી પોતાના ઓરડામાં ગયાં હતાં. જતાં વાર તેવણે પોતાનો બાહેર પેહેરેલો પોશાક કાહડી નાંખી બીજો ઘરનો સાધારણ પોશાક તેને બદલે તુરત પેહેરી લીધો, અને જમવાનો વખત નજદીક આવ્યો છે એવું જોઇ પોતાની ઓટીમાં છુપાવેલું એક નાંનું પડીકું હથેલીમાં દાબી તેવણુ જમવાના ઓરડા ભણી ગયાં.

ઓરડાના બારણાં આગળ છુપાં ઉભાં રહી તેવણે માંહે ચીમઇને જોયું. ભોજનની રકેબીઓ શિવાય, ટેબલ બીજી સઘળી તૈયાર કરી રખાઇ હતી. પણ ઓરડો ખાલી હતો.

એક નાકે મુકાયલી ટેબલ ઉપર જુદી જુદી જાતના શરાબોની ડીકેનટરો ગોઠવાઇ હતી, અને એ ડીકેનટરોની પાસેજ એક મોટું ટંબલર હતું કે જેમાં શરબતની રંગીન મેળવણી રખાયલી દીસતી હતી.

બેહેરામશાહને કોઇ-કોઇ દાહડે જમવા આગમચ લીંબુનો રસ શરબત જેવો બનાવીને પીવાનો શોખ હતો. એમાં બીજીબી મેળવણીઓ જે પોતાને ફાયદાકારક થતી હોય તે તેવણુ નખાવતા હતા, અને તે કેમ બનાવવું તે તેવણે ચાકરને દેખાડી મુકેલું હોવાથી જ્યારેબી તેવણુનો હોકમ થાય ત્યારે તે તે બનાવી મુકતો હતો.

અને તે મુજબ આજેબી તે બનાવી મુકીને ચાકર તુરતનોજ તે ઓરડામાંથી બાહેર ગયો હતો.

ઓરડો ખાલી હતો એવી પોતાની પુરેપુરી ખાત્રી કરીને હીરાંબાઇ અંદર દાખલ થયાં. સામનેજ તેવણુની નજર પેલાં શરબતવાળાં ટંબલર ઉપર પડી.

તેને થોડો વખત ટીકી ટીકીને જોયા બાદ તેવણુ બબડયાં—"એજ ઠીક પડશે. એનો સ્વાદ—એનો સ્વાદ કામ લાગશે." એમ બબડી ઝડપથી તેવણુ તે ટંબલર તરફ ગયાં.

તેવણુનાજ દીકરા નાહુનીએ તેવણુને નીચે ઉતરતાં અને સંભાળથી ઓરડામાં દાખલ થતાં દુરથી જોયાં હતાં. તેના કમસમજ મનમાં એ જોઇ કાંઇક શક ઉપજ્યો અને તેથી તેબી હવે હીરાંબાઇથી છુપો ઓરડામાં દાખલ થઇ તેવણુની પછવાડે જઇ ગુપચુપ ઉભો.

હીરાંબાઇએ જતાં વાર પેલા ટંબલર અંદર પોતે છુપાવેલાં પડીકાં માંહેલી ભુકી નાંખી અને એક ચમચા વડે તેને બરોબર મેળવી નાખવામાં રોકાયાં.

"માયજી એ શું નાખ્યું ?" નાહુનીએ એકાએક તેવણુને પછવાડે પુછયું.

પાપી હૈયું નજીવી ચીજોથી પણ હેબતે છે અને તેમજ હીરાંબાઇથી અંચીતી ધાસ્તી ખાઇ એક ચીશ પાડી પાછળ હટયાં.

તેવણુનાં સારાં ભાગ્યે તે ચીશ સાંભળનારૂં કોઇ બીજું આગળ હતું નહીં.

"અભાગ્યા દુકતા!" પોતાની ભુલ જોઇ હીરાંબાઇ હવે નાનીપર ચીરડાઇને બોલ્યાં, "તું એમ કેમ આયો ? મારૂં કલેજું ઉડી ગયું !"

નાહુનીએ તો પેલાં ટંબલર તરફજ જોયા કીધું.

"માયજી, એ શું નાખ્યું ?" તેણે ફરીથી પુછ્યું.

"ચપ નાહુની, ગરબર ના કર ! એ તો ભલાઇની ભલાઇ અને ભુંડાની ભુંડાઇ કરવાની છે."

"હું હું, હું સમજ્યો માયજી, પેલા ખુદાનો ધાન—"

"ચપ–ચપ, કાંઇબી એક બોલ બોલવાનું કામ નથી, ચાલ બહાર." એમ બોલી ઝડપથી પેલું ટંબલર પાછું ઢાંકી, હીરાંબાઇ નાહુનીને બાહેર ખેંચી ગયાં.

ખાવાનો ચંગ વાગ્યો. સઘળાં કુટુંબીઓ પોતાના ઓરડાઓમાંથી બાહેર આવી જમવાના ઓરડામાં એકઠાં મળ્યાં, અને પોતપોતાની રાબેતાની જગ્યાએ ટેબલ આગળ બેઠક લીધી.

બેસ્તાં–બેસ્તાં પણ હીરાંબાઇએ નાનીને છુપી રીતે મજબુતાઇથી ઇસારત કીધી કે તેને દરેક બાબદમાં ચુપજ બેસવું. ખરૂં જોતાં તો, તેવણ અંતઃકરણથી ઇચ્છતાં હતાં કે આ બનાવથી નાહુની વદન અંજાણોજ રહેતે તો બેહતર થતે, પણ જે બન્યું તે બન્યું.

ફરદુનજી ટેબલને નાકે બેઠા હુતા અને તેવણુની બન્ને બાજુએ સર્વે પોતાની ઉમરના અને પદવીના દરજ્જા મુજબ ગોઠવાયા હુતા.

પકવાનો ટેબલ ઉપર પીરસાયાં અને પેહેલાજ ખુકે શરબતની બેહેરામશાહને યાદ આવી.

"અરે ! મેરવાન, મારૂં શરબત કાંહ છે ?"

"શેઠ માફ કરો આજે મુકવાની યાદ નહીં રહી." એમ બોલતો ઝડપમાં મેરવાન તેને ટેબલ ઉપરથી લાવવા ગયો.

હીરાંબાઇની છાતી પોતાનીજ મેળે ઘણી જોશથી ધડકવા લાગી. તેવણનાં મોહડાંનો રંગ બદલાયો. તેવણે ચાહેલી ઘડી આવી પુગી હતી !

નાહુની પણ પોતાની માતાની જેવોજ આતુર હતો, માટે તેને એક વિચારથી ફિકર ઉપજી. રખેને મેરવાન ઉતાવળ કરતાં પોતાના હાથમાંથી તે ટંબલર નાખી દે! એ ફિકર તેને વાજબી લાગી, અને તેથી ટંબલર લઇને સામેથી આવતા મેરવાનના હાથમાંથી તે લઇ સંભાળથી બેહેરામશા પાસે લઇ જવા માટે તે ઉઠયો.

ફરામરોજ તેની પાસેજ બેઠો હતો અને પ્રીન્સ પોતાના શેઠના પગ પાસે બેઠો હતો. નાહુની ઉઠયો ખરો, પણ તે એટલા જોરથી કે નજદીકમાં બેઠેલો પ્રીન્સ તેથી ચોંકી ઉઠયો.

ટંબલર ઉપર નાહુનીનું ધ્યાન એટલું ખેંચાયલું હતું કે પ્રીન્સ તેની નજરે પડયોજ નહીં અને જેવો જોશમાં તે આગળ ચાલવા જતો હતો, તેવીજ તેની પાસે ઉભેલા પ્રીન્સથી આંટી ખાધી. આંટીના આંચકાથી પોતાને ઉંધે મસ્તકે પડતો બચાવવા માટે ગભરાટમાં પડી તેની નજદીક આવી પુગેલા મેરવાનના હાથ પકડી લેવાની તજવીજ કીધી. હાથ પકડતાં તો તે નિષ્ફળ થયો, પણ તેમ કરતાં તેણે એવા તો સખત એક આંચકો મેરવાનને માર્યો કે નાહુનીના નીચે તુટી પડયા પછી તુરતજ તેણે પકડેલું પેલું ટંબલર પણ તુટી પડયું અને તેના બારીક ટુકડાઓ નાહુનીનાં મોહડાં આગળ ઉડી રહ્યા!

આ બનાવ એટલી તો રમુજી રીતે બન્યો કે ટેબલ ઉપરનાં (હીરાંબાઇ શીવાય) સઘળાંઓથી મોટે સાદે હસવા વગર રેહવાયું નહીં. પણ તેઓનું હસવાનું પુરૂં થાય તે અગાઉ તો એક બીજો ગંભીર બનાવ બન્યો.

પોતાનાં તુટી પડવાનાં અને તેથી પોતાની અને હીરાં-બાઇની સઘળી ગોઠવણો બરબાદ થવાનાં કારણ તરીકે નિર્દોષ

પ્રીન્સનેજ ગણી નાહુનીએ તુરતજ ઉઠીને ગુસ્સામાં આવી તેને એક મજબુત લાત બાજુ ઉપર મારી.

પ્રીન્સે એક દુઃખભરી ચીચીયારી પાડી.

પણ એટલાંથીજ સંતોષ પામવાને બદલે હીરાંબાઇ કે જેવણુ આવીને નાહુનીની પછવાડેજ ઉભાં હતાં અને જેવણુનો ચેહુરો ભયભરેલી રીતે ફીકકો થયો હતો. તેવણે પ્રીન્સને વધારે સજા કરવાના ઇરાદાથી પોતાની સપાટ ઉંચકી.

પણ વગર કારણે એક વખત પોતા ઉપર પડેલા સખત મારથી પ્રીન્સ એટલો તો ચીરડાઇ રહ્યો હતો કે તેણે આ વધારે મારને તાબે થવાને ધિઃકકાર્યું અને તેથી તેણે મારવા સપાટ સાથનો પોતાનો હાથ જેવો હીરાંબાઇએ નીચે કીધો તેવોજ ઝનુનમાં આવી તેણે તે હાથ પોતાનાં પોહોળાં ડાચાંમાં પકડી સખત રીતે જખમી કીધો. હીરાંબાઇ એક લાંબી ચીસ પાડી પછવાડે ઉભેલા ફ્રામરોજ અને બેહેરામશાના હાથમાં બેખબર થઇ પડયાં!

પ્રીન્સ પોતા ઉપરનું વાદળ ચેતી ઓરડાની બાહેર સટી ગયો.

“મારો–મારો–કાપો–મારી નાખો એ કુતરાને!” હવે ફ્રરદુનજીએ ગુસ્સામાં આવી બરાડા માર્યા “ફ્રામરોજ, તારૂં માથું ભાંજશ જો કાલે એ કુતરાને તું જીવતો રહેવા દેશે તો! દોડો–દોડો મેરવાન, જમસા, દોલી, ઇદુ, ગોવીંદ, દોડો કમબખતો, ડાકટરને લાવો! અરર હવે કેમ કરીયે, કુતરાંના ઝેરનો અંગ્રેજી ડાકટરો પાસે ઇલાજબી નથી! અરે ગોવીંદ દોડ પેલા વઇદ રાજારામ ભોંસલેને બોલાવી લાવ!”

“થોભો બાવાજી થોભો!” ફ્રામરોજ જોશમાં બોલ્યો, “ફોકટનું ગોંધીયારૂં ના કરો!”

"હા કાંઇ વધારે નથી." જરબાનુ ધીરજ આપવા બોલી, "એ તો ફકત ધાસ્તીની બેખબરી છે."

પણ ભોળી જર, થોડુંજ જાણતી હુતી કે તે અણચીતી નાસીપાસીના ફટકાથી ઉપજેલી બેખબરી હુતી.

"લેઓ, એવણ હવે હુશયાર થાયચ." બેહેરામશાહ નરમ અવાજે બોલ્યા. "ઝેરબી નથી અને જોખમબી નથી. પાળેલો પ્રીન્સ વળી ઝેરી શાનો હોય?"

તેવણના કહેવા મુજબ થોડાજ વખતમાં હીરાંબાઇ હુશયાર થયાં.

"સારાં કીસ્મત કે કાંઇ વધારે નહીં લાગું હીરાં." ફરદુનજી પોતાનાં મોહરદારને પટાવવા લાગા; "સારાં કીસ્મત કે તું બચી ગેઇ!"

હીરાંબાઇએ તેનો કશો જવાબ આપ્યો નહીં, પણ તેવણ ફરદુનજીના છેલ્લા બોલો થોડાક ફેરફાર સાથે પોતાના મનમાં બબડયાં—"કીસ્મત ખુદાનાં કે એ બચી ગયો!"

---

## પ્રકરણ ત્રીસમું.

## એક દુ:ખી હાલત.

"A stifled, drowsy, unimpaassioned grief
Which can find no natural outlet, no relief
In word, or sigh, or tear."

"એક દાબેલી, સુસ્ત, વગર જોશની દલગીરી
જે મેળવે નહીં, કોઇ કુદરતી રસ્તો, કે કાંઇ રાહત
બોલમાં, નીસાશમાં, કે આંસુમાં."

શીરીનની તંદરોસ્તી બગડતી કેમ જતી હુતી? તેણીના ખુબસુરત ચેહેરા ઉપરનો જવાનીનો ખિલતો બહાર નાબુદ થઇ તે ઉપર અસાધારણ ફિકાશ કેમ પંથરાયો હુતો? તેણીની

આંખો હંમેશાં લાલચોળ કેમ રેહતી હતી? તેણીનું મોહડું કમલાયલું, અને સ્વભાવ ખાત્તો મારી ગયેલો કેમ લાગતો હતો? અગાઉની હસમુખી, બોલકની, મળતાવડી શીરીન ગુમ થઇ, તેણી હવે બરીચલ અને એકમાર્ગી કેમ થઇ ગઇ હતી? દોલતના દરંગમાં રમતી હોવા છતાં, સંસારનાં સુખ છતાં, સઘળી પાંતીની સગવડ છતાં, અને માબાપના લાડ છતાં તેણી દુબળી અને દરદી કેમ રેહતી હતી?

દિવસોના દિવસો વહી ગયા હતા. આગળાં પ્રકરણમાં વર્ણવેલા, પાપી નોશેરવાન સાથની તેણીની મુલાકાતના ત્રાસદાયક બનાવને લગભગ પાંચ મહિના થઇ ગયા હતા. પણ તે પાંચ મહિના શીરીનને મનથી પાંચ વરશ સરખા લાગ્યા હતા.

પોતાના પ્યારાં કુટુંબથી દુર પડેલા, દેશનીકાલની ટેપે ગયલા એક કેદીનાં સખત મજુરી સાથનાં પાંચ વરશ જેટલા સંતાપ—પસ્તાવા અને હઇડાંનાં દંખ સાથનાં નહીં જાય તેટલાંજ બલકે તેથીપણ વધારે દુખમાં તેણીના આ પાંચ મહિના ગયા હતા.

જે પાપી નિશાની તેણીના આ ભયંકર સંતાપનું કારણ થઇ હતી, તે નિશાનીને જડમેખથી નાબુદ કરવાના ઉપાયો તેણી પેહલેથીજ લેતી આવતી હતી, પણ કમનસીબે તેણીને મદદ કીધી નહીં, અને તે સઘળા વ્યર્થ ગયા હતા. એવા દુખદાયક બનાવોમાં જે જે તરેહના ઇલાજો લેવાતા એક ઓરત તરીકે તેણીની જાણમાં આવ્યા હતા, તે સઘળા જીવ ઉપર આવીને તેણીએ અજમાવ્યા હતા. અને તેઓમાંના કેટલાએકોની ઝેરી અસરથી તેણીને મુંગે મોહડે જે ખમવું પડયું હતું તેનું બ્યાન કરવાને હમો અશકત છીયે, તેનો વિચાર કરવાને હમો કમકમીયે છીયે.

એવી પોતાની કંગાળ હાલત વિષે પોતાની માતાને

વાકેફ કરવાનો તેણી ઘણી વેળા વિચાર કરતી હતી, પણ તેમ કરવાને તેણીની જીભ ઉપડતી નહીં હતી. ક્યાં નાખ સાથ, કેવી રીતની બેહુદાઇ સાથ એવી શરમ ભરેલી—એવી પાપી બીનાથી, પોતાની ભલી માતાના પવિત્ર કાનોને તે અપવિત્ર કરે?

એજ વિચારથી તેણીને દિવાની બનાવતો હતો, એજ ખ્યાલ તેણીનાં હૈડાંનાં દંખમાં વધારો કરતો હતો, અને એજ અંદેશો તેણીની હાલતને તેના પુરેપુરા હેબતનાક આકારમાં મેલી તેણીને વધારે હેબતાવતો હતો.

જે માતાએ તેણીની ઉપર સઘળી ભલી ઉમેદો બાંધેલી,-જે માતાએ તેણીની સર્વે પાંતીની ઇચ્છાઓ અને શોખોને વગર હરકતે પુરા પડવા દીધેલા,-જે માતાએ પોતાની આ એક પુરી દિકરીને લોકો, સગાં વ્હાલાંઓ અને મિત્રો આગળ પતિવૃતાપણાંની અને પવિત્રાઇની મૂર્તી તરીકે દેખાડેલી,-જે માતાએ બીજાઓની એબો તરફ બેહદ ધિઃક્કાર અને તિરસ્કાર દેખાડેલો,-જે માતાએ સુધરેલી સુંદરીઓમાં લેવાતી છુટની મશકેરી કીધેલી,-તેજ માતા જ્યારે પોતાની તેજ દિકરીને અનીતિમાં ફસેલી જોય, જ્યારે પોતાની સઘળી ઉમેદોનો ઘાણ વળી ગયલો જોય, જ્યારે તેજ બેટીને પવિત્રાઇની સુંદર મૂર્તી નહીં પણ પાપની શિહા શીકલ તરીકે પીછાણે, અને જ્યારે તેજ બેટીને એબ અને હીનપસ્તીનું મૂળ થયલી સમજે ત્યારે તેણીનું જીગર કેવું ફાટી જવું જોઇએ, અને તેણીનો કોમળ જઇફ બાંધો, જગની લ્યાનતના અને તાણાના સામટા બોજા ટળે કેવો કચડાઇ જવો જોઇએ?

પોતાની એવી હાલતને પોતાની માતાથી અને બીજાંઓથી છુપી રાખવાને તેણી એટલા મહિના તલક સઘળી તજવીજો કરતી હતી, અને એવી રીતે એક રીતનો ગુનાહ છુપાવતાં તેણી બે રીતના ગુનાહમાં ફસી પડતી હતી.

પણ હવે શીરીન સમજવા લાગી કે પોતાની હાલત તદ્દનજ છુપી રાખવાનું થોડા વખત પછી તો તેણીથી મુદલ બની શકશે નહીં.

હઠીલી કુદરત પોતાનો અણગમતો રસ્તો લેતીજ જતી હતી. તે રસ્તો જોઇ તેણી એકલી પડે ત્યારે, પોકે-પોક રડતી હતી; અને પોતાના પાપી ફસાવનારને હજારો હજાર શ્રાપ દેતી હતી!

પણ તે ફસાવનાર, તે પાપી, શું કરતો હતો?

બેહેરામશા ગઝદરે તેને આપેલી ધમકીથી ડરીને તેને જો કે પોતાની બુરી ચાલનો લાયક બદલો આપવાની તેવણને કબુલાત તો આપી હતી. પણ તે ફક્ત મોહડેની કબુલાત હતી. અંદરખાનેથી તેને કીધેલો ઠરાવ તો એવોજ હતો કે સમો જોઇને વરતવું.

બેહેરામશાને તેણે એવી કબુલાત આપી હતી કે તેના પિતા માણેકજી દુબાશના સાજા થવા પછી તે શીરીન સાથે પરણશે. અને એવો તેના મોહડેનાં વચન સાંભળી સંતોશ પામી બેહરામશા, માણેકજી દુબાશને જે બન્યું હતું તેથી વાકેફ કર્યા વગર, ત્યાંથી ચાલી ગયા હતા.

પણ માઠાં ભાયગે, માણેકજી સાજા થશે કે નહીં એવો શક જે લુચ્ચા નોશેરવાને પોતાના મનમાં રાખ્યો હતો, તે શક પોતાના મનમાં પણ રાખવાની બેહેરામશાએ ચાલાકી વાપરી નહીં હતી.

એ રીતે લુચ્ચાઇ, અક્કલ ઉપર ફાવી નિકળી હતી.

માણેકજી જો સાજા થાય તો અલબતાં નોશેરવાનને પોતાનો વચન પાળવાની ફરજજ પડે. પણ જો નહીં, તો શીરીન અને બેહેરામશાહ બેઉ ઉપર, પોતાની સામટી ફત્તેહ મેળવવાને તેને કાંઇપણ અડચણ નડે નહીં.

અત્યારથીજ જો વીલ ફેરવાવીને, બેહેરામશાએ પોતાને વાજબી લાગે એવા બંદોબસ્તો નોશેરવાનની ચાલ માટે કરાવી લીધા હતે, તો તે જુદી વાત હતી. પણ માણેકજીએ કરી રાખેલું વીલ તો હજી સુધી, નોશેરવાનના સંપૂર્ણ લાભમાં, જેવુંને તેવું હતું. એટલે જો માણેકજી હાલની આજ માંદગીમાં અંચીતા મરણ પામે તો, પછી બેહેરામશાએ આપેલી ધમકીઓ શું બીસાદની રેહ? ખચીત કાંઇજ બીસાદની નહીં.

બેહેરામશાને જે જવાબ, અથવા જે કબુલાત, નોશેરવાને આપી હતી તે બાબે, જરબાનુએ ધીરજ આપનારૂં એક કાગજ શીરીન ઉપર તુરતજ લખ્યું હતું, અને તેમાં તેણીએ દીલાસો આપ્યો હતો કે હવે થોડાવારમાં તેણીની ધારેલી મુરાદ ખચીત સફળ થશે.

પણ કોણ જાણે શું સબબથી શીરીનને એથી ધીરજ મળી નહીં હતી. તેણીને કુદરતીજ રીતે કાંઇ લાગું કે નોશેરવાનનો હજીપણ તેણીને ઇનસાફ આપવાનો ખાલેસ વિચાર ન હતો. અને તે નાપાકે આપેલી કબુલાત તરફ શકની નજરથી જોઇ તેણીએ પોતાનો રોજીંદો બળાપો ચાલુ રાખ્યો હતો.

જર તરફનું કાગળ મલ્યા પછી પણ થોડાક દીવસો સુધી, નોશેરવાન તેણીની મુલાકાતે આવશે, એવી તેણીએ રાહ જોઇ હતી. પણ તેવું કશું બન્યું હતું નહીં અને તેથી તેણીની વધારે અને પુરેપુરી ખાત્રી થઇ હતી કે નોશેરવાનની અંદરખાનેની નિષ્ટા વફાદારીની નહીં પણ વિશ્વાસઘાતની હતી.

અને તેમાં ખરેખર કાંઇપણ શક નહીં હતો. જે કરપીણ શખસ પોતાની તરફના ખાલેસ અને અજીત પ્યારમાં હુલડાઇથી ફસેલી એક નિર્દોશ અબળા તરફ એવું ઘાતકીપણું દેખાડવાને ચુકે નહીં, તે શું પોતાના દોલતમંદ પિતાનાં મર-

ણુની વાટ જોવાને ચુકે! તે કાંઇ એવી હાલતમાં નહીં હતો કે જો માણેકજી મરણ પામે તો તે નિરાધાર અવસ્થામાં આવી પડે, ઓર તેવણનું જો મરણ નિપજે તો તેવણની મોટી દોલત સંપૂર્ણ અખત્યારમાં આવવા ઉપરાંત, બેહેરામશા ગઝદરથી અપાયલી ધમકીઓ ઉપર પુરેપુરી ફત્તેહ મેળવવાને પણ તે શક્તિવાન થાય એવું હતું.

અને તેથી શીરીન તરફ દેખાડેલી પોતાની બેદરકારી હજી સુધી તેણે તેવીજ રીતે જારી રાખી હતી.

પોતાની પાપી ફુલવણીઓથી જે અબળાને તેણે પોતાનો ભોગ કીધી હતી તેણીનાં દુખોમાંનો એક રતીભાર દુખનો તેને ખ્યાલ પણ નહીં હતો. હાલ તુરત તો પોતાના ચાહતા પિતા તરફથી મળતી મોટી રકમની ખરચી ઉપર તે પોતાના ખુશામત્યા હરામખોર મિત્રો સાથે ચમન કરતો હતો, કે જે મિત્રો પોત પોતાની મતલબ કાહડી લીધા બાદ એક પછી એક તેની આગળથી ખરતા થતા હતા. કામ ધંધા વગરનો આ કર્પીણ નોશેરવાન એવી રીતે, માણેકજી દુબાશે મેહેનત મુસીબતો ખેંચી એકઠી કીધેલી દોલત ખુવાર કરી નાખતો હતો. અને જ્યારે તેનાં પોતાનાં પાપને લીધે રીબતી, એક ભુલથી બગડેલી પણ ખરેખરી પવિત્ર અબળા છુપાં દુઃખની ભઠ્ઠીમાં ભુંજાતી હતી તે વખતે આ સંગદીલ શખ્સ જુદી જુદી પાપણીઓની સંગતમાં પોતાની હેરેમંદી ઉલટો પુરી પાડતો હતો!

દોરાબજી શરાફને ત્યાંની તેની મુલાકાતો તદનજ બંધ પડી હતી. શીરીનને મનથી તે મુવેલા બરોબરજ હતો. અચાનક રીતે પોતાની માતાના મોહડામાંથી એનું નામ નિકળતું સાંભળતાંજ તેણીનું હઇડું ગમના આંચકાથી ધડકતું હતું-તેણીનું શરીર તેની બેશરમીના ખ્યાલથી ધ્રુજતું હતું.

બેવફાઇ જેવું કાંઇ દુન્યામાં છે એવું તેણી જાણુતી હતી ખરી, પણ આ ભયંકર હદ સુધીની બેવફાઇને તો તેણીને સ્વપનામાં પણ ખ્યાલ નહીં હતો. અને જ્યારે તેવીજ બેવ-ફાઇનો ગુનેહગાર થયલો તેણીએ નોશેરવાન, કે જેને તેણીએ સતવચનનો સમુદ્ર ગણ્યો હતો, તેને જોયો ત્યારે તો તેણીને ઉપજેલો ત્રાસ બેહદ થયો હતો, અને તે આ પૃથ્વી ઉપર એક ઘડીપણુ વધારે જીવવાને લાયક નથી એવું તેણીએ ધાર્યું હતું.

અને ખચીત તે નાલાયકજ હતો.

ઓગણીસમાં પ્રકરણુમાં, નોશેરવાનની શીરીન સાથની છેલ્લી મુલાકાતનું અને છેલ્લી વાતચીતનું જે વર્ણન હમોએ આપ્યું છે, તે વાંચ્યા બાદ કીયો વાંચનાર એવા એક શખ્સની જીંદગીને એક ઘડીપણ વધારે અગત્યની ધારશે?

શીરીન અને નોશેરવાન વચેના આ બનાવનું ચિત્ર જે અમોને આપવું પડયું છે તે જો કે ખરેખર ભયંકર તો છે, પણ તોપણ તે ખોટું કે અસાધારણ તો નથીજ. એ ચિત્ર આપતાં, તેની શરૂઆતથી તે અત્યાર સુધીમાં અમોને મહલાજાની રીતીથી જુજ આડા ગયલા જો કોઇ ખંતખોર વાંચનાર માને તો તેની પાસ અમો દરગુજર ચાહીએ છીએ. એમાં અમારો વાંક નથી. કઢંગા બનાવો વર્ણવતાં જો અમો સ્હેજ માર્ગથી ખીસ્યા હોઇએ તો તેમ થવું અલબત્તાં કુદરતીજ છે.

નોશેરવાન જેવો એક ચંડાળ કોઇપણ રીતના શ્રાપને-કોઇપણ જાતના કમકમાટ ભરેલાં દુખને—અને કોઇપણ તરેહના અપમાનને લાયક છે. મંડળીમાં તે એક કિડો છે—કુટુંબ-કબીલામાં તે એક ઝેરી અઝદાહ છે—દેશમાં તે એક ઉડતો રોગ છે,—હમજાતની નામોશીનું અને પરજાતની હસીનું તે મૂળ છે!

પણ એવા નિર્દય અહેરેમનોનો કાંઇ ટોટો નથી. બાહેરથી ધોત્તા પણ માંહેથી કાળા,—બાહેરથી પહુરેજગાર પણ અંદરથી પાપી એવા સેંકડો જણાઓ ગાડી ઘોડે બેસી મજાહ મારે છે; શેઠ-સાહેબોના માનવંત એલકાબો પામતા મંડળીઓમાં બેધડક ધુસે છે—અને દિન કે દેશના કાયદાના પંજામાંથી સલામત ફરતા એક-પછી એક નવા નવા શેકારોની શોધમાં ભમતા ફરે છે!!

---

## પ્રકરણ એકત્રીસમું.

## જહદીમાં જખમ.

"How abandoned is that heart which bulges the tear o innocence, and is the cause—the fatal cause-of overwhelming the spotless soul, and plunging the yet untainted mind into a sea of sorrow and repentance!" *Sterne.*

"એક નિર્દોશ અબળાની આંખોમાંથી આંસુ લાવનારૂં, એક નિર્મળ જીવડાને દુઃખમાં હોમાવનારૂં કારણ—નાશકારક કારણ થનારૂં, અને તરત સુધી સાફદાર રહેલા મનને દલગીરી અને પસ્તાવાના સમુદ્રમાં ગરક કરનારૂં હેડું કેવું પલીદ હોવું જોઇએ?"—સ્તર્ન.

સવારના દસ વાગ્યા હતા, દોરાબજી શરાફના બંગલામાં સઘળું શાંત હતું કારણ કે મેહેરબાઇ અને શીરીન શિવાય ત્યાં બીજું કોઇ નહીં હતું. દોરાબજી શરાફ પોતાના મિત્રો સાથે ખંડાલાની શીતળ ટેકડી ઉપર હવા ફેરબદલ કરવા સીધાર્યા હતા.

મેહેરબાઇ નીચેના હૉલમાં બેસીને સીવતાં હતાં.

ઘણો વખત સુધી શીરીનની નીચે આવવાની વાટ જોઇ લેવણે એક મસાલને પુછયું.—

"રામા, શીરીનબાઇ કાંહ છે?"

"બાઇ, મને ખબર નથી."

"જા ઉપર જઇને જોઇ આવ."

રામો ગયો અને થોડોવાર રહી પાછો આવ્યો.

"બાઇ, શીરીનબાઇ બીજે કેઠે તો નથી પણ એવણના ઓરડામાં હોય તો કોણ જાણે."

"ઓરડામાં શું કરેચ?" મેહેરબાઇએ પુછયું.

"હું નહીં જાણતો બાઇ, એવણના ઓરડાનું બારણું અંદરથી બંધ છે."

"શીરીન એકલી ઓરડામાં શું કરેચ?"

રામો મસાલ ગયા પછી મેહેરબઇ પોતાના મનમાં બોલવા લાગ્યાં. "એ છોકરી દાહુરે દાહુરે નબળી પડતી જાયચ, એનું મને કંઇ સમજ પરતું નથી. પેહેલાં તો કેવી હુસતી બોલતીતી, ને હવે તો કંઇ કુંજરી ને બરીએલ જેવી ફરતી ફરેચ. એ એકલી ઓરડામાં શું કરેચ તે જઇને જોઉં તો ખરી."

એમ બોલતાં મેહેરબઇ ઉઠયાં અને શીરીનના ઓરડા ભણી જવાને માળ ઉપર ચહડયાં.

શીરીનના ઓરડાનું બારણું અંદરથી બંધ હતું.

"શીરીન, શીરીન, બારણું ઉંઘાડ." એમ બોલી મેહેરબઇએ બારણું થોકયું, અને થોડોવાર ઉભા રહી, બારણું નહીં ઉઘડવાથી તવણ ફરીથી મોટે સાદે બોલ્યાં—"શીરીન, સાંભરેચ કે? બારણું ઉઘાર."

"હા, માયજી ઉંઘારૂંચ," શીરીને થોડેક વારે ઉતર વાળ્યો, અને તેણીએ બારણું ઉંઘાડયું.

"શીરીન, તું અખલી ઓરડામાં ભરઇને શું કરેચ?" મેહેરબઇએ પુછયું.

"સીવુંચ માયજી." તેણીએ નીચી મુડીએ જવાબ વાળ્યો.

"પણ નીચે મારી આગળ બેસીને સીવની?"

"હા, હું હમણાં નીચેજ આવતી'તી."

"પણ ત્યારે બારણું શાનું બંધ રાખ્યું'તું?" મેહેરબાઇએ પોતાના સવાલો આગળ ચલાવ્યા.

"નહીં, અમકું." શીરીન ધ્રુજતા હાથો સાથે પોતાનો ભરવા સીવવાનો સામન એક ચીનાઇ કરંડયામાં એકઠો કરતી બોલી.

"કોઇ દાહરે નહીં, ને આજે વરી એ શું ઢંગ!" મેહેરબાઇએ હસીને પુછયું.

શીરીને કાંઇ જવાબ દીધો નહીં.

"પણ તારી આંખો એવી લાલચોલ કેમ?" શીરીનના મોહડાં તરફ હમણાં મેહેરબાઇની નજર બરાબર પડવાથી તેવણે અચરતી અને ઇંતેજારી સાથે પુછયું. "શીરીન, તું શું હુંઇ એકલી બેસીને રડતી'તી?"

"નહીં માયજી, એતો અમથી લાલ થઇ હોશે." કરંડયો હાથમાં લઇ બારણાં તરફ ચાલતાં–ચાલતાં શીરીન નિચી નજર રાખી બોલી.

"નહીં શીરીન," મેહેરબાઇ તેણીનો હાથ પકડી, ઉભી રાખી બોલ્યાં, "તું રરતીજ હોવી જોઇએ. બોલ, ખરૂં બોલ તુંને શું છે? એમ એખલી અટુલી બેસીને તું રરેચ બરેચ કાંય? શીરીન, સાચું બોલ, તુને શું દુખ છે?"

શીરીને હવે પોતાનો વિચાર ફેરવ્યો.

જે બિનાથી પોતાની માતાને વાકેફ કરવાને તેણી આટલા દિવસો થયા અચકાયા અને શરમાયા કરતી હતી, અને જે બીના તેણીનાં એકલીનાંજ મનમાં આટલા દિવસો થયાં હોવાથી તેણીને બેવડું દુઃખ દેતી હતી, તે બિનાથી હવે ગુલબાઇને જાણીતાં કરવાનો તેણીએ વિચાર કીધો. અને તેમ કરતાં

પોતાને તથા પોતાની માતાને જેપણ દુઃખ ઉપજે તે મુગે મોહડે ખમવાનો અને ખમાવાનો તેણીએ ઠેરાવ બાંદયો.

"બોલની શીરીન, મારી સામે જોયા શું કરેચ?" શીરીન તરફના જવાબની થોડોવાર વાટ જોઇ મેહેરબઇએ વધેલી ઇંતેજારીથી પુછયું.

શીરીનની આંખોમાંથી આંસુની ધાર વેહવા લાગી.

"તું રરેચ!" મેહેરબઇ બોલ્યાં, "તારી આંખોમાંથી આંસુ ગરેચ! બોલ દિકરી બોલ, મારા સોગંદ તુંને આપી કેહુંચ કે બોલ, તુંને શું છે?

"માય, માયજી હું મુઇ! મને માફ કરજો!" એમ બોલતી, અને પોકેપોક રડતી તેણી પોતાની માતાનાં ખભાં ઉપર હાથો નાખીને પડી.

"શું છે, શું છે! દિકરી શીરીન, આજે એમ કાંય કરેચ? જરા ઉભી રેહ, ધીરી થા, મને આસ્તે રહીને કહે તુંને શું દુઃખ છે તે." મેહેરબઇ હજુર ખરો ભેદ નહીં સમજવાથી પતાવીને બોલ્યાં.

"નહીં માય નહીં, મને મારી નાખો, માયજી મને મારી નાખો!"

નહીં સમજ્યાં છતાં પણ મેહેરબઇ હવે થરથર ધુજવા લાગ્યાં.

"પણ શું થયુંચ શું? બોલી દે હવે શીરીન; મને ઘણી ટવલાવ નાં! બોલ, બસ જે હોય તે બોલી દે."

"માયજી, હું આટલા દાહડા તમુને ઠગતીતી!"

"તું મને ઠગતીતી! કાંય? શું ઠગતીતી, બોલ?"

"માયજી, હું આટલા મહિના—" તેણીના બાકીના થોડાક બોલો ડચકલાંઓમાં ગુંગલાઇ જવાથી અછડતા મેહેરબાઇને કાને પરયા.

"શું !" અજાયબી અને ઘભરાતમાં ગરક થયલાં મેહેરબઇ, ખરેખરી હાલત વિષે કાંઇ રતીભાર પામી ગીયાં હોય કે શું તેથી, બુમ પાડી ધુજતાં ધુજતાં બોલ્યાં, "તું શું કેહચ, બોલની? તુંને શું થયુંચ?"

"માય, હું શું કેહું!" જેમ તેમ શીરીન એટલું બોલી. તેણીની છાતી ડચકાંઓના ઉભરાએ ઉઠલાઇ જતી હતી,—તેણીનાં આખાં આંગમાં ધુજરાં ચાલતાં હતાં. "માયજી, ગમે તો મને મારો,—ગમે તો કાપો! પણ મને મ-મ-મહી—"

"ઓ! તું મુઇરે શીરીન,-તું પેદાની પરતીજ કાંય નહીં મુઇ!" શીરીનનાં મોહડાંમાંથી છેલ્લા બોલો હજુરતો બાહેર પડે તે આગમચ ગુસ્સાથી દેવાનાં સરખાં થયલાં મેહેરબઇએ, ઉપલા બોલો બોલી શીરીનને પોતાની આગળથી ધકેલી દેઇ, પોતાના બે મજબુત હાથોની તરાપ તેણીનાં માથાં ઉપર મારી!

શરમ-હીણપસ્તી-અને મારના સામટા હુમલા સામે શીરીન પોતાની શુદ્ધ જાળવી શકી નહીં, અને બેફામ હાલતમાં તેણી જમીન ઉપર પટકાઇ પડી.

મેહેરબઇ પણ લગભગ તેવીજ હાલતમાં પાસેના કોચ ઉપર—"મરી જા બદબખ્ત નાપાક! તું મરી જા; તું મુવેલીજ ભલી!"-એવા શ્રાપો દેતાં પડયાં.

આ અણધારેલી હિણપસ્તીના વિચારથી એ કાંકણી માતાની છાતી ફાત-ફાત, થતી હતી. જઇફીમાં લાગેલા આ બુરા અને નહીં પુરાય એવા જખમે તેણીનું જીગર ચીરી નાખ્યું હતું!

જગત આગળ તેણી હવે શું મોહડું દેખાડશે,—આ ખોહવાયલી આબરૂ તેણી કેવી રીતે પાછી મેળવશે,—જો આ

વાત બાહેર પડી તો તેણીની અભાગણી બેટીની સંગતમાં હવે કોણ ફરશે,-અને કયો સખ્સ તેણીની સાથે લગનના ગાંઠથી જોડાશે એવા તરેહવાર દુ:ખભર્યા વિચારો તેણીની છાતીને ગુંગળાવા લાગ્યાં! તેણીનાં મગજને બેફામ અને ભમતું કરવા લાગ્યા!!

---

## પ્રકરણ બત્રીસમું.

### આફતમાં ઉપાય.

"મોહબત નુર તો ચાર ખુની આતશ
છીનવી બાલે તે રગે રગનો કશ.
લુટે તે રૂપ-લોહી, બાળે તે બળ
લાવે તે પળને કરી ખુબ ગળમઠળ.
પેહરાવે ગમના ગુલાબનો તે હાર
પટાવી-પટાવી ખવાડે ખંખાર.
કરાવે ખરો ચમકાટ પેચોતાબ
ખ્યાલના અમલમાં જીગર કબાબ."

રૂસ્તમ ઇરાની.

થોડો વખત પછી શીરીન હુશ્યાર થઇ, ગુપચુપ એક ખુરસી ઉપર આવી બેસી રડવા લાગી.

ઘણો વખત સુધી રડતી બેઠેલી શીરીન તરફ જોયા પછી મેહેરબાઇ પણ રડતાં-રડતાં તેણીને પટાવા બોલ્યાં—"ચાલ શીરીન હવે મુગી રેહ, નાં રડ. તારાં કિસમતમાં એ કમબખ્તી થવાની હોશે તે થઇચ. બર્યું તાહરૂં નસીબ!"

ગમે તે થાઓ, પણ મેહેરબાઇ કોઇ સંગદિલ પારકાં નહીં પણ તેણીનાં માયાળુ માતા હતાં અને તેથી એક માતા તરીકેના પ્યારે તેવણના ગુસ્સા અને તિરસ્કાર ઉપર ફત્તેહ મેળવી. પોતાની દુ:ખી દિકરી તરફ એવા ધિ:કાર સાથે જોઇ

તેણીને એવી સખત અને ક્રૂર શિક્ષા કરી તેણીનાં દુખમાં વધારો કીધો તે માટે તેવણ હવે મનમાં ઘણાં પસ્તાવા લાગ્યાં.

ખાલેસ મોહબતની ઉંચી પંકતીને એવા હલકા દરજ્જા ઉપર ઉતારી મેલનાર, અને સંપૂર્ણ વિશ્વાસનો બદલો ભય-ભરેલા વિશ્વાસઘાતથી આપનાર તરીકે જોકે એ બાબદમાં નોશેરવાનજ ખરો તકસીરવાર હતો એમાં શક નથી. પણ તે સાથે શીરીનનાં માતપીતા પણ તે બાબેના થોડા-ઘણા ઠપકાથી ખાલી હોય એમ ન હતું.

શીરીનને પોતાની એક પુરી દિકરી સમજીને પેહે-લેથીજ તેણીને અણઘટતી છુટ આપવામાં,—તેણીની સઘળી એશકઇ અને ઇંતરાતની ઇચ્છાઓ પુરી પડવા દેવામાં,-બચપણથીજ ધર્મ કે નીતિ સંબંધી તેણીની કેળવણી પાછળ કંઇજ ધ્યાન નહીં આપવામાં,-મોટી થયા પછી સુધ-રેલી ફેશનોને લગતા એબલગામના પાથ ગોખા તેણીને શિખવા દેવામાં, અને ટુકાંમાં એક માતા તરીકેનો કંઇબી આંકોશ તેના ઉપર નહીં રાખવામાં તેવણનો પોતાનોજ વાંક હતો એમ હવે તેવણ સમજવા લાગ્યાં.

એક માતાનો પ્યાર અસાધારણ રીતનો હોય છે એ ખરી વાત છે. પણ તે પ્યાર હદસરનો હોવો જોઇએ, તે પ્યાર અણઘટતો નહીં પણ ઘટતો હોવો જોઇએ, તે બેહદ છુટ આપનારો નહીં પણ લાયક આંકોશ રાખનારો હોવો જોઇએ, તે દોજખને રસ્તે ઘસડનારો નહીં પણ સ્વર્ગના સમાર્ગ ઉપર ચલાવનારો હોવો જોઇએ, તે નઝાકત અને ફીશિયારી શિખવનારો નહીં પણ મેહેનત અને નમનતાઇ શિખવનારો હોવો જોઇએ; તેજ પ્યાર ખરો—તેજ પ્યાર વખાણવાલાયક અને તેજ પ્યાર નિર્મળ ગણાય છે; તેજ પ્યારથી બચ્ચાં માબાપને અને માબાપ બચ્ચાંને વ્હાલાં થઇ

પડે છે, તેજ પ્યારથી ફરઝંદો સંસારમાં સુખી થાય છે. માબાપના હરખનું અને કુટુંબની હોરમતનું મૂળ થાય છે, મંડળીઓમાં માન પામે છે, રાજમાં કીર્તિ મેળવે છે, સુધા સાહુકારો, માયાળુ માટી બઇયરો, નીતિવાન માબાપો અને મેહેરબાન મુરબ્બીઓ બને છે.

પણ આ મા બાપે પોતાનો પ્યાર એવી રીતનો રાખ્યો નહીં હતો અને તેમ કરતાં તેઓએ પાછળનો કાંઇજ વિચાર કીધો હતો નહીં અને તેથીજ આખરે એવું પરીણામ—એવું સંતાપકારક પરીણામ નિપજ્યું હતું!

માબાપની એ ભુલ એક તરાંહની નહીં પણ અનેક તરાંહની હતી. તેઓએ એવી રીતનો લાડ લડાવ્યો અને તે સાથે તેને કોઇ રીતે કમી કરે એવા ઉપાયો સેવટ સુધી લીધા નહીં. પોતાનાં ફરઝંદની હિલચાલો ઉપર, જાહેર તો શું પણ છુપી પણ કાંઇ નજર રાખી નહીં; તેણીની જુવાન ઉમરની તેઓએ કાંઇજ પરવા કીધી નહીં; ખીલતી જુવાનીમાં શું શું અને કેવા કેવા પ્રકારના વિકારો ઉત્પન્ન થાય છે તેની તેઓએ સમજ રાખી નહીં; દુન્યાની તરેહવાર રીતની લાલચો શું શું હોય છે અને તેઓની સામે કેમ થવું તેનું જ્ઞાન અને તેની ચેતવણી તેઓએ તેણીને આપી નહીં; પોતાનાજ ઘરમાં પેવશ થયલાં એક પાપને દુર કરવાને લાગતાં વળગતાં અને પારકાં ઓએ ફરી ફરીની સલ્લાહ અને સુચના મહિનાના મહિના આગળથી કીધા છતાં તે બાબે તેઓ લાંબો વખત નભરવસ રહ્યાં અને બધું રંધાઇ રહ્યા પછી વરૂની ચુંગાલમાં બકરૂં ફસ્યા પછી આફતનાં ટીંગાઇ રહેલાં કાળાં વાદળાંમાંથી ઢવનું ઝેરી પાણી વરસ્યા પછી તે વરૂને હાંકી કહાડવાનો અને તે આફતથી પોતાનાં ઘરનો બચાવ કરવાનો તેઓને વિચાર સુઝ્યો, તો પછી તે શું કામનો? અને પછી એવી બેદર-

ક્યારી, એવી મૂર્ખાઇ અને એવી છુટથી સેવટે કાંઇ સારા રેજની આશા રાખવી એ ખરીજ ભુલ—ખરીજ હેમાકત નહીં તો બીજું શું ?

અને એવીજ હેમાકત પોતાના બાબમાં પણ થયલી મેહેરબાઇએ હવે જોઇ. જે બદબખ્તીમાં તેવણુની એકપુરી બેટી ગીરફતાર થઇ પડી હતી, તે બદબખ્તી લાવવામાં તેવણે સારી રવેશે હવે સમજ્યાં કે તેવણે અને દોરાબજીએ સરખો ભાગ લીધો હતો.

અને તેથી હવે પોતાની દુઃખી દિકરી તરફ વધારે સખત થવાને બદલે નરમાશથી તેણીને ધીરજ આપવાને તેવણે જરૂરનું જોયું.

મેહેરબાઇના ઘણા સમજાવ્યા પછી શીરીન મુગી રહી.

મા દિકરી વચ્ચે લાંબો વખત વાત ચાલી. ધડકતી છાતી અને ફિક્કા ચહેરા સાથે બન્નેએ અરસપરસ પુછપરછ અને સવાલ જવાબો કીધા.

સઘળી બાબદથી વાંચનાર વાકેફ છે, માટે તેઓ વચ્ચેની વાતચીત ફરીથી લંબાવીને વિસ્તારવાની અગત નથી; એટલુંજ કહેવું બસ થશે કે સઘળી હકિકત શીરીને ફિકરમંદ, શરમીંદા અને નિરાશ ચેહેરા સાથે કહી હતી અને તે સઘળી મેહેરબાઇએ કુમકુમાટ, ધિઃક્કાર અને સંતાપ સાથે સાંભળી હતી.

આ સમજુ માતાએ, હવે તે માટે પોતાની દિકરીને વધારે ઠપકો આપવાને બદલે, એ નામોશી છુપાવવાનો અને આ હિણુપસ્તી તોડી પાડવાના ઉપાયો લેવાનો ઠરાવ કીધો.

મેહેરબાઇ ચાલાક અને ઠાવકાં હતાં. આ આફતના અંચીતા ફટકાથી પહેલાં તો જો કે તેઓ સ્હેજ બેફામીમાં પડયાં હતાં, પણ હવે તે મકકમપણે ખમવાની પાછી લેવણુમાં સારાં ભાયગે શક્તિ આવી.

ઘટતી તદબીરો શું કરવી તેના વિચાર માટે તેવણે પોતાના મનને રોક્યું.

હોરાબજીથી એ બાબદ અંધારામાંજ રાખવાને તેવણને મુનાસેબ સમજાયું હતું અને તે ઠીકજ હતું. ભલા અને ભોળા હોરાબજીને એ વાતનું દુઃખ ખમવાથી દુર રાખવાનું ખચીત ડહાપણ ભરેલું હતું નહીં તો તે ગરીબ બાપડાના હાડ કોણ જાણે કેવાં ધુજતે!

---

## પ્રકરણ તેત્રીસમું.

### ઓરતનો ઠરાવ.

"નારનાં મક્કર આગળ એલમ છે રદ,
હેરાન છે ફીલસુફ ને ફાજેલ મરદ.
નારી ચરીત્રની જાણ નહીં પરે,
રાવણ જેવા નારીના માર્યા મરે.
વીક્રમ જેવા જોડે ચરીત્રથી હાથ,
સંન્યાસી ને પંડીતો થયા છે માહાત.
થયા છે ગાંડા—ગુરૂ ને ભગત.
થયા છે તારાજ—તાજ ને તખત."

મનસુખ.

'ગઝદર કોટ'માંના પોતાના શોભાયમાન ઓરડામાં, હીરાંબાઇ તાવની સખત માંદગીથી હેરાન થતાં, બિછાણાં ઉપર પડેલાં હતાં.

આરામ આપનારી કેફની દવાની અસરથી ભર ઉંઘે તેવણ ઉપર હાલ ગલબો કીધેલો હતો.

ગઇ વેળાએ જે અંચીતી નાસીપાસીના આંચકાએ તેવણને બેખબર બનાવ્યાં હતાં, તેજ નાસીપાસીએ હાલની તેવણની આ માંદગી પણ ઉપજાવી હતી.

ભયંકર બિમારી અને તે પછી ભયંકર દિવાની હાલત ઉપજાવનારા, કાળા જોગીએ આપેલાં, પેલાં કાતેલ ઝેરથી, જે બનાવોના સવખતના સંજોગોને લીધે, ભલાં દીલના બેહેરામ-શાહનો બચાવ થયો હતો, તે બનાવો એવા તો અચીંતા અને એવા તો અણુધારેલા બન્યા હતા કે તે જોઇ હીરાંબાઇ ગોયા ફાટીજ ગયાં હતાં. છેલ્લે સુધી સઘળું મનમાનતી રીતે રાહ પડયા બાદ, છેક અંતની ઘડીએ કેવા નજીવા બનાવથી કેટલા નજીવા વખતમાં તેવણના સઘળાં કાવત્રાંઓ જમીનદોસ્ત થઇ પડયાં હતાં!

સઘળું થર પડયા બાદ, તેવણે ધારેલી-તેવણે ચાહેલી ઘડી જ્યારે આવી પુગી હતી, ત્યારેજ ફક્ત એક મુગાં પ્રાણીની નિર્દોષ હિલચાલે તેવણની લાંબા વખતની મુરાદોને ભાંજી પાડી હતી,-તેવણની સઘળી ઇંતેજારી અને સઘળી મેહેનતને પાણીમાં ગયલી દેખાડી હતી,- અને તેવણે પોતે ગણી લીધેલા એક મુદઇને એક અણધારેલી આફતમાંથી સ્હેજમાં બચાવ્યો હતો!

પેલું તંબલર લેવા નાહુનીનું ઉભું થવું, તેજ ઘડી પ્રીન્સનું ચોંકી ઉઠવું, નાહુનીને તેની આંટી લાગવી, તેનું પેલા ચાકરના આંગ ઉપર પડવું, અને તેના હાથને લાગેલા આંચકા સમેત પેલા દગા ભરેલા તંબલરનું નીચે પડી ભાંગી જવું, એ સઘળા બનાવો એટલા તો એકાએક, એટલા તો વખતસર અને એટલા તો લાગુ પડતા બન્યા હતા કે બે ત્રણ પળ સુધી તો હીરાંબાઇ તે બાબેનો કશો ખ્યાલ પણ બાંધી શક્યાં ન હતાં!

અને પછી શું બન્યું તે બાબેનો પુરતો ખુલાસો મેળવ્યા બાદ, તેવણના સંગાન અને પાપી મનમાંથી જે વિચાર ઉપજયો તે એટલોજ હતો કે—કિસમતે અને કુદરતેજ એમાં પોતાનો રસ્તો લીધેલો હોવો જોઇએ!

તેવણનું ગુનેહગાર દિલ, શું બનવાનું હતું અને શું બની ગયું તેથી, ચેતી ગયલું હોવાથી, અજ્ઞાન પ્રીન્સ ઉપર જે તેવણને ચીડ ઉપજી તે અલબત્તાં બેહદ હતી; અને તેજ બેહદ ચીડથી ઉશ્કેરાઇ તેવણ તે રાંક કુતરાને વધારે શિક્ષા કરવા ગયાં હતાં, કે જેમ કરતાં માહાં ભાયગે તેવણનેજ આપદામાં આવવું પડયું હતું.

બીજા સઘળાઓ ખરી બાબદથી અંજાણા હોવાથી, તેઓએ, નાહુની પડી ગયો અને પેલું તંબલર ભાંગી ગયું તે બનાવોને અતી રમુજી ગણી, હસવા માંડયું હતું. અને તે વખતે હીરાંબાઇને જે ભારે ક્રોધ ઉપજ્યો હતો અને પ્રીન્સને તે બાબે સખત શિક્ષા કરવાને જે અત્યંત ઝનુન તેવણે દેખાડયું હતું, તે તરફ તે સઘળાંઓએ મોટી અજાયબીથી જોયું હતું.

પ્રીન્સ પોતે જાણતો તો રહ્યો, પણ તેઓમાંથી બીજું કોઇબી જાણતું નહીં હતું કે તે વફાદાર પ્રાણીએ પોતાની ભોલાઇમાંબી કેવી કિંમતી સેવા તે વખતે બેહેરામશાહ ગઝદર માટે બજાવી હતી!

જો કોઇએ પણ ત્યારે કંઇક સ્હેજ શક ભરેલો ખ્યાલ કીધો હોય તો તે એકલો ફરામરોજજ હતો. અને તેનું કારણ હતું.

તે દહાડે સાંજનાં તેણે હીરાંબાઇને એક કફોડી જગાપર એકલાં ફરતાં જોયાં હતાં, તેજ દહાડે 'ગઝદર કોટ'માં આવ્યા બાદ બેહેરામશાહને મોહડેથી પેલી હજાર રૂપ્યાની નોટ બાબેનો શક મજબુત રીતે હીરાંબાઇ ઉપર આવેલો તેણે સાંભળ્યો હતો, અને વળી તેજ દાહડે તેણે ખાણાંના ઓરડામાં બેહેરામશાહને માટેનાજ શરબતનાં તંબલર સંબંધી

બનાવમાં હીરાંબાઇને વગર કારણે અસાધારણ દરજ્જે ઉશ્કેરાઇ ગયલાં જોયાં હતાં!

ઉપરાઆપરી જણાયલા એ ત્રણે દાખલાઓએ તેને ગુંચવાડામાં નાખ્યો હતો; અને તે ગુંચવાડા સાથે થોડીક ફીકર પણ તેનાં દિલમાં ઉપજ્યા વગર રહી હતી નહીં. "હીરાંબાઇનું કંઇ મને સમજ પડતું નથી." રાતે પોતાના ઓરડામાં જતો જતો તે મનમાં બોલ્યો હતો; "આ બધા દેખાવો—આ બધા બનાવો—આ બધા દાખલાઓ કંઇ સારી નિશાનીઓ દેખાડતા નથી. ખોદા જાણે એ ડોસાંનાં મનમાં શું પાપ છે?"

હીરાંબાઇ બિમાર હતાં. અને તે બિમારીનું ખરૂં કારણ જાણવાથી બેનસીબ હોવાથી ફ્રરદુનજી ગઝદરે એમજ માન્યું હતું કે પ્રીન્સે ભરેલાં દાપાંથી થયલી નુકસાનીને લીધે તેવણની એ બિમારી નિપજી હતી. અને જો તેવણનું બાકીનું આખું કુટુંબ નિર્દોષ પ્રીન્સના બચાવમાં નિકળી નહીં આવ્યું હતે તો તે બેગુનાહ પ્રાણી કોણ જાણે કયારનું પોતાની હસ્તી ખતમ કરી ચુકું હતે.

ભર ઉંઘમાં પડેલાં હીરાંબાઇ પોતાના કાન આગળ થયલા ચપક કરતા મોટા અવાજથી ચોંકી ઉઠયાં.

"એ કોણ છે! એ શું થયું!" તેવણ ગભરાઇને આસપાસ જોતાં બોલ્યાં.

"કોઇ નહીં માયજી એ તો હું છેઉં." ગલીચા ઉપર તેવણનાં માથાં આગળજ બેઠેલા નાહનીએ થંડે પેટે ઉત્તર વાળ્યો, "ગભરાવો ના, કંઇ થયું નથી. એ તો હું ઘુસ પકડવાનું આ છટકું માડુંચ તેની ચાંપ છટકી ગઇ."

"બદબખત-દેવાના દુકતા, નીકર હઇંથી!" હીરાંબાઇ ગુસ્સાથી બુમ પાડી બોલ્યાં, "તારે લીધે તો હું માંદી પરીચ,

ને જરા સુવાનોબી કરાર મને આપતો નથી? તુને બીજું કંઇ કામ હોય કે નહીં? નીકલ હુંઇથી તારૂં કારૂં કર!"

"માયજી-માયજી, એમ મારી સાથ કાંય ચીથરાં ફારોચ?" નાહુની પોતાની માતાનાં મોહડાં ભણી અજાયબીથી ટીકતો બોલ્યો, "તમુનેજ ઉંદરો કંતારો નહીં આપે તેથી હું આ મેહેનત લેઉંચ, મેં શું કીધું,–મારેથી તમે શાનાં આજારી પડયાં?"

"તારેજ–તારેજ લીધે, મુવા મુરખ!" આગલી વાત યાદ આવવાથી ક્રોધમાં ઘેલાં જેવાં બની હીરાંબાઇ તેને ગાળ દેવા લાગ્યાં, "તેં બધો ઘાણ વાર્યો, તેં–તેં, તારી મુર્ખાઇથી બધું ઉંધું કીધું!" એટલું બોલી તેવણે પાછું તકીયા ઉપર માથું નાખ્યું, અને પછી–"અરે! તેં નહીંજ જોયું હોતે તો કેવું સારૂં!"—એમ તેવણ દાંત કચકચાવતાં મનમાં બબડયાં.

"માયજી–માય," નાહુની હવે ગુસ્સામાં બોલ્યો, "તમે હવે તમે ગાળ દેવાપર પણ આયાંચ એ સારી વાત નથી! હું તો સારીજ મતલબથી બધું કરવા ગીયો તો, પણ એકાએક તેથી ઉલટું બની ગીયું તેમાં હું શું કરૂં? એમ કદાચ તમારેજ હાથે થતે તો ત્યારે તમે શું કરતે? મારી સાથે તમે એવી રીતે ચાલોચ એ મને પસંદ નથી. મને છેરવાથી તમે કંઇ સારો લાભ મેળવવાનાં નથી!"

તેની જીંદગીમાં નાહુનીને આએ પેહેલ્લીજ વખત એવા ગુસ્સા અને જુસ્સાથી બોલતો હીરાંબઇએ સાંભળ્યો હતો, અને તેથી તેવણ અજબ થઇ ગયા. અજબ થયાં એટલુંજ નહીં, પણ તેણે પોતાનો બચાવ કીધો હતો તેમાં પણ તે વાજબીજ હતો એવું તેવણ હવે સમજ્યાં; અને તેથી હવે તેને વધારે છેડવાનું અને તેમ કરતાં કાંઇ નવી ધાસ્તીમાં આવવાનો જોખમ ખેડવાનું તેવણે ડહાપણ ભરેલું વિચાર્યું નહીં.

"હા-હા નાહની ખરી વાત," તેવણ નરમ અવાજે બોલ્યાં, "એમાં તારોબી ઘણો વાંક નહીં કહેરાય. જે બનવાનું ઉતું તે તો બનતેજ, પણ એટલુંજ હું ધારૂંચ કે તું ધીરજ રાખીને તારી બેઠક ઉપરજ બેસી રહ્યો હોતે તો ઘણું ઠીક થતે. પણ ચાલો હવે તેની ચીંતા નહીં."

"હં, હવે કેવું ડાહ્યું બોલ્યાં માયજી! હવે કંઇ મને ગુસ્સો ઉપજેચ?" નાહની શાંત પડી ખુશી થઇ બોલ્યો, "પણ માય, હું પુછું તેનો મને જવાબ આપશો?"

"શું?"

"એ તમે શાને વાસ્તે કીધું? એ ભેરીયું તેથી શું થતે?"

"કંઇ નહીંરે દિકરા, એટલુંજ કે બેહેરામશાહની તારી ઉપર માયા મેહેરબાની વધતે. તારો લાભ મેં જોયો તે તો સારૂંજ કીધું કેની? બેહેરામશાહ કાકા તારી ઉપર પ્યાર રાખે તેમાં તેમાં તુને ફાયદોજ કેની?"

"હા ખચીત માયજી. પણ તેમ તો કંઇ થવા પામ્યું નહીં"

"હા, એમ થયું તો ખરૂં."

"પણ બીજી વખત તમે એ નહીં કરી શકો?"

"નહીં નાહની, હવે નહીં! પાછું હું તે કરવાની નથી. હવે જે છે તે એજ. તારાં નસીબ."

નાહની નહીં સમજી શકયો કે આએ તેને ઉડાવાનેજ અપાયલો એક જુઠો જવાબ હતો.

હીરાંબઇની ખાસ્યતનું અને ખવાસનું જે વર્ણન આગળ આપણે વાંચી ચુકા છીયે તે મુજબ તો તેવણ એક વખતની હારથી હારી ખાઇને કદીપણ ચુપ બેસે નહીં એ ચોકસ હતું.

અને તેમજ આ વેળા પણ, બિમારીનાં બીછાણાં ઉપરજ હીરાંબઇએ મજબુત ઠરાવ કીધો હતો કે—"એ મુવા ઘરડાને ફરીથી ફાંસમાં નાંખવો!"

એક વખત તેવણ પોતાની ધારણામાં નિષ્ફળ થયાં હતાં એ તો ખરી વાત હતી, પણ તેથી કાંઇ તેવણની લુચ્ચાઇઓ રતીભાર પણ કોઇ પકડી શકયું હોય એમ તો નહીં હતું. તો પછી પોતાની કોશેષ બીજી વાર ચાલુ કરવાને તેવણ અચ" કાય શું કરવા?

ઓર, આ વખતની હારે તો તેવણને પોતાનાં કાવત્રાં ચલાવવાને વધારે ખંતી બનાવ્યાં હતાં અને બેહેરામશાહની વિરૂદ્ધના તેવણના વગર અર્થના કિનાને વધારે કારી બનાવ્યો હતો.

કાળા જોગીનાં આપેલાં પેલાં પડીકાંની ખુબી અથવા અસર બાબે જેવો જુઠો જવાબ પોતાની બીજી વારની કોશેષ બાબેનો તેવણે તેને આપ્યો હતો અને તે એવી સંભાળથી કે તે વળી કાંઇ બેહુંદા બકબકારાથી અથવા બીન અર્થનાં કામોથી તેવણને વધારે ગંભીર મુશ્કેલીઓમાં ગુટાવી નાંખે નહીં.

હીરાંબઇનાં છેલ્લાં બોલવાનો નાહની કાંઇ જવાબ આપવા જતો હતો, પણ તેવામાં ફરદુનજી ગઝદર ત્યાં દાખલ થયા.

આવતાંને વાર નાહનીને તેવણે પોતાનાં કાંઇ કામસર બાહેર મોકલ્યો.

"કેમ હીરાં, આજે તબીયત કેમ છે?" પોતાની બાયડીનાં બીછાણાં આગળ જઇ તેવણે મમતાથી પુછયું.

"હું સારી પખે છેઉં ફરદુનજી." તેવણે નબલે અવાજે જવાબ દીધો.

"તારો હાથ કેમ છે?"

"હવે સ્હેજ સોજો રહેલો છે."

"ઝેરી—ખરાબ કુતરો!' તેવણ વળી પાછા ચીડમાં આવી બોલ્યા, "નાપાકો ઘેરમાં બધાં એવાં મલ્યાંચ કે કોઇ તેને મારી નાખવા પણ દેતું નથી!"

"કુઇ નહીં, ફ્રરદુનજી કંઇ નહીં," ઘણીજ ગરીબાઇનો ગરીબાઇના દેખાવ કરી હીરાંબાઇ બોલ્યાં, "એ લોકો જો ના કેહેચ તો એને ના મારો, બધાં એવાં મારાં લોહીમાં રોટલી બોરીને ખાય તેવાં છે, કે પ્રીન્સ જો મને આખી ને આખી ચીરી નાખતે તોપણ કોઇ એને એક નેતર પણ મારતે નહીં. ખોદા જાણે, એ બધાં મારી સાથે સાનાં વેર લઇ બેઠાંચ? હું તો બધાં સાથે ભલઇ કરૂંચ, પણ તોપણ બધાં મને ધીક્કારેચ—બધાં મને હીનેચ—બધાં મારાં મરવાની વાટ જોયચ! ખેર, જેમ એ લોકની મરજી."

"હું જાણુંચ—હું સમજુંચ હીરાં, કે એ લોકો તારી સાથે આરાં ચાલેચ. પણ શું કરૂં! આહા!" ફ્રરદુનજી ડોલા કકડાવતા બોલ્યા, "એવું મને થાયચ કે જાણે એ બધાંને મારાં ઘરમાંથી કાહડી મુકું!"

પણ મૂર્ખ બનેલા ફ્રરદુનજીએ તે વેળા એવો વિચાર નહીં રાખ્યો કે તેવણનાં ઘરને જે ખરેખરી શોભા મળતી હુતી તે, જેઓને તેવણ કાહડી મુકવાની ઇચ્છા દેખાડતા હતા, તેઓ વડેજ હુતી.

"નહીં—નહીં ફ્રરદુનજી, એવું તમે કઇપણ કરતા ના. બીજાંઓ ગમે તેવાં ભુંડાં હોય, પણ આપરે આપરી ભલઇને લાયકી નહીં છોરીયે. એ તો હોય, સઉ જીવે ને જોય. બાકી હું તો હંમેશ પણ કેહતી આઉંચ, ને હમણાં પણ કેહુંચ કે મારૂં આએ ઘેરમાંનું જીવતર તો તમારેજ વરે છે."

"કંઇ નહીં—કંઇ નહીં, અસરાફ હીરાં, ફીકર નાં રાખ. બીજાંઓ ગમે તેપણ કાંઇ નહીં કરે ને બોલે, પણ હું તેઓને એક દમરીનું પણ વજન આપવાનો નથી. પણ તું પણ હીરાં તે સતે એવી ઘેલી કાંય થઇ?" હીરાંબઇની તે વખતની વિચિત્ર વર્તણુક હવે ફ્રરદુનજીને યાદ આવવાથી તેવણે પુછયું.

"એટલે? મેં શું કીધું?"

"એક નજીવા બનાવ સર તું એટલી શાને વાસ્તે ઉશ્કેરાઇ ગઇ?"

"મેં પ્રીન્સને માર્યો તેને વાસ્તે પુછોચ?"

"હા તેપણ, ને તે મારવાની આગમચ તું એટલી ફીક્કી પરી ગયલી મને લાગી કે હું થોરો વખત તો ધાસ્તીમાં પર્યો."

"હું—હું," હીરાંબઇએ પુરતી ધીરજથી જવાબ દીધો, "તે તો મને, બીચારા બેહેરામશાનું શરબત ઢોરઇ ગીયું તેને વાસ્તે દલગીરી ઉપજી."

"વાહ—વાહ, આફ્રીન, હીરાં તારૂં કેવું ભલું દીલ?" ફરદુનજીએ મલકાતાં મોહડાં સાથે આએ લુચ્ચી બાયડીની એમ વખાણ ગાઇ.

"ને પ્રીન્સને હું ઘણાં ગુસ્સામાં આવીને હું મારવા ગઇ તેનું કારણ એકે આપરો બિચારો નાહની નીચે પરી ગીયો તેનું મને લાગી આવ્યું." ફરદુનજીના બીજા ગુંચવાડાનો પણ આ થાવકી સ્ત્રીએ સેહલો ખુલાસો આપ્યો.

"હા, મારો એ ગરીબ દીકરો, કાકાની સેવા કરવા જતાં આપદામાં આવી પર્યો!"

"કાકાની ઉપર તો એ ફિદા-ફિદા છે. જેટલું ઘેરનું પણ કામ કરતો નથી તેટલું એવણનું કરવાની ઉલટમાં રેહચ ને તો પણ એ બિચારાને લેહેણું નથી. જેઓ ખાયચ તે વરી મોહડામાં મારીને ખાયચ,—એ પણ આ જમાનાનાં કોતક-જતો!" હીરાંબઇ ઉદાસ થઇને બોલ્યાં.

"કંઇ ચીંતા નહીં તેની હીરાં, એને વાસ્તે હું કેવો છેઉં!"

હવે બાકીની બીજી જે વાતચીત આ નવાઇ જેવાં જોડાં વચે થઇ તે વિસ્તારવાની અત્રે અગત નથી. એટલુંજ જણા-

વવું પડે છે કે ફરદુનજી કોઇ-કોઇ વખતે જે ખુશ મીજાજમાં આવતા હુતા, તેવા મીજાજમાં તેવણુ આજે હુતા, અને તેવે પ્રસંગે, પોતાની ચાલુ રીતી મુજબ હીરાંબઇએ જેમ બને તેમ તેવણુને ફુસલાવી લેવાને બાકાત રાખ્યું નહીં હતું. કેમકે એવી ટકો તેવણુને કોઇ કદાચજ મળતી હુતી.

અસ્થિર મનના અને અસ્થિર વિચારનાં ફરદુનજીનું બોલવું કોઇ વેળા એક બોરદુ તરફ અને કોઇ વેળા બીજી બોરદુ તરફનું હતું. અને ઘણી વેળા આ જોડાં વચ્ચે એવી પણ વાતચીતો થતી હુતી કે જેના જઘડાના મોટા અવાજ આસપાસના ઓરડાઓ પણ સંભળાતા હુતા!

## પ્રકરણ ચોત્રીસમુ.

### મતલબી ગોઠવણો.

"ઓ ઇનસાની રૂપને એબીએલ કરનાર,
નથી ખરી હીમતની તુમાં વશાર.
નથી તુને માલુમ ખરી મોહબતના પેજ,
જોઇ નથી તેં નેક કરણીની ફુલ સેજ.
જોયો નથી આ જેહાનનો જાલેમ ચરખ,
જોયું નથી પાપી હરખનું ફલ નરખ.
પારકી મીરાસ ઉપર મારે જે તરાપ,
પારકું જવેર ચોરે બની રે તાપ.
લ્યાનત તે જીંદગી ઉપર સદ-હજાર,
ખુદઇ કોપમાં કકલો તે સાંજ-સહવાર."

રૂસ્તમ ઇરાની.

"હોલી-હોલી, વરી તું શું લેવા આયો? ગયા પાંચ દહાડા પરજ તો મેં તુંને સારો બદલો આપીને મોકલ્યો? નહીં હોલી નહીં, એમ વારેઘડીએ મારેથી તારી માંગણીઓ કબુ-

લાશે નહીં. એવી વખતે-વખત થતી તારી ઉઘરાણીઓને હું હુવે વજન આપનાર નથી.” એ મુજબ ‘મોતીમેહેલ’માંના પોતાના પેલાજ ઓરડામાં લવજી પોતાના પાપી શરીકને ગુસ્સામાં આવી કેહુતો સંભળાયો.

પચીસમાં પ્રકરણમાં, પેલાં ઠગાઇથી મેળવેલાં કાગળો બાબે લવજી સાથે સ્હેજ મિનાકેશાની હાલતમાં દોલી જુદો પડયો ત્યાર પછી આપણે હમણાંજ તેને પાછો જોઇએ છીએ. આ વાર્તાના જુદા જુદા બનાવોનાં વર્ણનમાં આપણને લાંબો વખત રોકાઇ રેહેવુ પડયાથી દોલીની સઘળી હિલચાલો ઉપર આપણે નજર રાખી શકુતા નથી; અને તેથીજ, ગયા પાંચ દાહડા ઉપરની જે મુલાકાત બાબે લવજીએ હાલ ઇશારો કીધો હતો, તે મુલાકાતને વખતે પણ હાજર રેહવાની આપણાથી બન્યું નહીં હતુ.

લવજીનો ગુસ્સો, હંમેશની માફક આ વખતે પણ, દોલી ઉપર અકારત ગયો. ચીઠ કે નાખુશીનાં કંઇપણ ચિન્હો દેખાડવાને બદલે, તે ધીરેથી પોતાના લાંબા ગુચ્છાદાર થેબ્યાઓને વળ દેતો બેસીજ રહયો, અને લવજી પોતાની બુમો મારતો રહ્યો એટલે ધીમે સાદે તેણે ઉત્તર વાળ્યોઃ—

“તમે ભુલોચ શેઠ. વેપાર વણજની ને કામધંધાની રોકાણમાં પડવાને લીધે તમારી યાદદારત હમણાં એટલી તો નબળી પડતી જાયચ કે એક ચીજ શું કામે આપીતી તેની પણ તમુને ફામ રેહી શકતી નથી.”

“એટલે? વરી એ શું બકેચ?”

“લવજી શેઠ, તે તમે આપેલી રકમ મારે વાસ્તે નહીં, પણ પેо—”

“હા-હા! ખરેખર, મને તેની ફામ રહી નહીં. પણ આજે હું તુને કંઇ આપી શકતો નથી, આજે તારૂં આવેહુ વ્યર્થ છે.” લવજી ઝડપમાં બોલી ઉઠયો.

"ફીકર નહીં શેઠ તેની, આજે નહીં તો બીજી વખત."

"હા, તે ત્યારે પછી મારી પરની ઉઘરાણીઓ કરવા અગાઉ તું જરા સંભાળ લેજે. હુવેથી એમ વારેઘડી તારૂં વળનાર નથી."

"લવજી શેઠ, એ ઠીક પડશે નહીં. એટલી બધી જુદઇ મારેથી તમે વાપરો એ સારી નહીં."

"બસ હુવે, બસ, દોલી તાહુરાં ઢંગો છોડી દે!" લવજી પાછો પોતાનો આગળો ગુસ્સો દેખાડી બોલ્યો, "ઘડી-ઘડીનું તારૂં હ્યાં આવવાનું મને સારૂં લાગતું નથી. મારાં ઘેરમાં તેમજ બાહેર પણ એથી મારે વિષે કેવું કેવું બોલાય તેનો પણ મારે વિચાર કરવો જોઇએ."

"ત્યારે તમારી અગતની વખતે તમે મને બોલાવો, ને પછી મારી ગરજને સર મને તમારાં ઘેરમાં પણ ચહુડવા નહીં દેવો, એ શું સારી વાત તમુને લાગેચ શેઠ?"

"અરે-અરે! કાંહનું કાંહ મેં તારી સાથે કામ પાડ્યું? ખોદા, હુવે ફ્રીથી મને તારી અગત નહીં દેખાડે તો સારૂં!" લવજી હુવે ભારે કંટાળાનો—ચીડનો—તેમજ પસ્તાવાનો ચેહુરો કરી બોલ્યો.

પણ દોલીએ તેની પણ દરકાર કીધી નહીં. તે ખાત્રીથી જાણતો હતો કે એમ બોલ્યા પછી થોડાજ વારમાં લવજી તેની મદદ પાછી માંગવાને ચુકનાર નથી. બે વિક્રાળ વરૂઓ જેમ કોઇ મુવેલા શેકારનાં માસની વેહેંચણી બાબે એક વખત ભારી ઝગડો કરીને જુદાં પડે, અને પાછાં વળી કોઇ મજબુત ભોગ લેવો હોય ત્યારે પોતાનું સામટું બળ અજમાવાને સાથે જોડઇ જાય; અથવા બે ચંડાળ ચોરો જેમ એક વખત કાંઇ લુટની વેહેંચણીમાં પડેલા વાંધાથી કજિયો કરીને છુટા પડે, અને વળી પાછા કોઇ મોટી ચોરીના તડકાની ખબર

મળતાંજ તે કરવાને એકેકના જોડયા બની રેહ, તેવી હાલતમાં લવજી અને હોલી એકમેક સાથે ચાલતા હતા. બન્ને પોતાની મતલબથીજ જોડાયા હતા, બન્ને એ મતલબેજ નિભાવી રાખ્યા હતા.

"લવજી શેઠ," હોલી પાછો ધીરજથી બોલ્યો, "મારી અગત તમુને ખોદાએ તો દેખાડીજ નથી; તે તો—"

"શેતાને દેખાડી!" લવજી બુમ પાડી બોલી ઉઠયો, "બસ હુવે જા, તું જા! મેં કહ્યુંચ તે ધ્યાનમાં રાખજે, નહીં તો મારાં માણસોને હું કેહવસ કે તુંને હયાં અંદર આવવા નહીં દે!"

"તો તેની ધાસ્તી નથી શેઠ. હયાં જો તમે મને નહીં મળો, તો હું ઘણાં એવાં ઠેકાણાં જાણુંચ કે જ્યાં તમુને સેહ-લાઇથી મળી શકાયચ."

"કાંય એવો આરો આજે થઇને મને વધારે ઉશ્કેરેચ હોલી? તું સમજતો નથી કે અવારનવાર તુંને આપવાનું મારેથી નહીંજ બની શકે?"

"તે હું સારી પેઠે સમજુંચ શેઠ."

"ત્યારે કાંય તું આજે પણ આયો?"

"તેમ તમુને નહીં કરવું પડે એવો એક ઇલાજ કરવા. પણ હું કંઇપણ તમુને કેહું તે આગમચ તમેજ એટલા આકરા પરોચ અને એટલી બુમો મારોચ કે મારેથી કંઇપણ બોલાતું નથી."

"તું એનો ઇલાજ મને બતાવા માગેચ!" લવજી અજબ થઇ બોલ્યો, "જોઇએ તે શું છે, કેહતો ખરો?"

"હા હું કેહુંચ તે. પણ તે આગમચ હું કાંઇ પુછું તેનો મને જવાબ આપશો?"

"હા, બોલ જલદી; મને જરૂરનું કામ છે."

"લવજી શેઠ, વારૂં હમણાં હું એક આબરૂદાર શેઠયા જેવો લાગુંચ ?" દોલીએ ગંભીર થઇ પુછ્યું.

"તું એક શેઠયા જેવો અને આબરૂદાર! દોલી-દોલી એ શું ચેડાં? એ તે કેવો ફાંકો ?"

"કાંય નહીં મારૂં મોહડું જરા ખરબચડું છે અને મારી દગલી સ્હેજ મેલાં અને જાડાં કપડાંની છે તેથીજ હું જરા ઉતરતો લાગુંચ કેની ?"

"હા-હા એમજ છે. દોલી તું જો થોડો ઘણો ફેરફાર કરે તો ખચીત એક શેઠયા જેવો લાગે." લવજી તેની મગરૂરીને સંતોષ આપવા, હવે અરધા મશ્કરીના અને અરધા ગંભીર અવાજે બોલ્યો.

"એમજ-એમજ. જે ઉંચા અને ખુશબોદાર સાબુઓ તમે વાપરોચ તેજ સાબુઓનો પુરતો ઉપયોગ કરીને હું પણ જો મારાં મોહડાંને લીસું અને ખુબસુરત કરૂં અને જેવાં ઉંચાં કપડાંનો તમે દગલો પેહેરોચ તેવોજ જો હું પણ પેહેરૂં તો તમારાજ જેવો એક મોટો માણુસ હું નહીં લાગું ?"

"અલબત, જરૂર લાગે. દોલી એમાં કાંઇ નવાઇ નથી, પણ હવે તું તારી આગલી બાબદપર આવની; શેઠયો તારે ગમે ત્યારે અને ગમે તેમ તું થયા કરજે."

"શેઠ, મારૂં કુહેવાનું એમ છે કે જો હું એક સારો માણુસ લાગી શકું તો મારેથી કોઇ સારી જગો ઉપર રહેવાય નહીં? તેમ કરવાનું તમારા હાથમાં છે, તેમ થાય એવો તમારો લાગવગ છે."

"તુંને કાંઇ સારી જગા જોઇએચ અને હું તે તુંને અપાઉં !" વળી પાછો દોલી અજબ થઇ બોલ્યો. "દોલી આજનું તારૂં બોલવાનું બધું ઘેલું ગાંડુ કેમ? તુંને તે વળી કીયો મોટો ઓદ્ધો અપાવવા મારો લાગવગ હું કામે લગાડું ?"

"અરે શેઠ, મોટો નહીં અને નાનો, મારૂં કામ ચાલે તેટલો." હવે સમજ્યા? ગુજરાતીની બાબદોમાં તો મને પુછવું પડે એમ નથી અને અંગ્રેજીમાં પણ તમારા પગની પુનઇથી બીલકુલ ખાંડીયા જઇએ તેવું નથી. વાસ્તે હવે કાંઇ કરો તો સારૂં. જુવો શેઠ, એમાં જેમ તમુને તેમજ મને પણ ફાયદો છે. એથી તમારી ઉપરની ઉઘરાણીઓ હું બંધ પાડશ; એટલુંજ નહીં પણ ઉલટો તમુને કાંઇ લાભ થાય એમજ કરી આપશ."

"પણ તે કાંહ, તે કેમ હું કરૂં તે તો કાંઇ કેહ."

"સાંભળો તમે," એમ બોલી દોલી પોતાની ખુરસી લવજીની ખુરસીની છેક નજદીક ઘસડી ગયો અને તેના કાનમાં હલુબે કાંઇ વાત કહેવા લાગ્યો.

આ ભેદી વાતચીત આશરે પાંચેક મીનીટ ચાલી.

"પણ જો તેઓ તારી ખરી હાલત જાણે તો? તું કોણ છે તે બાબેની ખબર જો કોઇ તેઓને આપે તો! તેનું સેવટ કેવું આવે તેનો તુંને કાંઇ વિચાર છે?"

"કાંઇ થાય નહીં–એવું કંઇ થાય નહીં, શેઠ તમે નચીંત રહો. તે લોકો કદીબી જાણી શકવાના નથી કે હું કોણ હતો અને હું કોણ છેઉં, તમે બેફિકર રહો."

"ઠીક છે ત્યારે હું જોવશ. મારેથી બનશે તેમ કરવાને હું ચુકશ નહીં."

"ત્યારે તો મહેરબાની. હવે બીજું મારે વધારે કાંઇ કહેવું નથી. હવે વધારે વખત હું તમુને રોકવા માંગતો નથી." એમ બોલી દોલી જવાની તૈયારી કરવા લાગ્યો.

"પણ સબુર–સબુર, દોલી, તું જાયચ કાંહ? મેં તુંને તે દહાડે પુતલીને લગતું કાંઇ કહ્યું તેની કાંઇ ગોઠવણ કીધી? ઠીક થયું કે મને યાદ આવી."

"મેં તો કીધીચ, પણ તમે તે અમલમાં લાવો કે નહીં તે બાબે મને શક છે."

"બેસ ત્યારે બેસ દોલી, અને તે મને કેહ. કોઇબી રીતે જો તે બનાવવા લાયક હોશે તો હું તે કરવાને ચુકશ નહીં."

એ સાંભળી દોલી પાછો લવજીની પાસે જઇને બેઠો, પણ આગળના જેટલા નરમ અવાજે તેણે આ વેળા વાત કીધી નહીં; જો કે અલબતાં તેના સાધારણ અવાજમાં અને આમાં તો ઘણો મોટો તફાવત હતો.

આ છુપી ગોફતેગો આગળીના કરતાં ઘણો વધારે વખત ચાલી.

"એ મારો પ્લાન છે શેઠ." સેવટે દોલી મોટે સાદે બોલ્યો, "એમાં જો ફાવ્યા તો પછી ચાહેલી મુરાદ બર આવવા વગર રહેવાની મથી."

"બસ એજ દોલી? બીજો કંઇ ઇલાજ તુંને સુઝતો નથી?

"નહીં, એજ મને સુઝેચ ને એજ બની શકે તેવો છે."

"તો ઠીક છે, ખચીત આપણે તે અમલમાં લાવશું. એમાં કાંઇ પણ કારણથી હું બીહવાનો નથી. પાછા હટવાનું હીચકારાપણું હું કરનાર નથી. દોલી, તરાપે જો બેઠા તો પેલી પારેજ ઉતરવામાં હવે શોભા છે."

"અલબત-અલબત." દોલીએ તેને ટેકો આપ્યો. "તમુને કુંઇબી તેને કહેવાની કે કરવાની અગત નથી."

"કોણુને દોલી?"

"પુતલીબાઇને કે તેનાં માબાપને."

"હું હું, હું સમજ્યો."

"તમે તમારી ભોલાઇમાંજ તેઓને ત્યાં લાયા હોય એમ કરો અને પછી જે દેખાવ તેઓની નજરે પડે તેથી તેઓનેજ સમજી લેવા દેઓ."

"હા, એમજ-એમજ, તારી સુચના બરાબર છે."

"પણ હજુ શું એકલે હાથે તમે ત્યાં ફત્તેહ મેળવી નથી શકતા લવજી શેઠ ? એ પુતલીનું દીલ હાથમાં નહીંજ આવી શકતું ?"

"નહીં-નહીં; નથીજ આવતું તેનું હું શું કરૂં ?"

"તમે કીધુંચ પણ એવું કે તેવું કોઇ નહીં કરે !" દોલી સ્હેજ હસ્તે મોહડે તેની તરફ જોતો બોલ્યો, "શેઠ પેલાં કાગળો—"

"હા-હા, તે બધું થયું દોલી," લવજી તેને વધારે બોલતો અટકાવી બોલ્યો, "પણ હજુ તેની કાંઇ અસર થતી નથી." લવજી હવે દાંત કચકચાવવા લાગ્યો, "ને જે થઇચ તે એવી કે તેમાં કાંઇ જીવ નહીં. આવી હાલત મારી કોઇ પણ દહાડે કોઇ પણ ઠેકાણે હતી નહીં !"

"હવે ફિકર ના કરો શેઠ, આપણો આ નવો પ્લાન ઘણું કરીને એ હાલતમાં ફેરફાર તો કરશેજ. તે દહાડો આવે તેની અગાઉ બનતાં સુધી હું તમુને પાછો મળી જવશ. હવે તો હું જાઉંચ; પણ તેટલા વખતમાં, મેં કહીચ તે બાબદ પર વિચાર કરવાને તમે ચુકતા ના."

"નહીં, હું નહીં ચુકશ." એમ બોલી લવજીએ પોતાના સુજી મદદગારને રૂખસદ આપી અને તેના ગયા બાદ મનમાં બબડ્યો—"ખરેખર હું ચુકશ નહીં લુચ્ચા! આ એક મારૂં કામ થયા પછી તું જેટલો જલદી હ્યાંથી પતે તેટલો મનેજ ફાયદો છે. ખોદા મને તારૂં મોહડું ફરીથી નહીં દેખાડે તો સારૂં. ખરેખર-ખરેખર," તે એક ટેબલ ઉપર માથું નાખી બોલ્યો, "એક નીચ માણસ સાથે કામ પાડવામાં ખરીજ કમબખ્તી છે! એક હલકા માણસ સાથે સંબંધ રાખવામાં ખરીજ આપદા છે—ખરીજ બદનામી છે—ખરીજ હીનપસ્તી

છે!! પણ મને તેમ કરવા વગર ચાલતું પણ નથી. ઘણીબી એનેથી દુર રહેવાને હું ઠેરાવ કરૂંચ પણ વળી પાછો મારીજ મૂર્ખાઇથી એવા એક ખાડામાં હું ફસુંચ કે તેમાંથી દેખઇતી આબરૂ સાથે, બાહેર નિકળવાને એની મદદ—એનાં કારસ્તાનોની મદદ લીધા વગર મને ચાલેચ કાંહ? એ હવે અહીંથી જાય એટલે બસ. એક ઠેકાણે એનું હું નકકી કરી આપું એટલે પછી ત્યાં એ એનું ગમે તેમ ફોડે,—ત્યાં પછી ગમે તે પેજે એ પુગે, તેની હું દરકાર કરવાનો નથી!"

પોતાનો આ બબડાટ તે હજી વધારે આગળ વધારતે, પણ તેના માનિતા ચાકર જમશાએ આવીને તેને તેમ કરતાં અટકાવ્યો.

"શેઠ બારણાં આગળ ગાડી ત્યારની તૈયાર ઉભી છે." તેણે જણાવ્યું. લવજી તે સાંભળી તુરત ઉઠયો અને ઓરડાની બાહેર ગયો.

"કેવાં ભયંકર કાવત્રાંઓ! કેવી પાપી ગોઠવણો!!" લવજીના ગયા પછી જમશો એકલો બોલ્યો. "ફરામરોજ—ફરામરોજ, બધી જોઇતી ખબરો જો તુંને નહીં મળે તો આ નાપાકો સામે શું તું ફાવી શકતે? આ લુચ્ચાઓની ગોઠવણો પર તું જીત મેળવી શકતે? કદી નહીં. તું જાણેચ કે તારૂં ભલું ઇચ્છી તુંને ખબર આપનાર કોણ છે? ખચ્ચીત તુંને તેનો ખ્યાલ પણ નહીં હોશે! પણ આ કપીંણોના નવા પ્લાન વિષે મારે એને જાણીતો કરવો જોઇએ. તેમ થયાથી જે નાસીપાસી એને લાગશે તે કેટલી બેહદ, કેટલી સખત થશે! આહા, વેર—વેર!!"

---

## પ્રકરણ પાંત્રીસમું.

## હવે શું થાય?

*Vict.* He brought this letter only. (*Reads.*)
O cursed perfidy! Why did I let
That lying tongue deceive me!
'*The Spanish Student.*'

"વીક્તર૦-તે માત્ર આએજ કાગજ લાયો. (વાંચે છે.)
આ કેવો કપીંણ દગો! શું કામ હું આ
જુઠી જભાંથી ઠગાયો!"

"માણેક, તુને ફ્રરામનું એટલું સાનું લાગે?" 'ગઝદર કોટ' માનાં નીચેનાં દીવાનખાનામાં, સાંજને વખત બેસી, બેહેરામશાહ ગઝદર ઉપર મુજબનું હસ્તે મોહડે બોલતા સંભળાયા.

ફ્રરામરોજના આ જાની દોસ્ત માણેકની ચાલ ભલી અને વગર ખામીની હોવાથી ગઝદર કુટુંબનાં લગભગ સઘળાંએ, તેની તરફ ઘણો ચાહ રાખતાં હતાં; એટલુંજ નહીં પણ ઘણી એક વખત, ફ્રરામરોજની ગેરહાજરીમાં, કોઇ સંસારી અગતની બાબદો ઉપર તેની સલ્લાહ વટીક લેવાતી હતી.

ફ્રરદુનજીનાં કરતાં બેહેરામશાહનો તે વધારે માનિતો હતો, તેવણ તેની ઉપર એક પિતા તરીકેનું હેત રાખતા હતા; અને એવો એક મિત્ર સાચવવાને ફ્રરામ ભાગ્યશાળી થયો તે માટે પોતાની અત્યંત ખુશાલી જાહેર કરીને, વારેઘડી તેના સદગુણોનાં વખાણ કરવાને ચુકતા હતા નહીં.

તેની વાતચીતો એવી ચાલાકી અને દાનાઇ ભરેલી હતી કે ફુરસદના વખતમાં અથવા રજાના દિવસોમાં, પોતાનો વખત તેની સાથની ગોફ્તેગોમાં ગાળવા માટે તેવણ તેને તેનાં બંગલામાંથી, તેડાવ્યા વગર અથવા પોતાની જોડે લાવ્યા વગર રેહતા હતા નહીં.

અને તેજ મુજબ રવિવારના આ ફુરસદના દિવસે આપણે આ કહુરેલ જઇફને અને આ પહુરેલ જુવાનને સાથે વાત કરતા જોઇએ છીયે.

હાલની વાત ફ્રરામરોજ માટે હતી, અને તે પુતલી સાથના તેના સંબંધને લગતી હતી. માણેકે ઘણી ઇંતેજારીથી બેહેરામશાહને જણાવ્યું હતું કે પેસતનજી ગાંધીની આ ખુબ-ચેહેર નાજનીન સાથની ફ્રરામરોજની ગોઠવણોનો ચોકસાઇથી બંદોબસ્સત કરવો. પુતલી તરફ ફ્રરામરોજનું દીલ હતું તે માટે પણ બેહેરામશાહને વાકેફ કરનાર માણેકજ હતો, કારણ કે ઘણો વખત સુધી પોતાની ખરેખરી લાગણીઓથી પોતાના પિતાને કે કાકાને વાકેફ કરવાને ફ્રરામરોજે આંચકી ખાધી ખાધી હતી; અને તેથી એ સંબંધને લગતી વાત ખુલ્લી રીતે બેહેરામશાહને આગળ કરવાને માણેકને કાંઇબી અડચણ નડતી નહીં હતી.

આ વેળા પણ ફ્રરીથી એની એજ વાત માણેકે છેડેલી હોવાથી, ભલા બેહેરામશાહે ખુશમીજાજથી ઉપલો સવાલ પુછયો હતો.

"બેહેરામશાહ," માણેકે જવાબ દીધો, "એક દોસ્તને દોસ્તનું નહીં લાગે તો બીજા કોણનું ? ફ્રરામરોજ, નાનપણથી મારો સાથી–મારો ગોઠયો–મારો મિત્ર, તે હવે તો મારી આંખે એક સગા ભાઇ જેવો લાગેચ. તો ભાઇ ભાઇને ચાહે તેમાં નવાઇ શું ગણાય ?"

"પણ તું ખાઇ પીને ફ્રરામરોજને પરણાવાજ શાનો બેઠોચ ! માણુક, જે જ્યારે થવાનું હોશે ત્યારે થશે." ગઝદરે જવાબ દીધો.

બેહેરામશાહ માણુકને ફ્રરામરોજની બરોબરજ ચાહતા હોવાથી, તેને કાંઇ ખાસ માન આપીને બોલાવવાની તેવચુને

અગત દેખાતી નહીં હતી, અને તેથી એક બાપને દોલની મલતાવડી દપેજ લેવણુ તેને બોલાવતા રહ્યા હતા.

"નહીં-નહીં, એમ નહીં થવું જોઇએ. મેં ફરામરોજને એક વખત આગળબી કહ્યુંતું, ને હમણાંબી હું તમુને પાછો કેહુંચ, કે એવી બાબદમાં ઢીલ થયલી સારી નહીં. મેં જ્યારથી એવી સલ્લાહ ફરામને આપી, ત્યારથીજ જો એવણે ઘટતાં પગલાં ભર્યાં હોતે, તો હમણાંના આ ગુંચવડામાં આવી પડવું પડતે નહીં."

"પણ જો માણક એમાં આપરેથી વચ્ચે પરાય નહીં. એ કામ ફરામનું પોતાનું છે, ને તેથી એ પોતેજ તેની ઉપર ધ્યાન આપે એટલે બસ. એ શું તેમ કરવાને શક્તિવાન નથી? એ શું નાદાન છે?"

"તમે ભુલોચ મુરબ્બી," માણકે ધીમેથી ઉત્તર વાળ્યો, "પેલી કેહવત તમુને યાદ કરવી જોઇએ કે 'દરેક કામમાં એક કરતાં બે માથાં ભલાં.' ફરામરોજે પોતે ગમે તેવો શક્તિવાન હોય, પણ તે છતાંબી તમારી મદદ અને મસલહત જે ફાયદો કરે તે વળી ન્યારોજ હોય."

"માણક-માણક; તું જે બોલેચ તેબી ખરૂંજ છે" બેહેરામશાહ હવે ગંભીર વિચારમાં પડી પોતાની લાંબી દાહડી પસવારતા બોલ્યા, "ખચીત ફરામરોજ ગમે તે પણ નાદાન કહેવાય; કોઇ અનુભવીની સલ્લાહની એને અગતજ હોય એમાં શક નથી. પણ એમાંબી એનોજ વાંક હું જોઉંચ. માણક, જ્યારે ખરેખરી અગત હતી, ત્યારે તો તારા એ દોસ્તદારે કોઇને કંઇ પુછ્યું કે કહ્યું નહીં, ત્યારે આપરે શું કરીયે? ત્યારે તો બેટી બાપે અમસથી શરમા-શરમીમાં ૮૬ ખોહી."

"તેમ તો થયું બેહેરામશાહ, તે વખત તો ગયો, પણ તેમ હવે આબી જવા દેવો નહીં જોઇએ. મોડું તો થયું છે, પણ તે એટલું બધું નહીં કે હવે આપણે તદન નાચાર ગણાઇએ. ઉપાય જો કરવાનો તમે મન ઉપર લેવો તો હજીબી વખત છે."

"પણ માણક, તું ભુલેચ. હવે શું ઉપાય આપુને કરવાના રહેલા છે? તે લોકો પોતેજ જો ભારમાં રેહ, તો આપરે શું હલકા થઇને તેઓની ખુશામત કરતા જઇએ? તું અને ફ્રામરોજ જે કેહચ તે મુજબ તો જેબી થયુંચ તેની શરૂઆત તો લોકોથીજ થયલી છે."

"નહીં શેઠ, તેમ હુંબી કદાચ આગળ બોલ્યો હોઉં, પણ હવે તેમ હું ખાત્રીથી કેહતો નથી. ખરેખરી ભુલ કોણુની છે તે બાબે હાલ હું શકમંદ છેઉં."

"હાલ તું શકમંદ છે!" તેવણે અજાયબીથી પુછ્યું.

"હાજી."

"એટલે? વરી તે શું?"

"બેહેરામશાહ, ફ્રામરોજે મને ગયા પાંચ છ દાહડાપર જે હકીકત જણાવી તે મુજબ તો મને એમજ લાગેચ કે બન્ને તરફની કંઇ છુપી ગેરસમજુતીને લીધે આ નાપસંદ, ને કદાચ નુકસાનકારક ઢીલ થતી ચાલુ રેહચ. જરબાનુ સાથે મેં વાત કીધી, તો તેવણુબી મારાજ વિચારને મળતું આવતું મત જણાવ્યું. તેવણુનેબી આ બનાવો જે બનેચ તે, મારીજ માફક, પસંદ આવ્યા નહીં."

"ઓહો, આપરાં જરબઇ—આપરાં જરબાનુ!" બેહેરામશાહ માણેક તરફ ચીબાવલી આંખો સાથે જોતાં, હસ્તા—હસ્તા બોલ્યા, "માણેકશાભાઇ, તમે એવી તે કઇ ચીજ બોલશો

ને કેહુશો, કે જેની સાથે આપરાં જરબાનું એકમલતાં નહીં થાય?"

માણકનો ચેહેરો, આ ખોહ્લલાં દિલની મશ્કેરી સાંભળી શરમાળપણાંથી હીંગલા જેવો બની રહ્યો અને પોતાના હાથમાં પકડેલી એક પાતલી લાકડી ગલીચા ઉપર અફાળતો, નીચી મુડીએ તે બેસી રહ્યો.

"તમે તો હવે એક બીજાને ટેકો આપવાનોજ ઠરાવ કરી બેઠાંચ કેની!" બેહેરામશાએ પોતાની ટકોર આગળ ચલાવી, "ખરાંને તું ખોટું કેહ, તો જરબાનું પણ કેહશે ખોટુંજ છે! આંધળાને તું કેહ કે જોતો છે, તો એ બાઇ સાહેબ પણ તુરત ટેકો આપશે કે તે જોતોજ છે! જરબાનુ કેહ કે બેહેરામશાને દાહડી નથી ને ફરદુનજીને દાહડી છે તો તેપણ તુ કેહશે-હા! એ બાનુ કેહશે કે ફરદુનજી કુંવારા છે ને બેહુ—"

"અરે બસ હવે—બસ!" માનક હવે વધારેવાર પોતાની ગંભીરતા નહીં જાળવી શકી, બેધડક હસ્તો બોલી ઉઠયો, "બેહેરામશા શેઠ, હવે તમારા દાખલાઓ જરા હદમાં રાખીને આપો! એટલી બધી એકએકની હલકી ખુશામતનાં અમુને તકસીરવાર ઠેરવો નાં! જેપણ હમે બોલતાં હોશું તે—"

"તે શું વાજબીજ હોશે, એમ?"

"હાજી; તે ગેરવાજબી તો નહીંજ હોશે."

"ફુ-ફુ, ધુલ! એ હું કદીપણ માનું નહીં. પણવા અગાઉનાં પોર્યાંઓ કદીપણ એકેકને સાચી વાત સમજાવે નહીં. તે લોકોના બોલે બોલ જુઠા, વખાણે વખાણ અણઘટતી, વિચારે વિચાર માખણ-મસકાના, ને વચને વચન ઢોંગી!"

વળી પાછો માણકના મોહડાં ઉપરનો રતાશ વધતો ગયો. જરબાનુ તરફની તેની લાગણી હવે કેવી રૂપે બદલાઇ હતી

તે પોતે સારી પેઠે જાણે છે અને સમજે છે તે તેને જણાવવાની આ એક તકનો ફક્ત લાભ બેહેરામશા લેતા હતા, તે હવે તે સારી પેઠે સમજ્યો; અને એક આશક તરીકેની તેની હાલતમાં તે આજે અંચીતો જાહેર પડી ગયો તેથી તેને એટલો તો ગુંચવાડો અને એટલી તો શરમ ઉપજી, કે આ વેળા તો કાંઇ વચ્ચે બોલી બેહેરામશાહને તે અટકાવી પણ શક્યો નહીં. અને તેથી આ પક્કા જઇફ પોતાના ટાહુકા આગળ ચલાવતાજ ગયા.

"તમે સાચું બોલો! આહા–હા–હા! એ વિચારજ કેવો હસવા જેવો છે! પેલો 'શેકસપીઅર' પોતેજ શું કહી ગયોચ તે તું ભૂલી ગયો માનક? તું તો કેહજે એ કવિ તારો માનિતો છે?"

"હા, બેહરામશા એ મારો માનિતો છે." માણેકે હવે હીંમતથી જવાબ દીધો, "ને એ કોણનો માનિતો નથી? કીયા સેતારાઓના ઉત્તમ સંજોગે એણે પોતાનો જન્મ લીધો હોશે કે અત્યારસુધી તેની નોબતે કોઇ પુગવા પામ્યું નથી! એનો હું અભ્યાસી છેઉં, શેઠ મારૂં ફુરસદનું વાંચણુ એમાંજ સમાચલું છે." માણક બેહેરામશાહનાં ધ્યાનમાંથી પેલી વાત કાહડી નાખવાની મતલબથી આ અમર કવિની તારીફો લંબાવી બોલ્યો.

"ને એનોજ અભ્યાસ એક ઉધરતા જવાનને દુનિયાનો અનુભવ શિખવવાને પુરતો છે. પણ હવે માણક," બેહેરામશાહ પાછી આગલી બાબદ લંબાવી બોલ્યા, "કેહ મને જોઉં કે એ કવિ તમારા જેવાઓ માટે શું કહી ગઓચ? તું નથી બોલતો? સાંભળ, તેતો કેહચ કે 'આશકોના જુઠા સોગંદો જોઇ જુપીતર દેવપણ હસે છે;' ત્યારે હવે હું હસું તેમાં નવાઇ શું?"

"બેહેરામશા એ બાબદનો તમે જો છેડો નહીંજ લાવવાના હોવો, તો મને હવે જવા દેવો! આજે એટલી બધી

મારી ટકોર કરવાનું તમુને શું કારણ મળ્યું ?" માનક હવે અરધા ગંભીર અને અરધા હસ્તા ચેહેરાએ ઉઠીને બોલ્યો. "ફરામની વાત જે અગતની છે તેની ઉપરજ ધ્યાન આપો તો કેવું ?"

"વારૂં ચાલ ત્યારે તે વાત કરીયે. બોલ તુંને શા ઉપરથી હમણાં શક ઉપજ્યોચ ?"

"ફરામરોજે હજી સુધી તે લોકો ઉપર કંઇ લખ્યું નથી તે ઉપરથી."

"લખ્યું નથી ? એતો કેહુજે મેં બે કાગજો લખ્યાં."

"હા, પણ તે પુગાં નથી. તે તેઓનાં વાંચવામાં આયાં નથી."

"એટલે,—તે કેમ ?"

"ફરામ ઉપર કોઇની તરફનું વગર નામનું જે કાગજ આયું, તેમાં અપાયલી ખબર જો ખરીજ હોય તો એનાં લખેલાં બેઉ કાગજો ધારેલે ઠેકાણે જવાને બદલે, એવા એકના હાથમાં ગીયાંચ કે તેથી ફાયદાનો બદલે ઓર નુકસાની થાય એવું છે."

"કાગજો બીજાનાં હાથમાં ગીયાં ! નનામું કાગજ આયું ? માનક તું શુ બોલેચ ?" બેહેરામશાહે ભારી તાજુબીથી પુછયું.

"બેહેરામશા, હું ખોટું કે વગર પાયાનું બોલતો નથી. લેઓ ફરામ પોતેજ નીચે ઉતર્યા, પુછો એવણને, ને ખાત્રી કરો."

માળ ઉપરથી નીચે આવેલા ફરામરોજને થોડા બોલોમાં થયલી વાતચીતથી વાકેફ કરી, બેહેરામશાહ તુરત સવાલ કરવાને ચુકયા નહીં.

"ફરામ, આએ માનક શું કેહેચ ? તેં લખેલાં કાગજો પેસતનજી ગાંધીનાં વાંચવામાં આયાં નથી ?"

"એક કાગજ મને મળ્યુંચ તેમાં લખેલું જો ખરૂંજ હોય તો તે તેવણના વાંચવામાં આવેલાં નહીં હોય કાકાજી."

"ને તોપણ તું તેને વાસ્તે એટલો બેદરકાર છે? તુંને તેની કંઇ ચીંતાપણ લાગતી નથી?" ગઝદરે અચરતીથી પુછીયું.

"કાકાજી, તે લોકો પોતે મારી તરફ એટલાં તો બેદરકાર છે, કે હું તેઓ ઉપર કંઇપણ વધારે ધ્યાન આપવાને વાજબી જોતો નથી. જેઓ મારી તરફ, મારી ખરેખરી કદર બુજવાને બદલે, અને મારાં કંઇ આગળાં પાછળાં કામકાજોનો વિચાર કરવાનો બદલે, વગર કારણનાં અપમાનથી વરતે તેઓની નિચ ખુશામતની હલકાઇ કરવાની તરબ્યત તમો જેવા દાનેશમંદ મુરબ્બીએ મને આપી નથી તે હું મારાં સારાં ભાયગ સમજુંચ. જેમ તેઓની ખુશીમાં આવે તેવો તેઓ રસ્તો લે તો મારે તેની સામે થવું નથી; કદીપણ હું તેઓની આડે આવવાનો નથી."

"દીકરા, તારો વિચાર માન ભરેલો છે,-તારૂં બોલવું અક્કલ પસંદ છે!" બેહેરામશાહ તેની તરફ ખુશાલી અને સંતોશની નજર ફેંકી બોલ્યા, "પણ એ નનામું કાગજ મને જોવા દેશે? તુંને કંઇપણ શક આવેચ કે એ લખનાર કોણ હોવો જોઇએ?"

બેહરામશાહના સવાલોનો તુરત કાંઇ પણ જવાબ દેવાને બદલે, ફરામ ઝડપથી માળ ઉપરના પોતાના ઓરડા ભણી દોડી ગયો, અને થોડાજ વારમાં પેલું કાગજ લાવી બેહેરામશાહના હાથમાં આપતો બોલ્યોઃ—

"કાકાજી, આ તે કાગજ છે. પણ એના લખનાર વીશે કંઇપણ શક હું લાવી શકતો નથી."

ગઝદરે તે પોતાના હાથમાં લીધું, થોડાવાર તેને સંભાળથી તપાસીને બોલ્યા—"કંઇ સમજ પરતી નથી, જો કે લખા

ણુમાં તો કંઇ દગાને બદલે ઓર ભલાઇ વધારે સમાયલી દીસેચ. અજબ જેવું છે! અક્ષર જાણે નકરા મા-મા”

“નકરા કોણના જેવા કાકાજી?” ફ્રરામે અધીરાઇથી પુછયું.

“નકરા જાણે મારા દોસ્ત વીકાજી વીરાજોગીના જેવા!”

“વીકાજી વીરાજોગી! તેવણ કોણ? તેવણ કાંહ રેહચ!”

“બેહેશતમાં! દીકરા ફ્રરામ એટલો આકલો પડવાનું કાંઇ કારણ નથી. વીકાજી બિચારો મારો ઘણો નેક દોસ્ત હતો, બેહેશ્ત બિચારાને! બાપડો ઘણાં દુખભર્યો મોહોતે મુવો!”

“તે કેમ, કાકાજી જરા કેહવો તો ખરા!”

“ફ્રરામ, હવે હમણાં આપુને એવી તવારીખો સાથે શું કામ છે?” માનક હવે વચ્ચે બોલ્યો.

“હા, કંઇજ કામ નથી.” ગઝદર પણ તેને ટેકો આપતા બોલ્યો, “એ બિચારાનો ઘણો દુઃખી હેવાલ છે, બીજે કોઇ વખતે તમુને તે જણાવશ. હાલ તો, મને તે મરનારના દસકત ને આ દસકત વચ્ચે મળતાપણું લાગવાથી મેં તેવણનું નામ વાપરયું ને એ મળતાપણું અજાયબ જેવું છે. વીકાજીના હાથ હજુર મારાં ધ્યાનમાં છે, આએજ તે ‘ક’ની વળણ, આએજ તે ‘જી’નો વાંક, આએજ તે ફુલ જેવો ‘ફ્રો,’ આએજ તે ‘ખખા’ની ખુંધ! ખરેખર-ખરેખર, ઘણીજ નવાઇ જેવી નકલ આવેલી લાગેચ!”

“એટલું બધુંજ જો મળતાપણું હોય તો તેમાં કંઇબી ભરમ હોવો જોઇએ!”

“શાનો ભરમ, ફ્રરામ? ઘણી વખત ઘણી ચીજો એમ અંચીતી સરખી નિકળી આવેચ. બે પારકાંઓના ચેહેરા વારે ઘડી એક સરખા નથી નિકળી આવતા?”

“હા આવેચ, એમાં કશો શક નથી.” ફ્રરામે ઉત્તર વાળ્યો, ‘બે ત્રણ દાહરાપરજ મેં એક જુવાન પારસણને

જોઇ જેનો ચેહરો આબેહુબ આપરી જરના ચેહેરાને મળતો ઉતો!"

"પણ ખાશીએતોમાં કદાચ એવું મળતાપણું નહીં હોશે!" માણુક તુરત બોલી ઉઠયો.

"માણુક-માણુક, મારાં બોલેલાંની આ તાજીજ સાબેતી!" વળી બેહેરામશાહ તેની તરફ ચવિત્રાઇથી જોતા બોલ્યા. "પણ લેઓ, આપરાં બાનુજ આવેચ, ને વરી જમાનાના જોયલાં જીલઇ દોસાંબી, તેવણુની પછવારેજ છે. હવે વરી એકકુની તારીફોને ટેકાઓ સાંભળવાનો વખત આયો. પણ હવે બોલ ફ્રરામ તારો શું વિચાર છે,–તું શું કરવા ચાહેચ? આ તારો દોસ્ત તારી હાલત ઉપર જેમ બને તેમ જલદી ધ્યાન અપાયલું જોવાને ખુશી છે. વાસ્તે હવે આ સંદેશો જે છુપો આયોચ તે ખરા તરીકે માનીને તું જે ઉપાય લેવા માંગતો હોય તે બોલ, હમારેથી બની શકતી સલ્લાહ અને સુચનાની મદદ તુને આપવાને હમે તૈયાર છીએ. આપરાં ડાહપણવારાં જરબાનુબી તેમાં પોતાનો વિચાર ઉમેરશે; જોકે મારી તો ખાત્રીજ છે કે તે માણેકશાના વિચારને સોએ સો ટકા મળતો આવશે."

હવે જરના ચેહેરાનો રંગ જોવા લાયક બની રહ્યો, અને તે જોઇ ભલાં દીલનો કાકો વધારે ખુશી અને વધારે ગમત મેળવવા લાગ્યો.

"મેહેરબાન કાકાજી," હવે ફરામરોજે પોતાનો વિચાર જણાવ્યો, "તમે પોતે ને માણુક મારૂં ભલું થયલું જોવાની જે કાળજી રાખોચ તે માટે હું તમો બેઉનો ઘણો આભારી છેઉં. ખચીત, તમો બધાંની સલ્લાહ લીધા વગર તો હું કશુંબી કરવાની હુલડાઇ કે બેઅદબી કરવાનો નથી, પણ તે લેવાની મને હમણાં અગત નથી. હું પોતે સમજુંચ, ને વે

ખરી રીતે સમજુંચ, કે આ બાબદમાં હું નહીં પણ એ લોકોજ વાંકમાં છે."

"પણ એબી તેઓનો વાંક કંઇ અરસપરસનીજ છુપી ગેરસમજુતીને લીધે નિપજ્યો હોય તો?" માણુકે પુછ્યું.

"નહીં, તેમબી થયું નથી. જેમ હમણાં બનેલું, આએ કાગજો ઉપરથી આપરે ધારીયેચ, તેવું કંઇ શરૂઆતમાં બનતું ગયું હોય એમ નથી, તે બાબે મારી ખાત્રી છે."

"પણ ફરામ, આ તો કાગજ એકુજ છે કેની?" બેહેરામશાહે પુછ્યું, "ત્યારે, તું 'કાગજો' કરીને શા ઉપરથી બોલ્યો?"

"નહીં કાકાજી, આ બીજું એક કાગજ એજ લખનારના હાથનું મને ઘણો વખત થયો, મારી ગાડીમાં પડેલું મળ્યું'તું." એમ બોલી તેણે તે કાગજબી બેહેરામશાહનાં હાથમાં મુક્યું, "જો કે એ બેઉમાંની બાબદોને કંઇ સંબંધ હોય એ દેખાતું નથી, તોબી દરેક વખત, એક વિષે બોલતાં બીજુંબી મારાં ધ્યાનમાં આવી જવા વગર રેહતું નથી."

"ઘણી અજાયબીની વાત છે!" બેહેરામશાહ તે બન્ને કાગજો ફરી પાછાં તપાસતાં બોલ્યા, "ફરામ, તે તારૂં ભલું ચાહીને લખેચ તેમાં તો કશો શક નથી. પણ જેમ તુંને એકની સાથે બીજું યાદ આવેચ, તેમ મને એ બેઉ જોઇને પાછા વીકાજી વીરાજોગી યાદ આવેચ!"

"ને એ લોકોનેજ જ્યારે હું વાંકમાં જોઉંચ," ફરામે તુરત પોતાનો ખુલાસો આગળ ચલાવ્યો, "ત્યારે ઉતાવળ કરીને મારી તરફનાં કંઇબી ઉપાય લેવાને હાલ હું વાજબી જોતો નથી. માણુક, એક થોરો વખત વધારે મને થોભવા દેવો. થોરો વખત વધારે એ લોકોનો રાહુઘાટ હું જોઉં, એટલે પછી કેવાં પગલાં ભરવાં તે તમુને પુછીનેજ હું નક્કી કરશ."

"જેવો ત્યારે તમારો વિચાર ભઇ." માણુક બોલ્યો, "એ તમારે લગતી વાત છે એટલે અલબતાં હમુને બધું તમારીજ સારી સમજ ઉપર સોંપવું જોઇયે. મેં તો મારી નજરે જે કરવાનું વાજબી દીસ્યું તે તમુને સુચવ્યું."

"ઠીક છે ત્યારે ફ્રામ, જે તુને ઘટે તે કરજે. તારાં કામનો અખત્યાર તુનેજ છે." ગઝદર બોલ્યા, "પણ માણુકે નેક દિલથી તારૂં જે ભલું ચાહ્યુંચ તે માટે એનો ઉપકાર કબુલ કરવાનું વીસરતો નાં."

"ખચીત નહીં. માણુકના મારી ઉપરના ચાહાનો આભાર તો મારેથી કદીબી વીસરાશે નહીં." ફ્રામ બોલ્યો; અને માણુકબી તુરત તેનો લાયક જવાબ આપવાને ચુકયો નહીં.

"પણ ફ્રામ," બેહેરામશાહે પુછયું, "આ વગર નામનું છેલ્લું કાગજ તુને કયારે મળ્યું?"

"હું એનો જવાબ દેઉં કાકાજી," જર હવે વચ્ચે બોલી ઉઠી, "જે દાહડે રાતે તમારાં પેલાં શરબતનાં તંબલરને લગતું ગોધીયારૂં થયું ત્યારે."

"ઓહો! તો તેજ વખતે મને કાંય નહીં એથી વાકેફ કીધો?"

"તે દાહડે કાકાજી, તમે બે ત્રણ બનાવોને લીધે ઉશ્કેરાયલા હોવાથી એ વાત તમારા કાનપર લાવવાને ફ્રામે ઘટતું વિચાર્યું નહીં."

"આહ–આહ! ઘણું અજાયબ જેવું ગોધીયારૂં!" તે રાતની બીનાં બેહેરામશાહને યાદ આવવાથી તેવણ હસ્તા હસ્તા બોલ્યા. "બધું એટલું ઝડપથી બન્યું કે મને તો કંઇ વિચાર કરવાનોબી બરાબર વખત મળ્યો નહીં!"

"જે થયું તે હંધું હીરાંબાઇથી થયું." જીલઇએ હવે

તાહુકો પુર્યો, "એવણુ તો કંઇ ઘેલાં મનીખની કાંની રીહ-માંજ આવી ગીયાંની!"

"અરે ભલું થયું કે તું વચ્ચે નહીં આવી જીલઇ," ગઝદર રમુજથી બોલ્યા, "નહીં તો કે તારો તો ટોટોજ પીસી નાખતે! ને હમુને વરી નવી પંચાતીમાં આવવું પડતે!"

"ખચીત," જર બોલી, "બધાંઓની ઉપરનો સામટો ખાર એ બીચારી ઉપર કાહડવા વગર હીરાંબાઇ રેહેતેજ નહીં."

"અરે બલા લેતી મારો ટોટો પીહતેતો. હ્યાં તે કોણ જીવવા માગે? જે તે એક દાહરો મરવાનું. મારાં પનોતાંનાં ઘેરમાં, ને તેઓની નજર આગળ મરૂં એટલે બહુ."

એ વાત ચાલતી હતી તેવામાં બાહેરથી પ્રીન્સનાં ભોંસવાનો અવાજ સંભળાયો, અને કોણ આયું છે તે જોવા માટે ફ્રામરોજ તુરત બાહર ગયો.

થોડા વારમાં તે પાછો આવ્યો. તેનાં મોહડાં ઉપર ભારે ઉદાસીનો છાપો ફેલાયલો સઘળાંઓએ જોયો, પણ કોઇ તેનું કારણ સમજી શક્યું નહીં.

આવતાં વાર તેણે એક ઉખેડેલું કાગજ બેહેરામશાહ ગઝદરનાં હાથમાં મુક્યું, અને તેમ કરતી વેળા, કંઇ વધારે ખુલાસો આપવાને બદલે, તે એટલુંજ બબડયો કેઃ—

"ગરીબ બીચારી શીરીન!"

"એ શું!" એમ તાજુબીથી બોલી, બેહેરામશાહે તે કાગજ લેઇને વાંચ્યું. તેમાં એટલુંજ લખ્યું હતું કેઃ—

'શેઠ માણકજી નવરોજી દુબાસ બપોરે બે વાગે હક થયા છે. આવતી કાલે સહવારે અવલમંજલ પોંહચાડવામાં આવશે.'

"અરે! કેવું ઓચીંતું મરણ!" બેહેરામશા બોલ્યા, "પરમ દાહાડે તો એવણુને આગળના કરતાં હું સારી પખે જોઇ આયો!"

"ત્યારે કાલનો પાછો ગભરાટ થયો હોશે બીચારાને!" જર હવે તે કાગજ ઉપર નજર કરી બોલી.

"પણ તે તો એવણના પેલા દુકતાએ આપણને જણાવ્યું નહીં?"

"તે લુચ્ચો આપણને શું કામ જણાવે?" ફરામ પોતાની આગલીજ ઉદાસીથી બોલ્યો, "કાકાજી, તમારે તો એનું કારણ સમજવુંજ જોઇએ. તમે જે ધમકી એને આપી તે તો તમારા ધ્યાનમાં છે કેની?"

"હા—હા, ફરામ હું સમજ્યો. એ નાપાકે જાણીજોઇને બધું રંધાઇ રહ્યા પછી કેહવાડયું! એણે જાણી જોઇને એ એ મરનાર સાથે મને ફરીથી મુલાકાત થવા દીધી નહીં!"

"કારણ કે એ સમજ્યો કે એમ કરવા દીધામાં એની પોતાનીજ કમબખ્તી થશે."

"હા એમજ—એમજ!"

"પણ કાકાજી," જરબી તેવીજ દલગીરીથી બોલી, "એ લુચ્ચાના વાયદા ઉપર ભરોસો રાખવાને બદલે તમે પહેલેથીજ કાંઇ જુદા બંદોબસ્ત એને ઠેકાણે લાવવાના કીધા હોતે તો ઠીક."

"પણ હું શું જાણું કે માણેકજી એમ અણચીતા મરીજ જશે? એવણ સાજા થાય તો મારી મરજી મુજબ બધું કરવાની એ પોરિયાએ મને કબુલાત આપી, તેથી હું નચીંત થઇને બેઠો."

"અરે મુવો એ કમબખત!" માણેક પણ સઘળી બીનાથી વાકેફ હોવાથી નોશેરવાન ઉપર શ્રાપ નાખતો બોલ્યો—"કોણ જાણે કેમ એને સેહતાને ઘેરીયોચ કે છતું સુખ ભોગવવાનો સારો રસ્તો એને સુઝતોજ નથી!"

"અરે એ દેવ મારી સાથે પણ કેવો દગો રમ્યોચ-કેવો કપીંણુ દગો રમ્યોચ! ખચ્ચીત જર, મેંજ ભુલ કીધી. એની જુઠી જબાનપર મને બીલકુલ ભરોસો રાખવો નહીં હતો!"

"હવે તો જે થયું તે થયું." જર બોલી, "કાંઇ બીજી રીતે એ સમજે તો તે તપાસો કાકાજી!"

"અરે મુવો એ સમજતો હવે!" ફરામે નિરાશીથી જવાબ દીધો. "હવે તો સામો એ આપુને અપમાન કરવાને પણ ચુકશે નહીં!"

"બીચારી શીરીનનાં નસીબજ સારાં નહીં એટલે હવે આપણે શું કરીએ?" માયાળુ જર પોતાની બેહેનપણીના દુઃખ માટે આંખમાં પાણી લાવી બોલી.

જીલઇ, જે બન્યું તેથી જાણુતી નહીં હોવાથી, આ વાતચીતમાં કંઇ ભાગ લઇ શકી નહીં અને તેથી હવે વધારે વાર ત્યાં બેસી રહેવાને બદલે પોતાને ઘરનાં કામો ઉપર ધ્યાન આપવાને માટે તેણી ત્યાંથી ઉઠી ગઇ.

જીલઇના ગયા પછી બેહરામશાહ અને ફરામરોજ પણ ઉઠયા અને જોઇતી તૈયારીઓ કરી, દુબાશના બંગલામાં મુલાકાત આપવાને થોડા વખતમાં બાહેર પડયા.

ચાહતાં આશક માશુકની હાલત ઉપર આવેલાં, માણેક અને જર બન્ને એ સઘળા બનાવો ઉપર વાતો કરતાં ત્યાંજ બેસી રહ્યાં.

---

# પ્રકરણ છત્રીસમું.

## એક દરખાસ્ત.

"Forget! ay, forget-it is a strange truth! We do forget. All nature preaches forget-fulness. Its very order is the progress of oblivion." '*Eugene Aram,*'

"વીસરે! વીસરે—હા એ એક વિચીત્ર સચાઇ છે! આપણે ખચીત વીશરીયે છીએ! સધળી કુદરતી પણ વીસ્મરણનોજ ઉપદેશ આપે છે. તેનો સધળો અનુક્રમજ વીસ્મૃતીના વધારાનો બનેલો છે."

'યુજીની એરમ'—એક વાર્તા.

માણેકજી દુબાશનું મરણ નિપજેલું આપણે ગયાં પ્રકરણમાં વાંચ્યું ત્યાર પછી થોડાક વધુ દિવસો નિકળી ગયા હતા.

દિવસ આતવારનો હતો. વખત સાંજના પાંચનો હતો.

પેસતનજી ગાંધીના ગીરગામ ખાતેના બંગલાનાં એક અંદરથી આવેલા ઓરડામાં પુટલી એખલી બેઠેલી હતી. તેણીના પિતા પોતાની એક કલ્બમાં પધારેલા હતા અને આવાંબાઇ પોતાના સગાંઓને અને સહીઓને રાબેતાની મુલાકાત આપવા બાહેર ગયલાં હતાં.

એક નરમ કોચ ઉપર પુટલી અલેટાયલી હતી, અને તેણીના ખોલા ઉપર, પેહેલ્લા પારસી બેરોનેટની યાદગાર જીંદગીના રસીલા બેતરૂપી હેવાલનું જાબજા પસંદગી પામેલું પુસ્તક, ઘણીજ દિલકશ ઢપે બંધાયલું પડયું હતું.

કોચની પાસે આવેલી એક લાંબી ઉઘાડી બારી માહેથી ઉપર નજર ફેંકતાં ઘેરો લીલો આકાશ પોતાનાં સફેદ વાદલાંઓ સાથ, એને નીચે જોતાં મોટો બાગ પોતાનાં ફુળફુલો સાથ દીપી નિકળતો હતો.

પણ તે ચોપડી, કે આકાશ, કે બાગ કોઇપણ આ ખુબસુરત પુતલીનું ધ્યાન પોતા ઉપર રોકી રાખવાને અશક્ત થયાં હતાં.

એકલી પડેલી હાલતમાં ઉપજતા તરેહવાર સારા અને નરસા વિચારોથી છુટવાના ઇરાદાથી તેણીએ પેલી ચોપડી લીધી હતી, પણ થોડાક વખત તેની લીટીઓ ઉપર તેણીની આંખો દોડયા પછી, એક નવા વિચારમાં તેણીનું મન એટલુ તો અંચીતું અને સખત રીતે ગુંટાઇ ગયું કે તેમાંથી મુકતી પામવાની કોશેશમાં પેલા ચંચળ કવિનાં રંગીન લખાણો વટીક પણ તેણીને કશી મદદ આપી શકયાં નહીં!

કંટાળીને તેણીએ તે ચોપડી મુકી અને બારીની બાહેરના દેખાવો તરફ પોતાની નજર ફેંકી, પણ તે ફોકટ. જેમ ઉપર પંથરાયલા લીલા ગાલીચાની એક સરખી ખુબસુરતીમાં ખલલ કરીને દોડી જતાં દુધ-રંગી વાદળાંઓ તેમજ નીચે ફેલાયલાં બોહુળા બાગના દિલકશ કયારાઓમાં ઉગેલાં ફુલો અને તેઓ ઉપર ઉડી રહેતાં પંખેરાંઓ, ઉશ્કેરાયલી હાલતમાં અસ્થીર રહેલી તેણીની આંખોને પોતા ઉપર ટેકવેલી રાખી નિરાંત આપવાનું કૌવત અથવા લાલચ ધરાવી શકયાં નહીં.

તેણીની આંખો જો કે તે ચીજો તરફ ફેરવાતી તો હતીજ; પણ ખ્યાલોમાં રોકાયલું એક માણસ જેમ છટી જોતી આંખોએ પણ અંધાપો ભોગવતું ગણાય છે, તેમ તે ચીજોમાંથી કોઇ પણ એકનો આકાર કે ઓળો પુતલીની ચશમો ઉપર પણ પોતાનો મજબુત છાપ મારી શકયાં નહીં.

તેણીની નજર ખાલી હુવામાં ભમતી રહી-તેણીનું મન સંગીન બાબદોના વિચારોમાં ભમતુંજ રહ્યું.

ત્યારે એટલી બધી અસર કરનારો એ વિચાર તે શું અને શાનો હતો?

એક ઉધરતા જવાનને મુખ્ય વિચાર શાનો હોય?—પૈસાનો. એક ઉધરતી કુમારીકાને મુખ્ય વિચાર શાનો હોય? —ભવિષ્યના ખાવીંદનો.

ત્યારે પુતલીના મનમાં હાલ ઉપજેલો વિચાર પણ એજ બાબદને લગતો હતો.

ઘણો લાંબો વખત થઇ ગયો તોપણ ફ્રરામરોજે ચાલુ રાખેલી બેદરકારી અને ચુપકીદી વિષેનો ગંભીર વિચાર, જ્યારે પણ તેણી એકલી પડતી હતી ત્યારે ઘણું કરીને આવતો હતો; અને તેમજ તે આજે પણ આવી પુટલીની બેચેની અને ઉદ્દાસીનું કારણ થઇ પડયો હતો.

છેલ્લી વખત જ્યારે ફ્રરામરોજ તેણીને મળ્યો હતો ત્યાર પછી તેણે પેસતનજી ગાંધીની મુલાકાત નહીં લીધી હતી એટલુંજ નહીં, પણ તેણે પુતલીને પોતાને મળવાની પણ કનવાર કીધી નહીં હતી; અને એકપણ કાગજ લખીને તેણીનાં ઇંતેજાર મનને ધીરજ આપી નહીં હતી.

એ જુદાઇ અને બેદરકારીનું કાંઇ પણ કારણ નહીં સમજી શકવાથીજ અરધી દલગીરી અને અરધા ગુસ્સાભર્યા વિચારોમાં હાલનીજ માફક તેણી વારે ઘડીએ ગુંટઇ જતી હતી. ફ્રરામરોજે લખેલાં કાગજો વિષે અને તે કાગજો શું હાલતે પુગાં તે માટે તો અલબતાં, વાંચનાર જાણે છે તેમ, તેણી અંજાણીજ હતી અને તેથી પોતાના આશકનું એવું ઠંડાપણું તેની પોતાનીજ બેવફાઇથી ઉત્પન્ન થયલું માનવા વગર તેણીનો બીજો કશો ઇલાજ રહ્યો નહીં.

જુદાઇના એ સઘળા અરસામાં તેણીએ પોતે પણ મુલાકાતથી અથવા કાગજ પત્રોથી તેની બદલાયલી વર્તણુકનો સબબ જાણવાના કાંઇ પણ ઉપાયો નહીં લીધા હતા એ ખરી વાત હતી; પણ તેમ તેણીએ હાથે કરીને કીધું હતું અને તે એજ વિચારથી કે કાંઇ પણ દેખાઇતા સબબ વગર 'બેવફા' થયલા આશકને પટાવવાની કે સમજાવવાની તેણીની ફરજ નહીં હોવી જોઇએ.

તેણી બરાબર સમજતી હતી કે ફરામરોજ જે ચુપ રહ્યો હતો તે તેની પોતાનીજ મરજીથી હતો, અને નહીં કે તેણીના કેહવાથી. અને તેથી વળી પાછી, તેને સમજાવીને ઠેકાણે લાવવાની, હલકાઇ દેખાડવાનો વિચાર કરવાને બદલે, કોઇ વેળા તો ગુસ્સાના બાહુારમાં તેણી એવાજ મકમ ઠરાવ ઉપર આવતી હતી કે ફરીથી ફરામરોજને લગતો ખ્યાલ પણુ કરવો નહીં.

પણુ એ ઠરાવ જાળવવાની તેણીનામાં તાકાતજ કયાં હતી?

ફરામરોજ કાંઇ તેણીનો આજ–કાલ જાણુમાં આવેલો આશક નહીં હતો, અને તેમજ તે પોતાની જુવાન વયથી કાંઇ સાધારણુ કિસમની ખુબસુરતી અને ચંચળાઇ અને કેળ-વણી ધરાવતો નહીં હતો, કે તેને લગતી યાદ અને તેને વિષેનો વિચાર પુતલી જેવી એક કોમળ કન્યા સેહેલાઇથી ગુમ કરી શકે. 'ઍપૉલો બંદર' ઉપરની તેઓની વાતચીતમાંજ આપણે જાણી લીધું હતું કે તેઓની બાળ વયથીજ તેઓ એકમેકનાં રમત્યાલ સાથી હતાં અને તે ઉપરાંત ખુબસુરત હોવા સાથ, આટલી ઉમરમાં કેટલી કેળવણીનું તેનામાં ગોહર હતું અને કેટલી ચાલાકી અને ઝડપનો તે ધણી હતો તે માટેનું અવ-લોકન તો પુતલી પોતેજ મનમાનતી રીતે કરી ચુકી હતી.

તો એવી પુર્ણતાવાળો જુવાન, મનથી તે કેમ ખીસે?

અને ઘડીભર એમબી ધારો કે ખીસે—એમબી ધારો કે તેની એ સઘળી ખુબીઓ ફરામોશ કરવાને તેણી શક્તિ-વાન થાય. પણુ ત્યારે તેણીને તેવી શક્તિ આપનારી કોઇ બીજી લાલચ જોઇએ કે નહીં? અને તે લાલચ તેણી પાસે કયાં હતી? તેણીની આટલી વય સુધીમાં પુતલીએ એકલા ફરામરોજ શિવાય કોઇ પણુ બીજા જુવાન તરફ કદીબી એવી

કાંઇ ઘચુપચુ વળાણુ નહીં દેખાડી હતી કે જેથી તે તેણીનું દીલ જીતવાની એક ઘડીભર પણ આશા બાંધી શકે, અને તેથી હવે કોઇ એવાં પગલાં ભરવાની હીંમત કરે એતો અલબતાં બનીજ નહીં શકે. ત્યારે બીજો એવો કોણ હતો કે જેને વિષેનો તેણી કંઇ ખ્યાલ કરે?

તે તો એખલો લવજીજ હતો.

ખરેખર, લવજી પોતા મીઠાશભરી જબાંદરાઝીથી, અને નીતિ, નેકી અને નમનતાઇના ઢંગોથી તેણીની ઉપર કાંઇ સારી અસર કરવામાં ફાવતો ગયો હતો. અને એવાં તેનાં મક્કરો જો એવીજ ફત્તેહથી ચાલુ રહ્યાં હતે, અને તે સાથે ફરામરોજ તરફની જુદાઇ પણ જો જારીજ રહેતે, તો બેશક થોડા-ઘણા વખતમાં લવજીને મન ભાવતું પંખેરૂં પોતાનીજ પૂર્ણ ખુશીથી તેને બિછાવેલી જાળમાં આવી બેસવા વગર રેહતે નહીં.

પણ લવજીના માઠાં ભાયગે તેના એવા ઢંગો, પુટલીની ચબરાક નજર સામે આગલના જેટલીજ ફત્તેહથી સઘળો વખત જારી રહી શકયા નહીં. તેને જો પોતાની મુલાકાતો કોઇ કોઇ વેળાની અને વાતચીતો થોડા-થોડા વખતની ચાલુ રાખી હતે તો આ કુમારીકાના મનમાં તેની નામદારી માટે ઉંચા વિચાર પણ વગર હરકતે ચાલુજ રહ્યા હતે. પણ તેમ તો તેણે કીધું નહીં. કલાકના કલાકો સુધી લંબાતી વાતચીતોવાળી પોતાની મુલાકાતો લવજીએ ઉપરાસાપરી આપવી ચાલુ રાખી, અને તે લગભગ રોજીંદા સંબંધમાં જણાતી જુદી જુદી નિશાનીઓ ઉપરથી પુટલીનાં મનમાં ખતરો ઉપજવા વગર રહ્યોજ નહીં કે તે પોતાને જેવો ભલો દેખાડવા માંગે છે તેવો ભલો તે નથી. જો કે લવજી સઘળું પોતાનું બોલવું ચાલવું ઘણીજ સંભાળથી કરતો હતો, તોપણ કાંઇ અંચીતી

ઉસ્કેરણીના કે ઉતાવળના કે બેદરકારીના હીંગામમાં, પોતાની અસલ અને ખરેખરી આદતને વશ થઇ, તે એવા શબ્દો ઓચરી દેતો હતો, અથવા એવા વિચારો જણાવી દેતો હતો કે જે પહ્યાવરદી પુટલીને લવજીએ ધારણ કીધેલા ધરમિષ્ટ-પણાંને બીલકુલ અનુસરતા નહીં લાગતા હતા.

એક વખત એવો ખતરો ઉપજવાથી તેણીએ લવજીની હિલચાલોને ચોકસાઇથી તપાસવા માંડી, અને તે સાથે ફરામરોજની જે ચાલચલણોનો પોતે અનુભવ મેળવ્યો હતો તેની, લવજીની ચાલચલણો સાથે સરખામણી કરવાનું તેણીએ શરૂ કીધું, અને એ સઘળાનું સેવટનું પરીણામ એ નિપજ્યું કે લવજી તેણેની નજરમાં ચહડવાને બદલે ઓર હલકો પડી ગયો, અને આખરે, તેણીની ગમે એટલી નાખુશી છતાંપણ એમજ થયું કે જેમ જેમ લવજી તેણીની નજરમાં ઉતરતો ગયો, તેમ-તેમ ફરામરોજની ખુબીઓ વિષેના વિચાર તેણીના મનમાં વધારે ઉપરાસાપરી આવતાજ ગયા! અને તેથી હાલ આપણે જોઇએ છીએ તેવી ચિન્તાતુર હાલતમાં તેણી વારંવાર પડતી હતી.

એક બાબદ તેણીનાં ધ્યાન પર આવવા વગર રહી નહીં, અને તે એજ કે ફરામરોજની જુદઇની શરૂઆત લગભગ જ્યારથી લવજી તેણીનાં ઘરમાં આવતો જતો થયો ત્યારથી થઇ હતી. પણ એ વાત સાંભરી આવતાંજ તેણી એમ બબડતી હતી કે—

"પણ લવજીનાં હ્યાં આવવાથી ફરામરોજને દુર થવાનું શું કારણ મળ્યું? લવજીએ કંઇ એને એમ તો નહીં કહ્યું કે એ તેના હરીફ તરીકે હ્યાં આયોચ! ને લવજી કદાચ એવી મતલબથી આયો હોય, તોપણ તેથી મારી ઉપર શું અસર થવાની હતી? ફરામનો મારીપર વિશ્વાસ નહીં હતો?

મારે માટે શકમંદ રહીને એમ જુદાઇ રાખવામાં એની શું લાયકી ગણાય? પણ નહીં એમ પણ કંઇ બન્યું હોય એ મને લાગતું નથી. મને તો એમ લાગેચ કે એમાં ફ્રામની પોતાનીજ બેવફાઇ છે.”

એ મતલબનું તેણીનું દર વખતનું બબડવાનું હતું અને તેમજ તેણી આજે પણ બોલવાને ચુકી નહીં હતી. પણ વળી પાછો કાંઇ વિચાર આવવાથી તેણી બબડી કે—“પણ એ એવો બેદરકાર થાય એ કેમ બને? ઝવેર જેવી કિમતી ખુબીઓ ધરાવનારો મારો ફ્રામ મને વિસરે એ પણ હું માની શકતી નથી. મને વિસરે! મારે વિષેનું બધું એ વિસરે! નહીં એ નહીં બને. એનો ભલો સ્વભાવ એને એમ કરવા દે નહીં,—એની ઉંચી કેળવણી એને એમ કરવાની રજા આપે નહીં! કોઇપણ સબબથી એમ કીધેલું હોવું જોઇએ,—પણ તે સબબજ મને સમજ પરતો નથી.”

એટલું બોલી તેણી વળી પાછી ગુપ્ત ખ્યાલોવાળી પોતાની આગળી હાલતમાં પડી. પણ વધારેવાર એજ હાલતમાં તેણી રહી શકી નહીં.

થોડોજ વાર વધારે ગયો એટલે બાગમાં દાખલ થતી ગાડીનો ખખડાત તેણીને કાને પડયો. આવાંબાઇ પોતાની મુલાકાતોથી પાછાં ફરીયાં હશે એવું ધારી તેણીએ બાહેર જઇને જોવાની કશી દરકાર કીધી નહીં.

પણ બે ત્રણ મોનીટ ગઇ નહીં એટલામાં તો કોઇ પુરૂશનાં પગલાં તેણીના ઓરડા ભણી આવતાં તેણીએ જાણયાં, અને તે કોણનાં છે તે ઉઠીને જોવા માટે તેણીને વખત મળે તે અગાઉ તો ઓરડાનું અળગું ધાંકેલું બારણું ઉંઘડયું, અને લવજી અંદર દાખલ થયો.

આવતાંવાર તેણે હસ્તે મોહડે તેણીની ખેરઆફિયત પુછી, અને પુટલી કંઇ કહે અથવા અરજ કરે તેની વાટ નહીં જોતાં, એક ખુરસી ખેંચી તેણીની સામે તે બેઠો.

લવજી એક તો હમણાં—હમણાં પુતલીની નજરમાંથી ઉતરી ગયલો, અને વળી બીજું તો તેણી આજે કંઇ ખુશ મીજાજમાં બેઠેલી નહીં. એટલે હવે, તેનો ઓરડામાં બેધડક કરેલો પગપેસારો અને વગર દરકારની છુટ પુટલીને એક રજ બરાબર પણ પસંદ પડી નહીં.

લવજીએ પોતાની મુલાકાતનું એથી વધારે નઠારૂં ટાંકણું પસંદ કીધું હતે નહીં.

"કેમ લવજી શેઠ, આજે આતવારે કંઇ હયાં આવવું પડયું ?" તેને પુછેલી ખેર આફીયતનો ટુંકમાં જવાબ દઇ, પુટલીએ આ છેલ્લો સવાલ અજાયબી દેખાડીને પુછયો.

લવજીનો રવીવાર હંમેશ જુદી-જુદી કલબોમાં રોકાયલો રેહવાથી, તેનેથી એ દિવસે પેસતનજીના બંગલામાં કદીપણ અવાતું નહીં હતું.

"આજે કેઠે બાહર જવાનું નહીં હતું તેથી હ્યાં આયો પુટલીબઇ." તેણે જવાબ દીધો.

બંગલાના અંદરથી આવેલા એક ઓરડામાં લવજી જેવા એક પુરૂષ સાથ એકલી બેસીને વાત કરવી પુટલીને મર્યાદા ભરેલી લાગી નહીં.

"ચાલોજી આપરે આગળના હૉલમાં બેસ્યે." પોતા પાસેની ચોપડીને એક તેબલ ઉપર મુકતી અને બારણાં તરફ જવાની તૈયારી કરતી તેણી બોલી, "માયજી હમણાં આવતાંજ હોશે,"

પણ લવજીને પોતાની જગાએથી ખીસતો તેણીએ જોયો નહીં.

"નહીં પુતલીબાઇ," તે બોલ્યો, "જરા હયાંજ બેસો તો મેહેરબાની. મારે તમુને કંઇ કેહવું છે,—તમારી સાથે કંઇ વાત કરવી છે. પણ, તમારી એકાંત હાલતમાં તમુને ઘણી ગમત આપણી જણાતી, આએ ચોપડી શું છે?" પોતાની પેહલી અરજ જણાવી રહી, તેણે પેલી કેતાબ હાથમાં લેતાં પુછ્યું.

"સર જમશેદજીની જીંદગીનો હેવાલ છે." પુતલીએ ઉત્તર વાળ્યો.

"ઓહ!" તેનાં થોડાંએક પાણાં ઉથલાવી, તેને નાપસંદગીથી પાછી ટેબલ ઉપર ફેંકતો તે બોલ્યો, "કુચરો! વગર અગતનાં અવત્યાં! દમ વગરની જીંદગી—કંગાળ કલપ્નાનો હેવાલ! હું અજબ થાઉંચ પુતલીબાઇ, કે જે એમાંથી તે તમુને શું ગમત મળતી હોશે?"

તે કેતાબ તરફના લવજીના તિરસ્કાર કરતાં, ખુદ લવજીની અક્કલ તરફનો પુતલીને તિરસ્કાર બેહદ વધારે થયો.

ગુસ્સામાં આવી જો કે મનમાં તેણી એમજ બબડી કે—"આ કેવી કંગાળ મનશક્તિ! કેવો બુધ્ધિ વગરનો બકબકારો!"—તો પણ મોટે અવાજે એટલોજ જવાબ તેને દેવાને તેણીએ વાજબી વિચાર્યું કે—"લવજી શેઠ, બખ્તાવર નર તે કે જે એ હાલત ભોગવે, ને વધારે બખ્તાવર તે કે જે એવા રસીલા હેવાલો લખે."

એની વિરૂધ્ધમાં કાંઇ જવાબ વાળવાનું લવજીએ પોતાની મતલબને અનુસરતું જોયું નહીં.

"એ તો દરેક જણના વિચારો તેના પોતાના શોખ મુજબ હોય, માટે એની આપુને તકરાર કરવી નથી." એટલો ઉત્તર વાળી તેણે તે બાબદને પડતી નાંખી.

"ચાલો હવે હૉલમાં?" પુતલીએ પાછું તેને કહ્યું.

"નહીં-નહીં, જરા વાર અહીંજ બેસો. પુતલી! મને તમુને કાંઇ જણાવવુંચ-કાંઇ પુછવુંચ."

"પણ તે મારાં માયનાં દેખતાં તમે નહીં જણાવી શકો?" તેણીએ સવાલ કીધો.

"નહીં પુતલીબાઇ, પેસતનજી કે આવાંબાઇને તે જણાઉં તે આગમચ તમારા કાન પર તે લાવવાની મને વધારે અગત સમજાયચ."

"બોલો ત્યારે, તે શું છે? જેમ ટુંકમાં જણાવશો તેમ સારૂં થશે."

"હું ટુકમાંજ તે તમુને જણાઉંચ પુતલી, મને લાંબુ બોલતાં આવડતું નથી." એમ બોલતો તે પોતાની બેઠક ઉપરથી ઉઠયો અને "પુતલી—પ્યારી પુતલી, મારો આજનો સવાલ તમારા આ હાથની માંગણીને લગતો છે! જણાવો મને કે તેનો જવાબ શું છે?"

"લવજીભાઇ," તેના હાથમાંથી પોતાનો હાથ ધીમે ધીમે પણ મક્કમપણે છોડવતી પુતલી બોલી, "મારો ટુકો જવાબ માત્ર એટલોજ છે કે એમ નહીં બને."

એટલું બોલી તેણી પાછળ હટી અને જરા દુર બારણાં આગળ એક ખુરસી હતી તે ઉપર બેઠી.

નાસીપાસીનો ગુસ્સો દાબવા લવજીને પોતાના હોઠો કરડવા પડયા.

"પુતલી," તે આખરે બોલ્યો, "તમારો જવાબ ગુંચવાડા ભરેલો છે. એમ શાથી નહીં બને—એમ કોણથી નહીં બને?"

"એમ મારેથી નહીં બને."

"કારણ?"

"કાંઇ હોવું તો જોઇએજ."

"પણ તે શું ?"

"તે હું જણાવી શકતી નથી."

"પણ મારે તે જાણવું તો જોઇએજ."

"પણ તે જણાવવાને હું બંધાયલી નથી."

"પણ પેસતનજીનો—આવાંબાઇનો વિચાર ?"

"હું કાંઇ જાણુતી નથી."

"પુતલી, મારી તરફ એટલી બેદરકારીથી બલ્કે અપમાનથી ચાલવાનું શું કારણ ?" તેણીના ટુકા જવાબોનો ચટકો લાગવાથી લવજીથી આખરે દલગીરીના દેખાવ સાથે બોલવા વગર રહેવાયું નહીં.

"તમુને અપમાન કરવાનો મારો વિચાર નથી." આગળનીજ માફકના અવાજે પુતલી બોલી, "જે તમો પુછો તેના ખરેખરા જવાબ દેઉં તેમાં અપમાન જેવું શું થાય ?"

"આ શું તમારા સેવટના અને ખરેખરા જવાબો છે ?"

"હા લવજીભાઇ."

"એ શું કદીબી બદલવાના નથી ?"

"ઘણું કરીને નહીંજ."

"જે નીચ માણસની તરફેણમાં રહી, તમે મને આ જવાબો દેવોચ તે પોતાના ખરા આકારમાં ઉઘાડો પડે તો પણ નહીંજ ?"

એ સાંભળી પુતલીએ ચોંકીને તેની સામે જોયું.

"એટલે ! તમે શું બોલોચ ?"

"જે તમે સાંભળોચ તે."

"એવો તે કોણ છે કે એવી તમારી સખત બોલીઓને લાયકનો થાય ?"

"તે તમારો ફરામરોજ છે." તે ભાર મુકીને બોલ્યો.

'તમારો ફરામરોજ !' 'તમારો !' લવજીના આ બોલો અજબ જેવી રીતે, તેની ઉપરનો પુતલીનો ગુસ્સો થોડો વાર ગુમ કરીને, તેણીને લાજમાં નાખવા વગર રહ્યા નહીં.

શરમાળપણાંથી રાતા થયલા ચેહરા સાથે નીચું જોતી તેણી થોડો વાર ચુપજ બેઠી.

"તે કેવો છે તે હું જાણુંચ." તેણીની હાલતનો કાંઇ પણ વિચાર રાખવા વગર લવજીએ આગળ ચલાવ્યું, "પણ તેમ તમુને જાણતાં હજી વાર છે."

'લવજીભાઇ,' હવે દેખઇતી અત્યંત નાખુશી સાથે તેની તરફ જોતી પુતલી બોલી, "તમારે રાહે રસ્તે કદી પણ નહીં આવનારા એક પારકા તરફ આ સુધ્ધાં બીજી વખત એવી બદનક્ષી કરતાં મેં તમુને સાંભળ્યા છે. હું જાણુતી નથી કે તેમ કરવાનાં તમારી પાસે શું કારણો છે. વાસ્તે એ તમારૂં બોલવું મને તો ફક્ત તમારા જેવા એક ગૃહસ્થને નહીં છાજતી નીંદા જેવું લાગેચ ! એવા ખોટા બુટાઓ વિષે જેમ થોડું બોલો તેમ સારૂં."

"ખોટા બુટા જેવું મારૂં એ બોલવાનું નથી, પુતલી !" લવજીએ પણ જોસમાં આવી ઉત્તર વાળ્યો. "મારાં બોલવાની સચ્ચાઇ ખોદા કરશે તો થોડાજ વખતમાં સાબેત કરી આપવાને પણ હું શકિતવાન થવશ. બાકી ફ્રરામરોજ જેવા એક ઉપર આશા બાંધીને બેસી રહેવામાં તમુને કાંઇ ફાયદો થનાર નથી એ નક્કી જાણજો. થોડો વખત એણે તમારી તરફ કાંઇ ભલી લાગણી દેખાડી હોય એમાં નવાઇ નહીં—થોડો વખત સુધી એને તમુને સચ્ચાઇના કોલો આપ્યા કીધા હોય તો તે વાત માનવાને હું ના પાડતો નથી; પણ તે બધા જાહુક સુધી તે યાદ રાખે અને વીસરી નહીં જાય એમ જો તમે સમજતાં હોવો તો વગર અડચણે હું તમુને કહુંચ કે તે સમજમાં

તમે સજ્જડ ઠગાઓચ! એના જેવા એક અનીતિવાન, ભમાતુ અને મતલબી માણુસ વફાદારી જો વિસરે નહીં તા તે એક ઉમદા અજાયબી ગણાય!"

લવજીનું આ સઘળું બોલેલું સાંભળતાં જે કેહેર પુતલીનાં દિલમાં ઉપજ્યા હતા તેનું બ્યાન કરવું મુશકેલ છે; પણ તે સઘળા ગુસ્સા છતાં, લવજીએ જ્યારે પોતાનું બોલવાનું પુરૂં કીધું ત્યારે, એક છેલ્લા ડહાપણના વિચારે, તેને કાંઇ તિક્ષણ જવાબ આપતાં તેણીને અટકાવી. એવી એક બારીક બાબતસર તેની સાથે ઝઘડામાં ઉતરવું તેણીને સભ્યતાભરેલું લાગું નહીં.

"ઠીક છે લવજીભાઇ," તેણીએ શાંત અવાજે જવાબ આપ્યા, "એ વિશે મને તમારી સાથે વધારે ભાંજગઢ કરવી નથી. વખત જતાં જે બનાવા બને તે વિષે જે સંભળાશે તે સાંભળશું—જે જણાશે તે જોઇશું. હવે કંઇ વધારે વાત તા કરવાની રહી નથી. માટે ચાલો બાહેર."

"ને તેવું કાંઇ બન્યા પછી તા તમારેથી હાલના તમારા વિચાર ફેરવવા વગર રેહવાશેજ નહીં." લવજી પણ હવે તેણીની સાથે બાહેર ચાલતા હસ્તે મોહડે બોલ્યો.

પુતલીએ એના કાંઇજ જવાબ દીધા નહીં.

એ પછી થોડાક વાર વધારે બેસી લવજીએ ત્યાંથી રૂખસદ લીધી.

અને તેના ગયા પછી પુતલી, આવાંબાઇ આવી પુગ્યાં ત્યાં સુધી, આગળનીજ માફકના વિચારામાં પાછી મશગુલ થઇ બેસી રહી.

---

# પ્રકરણ સાડત્રીસમું.

## જુગારી વારેસ.

"I shall never forget the horrible contortions which I there saw. Despair, fury, malicious joy, and anguish, were by turns visible in their countenances. And what was their object?—They were Gambling."

"જે ભયભરેલો અમલાત મેં ત્યાં જોયો તે હું કદીબી ભુલીશ નહીં. તેઓના ચેહેરા ઉપર નાસીપાસી, જુસ્સો, કપટી ખુશાલી, અને દુઃખ વારાફરતી પ્રગટ થતાં દીસતાં હતાં. અને ત્યાં તેઓની મતલબ શું હતી?—તેઓ જુગાર રમતા હતા!"

જે દિવસે, ગયાં પ્રકરણમાં, લવજીએ પુતલીને પોતાની મુલાકાત આપેલી આપણે જોઇ છે, તેજ આદીતવારને દિવસે નાયગામ તરફ આવેલી એક વાડી તરફ, ભલા વાંચનારને અમોને લઇ જવા પડે છે.

સાંજના સાત વાગી ગયા હુતા.

ઉનાળાના લાંબા દિવસનું મોડું ઝઝકલુંખી ગુમ થઇ, દાખલ થતી રાતનો કાળાશ ચોપાસ પંથરાઇ રહ્યો હતો.

પણ ઉપર જણાવેલા એકાંત ભાગ ઉપર આવેલી વાડી માહેલો બંગલો, ભભુકાદાર રોશનીઓના ઝલકાત સાથે, અંદર મુકેલાં સુંદર ફરનીચરને દેખાડી રહ્યો હતો.

બંગલા અંદર આશરે દસથી બાર આબરૂદાર દેખાવના પુરૂષો બેઠેલા જણાતા હુતા. તેઓમાંના બે ત્રણ ફરતા હુતા, અને બાકીનાઓ પાનાં અને પાસાની રમતમાં ગુંટાઇ બેઠેલા હુતા.

એ સઘળાઓમાં ફરતો રહેલો એકજ શખશ આપણી ઓળખાણનો હુતો.

અને તે માણેકજી દુબાશનો પાપી બેટો નોશેરવાન હુતો.

નોશેરવાનના ભલા પિતાના મરણને આશરે એક મહિનો થઇ ગયો હુતો, અને તેથી આજે તેના દોસ્તો, તેને ફરતો

હુસ્તો કરવાની મતલબે, તેને આ કલ્બ અથવા વાડીમાં લાવ્યા હતા.

લાંબા વખતના હુડહુડતા જુગારીઓની જે આ કલ્બમાં નોશેરવાન આવતો-જતો હતો, અને જ્યાં આપણે આજેબી આવેલો તેને જોઇએ છીયે, તે 'હીરા કલ્બ' નાં ભપકાદાર નામથી પ્રસિદ્ધ હતી. વીસથી પચીસ આબરૂદાર ગણાતા આસામીઓનાં ભેગાં નાણાંથી તે ઉભી થઇ હતી, અને તેઓનાજ ભેગા ખરચથી તેનો નિભાવ થતો હતો.

પ્રજામાં પાકીજેહ તરીકે પંકાતા, પણ બાતેનથી ચંડાળ આ પુરૂષો, શેહેરના વસ્તીવાળા ભાગથી દુર આવેલી આ એકાંત જગામાં પોતાને બરનું એક સુંદર મકાન ઉભું કરીને અઠવાડિયાંમાં બે અથવા ત્રણવાર 'ગુલ અને ચોગ' ના સેંકડોના દાવો ઉપર પોતાનાં કિસ્મતની બાજી અજમાવતા હતા. અને ત્યાં ભેગાં મળતા પોતાનીજ જાતના મળતાવીશેકોમાં બાહેરની કાંઇ નાલેશીઓનાં વર્ણન આપવા ઉપરાંત, પોતાનાંજ કાંઇ બદકામોની વાતોબી મોટી સરફરાઝીથી કરતા હતા.

'હીરા કલ્બ' માં આવતા સઘળા મેમ્બરો જોકે એકેએકના દોસ્તો તરીકે ગણાતા હતા ખરા, તોપણ તેઓની દોસ્તી, લફંગા લુટારાઓની એક ટોલી જે કિસમની શકભરેલી દોસ્તી ધરાવે, તેનાં કરતાં કાંઇ વધારે સારી કિસમની તો હુતીજ નહીં. કેમકે તેઓમાંનો કોઇબી એક એવો ભલો યા એવો ભોલો આસામી નહીં હતો કે જે બીજા કોઇ પોતાના ભાઇબંધને બનતાં સુધી પૈસાથી નિચવવાને, અથવા દાવ આવવે બનતાં સુધી ખીલા ઉપાડ કરવાને આંચકી ખાય. ટુકમાં, પીંડારાઓની એક ટોલી 'કિસ્મત' નામના સપેહસાલારની સરદારી હેઠળ ભેગી મળી હતી, અને તે એકુજ નિષ્ટાથી કે જેની ઉપર તેના સરદારની મેહેરબાની થાય તે

જેમ કોઇ પારકાને તેમજ પોતાના મળતા ભાઇબંધનેબી સત્યાનાશની ખાહીમાં ડુબાડે!

લવજી અને નોશેરવાન બન્ને જેઓને આપણે ઓળખી ચુકા છીએ, તેઓ આ 'હીરા કલ્બ' ને પોતાનાં સભાસદ-પણાંથી માન આપતા હતા.

એઓમાંનો એક તો આજે, એક ખુબસુરત કુમારીકા આગળ પોતાનો હુવસી પ્યાર જાહેર કરવામાં રોકાયલો હોવાથી આજે આવી શકયો નહીં હતો. અને બીજો એક મહિનાની, (તેને મનથી ઘણી લાંબી) મુદત સુધી ગેરહાજર રહ્યા બાદ, પોતાના લુટારા મિત્રોની મજબુત ખાહેશને શરણ થઇ હાજર થયો હતો.

હુમણાં જ્યારે આપણે જોઇએ છીએ, ત્યારે તો તે થોડોક વાર પોતાના સાથીઓથી જુદો પડીને એકલોજ ઓટલા ઉપર બેઠો હતો. અને તેના ચેહેરાના દેખાવ ઉપરથી લાગતું હતું કે પોતાનાં મનપસંદ મંડળમાં હોવા છતાંબી કાંઇ છુપી ચિન્તાથી તેનું મન મોકલું થઇ શકયું નહીં હતું.

"હાઃ!" થોડોવાર મુગો બેઠા બાદ, સામે આવેલા કટેરા ઉપર પોતાના પગો ટેકાવતો, એક નીસાસો નાખી તે બબડતો સંભળાયો,—"મારી હાલત કોઇ રીતે સારી તો નથીજ! એવણ ઉતા ત્યારે તો મારી પાસે કંઇજ નહીં ઉતું, પણ એવણના ગયા પછી જે મને મળ્યું તેમાંથીબી કંઇ ઝાઝું બાકી રહે એવું મને લાગતું નથી. અત્યાર સુધીમાં મેં પોતે તો કંઇજ પેદા કીધું નથી. તે તો રહ્યું,—પણ મેરવાનજીએ જે મને આપ્યું તેટલુંજ મેં સાચવ્યું હતે. અરે સાચવતોબી રહ્યા, પણ તેટલુંજ બધું ખરચીને હું સંતોષ પામ્યો હોતે તો કેવું ઠીક! મેં મેળવ્યું તો કંઇ નથી, બચાવ્યું તો કંઇ નથી, પણ ઓર એટલું બધું ખરચ્યું છે કે હાલ હજારોનાં દેવાંનો

હું જવાબદાર છેઉં ! શું ઉપાય હવે લેવો તે મને સુઝતો નથી. હાલ તુરત તો હું ધાસ્તીમાં નથી, પણ હવે પછી શું થશે તેની ફીકર મને છે. હાલનું મારૂં કરજ આપતાં જે બાકી રહે તે બીજા કોઇને કદાચ પુરતું લાગે, પણ મને,—મારા જેવા એક મોજીલા જીવને—તે પુરતું નથી. પુરતું મનેબી તે થાય જો હુંબી મારી જીંદગીની રીતો બદલું તો. પણ તે બદલાતીબી નથી. આ રંગરાગ મુકાતો નથી,—આ રંગીલા દોસ્તો છોડાતા નથી, જોકે એઓથી મારૂં કંઇ ભલું થયલુંબી મેં જોયું નથી. અરે ! પણ એજ રૂપે જો હું ચાલ્યો જાઉં, તો પછી મારી આખેરી શું ? અત્યાર સુધીમાં હજારો રૂપ્યાની જે મેં ધુલધાણી કીધી, તો હવે પછી મારા શું હાલ ? પણ હમણાં તેનો અંદેશો કરવામાં ફાયદોબી નથી. જે,—આ મારાં કિસ્મતમાં થવાનું હોય તે થાય !" એમ બોલી તેણે પોતાનાં કપાલ ઉપર હાથ અફાડિયો.

અને ખચ્ચીત આ હિણુ પુરૂષ પોતાનાં બુરાં કર્મનો અફસોસ કરે એમાં નવાઇ નહીં. તેનું પોતાનેજ મોહડેનું બબડવું એટલું ખોલાસાવાર છે કે હવે તેની હાલતનાં બ્યાનની કાંઇ લાંબી સરેહથી વાંચનારને કંટાળો આપવાની અગત નથી.

ભોલી શીરીન સંબંધમાં જે કમકમાટ ઉપજાવે એવી ચાલ આ નાપાક નોશેરવાને ચલાવી, તે ઉપરથીજ આપણે સમજ્યા કે તે દરેક કિસમની અનીતિમાં ડુબેલો, અને દરેક કોમળ લાગણીઓથી મંદ થયલો એક ચંડાળ જુવાન હોવો જોઇએ. અને એવાં કુકર્મોમાં ડુબેલો કયો પુરૂષ પોતાના પૈસાની સાચવણી કરવાને શક્તિવાન થઇ શકે ?

એક ભલા બાપના આ એકપુરા લાડકવાયા બેટાએ અત્યાર સુધી પોતાની જીંદગીનો સઘળો અગત્યનો ભાગ એક દોકડાનીબી કમાઇ વગરનો ગુજાર્યો હતો. મેરવાનજીએ એ

માટે તેને કશો ઠપકો નહીં આપ્યો હતો એટલુંજ નહીં, પણ તેવણે તેના પોતાના ખરચ માટે દર મહિને મોટી રકમો આપવી ચાલુ રાખી હતી. એટલી મોટી, કે તેની જગાએ જો કોઇ બીજો સદગુણી દિકરો હતે તો તેણે તેમાંથી એક નાની જેવી દોલત પોતા માટે જમાવ કીધી હતે.

પણ આ અક્કલહિણુ અને લાગણીહિણુ જવાને તેવું કશું કીધું એમજ નહીં, પણ તે સઘળું ખરચ્યા ઉપરાંત છુપી રીતે એટલાં તો મોટાં કરજનો જવાબદાર થયો કે તે સઘળું ફીટાડતાં તેના વારસામાં મળેલી મોટી દોલતનો અગત્યનો ભાગબી ઘસડાઇ જાય એમ હતું.

એ સઘળું કરજ આપતાંબી તેની પાસે આઠથી દસ હજાર રૂપ્યા ફાજલ બચે તેવું હતું. પણ એટલા તેને મનથી પુરતા ક્યાં હતા? તેના જેવા "એક મોજીલા જીવ" ને એટલી રકમ તો વગર બિસાદની હતી! અને તેથીજ તે પોતાનાં ભવિષ્ય માટેની ચીંતામાં પડયો હતો! કે જે ભવિષ્ય, શીરીન સાથની તેની કપીંણુ ચાલ તરફ જોતાં તો, તેના બદલા તરીકે ઘણું દુઃખ ભરેલું આવે એમાં નવાઇ નહીં.

તેનાં સારાં ભાયગે, અને શીરીનનાં માથાં ભાયગે બેહેરામશાહ ગઝદરને પોતાની આપેલી ધમકી પાર પાડવાની ટક નહીં મળી તેમાં, બાકી નહીં તો, જો તેના પિતા તેની બુરી ચાલથી વાકેફ થઇ, તેને પોતાના વારસામાંથી બાતલ કરી ગયા હતે તો કોણ જાણે તે અત્યારમાંજ કેવે ફેજે પુગો હતે!

તેના માંગનારો જે થોભ્યા હતા, તે તેને મળનારા વારસાની લાલચ ઉપર હતા, અને તેમજ તેના દોસ્તો પણ જે તેને અત્યાર સુધી ચાહતા રહ્યા હતા તે પણ એજ વારસાથી મળનારા તડાકાની મતલબથી હતા; માટે હવે તેઓ સઘળા તે આઇતી દોલતનો લાભ મેળવવાને તતપર થયા હતા.

આજે પણ, 'હીરા કલબ'ના જે હીરાઓ તેને ઓંહશાઓંહુશીથી બોલાવી લાવ્યા હતા તેઓ તેને નિચવવાની મતલબ રાખતા હતા. નોશેરવાન એકલો પોતાનો વારસો ભોગવતો બેસી રેહુ એ તેઓને મનથી એક જાતનું એકલપેટાપણું લાગતું હતું.

વાંચનાર કદાચ સવાલ કરશે કે બન્ને તરફવાળા પોતપોતાનાં નસીબ અજમાવે તેમાં લુટારાપણું તે કેમ કેહુવાય. પણ તે વાજબી રીતે નહીં હતું. નોશેરવાન પોતે તેમજ સઘળા તેના દોસ્તો જાણુતા હુતા કે રમતમાં હરદમ તે અભાગ્યો હતો. જેટલું પોતે ખોહે તેનો પા ભાગ પણ પાછો મેળવવાને તે કદીપણ ભાયગશાળી નહીં થયો હુતો. અને તે છતાં પણ તેના આ લુચ્ચા દોસ્તો રમવા માટે તેને ઉશ્કેરવાથી કદી હટતા હતા નહીં, અને તેમજ આ બદબખ્ત જવાન તેઓની ઉશ્કેરણીને તાબે થવાથી પણ પછાત પડતો હતો નહીં, અને એ ગેરવાજબી ઉશ્કેરણીમાં તેના મિત્રોનું લુટારાપણું સમાયલું હતું.

નોશેરવાનની એ મુજબની બરબાદી અને તેના દોસ્તોની આબાદીનું બીજું જાણવા જોગ કારણ એ હતું કે, વેપાર વણજથી બેનસીબ રહેલો તે જે ગુમાવતો, તે સઘળું હંમેશ સુધી તેની થેલીમાંથી નાબુદ થતું હતું; અને તેઓ જે થોડું ઘણું ગુમાવતા હુતા તે તો તેઓ પોતાના ધંધા રોજગારની બરકતમાંથી પાછું મેળવી શકતા હતા.

એ બધી હકીકતો તે પોતે નહીં સમજે એવો નાદાન પણ નહીં હતો. તોપણ કિસ્મત આજે નહીં તો કાલે મદદ કરશે એવી દરરોજની આશાઓ ઉપર ટીંગાતો તે પોતાની ખાનાખરાબીનો ખાડો ખોદયોજ જતો હતો.

તેને કંઇપણ સારૂં સુજ પડતું નહીં હતું,—અથવા ખોદા વાજબી બોલ્યે તો, દુખી શીરીનના છુપા શ્રાપો તેને છતી આંખોએ આંધળો અને છતી બુદ્ધિએ બેહોશ બનાવતા હતા.

એટલું તેને માટે બોલી, હવે 'હીરા કલ્બ'ના બંગલામાં બનતા બનાવ તરફ આપણે ધ્યાન આપિયે. પોતાના મિત્રોથી થોડોવાર છુટો પડી નોશેરવાનને પોતાના ચિન્તાતુર ખ્યાલોમાં ગુંટાઇ બેઠેલો આપણે જોયો છે. પણ એ તેના એકાંત ખ્યાલો લાંબો વખત ચાલી શકયા નહીં. થોડાજ વારમાં તેના નામની અંદરથી બુમ પડી.

"નોશેરવાન—આપરો નોશેરવાન કાંહ છે? એ બહાર કાંય જઇ બેઠો?" એકે સવાલ કીધો.

"વાહ આજે તો કંઇ એકલાજ વિચારમાં, બેઠાચ!" બીજો બોલ્યો, "ચાલો એને અંદર લાવ્યે."

તુરતજ બે ચાર જણાં તેની પાસે આવ્યા અને રમતમાં ભાગ લેવાને તેને ઉશ્કેરવા લાગ્યા.

"ચાલ નોશેર ચાલ, પાતીચું વાટ જોયચ, રમત સુસ્ત પરી ગેઇચ." પેહલો, જેનું નામ ધનજી હતું તે બોલ્યો.

"હા-હા, બરાબર છે," બીજો, ફરામજી બોલ્યો, "ઉસ્તાદ વગરની રમત કેવી હોય!"

"શું છે બા નોશેર?" થોલિયા મિજાજના બેહેરામ નામના એક ત્રીજા શખ્શે પુછિયું, "ધાંખરો ધપી ગીયો તેનો હજુર બલાપો કરેચ? અરે ભલા મારૂ, ધાંખરો ગીયો પણ ધન આપી ગીયો એટલે હવે તેનો અફસોસ શાનો કરવાનો?"

"ભાઇ બેહેરામ," નોશેરવાને હવે સેહેજ મજબુત અને ગંભીર અવાજે જવાબ દીધો, "મારા મેહેરબાન બાવાજી વિષે એવી તોછડાઇથી નહીં બોલશો તો મેહેરબાની!"

પણ નોશેરનાં એવાં ઢોંગી ગંભીરપણાંથી બેહેરામ હટી જાય તેવો નહીં હતો.

"તે તો હવે ઠીકા ઠીક છે ભાઇ નોશેર," તેને આગલી ઢપે જવાબ દીધો, "પણ હવે એવું નાટક ફારશીનનું બોલવાનું મુકી દઇ અંદર આવ દીકરી, કે જરા હાથીદાંત પર હાથ મારીયે તો તારાં કે અમારાં નસીબનો ફડચો થાય. કેમ બોલ્યા નહીં ભાઇઓ?"

"હા–હા, બરોબર છે; બેહેરામ કેહેચ તે વાજબી છે નસરવાન." બીજાઓએ ટેકો આપ્યો.

"નહીં દોસ્તો નહીં, હવે બસ." નોશેરવાન જરાક ભારી થયો, "આજે આવતાંવાર થોડુંક રમ્યો તેમાંજ મેં જોયું કે આજે ચોઘડિયું સારૂં નથી. આજનો દાહડો મને માફ કરો!"

"અરે ભલા માણસ વેહેમી!" બેહેરામે જવાબ વાળ્યો, "મુહુરત શાનાં ને ચોઘડિયાં શાનાં? નસીબનું ચક્કર તો બોલ બોલતાંમાં બદલાય, તેને કંઇ પુછવું પરેચ? એમ શું કરેચ દીકરી! ઘણો દલ્લો હાથ આયો ત્યારે ઘણોજ કંજુસ થયો કે? આવ, જરા ગરાંમાં રેડ, ને પછી હુશીયારીમાં રમી જો કે કેવો હાથ ફરેચ!"

એ મુજબની સઘળાઓની બોહોંસાબોશી ચાલી રહી. અને આગમજથીજ ધચુપચુ મન રાખનાર નોશેરથી તે બોહ-સને તાબે થવા વગર રેહવાયું નહીં.

તેઓ સઘળા રમવાની ટેબલ આગળ ગયા, અને ત્યાં સૌએ પોતાની બેઠક લીધી.

"દારૂ લાવ, નવલા!" બેહેરામે બુમ પાડી, "દારૂના જોશ વગરની રમતજ નહીં હોય."

"હા–હા, દારૂ તો જોઇએજ." ધનજીએ ટેકો આપ્યો,

"આજે ઘણે દાહડે નોશેરની સલામતી લેવીચ. બોલ દોસ્ત, કીયો મંગાઉં?"

"જરા શેરી હોશે તો બસ ધનજી." નોશેર જવાબ દીધો.

"શેરી! છત-છત," ફરામ બોલ્યો, "એ તો કોહરાનું પાણી!"

"શેરી!" બેહેરામ તીરસ્કારથી બોલ્યો, "ઓહ હંબગ! એ તો રાંડીરાંડનો દારૂ! શેરી! સ્તફ એંડ નૉનસન્સ! એ તો બાયલાઓને લાયકનો. બ્રેન્ડી જોઇએ, દીકરી બ્રેન્ડી, બ્રેન્ડી લાવ, નવલા!"

"હાજર સાહેબ!" નવલાએ ઉત્તર વાળ્યો, અને ટુંક વખતમાં પાંચ છ બાતલીઓ આઇસવાલા ટંબલરો અને સોડાની શીશીઓ સાથે આવી પુગી.

અરસપરસની સલામતીઓ ચાહુતાં થોડાજ વખતમાં બાતલીઓ હલકી થઇ ગઇ, અને આ આબરૂદાર જુગારીઓના હઇડાં લુચ્ચાઇની હિમતથી ઉછળતાં, અને મોહડાં પાપી ખુશાલીની અસરથી લાલ બની રહ્યાં.

સઘળાઓની સાથે નોશેરવાને પણ ઉશ્કેરાયલી હાલતમાં રમત શરૂ કીધી.

પાસા ઉપર પાસા ગબડતા ગયા, અને રૂપ્યાઓના ચોડા જુદે જુદે હાથે ઉંચકાતા ગયા.

થોડા વખતમાં બાજી નોશેરના લાભમાં ફરતી જણાઇ. નાણાંની ચોડ એકેક પછી તેની તરફ ખેંચાતી ગઇ.

"વાહ-વાહ!" બેહેરામ ઉલટથીજ બોલ્યો, "મેં કહ્યું તેમજ થાયચ! નોશેરની આજે જય છે! હવે પેટમાં આગ પડીચ, ફરૂટ જોઇએ. ફરૂટ લાવ, દોલા!"

હોકમ થવા મુજબ જુદી જુદી જાતની ફરૂટો પણ તેઓને બરની છરીઓ અને ચમચાઓ સહીત લાવી મુકવામાં આવી.

"ખા નોશેર ખા!" ધનજી તેની તરફ એક પલેટ ધકેલતો બોલ્યો, "આજની તારી દશા ચહડતી છે. 'ભરતીમાં ભરાય, તેવો બનાવ આજે તો બનેચ!

"હા દોસ્ત, આજે તેવું છે તો ખરૂં." નોશેર એક છરી વડે કેરાંની કાતરી કરતો બોલ્યો, "પણ એવુંને એવુંજ ચાલુ રહે ત્યારે કેની."

"ચાલુ રેહશે ને ફુર રેહશે!" બેહેરામ બોલ્યો, "ચલાવ તારો હાથ આગળ!"

રમત પાછી આગળ વધી.

વખત વેહેતો ગયો, અને નોશેરનો નસીબો પણ ચહડતોજ ગયો.

ખુશાલીની લેહેરમાં આવીને તેણે હવે દારૂનાં પણ ગલાસના ગલાસ ઠોકવા માંડયાં, અને સરતની વધારે વધારે રકમો મુકવી ચાલુ રાખી, જીતેલા નાણાંના ઢગના ઢગ પોતા ભણી સેરવતો ગયો.

લાંબો વખત સુધી તેની વિરૂદ્ધ રહેલી કિસમત દેવી આજે તેની તરફેણમાં આવેલી જણાઇ.

રમતમાં ગ્રામેલ થયલા તેના દોસ્તો જેઓ થોડોજવાર અગાઉ તેને લુટી લેવાની ખુશાલીમાં બુમ બરાડા પાડી રહ્યા હતા તેઓ દરેક જેમ-જેમ ખોહટા ગયા તેમ-તેમ નિરાશીથી ફિક્કા ચેહેરાના પણ અદેખાઇના છુપા જુસ્સાથી વિક્રાળ બની રહ્યા!

ધનજી, ફરામ, બેહેરામ, ઇત્યાદી સઘળાઓ પોતાની સઘળી ઠઠામશકેરી ભુલી જઇ, ભયભરેલી ઇંતેજારીથી ગબડતા પાસાઓ તરફ દોળા ફાડીને જોવામાં રોકાયા. સઘળાઓ તો ચુપ થયા; પણ હવે શરાબથી ઉશ્કેરાયયા અને જીતથી છક થયલા નોશેરની બુમો શરૂ થઇ. પોતાનું હંમેશનું શાંતપણું

તે આજે હવે ભુલી ગયો. પોતે કેટલા લાવ્યો છે અને કેટલા જીત્યો છે અથવા ખોહ્યા છે તે તે કદીપણ કોઇને જણાવતો હતો નહીં. પણ આજે તેનો પોતાની ઉપરનો કાબુ રહી શકયો નહીં.

"આજે,—દોસ્તો આજે હું છ હજાર રૂપયા ગજવામાં લાવેલો છેઉં!" તે બુમ પાડી બોલ્યો, "ને તેના બમના કરીને જો ઘરે જાઉં તોજ હું નોશેર, નહીંતો નોશેરજ નહીં!"

છ હજાર રૂપ્યા ગજવામાં લાવેલો! સઘળા એ સાંભળી એકેકનું મોહડું જોવા લાગ્યા!

"બચ્ચા ધનજી," ફ્રરામે તેના કાનમાં ફુંક મારી, "આએ શું! જે દાહડે જબરો તડાકો મારવાનો તેજ દાહડે તો કમબખ્તી લાગીચ! અરે-અરે! એને તો કેવો નિચવતે જો!"

"હજુર પણ જો હું એને નિચવું નહીં તો હું બેહેરામ નહીં!" બેહેરામે ફ્રરામનું બોલેલું સાંભળેલું હોવાથી તે હવે દાંત કચકચાવતો હળવેથી બોલ્યો—"એક મોટો હાથ એ ખોહે એટલે જાણું કે એની કમબખ્તી શરૂ થઇ."

પણ હજુર નોશેરની કમબખ્તી શરૂ થયલી લાગી નહીં.

દાવ ઉપર દાવ તે જીતતોજ ગયો. અને રમત શરૂ થઇ ત્યાર પછી દોઢ કલાક પણ ગુજરયો નહીં એટલાંમાં તો નોશેરે પાછી બુમ પાડી—"થયા બેવડા! હુરરેએએએએ! શાબાશ બેહેરામ શાબાશ! ઉપકાર માનુંચ તારો કે તેં આજે મને રમવા બેસાડયો!"

"ત્યારે તો લેઓ દારૂ!" બેહેરામ તેને વધારે પાવાની મતલબથી લગભગ અરધું ટંબલર બીજો બ્રૅન્ડી તેની આગળ મુકતો બોલ્યો, "ને આવો નોશેર બે હજારના દાવમાં જોઉં!"

"મોટી ખુશીથી, કબુલ છે! ને તે મને મલે તેની સલામતીમાં આ હુંજ પીઉંચ!" એમ બોલી, કોઇ બીજા કેહ કે

અટકાવે તે અગાઉ, જુસ્સાના બાહારમાં પેલા ટંબલરનો કાચો દારૂ તે એમનો એમ પી ગયો. "હેહે! આ દારૂ જરા તીખો છે. પણ ફીકર નહીં. આ દાવ પણ તીખો છે. ચાલ આવ બેહેરામ."

એમ બોલી તે રમ્યો. પાસો નકામો પડીયો.

હવે બેહેરામે નાખ્યો. તે ચોગ!

આ પેહેલ્લીજ વખત એક મોટી બાજી નોશેરના હાથમાંથી ગઇ. બેહેરામનું મોહડું જોતો તે થોડાવાર બેસી રહ્યા.

"ઓહ! ફીકર નહીં" તે પાછો બોલ્યો, "આ ઘડીએ પાછા મેળવુંચ. બેહેરામ આવ, પાછા એથી બમના પર."

બેહેરામે કબુલ કીધું. પાસા ગબડયા. બેહેરામ જીત્યો!

"એ-એ-એ-એમ કેમ થા-થાયચ વરી!" એમ, દારૂના જોશ છતાં પણ ફીક્કા દેખાતા ચેહેરા સાથે, લથડીને નોટો અને રૂપ્યા તેણે બેહેરામના હાથમાં આપ્યા.

રમત પાછી આગળી ઢપે આગળ વધી. પણ ચક્કર ફેરવાયું.

નોશેર ખોહતોજ ગયો! અને તેની પાસ શું હતું તે જાણેલું હોવાથી સઘળાઓ તેની પૂજીનો હિસાબ રાખી શક્યા.

આખરે તેની પાસે બેજ હજાર રહ્યા.

"નોશેર," ફરામ બોલ્યો, "ચાલ મારી સાથે ચાર હજારે."

"નહીં," બેહેરામ હવે વચ્ચે આયો, "આવ હ્યાં છ હજાર."

"છ-છ-છ હજા-જા જાર?" પુશકલ દારૂની અસરથી હવે લથડતો નોશેર બોલ્થો, "ચ-ચ-ચ-ચાલ, મ-મ-મારે કબુલ છે."

પણ તુરત કાંઇ શુદ્ધ આવવાથી તેણે પોતાની પુંજી તપાસી.

"અરે-અરે, ન-ન-નાપાકો હ્યાંતો બેજ હ-હ-હજાર છે!"

"લે હું તુને ધીરૂં બાકીના." એમ બોલી ધનજીએ રકમ કાહડી આપી.

"ઠીક, ચાલ, હુ–હુવ–હુવે જો નહીં જીતું તો બ–બ–બાપનો હુ બ–બ–બેટો નહીં."

પાસા પડયા. કિસમતની દગાબાજ દેવી હુવે નોશેર પર પૂરે પૂરી રૂઠી.

બેહેરામ જીત્યો,—નોશેર તમામ નાશ પામ્યો!

"લ–લ–લુચ્ચાઇ છે! ટ–ટરકત છે!!" ઘેલા જેવો બની હુવે આ કંગાળ જુવાન જેરવી શકે તેના કરતાં વધુ પીધેલો હોવાથી તેની ઝુમમાંજ બુમ પાડી ઉઠયો "નાપાકો–ચ–ચ–ચોરો ત–ત–તમે જુઠા છેઓ! પ–પ–પૈસા લાવો મારા, નહીં ત–ત–ત–તો તમારો જીવ લેઉં!!" એમ બોલી ઝનુનમાં આવી તેણે પોતા પાસે પડેલી પેલી ફરૂટની છરી ઉંચકી, અને સામે ઉભેલાઓ તરફ ધસવા ગયો.

પણ તેજ ઘડી કોઇએ પછવાડેથી તેને પોતાની મજબુત બાથમાં પકડી લીધો, અને તેના હાથમાંની છરી ઝુટવી લીધી.

જોશમાં તેણે પછવાડે નજર કીધી. તેને પકડનાર શખશ દોલી હુતો.

"દ–દ–દોલી છોડ મને! હું ખૂન ક–ક–કરૂંચ આએ દેવોનું! મને ખુ–ખુ–ખુવાર કીધો! મારી પ–પાસે કંઇ રહ્યું નથી!!"

"નશરવાનજી શેઠ," દોલી તેને પટાવા લાગ્યો, "જરા ધીરા પરો! હુમણાંતો ગાડીમાં બેશો પછી જે થાય તે કરજો!"

તુરતજ સઘળાઓએ તેની ગાડી બોલાવી, અને ખુવારીથી દેવાના જેવા થયલા આ ભાગ્યહીણ જુવાનને દોલીના હુસ્તકમાં તેમાં બેસાડી તેના બંગલા તરફ રવાને કીધો.

હાઃ! શીરીન, તારા શ્રાપો!!

## પ્રકરણ આડત્રીસમું.

### જીવપર જફા !

*     *     *     *     *

Fell in the weeping brook. Her clothes spread wide;
And mermaid-like, a while they bore her up;
*   *   *   but long it could be.
Till that her garment, heavy with their drink.
Pulled the poor wretch   *   *   *
To muddy death."                                        *Hamlet.*

"તે ધીમે વેહતાં નાળાંમાં તેણી પડી. તેણીનાં કપડાં પોહોળાં પથરાયાં; અને એક જળસ્ત્રીની માફક, તેણીને થોડો વાર તેઓએ તેણી ઉંચકી રાખી :     *     *     *     *
પણ એ લાંબો વખત નીભી શક્યું નહીં, અને છેવટે પાણી પીને ભારી થયલો તેણીને પોશાક, આ ગરીબ કંગાળ છોડીને કીચલવાલાં મોત તરફ ખેંચી ગયો."—હેમલેટ.

ગાડીમાં બેઠા પછી પણ હેરાન થયલા નોશેરવાને બે ત્રણ વાર નીચે ઉતરી પડીને કલબના બંગલા તરફ દોડી જવાની કોશેશ કીધી હતી, પણ તેની સાથે બેઠેલા દોલીએ પોતાનાં જોરથી તેને તેની કોશેષમાં ફાવી જતાં અટકાવ્યો હતો.

પોતે ખમેલી ખોટોના વિચારે અને પોતાની નાશ પામેલી હાલત હવે પછી કેમ સુધરશે તેની ધાસ્તીએ અત્યાર સુધીમાં તો એ કમનસીબ જવાન ઉપર એટલી અસર કીધી હતી કે રહીસહી દારૂની કેફ હવે લગભગ સદંતર નાબુદ બની હતી અને તેનો ચેહેરો લાલચોળ થઇ ખીલી રેહવાને બદલે, ફીકાશથી જોવા નહીં ગમે એવો થઇ ગયો હતો.

"મને જવા દે, જવા દે દોલી!" વળી પાછો ગાડીનાં બારણાંનાં કડાં ઉપર હાથ મુકી તે બોલ્યો, "એ નાપાકોને બે

બોલ તો કેહવા દે—કાંઇ થોડી ઘણી સજા તો કરવા દે ! એઓની ચાલ મારેથી હવે તામોશ થઇ શકતી નથી. છોડ ઉભી રાખ, કોચમેન ગાડી—"

"અરે નહીં નસરવાનજી નહીં!" દોલી પાછો તેને જોરથી અટકાવી બોલ્યો, "હવે બસ, જરા મુગા બેસો! મરવા દેવો એ લોકોને; એઓથી તમારૂં હવે કાંઇ વળનાર નથી. તમુને કંઇ પણ આપવાને અથવા કાંઇ પણ મદદ કરવાને એઓ બંધાયલા નથી."

"બંધાયલા નથી ? એઓનું ખાનું ખરાબ થાય ! મારો લુટેલો માલ પાછો આપવાને એ દેવો બંધાયલા નથી ! દોલી, તું પણ ચોર છે—તું પણ લુટારો છે !" વિક્રાળ રીતે તેની તરફ ડોળા ફાડી જોતો નોશેરવાન બોલ્યો.

પોતાને મળેલા આ એલકાબો માટે તેની સાથ મરાવાની તો દોલીની મરજીજ નહીં હુતી. માટે જાણે તે કાંઇ સાંભળ્યાજ નહીં હોય એવાં ડોળે તેણે ધીરજથી ઉત્તર વાળ્યો.

"આએ ગુસ્સાના બહારમાં તમે ભુલોચ નશરવાનજી. તમે પોતે પોતાની ખુશીથી રમવા બેઠા એટલે તેમાં એ લોકોનો શું વાંક? એ તો નસીબની હાર-જીતની બાજી, તેમાં એઓ જીતીને પોતાનું લે તેમાં લુટારા સાથી થયા? તમે પોતે જીતતે તો તમે શું એ લોકોને મુકી દેવાના હતા? કદીબી નહીં. પોતાને હાથ આવેલો માલ કોણ છોડી દે ?"

"નહીં દોલી, એમ નથી!" નોશેરવાન તેવાજ જોશથી બોલ્યો, "મારા પૈસા વાજબી રીતે નહીં પણ લુચ્ચાઇથી એઓએ પોતાને હાથ કીધા એવો મને મજબુત શક છે. મને લુટયોચ-લુટયોચ, એમાં જરા પણ સંદેહ નથી. દોજખમાંથી ઉતરી પડેલાં એ જીયાંગાર દેવોએ મને ખુવાર કરીને પોતાનાં મજ્વાં ભરેલાં છે,-મારૂં સત્યાનાશ વાળીને પોતાને સુખી

બનાવેલા છે,–મારા પૈસાથી મને ખાલી કરીને પોતાનાં પેટને તહુડક આપી છે,–દારૂ પાઇ મને બેહોશ બનાવી પોતાનાં પાપી કાવત્રાં ફત્તેહમંદીથી પાર પાડયાં છે,–હરેક રીતે મને નિચવી મને એક પઇનો મોહુતાજ ને હજારો રૂપ્યાનો કરજદાર બનાવ્યો છે! એઓનું સત્યાનાશ થજો,—મારાજ જેવા હાંદેશામાં એઓ રીબતા થજો,—પોતાના ઝન ફરઝંદથી કુટુંબ કબીલાથી એઓ દુ:ખી થઇને મરજો!"

એ મુજબ, પૈસાથી પાયમાલ થયલો આ કંગાળ પુરૂષ પોતાના એક વેળા ગણેલા દોસ્તો ઉપર દુ:ખ ભરેલા શ્રાપો વરસાવતો બેઠો હુતો.

પણ તે વેળાબી એ પાપીને એટલો વિચાર નહીં આવ્યો, કે તે પોતેજ કયા નિર્દોષ જીગરના છુપા શ્રાપોની સાચ્ચી અસરનો ભોગ થતો હુતો! ભલી, ખુબસુરત, અને તેને લાંબો વખત સુધી પ્યારામાં પ્યારી ગણેલી શીરીનની તો હુસ્તીજ ગોયા તે ભુલી ગયો હુતો. તેને ખ્યાલ પણ નહીં હુતો, કે તેણી હાલ તેના કરતાંબી કેટલા હજાર દરજ્જેના વધારે ભયંકર દુ:ખમાં મુંજાતી હશે;—તેનો એક અંદેશોબી નહીં હુતો, કે તેણીની નેક ચશમોમાંથી કેટલાં ધોધબંધ પાણી, તેણીના જીગરમાં ઉત્પન્ન થયલા બેશમાર ગમનો કાંઇ સેહેજ અડસટો આપવા માટે, એજ ઘડીએ વહેતાં જતાં હશે!

કંગાળ—કમકમાટ ભર્યા—કમનસીબ જુવાન! તું હજી સમજતો નથી, કે નિચમાં નિચ મને કીધેલાં તારાં એક કરતુકના વાજબી બદલામાં આ સઘળા સંતાપો સર ઉપર ભેગા થાય છે? તું હજી માનતો નથી, કે તારાં કુકર્મોથી નિરાશીમાં ડુબેલાં તેણીનાં હૈડાંની આગ તારા આખા ભવનું સુખ સળગાવી દેવાને શક્તિવાન છે? તું હજી ચેતતો નથી, કે તેણીનાં મુખમાંથી નિકળતી એકેક હાયનો આવાજ એકેક

નવી આફત, વારાફરતી તારો ઘાણુ કાહડવા માટે તારાં માથાં ઉપર જમાવ કરતો જાય છે?

પણ નહીંજ. પલીદીમાં અટવાયલા તારા ખવાસમાં પાકીજગીની જલેહ આવી શકેજ નહીં, અનીતિના અંધાપામાં ડુબેલી તારી આંખો નીતિ અને નેકીનો અક્કલપસંદ રસ્તો જોઇ શકેજ નહીં,—નિર્લજ હલકી આબરૂની સ્ત્રીઓની લ્યાનતભરી બુરી ખુશામતોથી સુના થયલા તારા કાનો એક પવિત્ર પુતલીની નિર્મળ સલ્લાહો કે નરમ કાકલુદીઓ સાંભળી શકેજ નહીં,—અને ભયંકર નાપાકીઓમાં ડુબીને નજીસ થયલો તારો હાથ એક નિરાશ અને નિરાધાર અબલાને ટેકો અને આશરો આપવા માટે લંબાવાને શક્તિવાન થાયજ નહીં! હેફ!!

"નસરવાનજી," થડ પેટે તેનો સઘળો ઉભરો સાંભળી રહી, સેવટે દોલી બોલ્યો, "એ તો બધું જે એ લોકોના નસીબમાં થવાનું હોશે તે થશે. તમારી 'હા' થી કે તમારી 'ના' થી તે થાય કે નહીં થાય તેવું તો નથીજ. વાસ્તે હવે એવી ઝુરાબંધ કદુવા દેતા બેસી રેહવાને બદલે તમારા પોતાના ફાયદાનો કંઇ વિચાર કરો તો વધારે સારૂં."

"વિચાર તો હમણાં એજ કરવાનો કે એ લોકો પાસેજ કંઇ મેળવવાની તજવીજ કરૂં." ઘેલી ઉમેદમાં તણાતો નોશેરવાન બોલ્યો. "એઓ એટલા તો બેશરમ—"

"ખચીત-ખચીત!" દોલી ચેષ્ટા કરતો વચે બોલી ઉઠયો, "એ લોકો તો ઘણાજ શરમવારા આશામીઓ! જેવા તમે જશો તેવાજ ગાંસરા પોટલા છોરીને આપી દેવાના! ગોલામના ખાધાઓ બધા ભોલા ભટોળી પડયા કેની?"

નોશેરવાન વળી પાછો તેનાં મોહડાં ભણી ટીકી ટીકીને જોવા લાગ્યો.

"ત્યારે શું એઓથી મારે કંઇજ આશા રાખવી નહીં?" તેણે પુછયું.

"આએ તમારા કોચમેનથી તમે રાખો તેટલીબી નહીં" દોલીએ ભાર મુકીને જવાબ દીધો. "ગાંડા ભાઇ, એવી ફોકટની આશામાં રેહતાં તમારી હાલત છે તેના કરતાંબી વધારે ખરાબ થશે તેનો તો અંદેશો કરો."

"અંદેશો!" હવે પુરેપુરા ગુંચવાડામાં પડેલો નોશેરવાન પોતાનો આગળો જોસ્સો અને ગુસ્સો ભુલી જઇ અફસોસ અને દલગીરીભર્યા નરમ અવાજે બોલ્યો. "હા–હા, ખચીત અંદેશોજ કરવાનો હવે મારો વખત આવેલો છે; વગર ધાસ્તીએ બેધડક બધું કરવાનો મારો વખત હવે રહ્યો નથી. પણ તે શું—તે શાનો કરૂં. તેનીબી મને સમજ પડતી નથી."

"હું તે સમજાઉં નશરવાનજી." દોલીએ જવાબ દીધો.

"તું સમજાવે! દોલી તું તે વરી શું સમજાવશે?"

"મારી સલ્લાહ એટલીજ છે કે હવે કેઠે ચાકરી શોધો."

"ચાકરી! હું ચાકરી કરૂં!" નોશેરવાને ગુસ્સાભરી અજાયબી સાથે પુછયું.

"હા, શેઠ હા. ચાકરી તમેજ કરો." દોલીએ વગર અચકાવે બોલવું ચાલુ રાખીયું. "મારો પોતાનોબી તેજ કરવાનો વિચાર છે, વાસ્તે ચાલો આપરે બન્ને એકજ ઠેકાણે હોઇશું તો ઠીક પડશે."

"હું ને તું સાથે ચાકરી કરીયે!" તે હવે તીરસ્કાર દેખાડી બોલ્યો, "દોલી, તું ને હું એકજ પંગતીના કે કેમ? એવું બેઅદબીનું બોલતાં જરા શરમ તો રાખ! તારાને મારામાં ફરકજ નહીં કે શું?"

"અરે નસરવાનજી હવે તમે અખાડા કરો! એવી ફોકટની મોટાઇ ને ફીશ્યારી મુકી દેવો! પૈસા વગરનો ખોટો

દમામ રાખવો એ વધારે મુશ્કેલીઓને તેડું કરવા બરોબર છે તે તો દાનવોની વાત જરા યાદ કરો. ફરક ને અંતર બધો પૈસાનો છે. કાલે તમારી પાસે પૈસા હતા એટલે આપરે બેઉ જુદા હતા, આજે તમે ખાલી થયા એટલે આપણે સરખાજ. વાસ્તે હવે હું જે બોલુંચ તે વાત પર જરા ધ્યાન આપજો, એટલે આપણે ફરીથી મળીને નક્કી કરશું. હમણાં તો મારૂં ઘેર આયું, તેથી હું રજા લેઉંચ. સાહેબજી."

એમ બોલી નોશેરવાનના કંઇ જવાબ માટે ખોટી થવા વગર તે ઉતરી પડયો, અને ગાડી ખુવાર થયલા પેલા જુવાનને, તેના બાપીકા બંગલા ભણી ખેંચતી ચાલી ગઇ.

દોલી ભાયખલા આગળ ઉતર્યો હતો, કેમકે તેનું મકાન એજ લત્તા તરફ આવેલી એક ચાલી ઉપર આવેલું હતું; અને જ્યારેબી તેના કામ વગર નાચાર રેહેતા લવજી જેવા તેના શેઠો તેને બોલાવાના હોય ત્યારે એજ જગા ઉપર તેઓ તેને માટેનો સંદેશો કહેવાડતા હતા.

જે વાત આજે દોલીએ નોશેરવાન આગળ છેડી હતી તે જો આગળ લંબાવા ચાહતે તો તેનીજ ગાડીમાં છેક દુર વેર પણ તે ગયો હતે, પણ નહીં ઉશ્કેરાયલા નોશેરવાનને હવે વધારે વાર નવી નવી બાબદોથી કંટાળો આપવાનું તેને ઠીક લાગું નહીં. અને તેથીજ તે પોતાની ચાલુ વાત બીજી કોઇ ટકે મુલતવી રાખી તેનાથી જુદો પડયો હતો.

જ્યાં ઉતર્યો હતો ત્યાંથી થોડાંક વધારે પગલાં ચાલી તે પોતાનાં મકાન આગળ આવી પુગો. ત્યાં જતાંવાર તેને લવજીના 'મોતીમેહેલ'માંથી આવેલો જમશો ચાકર હાથમાં એક ચીઠી લઇને મળ્યો.

હવે જમશો ત્યાં કેમ આવ્યો તે આપણે જોઇએ.

ચંચળ વાંચનાર ભુલી તો નહીંજ ગયા હશે કે એજ દિવસે સાંજનાં લવજી, પેસતનજી ગાંધીના બંગલામાં પુતલીને મુલાકાત આપી આવ્યો હતો; અને તે સાથે, ત્યાં તેઓ વચ્ચે જે જે વાતચીત થઇ તે પણ તેઓ ભુલી તો ગયા હશેજ નહીં. માટે હવે તે વીશે વધારે કાંઇ બોલવાનું ફોક-ટનું ધારી, ત્યાંથી નિકળેલા લવજીએ 'મોતી મેહેલ'માં જઇને શું કીધું તે ઉપર આપણે ધ્યાન આપ્યે.

"ખરેખર, હવે વધારેવાર ઘીલ કીધેલી કશાં કામની નથી." પોતાના દાદર ઉપર ચહડતો તે બબડયો, "દોલી સાથે જે ગોઠવણો મેં કીધેલી છે તે પાર પાડવાનો વખત હવે જરૂર આવી પુગો છે. એ રચના ઘણી વાજબી ને બંધ બેસ્તી છે, તેમાં ફાવવાના પુરેપુરા સંભવો છે, ને એવી તે અસરકા-રક થશે કે પુટલીનાં ઘચુપચુ મનને જોઇતી ખાત્રી આપનારા એવા બીજા કોઇ દાખલાની અગત રેહશે નહીં. જોખમ કશો પણ નથી, ફત્તેહ સંપૂર્ણ છે. એ યુક્તિ દોલીની પોતાની છે, ને તે ખરેખર તારીફ લાયક છે. તે પારસીને પણ એણેજ જોઇ કાહડયો, ને એ કેહય તે મુજબનુંજ મળતાપણું જો ફરામરોજના અને તેના દેખાવ વચ્ચે હોય તો ફત્તેહના ચાન્સો સોએ સો ટકા મારી તરફેણમાં છે. આહ–આહ–આહ!" પોતાનાં સુંદર ઓરડા માહેલા એક કોચ ઉપર જરાવાર અલે-ટાઇ બેસતો તે હસ્યો. "અભાગ્યો ફરામરોજ પણ કોણની સામે લડવા નિકળ્યોચ! જે ઘણી આખાં ગામને પુરો પડ-વાને શક્તિવાન તેની સામે? એ થોડુંજ જાણેચ કે કાંહવેર એને પુરો પડવાને હું શક્તિવાન છેઉં! હવે તો જે થાય તે બધુંજ કરવાનું! પાણીમાં પડયા તો પેલે પારજ નીકળવું! દોલી મને કોણ જાણે કયારે મળે ને કયારે નહીં; તેટલાં ખોટી થવાની ગરજ નથી. આજેજ એને લખીને કેહેવારૂં."

એમ બોલી તે પોતાની લખવાની તેબલ આગળ જઇ બેઠો, અને થોડાજવારમાં દોલી ઉપર મોકલવાનું એક કાગજ લખી કાહડયું.

લખી રહી, તેને પરબીડામાં ખોસ્તાં, પાસે પડેલો ઘંગ તેણે વગાડયો કે તુરતજ જમશો દાખલ થયો.

"જમશા, જલદી નીચેથી રતનાને મોકલ."

જમશો નીચે જઇ થોડાવારમાં પાછો ફર્યો.

"શેઠ, રતનો તો મોટા શેઠને કામે કેઠે ગયલો છે."

"ચત ! જ્યારે મને અગત ત્યારેજ તે પણ નહીં." પોતાની સેહેજ નાખુશી એમ દેખાડી, લવજી પેલાં પરબીડાંને ચીટકાવી તે ઉપર સરનામું કીધું.

"વારૂં જમશા, તું દોલીનું ઘેર જાણેચ ?" તેને પાછુ પુછીયું.

"કીયો દોલી, શેઠ. પેલો દોલી દગરીયો ?" જમશાએ દેખઇતી સાદાઇથી સવાલ કીધો.

"હા તેજ–તેજ. તેનું ભાયખલેનું ઘેર તુને ખબર છે ?"

"હા સાહેબ છે. તાંહ શું આ કાગજ લેઇ જવુંચ ?"

"હા જમશા, લે આ ગાડીભાડું, હમણાંજ જા, ને આ કાગજ તેને આપી આવ."

જમશાએ તે કાગજ લીધું અને ઓરડામાંથી બાહર નીકળ્યો. પણ દાદર ઉપરથી ઉતરતાંજ પેલું તરતનું વળગાવેલું પરબીડું ચીકટ વળગી જાય તે અગાઉ, ઝડપથી ઉખેડીને ખોલ્લું કરી રાખવાને તે ચુકયો નહીં. એ બાદ દશ મીનીટે તો ભાયખલે જવા માટે જમશાએ 'મોતી મેહેલ, છોડયો. તે વેળા સાંજના સાત વાગ્યા હતા.

રસ્તામાં થોડેક દુર ચાલ્યા બાદ તેણે પેલું કાગજ બાહેર કાહડી વાંચ્યું તેમાં નીચે મુજબ લખેલું હતું.—

"દોસ્તી,

"ગઇ વખત આપણા વચ્ચે થયલી ગોઠવણ પાર પાડવાનો હવે
"વખત આવી પુગો છે. માટે આવતા સનીવારે રાતના સાતથી
"આંઠ વાગાની વચમાં તેં નકકી કીધેલા પેલા શખસને એક શીગ-
"રામ સાથે પે૦ ગાં૦ નાં બંગલાની સામેજ કોઇ વે—ની સંગ-
"તમાં ઉભો રાખવાને કદીપણ ચુકતો નાં. એ વખતે નાટક શાળામાં
"જતાં-જતાં-એ દેખાવ પુ—ની નજરે પાડવાનો મારો ઇરાદો છે.
"પણ સંભાળજે! બની શકતી બધી ચોકસાઇથી ફરામના દેખાવ
"અને પોશાકને મળતુંજ બધું ગોઠવવાને ભુલતો નાં. તું સમજુ
"છે, એટલે વધારે લખવાની અગત જોતો નથી."

"આ સાથે મોકલેલી રૂ ૧૦૦) ની નોટ તારા ઉપયોગમાં લેજે."

એજ મકશદ.

"લા૦ લ૦ હો૦"

"વગર લાગણીના અહેરેમનો! વગર દયાના દરૂજો!" ઉપલું કાગજ વાંચી રહી જમશો તેને પાછું બીડતો અને વળગાવતો બબડયો, "કેવાં-કેવાં કરતુકો કરવાથી પણ બીહુતા કે હુટતા નથી! એવાં બુરાં પાપોમાં દુબવા વગર સલુખાઇની જીંદગી એઓ ગુજારે તો શું એઓને નહીં ચાલે એવું છે? બચીત તેમજ હોવું જોઇએ. જેમ સાપ દંખ્યા વગર નહીં રહે, જેમ વીછુ કરડયા વગર નહીં રહે, અને જેમ ખોડીએલ ઘોડો અડવા અને લાત મારવા વગર નહીં રહે તેમ કુદરતી બુરો ખવાસ લઇ જન્મેલા આ સેતાનોને પણ કુર્પીણપણાં વગરની જીંદગી ગુજારવા શિવાય ચાલે નહીં એમાં શક નહીં. ને એવા નાપાકો સુખી છે? એઓ ફાવેચ ને એઓ મજાહ કરેચ. એઓ માન પામેચ! પણ એ સુખ-એ ફતેહ-એ મજાહ-એ-માન સદાજ અને સેવટ સુધી જારી રહે એવું હું માનતો નથી. જે હેવાલ હમણાં છે તે જોયાથીજ તે કીરતારના ઇનસાફ ઉપર મારે બેદીલ થવું જોઇએ નહીં. એમાં

તેનો કંઇ ભરમ હશે, કે જેને હું પોહોંચી શકતો નથી. મારાંને એઓનાં ભવિષ્ય વચ્ચે હવે પછી કેવો ફરક પડશે તે હું જાણી શકતો નથી એટલે હવે મારે એટલામાંજ હારી ખાવું જોઇએ નહીં. પાપનો દોર હંમેશ બરકરાર રહે એવો તે માલેકનો નિયમજ હોય નહીં. ભલી અને બુરી કરણી મુજબનું બહેસ્ત અને દોજખ પેહેલવેહલું તો આએજ જગતમાં ભોગવવાનું હોવુંજ જોઇએ. તે ગેબી લાકડીનો ફટકો નાપાકોનાં સર ઉપર આએજ ભવમાં પડવાને તૈયાર રહેલો હોવો જોઇએ; પછી જેમ તે મોડો પડે તેમ તે વધારે સખત પડે એમાં નવાઇ નહીં. આહા! કયારે તે વખત આવે કે જ્યારે તે ફટકા આ લવજી અને દોલીની પીઠો ઉપર પડેલા હું જોઉં? કયારે તે ઘડી આવે કે જ્યારે સંપૂર્ણ નામોશી અને નિરાશીમાં એઓને હોમાવી, મારી ભોલી-મારી ભલી-નવાજનાં દુખી હેવાલની એઓને યાદ આપી, એઓની જીંદગીના મધમાં ભયભરેલાં પસ્તાવાનું વીખ ભેળી મારા કિનાને હું પાર પડેલો જોઉં? નવાજ—નવાજ, મારી નેક પણ કમસીબ બેહુ—"એટલા બોલો બોલતાં જમસાની છાતી ભરાઇ આવી અને ચાલતો અટકી જઇ, એક રૂમાલની અંદર મોહડું દાબી તે થોડો વાર ડુશકે-ડુશકે રડયો!

થોડા વખતમાં પાછો તેણે પોતાનો આગળો શાંત મિજાજ અખત્યાર કીધો અને જરા આગળ ચાલી એક ભાડુતી ગાડી બોલાવી તેમાં બેઠો.

"આ ગોઠવણમાં પણ એ લોકોને હું ફાવવા દેનાર નથી. એ બન્નેની મતલબ હું સમજવા વગર રહ્યો નથી. સનીવારને હજી ઘણો વખત છે, તેટલાં તો હું જોઇતા ઉપાયો લઇ શકશ."

એવા વિચારમાં ગુંટાઇ રહ્યાથી, રસ્તો કેટલો નિકળી ગયો તેનું પણ તેને ભાન રહ્યું નહીં અને દોલીના ઘર આગળ આવ્યો છે એવું બગીવાળાએ જ્યારે તેને જણાવ્યું ત્યારેજ તેણે જાણ્યું.

આપણે જાણ્યે છીએ તેમ દોલી તો તે વેળા 'હીરા કુલ્બ' ની વાડીમાં હતો, એટલે ઘણો વખત સુધી તેના આવવાની વાટ જોતાં તેને બેસી રહેવું પડયું.

આખરે દોલી આવ્યો.

તુરતજ તેણે પેલું કાગજ દોલીના હાથમાં મુકયું.

"ઠીક છે ભાઇ," દોલી તે વાંચીને બોલ્યો, "બીજું કાંઇ મને કહેવુંચ?"

"નહીં કાંઇ નહીં. તમુને જો કાંઇ જવાબ આપવાનો નહીં હોય તો હું જાઉં."

"જવાબ તો આપવાનો નથી," દોલી બોલ્યો, "પણ ભાઇ જવા અગાઉ બે ગલાસ ગરાંમાં તો નાખતો જા."

"નહીં-નહીં, માફ કરો. હું દારૂ પીતોજ નથી." જમશાએ નમનતાઇથી જવાબ દીધો.

"દારૂ નહીં પીએ?" દોલી અજબ થઇને બોલ્યો, "ચાકરી કરીને દારૂ નહીં પીએ? ચાલો જમશા, એમ ભારી થવાનું છોડી દેઓ ને આવો મારી સાથે."

"નહીં દોરાબજી, હું ખરૂંજ કેહુંચ કે હું પીતો નથી."

"દારૂ નહીં પીએ! લવજી શેઠને ઘેર ચાકરી કરે, ને દારૂ નહીં પીએ? ત્યારે હુશિયારી કેમ આવે?"

"દોરાબજી," જમશાએ જવાબ વાલીયો, "લવજી જેવા ને તમારા જેવા સાહેબોની સેવા કરતાં જે અજમાયશો મને મળીચ તેથી મને એટલી તો હુશિયારી આવીચ કે હવે દારૂથી

નિપજતી હુશીયારીની મને અગત રહી નથી, વાસ્તે હવે મને રજા આપો.”

‘ઠીક ભઇ, ત્યારે જેમ તારી મરજી,” દોલી બોલ્યો, અને જેવો જમશો તેની પાસેથી ચાલી ગયો તેવોજ તે મનમાં બોલ્યો કે—“આ ચાકર કોઇ ખરો ઠાવકો દીસેચ! એનો ભરમ ભરેલો જવાબ મને સમજ પરતો નથી.”

પાછો ફરતી વેળા પણ જમશો ગાડી કરવાને ચુકયો નહીં. પણ વાલકેશ્વરના સમુદ્ર કાંઠા આગળ આવતાંજ તે તેમાંથી ઉતરી પડી પગે ચાલતો આગળ વધ્યો.

એ વેળા રાતના લગભગ નવ વાગવા આવેલા હતા. પુનમનો ચાંદ, વાદળાં વગરનાં ખોલ્લા આકાશ ઉપર પોતાની શિતળ રોશાણીનું રાજ ચલાવી રહ્યા હતો. આસપાસની જમીન ઉપરની કુદરત, અરધી ઝલકતી અને દેખઇતી હાલતમાં મનહર એકાંતગીની મજાહ આપી રહી હતી. સઘળું શાંત હતું. પાસે પડેલો સમુદ્ર પણ થોડાજવાર અગાઉની ભરતીના ઉછાળાથી ઠાકી જઇ ઓટના હીંગામમાં ભરપુર નિદ્રાને વશ થઇ પડયો હતો; અને છુટાછવાયા લાંબા ખાબોચિયાંઓમાં ઝીલાઇ રહેલાં પાણી ઉપર માહુઓખ્તારનાં કિરણો રમી રહેલાં હોવાથી જે ચળકાટ ઉપજતો હતો તે શિંકા પથ્થરોની ઉપર નાગી પડેલી કોઇ દરીયાઇ અપસ્રાનાં તેજસ્વી ખુબસુરત શરીરનો કાંઇ કલ્પીત ખ્યાલ આપી રેહતો હતો.

એવી કુદરત હસ્તી અને મજાહ આપતી બની રહી હતી, અને તે મજાહમાં ભાગ લેવાના વિચારથી, જમશો ત્યાંથી સહેલ કરતો ચાલ્યો જતો હતો.

તેની ભેદી જીંદગીમાં બનેલા જુદા જુદા બનાવોના ખ્યાલો આ એકાંત વખતમાં પુર જોશથી તેનાં મનમાં રમી રહ્યા હતા; અને તેનાં મોહડાંમાંથી અવારનવાર નિકળતો અફ-

સોસનો પોકાર કે હાયનો અવાજ તે ખ્યાલો ખરેખર દુખભર્યા હોવા જોઇએ એવું દેખાડી આપતો હતો.

એ મુજબ ગુંટાયલો તે ચાલતો હતો તેવામાં રસ્તાની પાસે આવેલી એક લોખંડના કટેરાવાલી ભીત પછવાડેથી કોઇના ઝડપથી ચાલતાં પગલાંઓનો અને કોઇનાં રડતી વેળાનાં દચકલાંઓનો અવાજ તેને કાને પડયો.

ચોંકીને તેણે તે તરફ જોયું.

તે ભીતથી થોડેક છેટેથી પસાર થતો એક સ્ત્રીનો આકાર તેની નજરે પડયો.

તે કંઇપણ બોલે અથવા કરે તે અગાઉ તો અંદરનાં બાગમાં આવેલાં નાનાં ઝાડોનાં ઓઠામાં તે આકાર અણદીઠ થયો. બે ત્રણ ઘડી સુધી તેને કંઇ માલમ પડયું નહીં.

પણ પછી એકાએક—"ઓ ખોદા! મારા ખોદા!!" એવા દુખી બોલોના અવાજ સાથે, તે બાજુ આવેલા એક કુવામાં કોઇનાં પડવાનો મોટો ભય ભરેલો અવાજ તેને સંભળાયો!

જમશો હીંમતવાન હતો, તોપણ આ અણચીતા બનેલા ભયંકર બનાવની હેબતથી તેની છાતી જોરથી ધડકવા લાગી.

"એ કોણ-એ કોણ પડયું!" તેણે મોટેથી બુમ પાડી, એટલેજ તે ઘડી તેની ભારે અજાયબી વચ્ચે, એક નાનું કુતરૂં દુખની ચિસ પાડતું પેલા ભીતના કટેરામાંથી કુદકો મારી બાહેર નિકળી તેની પાસે દોડી આવતું તેને જોયું.

જમશાની પાસે આવી તેણે પોતાનુ ભુકવાનુ જારીજ રાખ્યું, અને તેના લેંગાની કોર પોતાનાં મોહડાંમાં પકડી આ અંચળ પ્રાણી તેને પેલા કુવા ભણી ઘસડી લઇ જવાનો યત્ન કરવા લાગ્યું.

એ સઘળું વાંચતાં આટલો વાર લાગે છે, પણ ખરે-ખર તો તે બધું બનતાં અર્ધી મીનીટ પણ ભાગ્યે લાગી હોય.

પેલાં વફાદાર પ્રાણીને પોતાની ફરજ બજાવતાં જોઇ, જમશાને પોતાની ફરજ યાદ આવી, અને આટલો વાર પોતે ખોટી થયો તે માટે પશેમાન થઇ વિજળીની ઝડપે દિવાલ કુદાવી પેલા કુવા ભણી તે દોડી ગયો.

કુતરૂં તેની આગળ દોડી ગયું, અને તુરતજ કુવાની પાળ ઉપર કુદી પડી શોકાતુર રીતે ભુકીને જમસાને અંદર કુદી પડવાને ગોયા વિનંતી કરવા લાગ્યું.

જમશાએ અંદર દોકાવ્યું, એટલે એક નાજુક ખુબસુરત અબળા, ડુબતી વેળાની છેલ્લી અછાડપછાડ કરતી તેની નજરે પડી. ચાંદરણું એટલું તેજશ્વી હતું કે તે સઘળું બરાબર જોઇ શકયો. તેણીના લાંબા બાલો સઘળા છુટા વિખરાઇને ભીંજાતા હતા, અને તેણીના આંગમાંની સફેદ સાડી ફેલાઇ રહી, તે સાંકડા કુવાને લગભગ આખો ધાંકી રહી હતી.

જમશાએ આજુબાજુ નજર કીધી, અને બેર ઉપર બાંધેલું એક લાંબુ દોરડું સારાં ભાગ્યે જેવું તેની નજરે પડયું તેવુંજ તે એક હાથમાં પકડી, બીજે હાથે ફકત પોતાની પાઘડી ઉરાડી નાંખી, એક પળ વધુ ગુજરે તે અગાઉ તે કુવામાં કુદી પડયો.

પડતાં વાર, તમામ પાણીની નીચે ગયલી તે અબળાનો એક હાથ જે તેના હાથને લાગ્યો તે તેણે પકડયો. તેણીને ઉચે ઉંચકી, અને તેણીનું મોહડું પાણીની સપાટીથી ઉપર ટેકવી રાખી, દોરડાંના આશરા ઉપર થોડોવાર દમ ખાતો ઉભો.

દમ ખાધા બાદ, છુટા હાથના મજબુત એક આંચકા સમેત તેણે તે બેભાન નારને, એક સુતેલાં બાળકને જેમ આયા છાતી ઉપર સુવાડે, તેમ પોતાની છાતી ઉપર ગોઠવી, અને પછી ખોદાનું નામ જબાં ઉપર લેઇ ભારે મોટી મુશકેલીથી તે પોતાના કીમતી બોજાને લઇ, ઉપર ચઢી આવ્યો.

---

## પ્રકરણ ઓગણચાલીસમું.

## મારી દોલત!

"Why dost thou load thyself when thou'rt to fiy,
O man, ordained to die?" *Cowley.*

"શું કામ ખેંચેચ બોજો, જો ઉડવાનોજ તું,
ઓ માનવી, નેમાયલો જો મરવાનોજ તું?"
કાઉલી.

દોલી દેગરીયા ઉપર લખેલું પોતાની બુરી મતલબનું કાગજ જમશાને લઇ જવા આપીને લવજી હજી તો તરતનોજ ફારેગ થયો હતો તેટલામાં તેને હોમજી શેઠ તરફથી 'જરા મળી જવા'નું તેડું આવ્યું.

હોમજી શેઠનાં કુદરતી સાંકડાં મનથી અને વળી તેવણુને મોહડેથી વારેઘડી સંભળાતા નીતિના અને ઉપદેશના સબકોથી કંટાળી જઇ, લવજી ઘણોખરો તેવણુ પાસે લાંબો વખત બેસીને વાતચીત કરવાના અખાડા કરતો હતો; અને તેથી જ્યારે તેવણુ બે ત્રણુ વખત પોતાના માણુસો પાસે તેને બોલાવે ત્યારેજ તે પોતાના પનોતાં પગલાં આરાસ્તા કીધેલા પોતાના મોટા ઓરડામાંથી કહાડી, હોમજી શેઠના સાદા અને નાના ઓરડામાં લઇ જતો હતો.

તેવણુ પોતે તો કદાચજ તેના ઓરડામાં જતા હતા, કારણુ કે બેહદ કરકસરમાં રમી રહેલી તેવણુની નજર આગળ

લવજીના ઓરડાનો લખલુટ એશકાટવાળો દેખાવ, નહીં બરદાસ્ત થાય એવો કડવો લાગતો હતો અને જો લવજીની મજબુત બોહોંશને તાબે થવાની ફરજ તેવણને નહીં પડી હતે તો ખુદ 'મોતીમેહેલ'માં પોતાની બળાપાની જીંદગી ગુજારવાને બદલે કોઇ બીજાં નાનાં અને સાદાં મકાનમાં શાંત જીંદગી ગુજારવાને તેવણ પુરેપુરા રાજી થયા હતે. તે ગંજાવર મકાન માહેલું એકેક કિમતી ફરનીચર જોતાં તેવણ અફસોસ સાથે વિચાર કરતા હતા કે—"એની ઉપર પૈસા નાખેલા શું ખપના? વેચવા જતાં એની પા કિમત પણ ઉપજે તો ભાયગ. બેટી બાપ લવજી અમઠો તણાયા કરેચ. જીવી હોતે તો એમ નહીં થવા દેતે!"

"વરી એવણ શું તાહેલાં કરવા મને બોલાવેચ!" બાપ તરફનું તેડું સાંભળી, ચાકરના ગયા પછી, લવજી સેહેજ ચીડમાં આવી બબડયો, "બીજી સાધરણ બાબદોપર પણ વાતો કરતા હોય તો મને જવાની કંઇ અડચણ નથી; ત્યારે તો હું દાહડામાં ત્રણ વખત પણ જાઉં. પણ એવણ પાસે તો બસ ધંધાની, કામકાજની, ખરચની ને પૈસાનીજ વાત, તેથી મને કંટાળો છુટેચ, આજે વરસનાં વરસો વહી ગયાં, પણ એવણની એકની એક તરેહની નસિહતોની પીડામાંથી હુ છુટો નથી. જ્યારે હોય ત્યારે ઘેર ખરચની માથાંકુટ, ને પૈસા સંઘરવાના તાહેલાં. મારા પોતાના કામકાજને લગતા એવણના કેટલાએક સવાલો તો એવા હોયચ કે તેઓના જવાબ આપતાં, ગમે તેવી મારી ચાલાકી છતાં પણ, મને ભારી પડેચ. શું કરૂં! પણ હવે બોલાવ્યોચ એટલે જવું તો જોઇએજ. એવણને રાજી રાખવાની તો મારી ફરજજ છે."

એમ બોલી તે ઉઠયો, અને પોતાનો પોશાક સ્હેજ ઠીક કરી, હાથમાં એક અંગ્રેજી ચોપાનિયું ધરી તે હોમજી શેઠના ઓરડામાં દાખલ થયો.

"આવો લવજીભાઇ." હોમજી શેઠ પોતાના, ભુંડો ખસલતના જુવાન બેટાનો શોહામણો ચેહેરો જોઇ મલકાતા, તેને ખુશી ભર્યો આવકાર દઇ બોલ્યા, "હમણાં તો તમે આપરી આગળ આવી બેસવાનું ઘણુંખરૂં માંડીજ વાળ્યુંચ, એમ કેમ?".

લવજી સાથની તેવણુની બોલચાલ, ઉપર જણાવ્યા મુજબનીજ, હંમેશ માન ભરેલી હતી.

"આપરે તદન નહીં મળતા હોય એમ તો નથી, બાવાજી," તેબલ આગળની એક ખુરસી ઉપર તેવણુની સામેજ બેસતો લવજી બોલ્યો, "એટલુંજ કે લાંબો વખત બેસીને વાત ચલાવાતી નથી."

"ને કાંય નહીં? તેનું કારણ શું?"

"કામકાજ, બાવાજી; ધંધાધાપાની રોકાણ."

"કામકાજ,—ધંધોધાપો!" હોમજી શેઠ હશી પડી બોલ્યો, "લવજી—મારા લવજી, કામકાજ તો મેં પણ કીધેલાં છે, ધંધા મેં પણ ચલાવેલા છે, ને તે પણ કાંઇ નાના નહીં, હજારો ને લાખોની ઉઠલપાઠલોના; પણ ત્યારે પણ એટલી બધી રોકાણનો કંટાળો તો મને આયો નથી."

"મને કંટાળો આવેચ એમતો હું બોલ્યો નથી ને બોલતો પણ નથી. હું તો એમ કેહુંચ કે મને તેમાંથી ઘણી ફુરસદ મળતી નથી."

"ત્યારે મારા વખતમાં મને કેમ મળતીતી? તે વખતે હવે કેમ ફરતા ને રમતા રેહતાતા?"

"પણ ત્યારે શું આપરી પેહેડી એટલું કામ કરતીતી?"

"એટલું! લવજી એ શું બોલોચ? તેની સાથ સરખાવતાં આજનું તમારૂં કામ તો મને કુચ્છ બીસાદનું લાગતું નથી. ને તે છતાં પણ હમુને ફુરસદતો બીશ્યાર. ત્યારે હવે તમારી આજની બધી ઉંચે દરજ્જેની કેળવણી મુજબની

ગણત્રી અને હીસાબી રીતોથી તો તમુને ઘણી સેહેલાઇ અને ઘણી ઝડપ મળવી જોઇએ, ને તેથી કામ ઘણું જલદી થવું જોઇએ, તે કાંહ છે? લવજી, તમુને વખત તો ઘણોજ મળવો જોઇએ."

"મળેચ બાવાજી, પણ કંઇ ઘણો નહીં."

"પણ તે હું ધારૂંચ કે વાડીવંતર જવા ને દોસ્તોને તાંહ મુલાકાત આપવા તો પુરતો છે!" હોમજી શેઠ જરા ઠઠાની ઢપે બોલ્યા, "ત્યારે મારીજ મુલાકાતનો મળતો નથી? પણ હવે તેનું કાંઇ નહીં. તે વીશે તમુને કાંઇ કેહવા હું માંગતો નથી. હોય જુવાન જીવોને જઇફોની સોહુબત નહીં ગમે. હું તો એટલુંજ માગુંચ કે સારી રીતે ચાલો, ધંધો ચલાવો, કમાણી કરો, ને પેહેડીનું નામ રાખો એટલે બસ; બીજું કાંઇ આપરે માંગતા નથી."

"બાવાજી," લવજી ભારી સભ્યતાનો દેખાવ કરી બોલ્યો, "મારા હાથમાં આવ્યા પછી 'હોમજી શેઠ હીરાજી પેહેડી'ની આંટ કોઇ રીતે ઉતરી ગઇ હોય એવું તો હું ધારતો નથી. તમુને શું એમ લાગેચ?"

"નહીં, તેમ તો લાગતું નથી. પણ હું ઇચ્છુંચ લવજી, કે તમે એનું 'ચીચોરાની પેહેડી'નું અસલ નામજ રેહેવા દીધું હોતે ને મને પણ આએ 'હોમજી શેઠ હીરાજી'ની નવી સહી શાખના પછાડામાં નાંખતે નહીં તો સારૂં. એ બેઉ ફેરફારો મને બીલકુલ ગમતા નથી. દીકરા, જે જુનું તેજ સુનું."

"નહીં-નહીં હોમજી બાવા," લવજી જોશમાં ડોકું ધુણાવી બોલ્યો "એવા કઢંગા એલકાબો સાથે આપુને હવે કામ લેવું જોઇએ નહીં. ખોદાની મેહેરથી, ને તમારી મેહેનત ને સક-માઇથી આપરે ચહડતી હાલતે પુગા તો હવે બધીજ વાતમાં ચહડતા થવું જોઇએ. જોવોની આટલાજ વારમાં આપરો વગ-

વસીલો મેં કેટલો વધારી મુકયોચ તે; સુસ્તજ રેહતે તો એવું કાંઇ થતે?

"અરે પણ ભલાં મારૂ, એ વધારો શું કામનો? એ કંઇ ખરચી લાયો તો નહીં, પણ ઉલટો વધુ ખરચ કરાવતો આયો. એવા ખરચાળુ વગવશીલા વગર શું આપરે ખોદાની આપેલી ન્યામત ઉપર શોકર કરીને એકાંત રીતે રેહતે નહીં?"

"અરે હોમજીબાવા, નહીં, એમ નહીં બને." લવજીએ ભાર મુકી જવાબ દીધો, "આગળા જમાનામાં આગલી વાત ચાલી, હવે નવા જમાનામાં નવો પગપેસારો જોઇએ કે નહીં? એકાંત જીંદગીમાં મોજ શું,—ફાયદો શું,—હાંસલ શું,—ઉલટ શું? ખોદાએ જનમ આપ્યો, જીંદગી આપી ને જર આપ્યું, તે શું હેવાન અવતારે ખાવા અને પોઢવા? દોલત મળી તો તેને ઘટતી રીતે વાપરવીજ નહીં કે તેનો ઢગલો મુકી જોયા કરવો. એક માલ જો હું વાપરતો નથી, તો તમેજ બોલોચ કે તે કદુવા દેશે; ત્યારે દોલત નાખી મેલેલી શું કદુવા નહીં દે? અને બીજા કોઇ ખરચનારના હાથમાં જવા તે લલચાય નહીં? વાપરનારને માલેક આપનાર છે, નહીં કે દાબી બેસાડનારને."

"તે તો બધું વાજબીજ છે લવજી," હોમજી શેઠ હસ્તે મોહડે બોલ્યા, "તમારાં મોટાં મનના વિચારોની સામે મારે થવું નથી. પણ મારી અજમાયશનો વિચાર તો હું એટલોજ જણાઉંચ કે વાપરવામાં અને ઉડાવવામાં ફરક છે."

લવજી ચોંકયો, હોમજી શેઠે એમ બોલવામાં કાંઇ ભરમ તો નહીં સાચવ્યો હોય?

"ત્યારે તમારાં ધ્યાનમાં શું એમજ આવેચ બાવાજી, કે મેં કીધેલો ખરચ ઉડાઉપણા જેવો છે?" થોડો વાર વિચાર કરી, તેણે જવાબ દીધો.

"લવજી, આપણાં નાણાંમાં હમણાં ખાડો તો ઘણો પડયોચ એ તો ખરી વાત છે, બોલો તેમ નથી ?"

"તેમ છે, તેમ હોય કદાચ," લવજી પાછો પોતાને સુધારીને બોલ્યો, "પણ તે શું મેં મારા ઉડાઉપણાંએ ?"

"હમણા તમે ખરચ્યું તો ઘણું લવજી, બેશક ઘણું ?" હોમજી શેઠ ગંભીર બની બોલ્યા.

"અને તે ખરચ તમુને ઘણોજ નકામો અને બેહુદો લાગોચ, કેમકે જ્યારે તેમ હોય, ત્યારેજ તમે તેને ઉડાઉ-પણાનું નામ આપો. પણ મને કહેશો કે તેવો ખરચ મેં શું કીધો ? મેં નાણાની મોટી રકમો ઉપાડી હોય એવું પણ નથી."

"લવજી, ગયા પાંચ મહિનાપર તમે બે લાખ ઉપાડયા, તે શું મોટી રકમ નહીં ?"

"પણ તે મેં સટ્ટામાં વાપર્યા, મેં તે ગાંઠે બાંધ્યા નથી."

"સટો ! લવજી એ ધંધો તમે કયારે છોડશો ?" જઇફ પેદર પોતાની તમામ નાખુશી દેખાડી બોલ્યો.

"કાંય તેમાં શું છે ? ઘણી વખત આપણે સટ્ટાઓ કીધેલા છે, એથી પણ વધારે મોટી રકમના અને તેમાં આપણે હજારો રૂપીયાની આવક મેળવેલી છે. સટ્ટામાં શું છે ? લખો ભુખરીબારકસો કરોડોના જરદાર, સટ્ટાથી થયલા આપણે જોઇએ છીએ. હજારો પેહડીઓ સટ્ટાથીજ નીભી અને મચી ગયલી છે. પેલો પ્રેમજી, પેલો માણેકશા, પેલો નવલચંદ, પેલા બરજોરજી બ્રધર્સવાલા, પેલા હેમજી ઓધવજીવાલા, પેલા લેથબ્રીજ લાસનવાલા અને પેલા રીચર્ડ રેલેવાલા. એ બધા શું કરેચ—શાથી નીભ્યાચ ? સટ્ટાથી."

"હા, હા, લવજી તે બધું હું જાણુંચ, તે બધા વિષે હું ખબરદાર છેઉં; પણ એક વાતની તુંને ખબર નથી."

"તે વળી શું ?"

"તે એ કે તીરંદાજો તો લાખો હોય છે પણ તે બધાજ નેમ ટાંકનારા હોતા નથી."

"એટલે ?"

"એટલે સટ્ટો બધા રમી જાણેછ, પણ તેમાં ફત્તેહ કેમ મેળવવી તેની બધાઓને કુનેહ હોતી નથી."

લવજી સઘળી મતલબ સમજ્યો, અને તેથી એવે વખતે પોતાની મદદને માટે લાવેલાં પેલાં ચોપાન્યાંમાં, તે પોતાની નજર ફેંકી ચુપ બેસી રહયો.

"હવે એ ચીઠરાંમાંથી ધ્યાન કહાડો, દીકરા," હોમજી શેઠ પાછા બોલ્યા, "ઘણે દહાડે અહિયાં આયા તો બે ઘડી મારીજ સાથે વાતચીતમાં રોકાવો."

લવજીએ ચોપાનિયું બંધ કરી તેવણ સામે જોયું.

"હવે મને કહેવો જોઉં કે તે બે લાખમાંથી તમે શું મેળવ્યા ?"

"બાવાજી, તેમાં મેળવ્યા નહીં," લવજીએ ભરમમાં જવાબ દીધો, "પણ તેથી શું થયું ? એકમાં નહીં તેથી બધાંમાંજ નહીં ? બીજી વખત વરી એનો બંગ વળી રહેશે."

"તે વળી રહે ત્યારની વાત, પણ તે અગાઉ હમણાં આપણા હાથમાં જે તદબીરો છે તે તો કર્યે"

"તે શું બાવાજી ?"

"તે એ કે આપણાં ઘેર ખરચમાં સુધારો કર્યે."

"વળી તમે એની એજ બાબદ વચમાં લાયા !" લવજી પોતાની નાપસંદગી દેખાડી બોલ્યો.

"લાવવીજ જોઇએ. સંસાર સંભાળવાની જહાં વાત આવી ત્હાં એક બાબદ એક હજાર વખત પણ વચમાં લાવ્યે તો તેમાં ખોટું નથી, લવજી તમે એમ કરોચ, બાકી જો તમારી જગાએ જીવી હોતે—"

"બાવાજી, જીવનબઇ બોલે તો કેવું સારૂં લાગે ?"

"વારૂં એમ તો એમ, જીવનબઇ. પણ હું તો કહુંચ કે તમારી જગાએ જો તે હોતે તો એ બાબદને ઘણીજ ઉલટથી ધ્યાનપર લેતે."

લવજીએ એનો કાંઇ પણ જવાબ દીધો નહીં.

"આપરા ઘેરમાં ખરચ બધો એટલી તો બેદરકારીથી ચાલેચ કે તે ઉપર જરા જો સંભાળ લઇયે તો મોટો ઉગારો કરવાને આપુને મુશકેલી પડે નહીં. એટલા બધા ઘોડા ગાડી! લવજી આપુને એટલા બધાંની શું જરૂર છે? શું પાંચ છ ઘોડા જોઇએ ?"

"પાંચ છ!" લવજી અજબ થઇને બોલી ઉઠયો, "હોમજીબાવા, તમે ભુલોચ."

"નહીં હું ભુલતો નથી. દસ રહ્યા'તા તેમાંથીબી ચાર તો મેં વેચ્યા; પણ એટલા રહેલા છની પણ શું અગત છે? બે ગાડીઓ પણ વેચી; પણ તોબી ચાર ગાડી શું કામ જોઇએ ?"

"અરે પણ બાવા, તમે એ શું કરોચ ?" લવજીએ ચીડમાં આવી કહ્યું, "બધુંજ વેચોચ, કંઇજ રહેવા દેવું નથી ?"

"બધું વેચ્યું! આટલુંબી છે તે મને વગર અગતનું લાગેચ અને તમે બોલોચ જે બધું વેચ્યું !"

છુપી ચીડથી બળતો, લવજી તેવણનાં મોહડાં સામે જોતો બેસીજ રહ્યો.

"જે તે એક ગાડી અને બે ઘોડા રાખો એટલે બસ. અવાર નવાર આપરે વાપર્યા કરશું. આટલા બધા ચાકરો ને મસાલોનું શું કામ છે? ગધેરીનાઓ આખો દહાડો ખાઇપીને ખુરસી કોચ તો ભાંજેચ. એઓમાંથી ઘણાઓને કહાડવા જોઇએ અને બાકીનાઓને પણ હમણાં જે પગાર મલેચ તેથી કમતી મલવો જોઇએ."

લવજીનાં તો એ હસવા જેવો પટપટારો સાંભળી, તળે ઉપર થવા લાગ્યાં.

જાણીબુજીને તેણે હવે પેલું ચોપાનિયું પાછું ઉઘાડયું અને ટેબલ ઉપર હાથ ટેકવી, પગ ચહડાવી તે વાંચવામાં મજબુત રીતે ગુંટાયો.

"તમારી કુઇ સુનાબી ઘણીખરી મારાંજ મતને મળતી છે, પણ તમારો, લવજી તમારો, બધાંમાં વાંધો છે. નુકશાની જાય ત્યારેબી તમે તમારો વિચાર ફેરવો નહીં, એ તે શું?"

લવજી ચુપજ રહ્યો.

"ખાધા પીધાની બાબદમાંબી લખલુટપણું ઘણુંજ મારી નજરે આવેચ. કેટલાં ડીશ, કેટલી વાંની, કેટલી ફ્રુટ, કેટલો શરાબ! અરે ભઇ, કંઇ ટરકીનાં સુલતાનનો ઘેર ખટલો નીભાવવો છે? કે કંઇ ઇરાનના શાહનો સુફરો બીછાવવો છે? એ છે શું? હજારો રૂપ્યાનો ખરચ રાખ્યે તોજ શેઠયા કેહવદઇએ, ને નહીં તો નંહીં કે? ને જો તેવી જરૂરજ હોય તો એ શેઠઇ આપુને જોઇતી નથી. લવજી તમે બધી રીતે ડાહ્યા છેવો, પણ આ રીત નથી"

હજી લવજી મુગોજ બેઠો. ક્યારે કોઇ પહરેનો હોમજી શેઠને મળવા આવી, તેને આ પીડામાંથી છોડવે, એમ તે ઇંતેજારીથી ખાહેશ રાખતો હતો.

"હજુર બીજું ઘણું સુધારવાનું રહેલું છે, એ તો હું કંઇજ બોલ્યો નથી. મહિને દાહડે એક સારી જેવી રકમ ફાજલ પરે એ વાત કંઇ જેવી તેવી નથી. કેમ, હું બોલુંચ તે બરાબર લાગેચ કે નહીં? દીકરા નાણું સંઘરવાની રીતો એજ છે."

પોતાનું નકામું જેવું વાંચણ લવજીએ હજી વગર બોલવે જારીજ રાખ્યું. હોમજી શેઠને હવે એથી દિલગીરી થઇ.

"લવજી, વરી, આ ચીઠરાંની રોકાણમાં તમે પડયા," તેવણ સેહેજ સખત થઇ બોલ્યા, "ત્યારનો હું આટલું બધું બોલ્યો, પણ તેનો કંઇબી જવાબ મેં તમારેથી મેળવ્યો નથી. એ વાત સારી નથી, એ મને ગમતી નથી."

"બાવાજી," લવજી હવે તેવણ તરફ જોઇ ખુલ્લી રીતે પોતાનો ગુસ્સો દેખાડી બોલ્યો, "હું શું બોલું? એકને એક રીતના તમારા રોદરા જ્યારે-ત્યારે તમે કાહડયા કરો, તેના જવાબમાં વારેઘડી મને બોલતાંબી શરમ લાગેચ. વખતે-વખત તમારી સામે તે હું કેમ થાઉં? હું હવે તમુને એટલુંજ કેહુંચ કે જેમ તમારે ગમે તેમ કરો. જો કે મને તો તમારા વિચાર એક રતીભારબી પસંદ નથી, તોબી હું હવે તમારી વિરૂદ્ધ જનારજ નથી. તમુને જે વાજબી દીશે તે સુધારા કરો.''

લવજીને એમ નાખુશ અને ગુસ્સે થયલો જોઇ હોમજી શેઠ હવે હઠયા. પોતાનાં એકપુરાં વાહલાં ફરજંદને ખુશી રાખવા ખાતર આ ભોલો પીતા બધુંએ કરતો હતો,—પોતાના કંજુસ ખવાસની મજબુત વળાણનેબી તે બોલ બોલતાંમાં ફેરવતો હતો, એટલું તેવણનું હેત આ ઉડાઉ ફરજંદ ઉપર હતું,—એટલી છુટ તેવણ તેને આપતા હતા, કે લવજી, ચાહે તેમ તેવણને પોતાની 'હથેલીમાં રમાડવાને' સામર્થ-વાન હતો. તેના સેહેજબી ગુસ્સા આગળ તેવણના બધા વિચાર અને બધી હટીલાઇ પિગળી જતી હતી. અને ઘણીજ જરૂરની વખતે તેને બે ત્રણ નરમ બોલો શિખામણ અને સલ્લાહ તરીકે આપવા શિવાય, કોઇબી દાહડે ધમકી જેવું તો તેવણ તેને આપતાજ નહીં હતા.

"પણ તમુને જો તે ઠીક લાગે નહીં, તો પછી તે મારે કરવુંજ નથી. તમુને શું તે પસંદ છેજ નહીં?" તેવણે નરમ અવાજે પુછયું.

"બીલકુલ નહીં, એક રજભારબી નહીં. બાવાજી, જો કંઇબી માન મેળવવાની અને સાચવવાની તમે આશા રાખતા હોવો તો મુગા મુગા જેમ ચાલેચ તેમ ચાલવા દેવો. કંઇબી ઘટારો હવે થઇ શકે નહીં, હજુર વધારો મોટો કરવાનો છે. કંઇબી વેચવા, કે કંઇબી ઓછું કરવા જતાં આપરી આંટને મોટો ધોકો પુગશે તેનો કંઇ વિચાર છે? વેપારીઓ બધા એમજ ધારશે કે આપરો પાયો કોઇ રીતે ધીલો થયો હોશે તેથી ખરચ ઓછો કરવાનો વિચાર સુઝયો છે. આંટ એક વખત ઓછી થઇ, એટલે પછી નહીં ખોહુતાબી ખોહીશું."

"એમ?" અફસોસના દેખાવે, પોતાનું માંથું હાથ ઉપર ટેકવતા, હોમજી શેઠ બોલ્યા, "એમ છે ત્યારે તો રેહવા દેઓ. જેમ ચાલેચ તેમ ચાલવા દેઓ. પણ હવે, લવજી હું પગે પરીને તમુને કેહુચ, કે હવે કંઇ વધારે રકમ ઉપાડીને કશા જોખમમાં નાખતા નાં!"

"મેં ચારેક દાહડાજ થયા એક બીજા ત્રણ લાખ ઉપાડયાચ, તે ત—"

"બીજા ઉપાડયા!" હોમજી શેઠ ડોળા ફાડી તેની તરફ જોતા બોલ્યા, "ત્રણ લાખ! લવજી એ શું—લવજી એ શું—લવજી એ શું!"

"બસ-બસ, ધીરા પડો બાવાજી. તે કંઇ જવાના નથી,—તેની કંઇ ધાસ્તી નથી. તેમાં આપુને ફાયદોજ છે," એમ અરધા સમજાવાના અને અરધા ધમકાવાના અવાજે લવજી બોલ્યો.

"ઠીક ત્યારે, તે તો જોઇશું પણ ફાયદો થાય તે અગાઉ ખરચમાં સેહેજબી ફેરફાર કરવાને નહીં ચુકો તો સારૂં. લવજી તમે પોતેબી આબરૂની રીતે ચાલો તો સારૂં. તેનો સારો ફાયદો તમેજ જોશો."

વળી લવજી ચોંકયો. આએ બોલો શાના ?

"એટલે? તે વરી શું ?"

"દીકરા, હલકા માણુસો સાથે કામ પાડવું તેમાં આપુને હલકું લાગે, તે તો સમજો !"

"પણ તે કોણ છે ? હલકો માણુસ કીયો ?" તેણે વધારે અજબ થઇ પુછયું.

"પેલો દોંગો જેવો દોલી નામનો પારસી આવેચ તે, તેના જેવાઓને વાસ્તે હું બોલુંચ. લવજી બેચાર વખત તેને પૈસા લઇને ઉતરતાં મેં જોયો, તેને પૈસા શાના આપવાના ? આપરી કમાઇનું ભોજણ તેને ખવાડવાની શું અગત ?"

લવજીની છાતી જોશથી ધબકવા લાગી,–તેનો ચેહેરો ફિકાશ પકડતો ગયો. પણ તે ફેરફાર હોમજી શેઠ જોઇ શક્યા નહીં.

"ઓહો ! તે દોલી ?" જેમ તેમ પોતાનો અવાજ ગોઠવી તે બોલ્યો, "તે દોલી તો ઘણો કામનો છે બાવાજી. એવા જાસુસો વગર તો આપરા જેવા વેપારીઓને ચાલેજ કેમ ? એ તો બજારમાંની છુપી વાતો લાવનારો મારો કાસદ છે. કોઇ વખત એને થોડા ઘણા કંઇ જોહસુંચ, બાકી બીજી મોટી રકમો તો કેથે ઉઘરાણીની ભરવાની હોય તે હું એને આપી મોકલુંચ. બાકી બીજું મને એની સાથે શું કામ ?"

"તે તો તમે જાણો લવજી. બધું સંભાળીને કરજો, ને મને શરમ આબરૂમાં પેલી જેહાન મોકલજો. મારી તો હાલત તમે જોવોચ કે કેવી થઇચ તે." હોમજી શેઠ તદન શોકાતુર ચેહેરો કરી બોલ્યા.

અને તેવણ ખરૂંજ બોલ્યા હતા. 'મોતી મેહેલ' માંની પેલી જ્યાફતને દિવસે આપણે તેવણુને જોયા, તેથી, તેવણુ હમણાં તદનજ ફેરવાઇ ગયા હતા. લવજીનાં લખલુટપણાંથી

ઉત્પન્ન થતી ગુપ્ત પણ ચાલુ ફીકરે, અને તે સાથે હૈડાંનાં જારી રહેલાં બુરાં દરદે તેવણુને અત્યાર સુધીમાં છેક હાલ-હવાલ કરી નાખ્યા હતા. તેથીજ લેણદેણનો સઘળો વહીવટ હવે પુરેપુરો લવજીના હાથમાં આપ્યો હતો, અને તેથીજ આ હડહડતો કંજુસ ગૃહસ્થ, મરણ કાંથે આવેલો હોવા છતાંબી, પોતાની મોટી મેહનતે મેળવેલી દોલતની સંભાળ માટે આગળના કરતાં બેવડો વધારે ફિકરમંદ બન્યો હતો.

"બાવાજી, હવે એવાં ચેડાં કાહડવાની શું અગત છે?" લવજી તેવણુ તરફ દયાની નજરે જોતો બોલ્યો.

"નહીં દીકરા હું તો મારી નબળી થયલી હાલતને વાસ્તે બોલુંચ. હું કંઇ સંભાળ લેઉં તેવી હાલતમાં નથી. કરવું ને નહીં કરવું તે બધું તમારા હાથમાં છે."

"પણ કેળવણી તમારીજ આપેલી છે, એટલે પછી ફીકર શું છે?" લવજીએ હસ્તે મોહડે જવાબ દીધો.

"ઉસ્તાદ તો શિખવે પણ ચેલો તે શિખે કે નહીં તે એક સવાલ છે, ને શિખીનેબી તેમ ચાલે કે નહીં એ વરી બીજો સવાલ છે. વાસ્તે લવજીભાઇ, સંભાળજો!" હોમજી શેઠ હવે જુદા પડતા લવજીની પીઠ ઉપર હાથ મુકી બોલ્યા, "ખોદા મારો જાણેચ કે આ પૈસા મેં કેમ મેળવેલા છે, ને શું શું આફતો અને હેરાનગતીઓની મેં ટક્કર ઝીલેલી છે. સંભાળજો! સમાર્ગે સંગ્રેલી દોલત કમાર્ગે વેરતા ના; મારૂં નામ સાચવજો,—મારી મેહનતનો જશ આપજો!"

એટલું બોલી તેવણુ ચુપ થયા.

લવજી તેવણુથી જુદો પડી પોતાના ઓરડામાં ગયો.

પણ ત્યાં પગ મુકતાંજ, દલગીરી અને પસ્તાવાનું એક બળતું આંસુ તેની આંખમાંથી ટપકયું!

"અરે! એવા બાપની માયાને હું લાયક નથી. આએ ભોળાઇ સામે આ ઠગાઇ, કોઇ અથંગ ઠગારાનેબી જરૂર શરમાવે એવી છે!" એમ બોલતો તે એક કોચ ઉપર થપકાઇ બેઠો.

હોમજીશેઠના છેલ્લા બોલો એટલા અસરકારક હતા કે, તેથી આ સંગદીલ લવજી પણ પિગળ્યા અને પસ્તાયા વગર રેહુજ નહીં. પોતે તકસીરવાર, તેથી તે બોલો તેને વધારે લાગ્યા. આ વાતચીતમાં પણ તેણે પોતાના ભોળા પીતાને ઠગ્યો હતો. તેણે ઉપાડેલી લખો રૂપ્યાની મોટી રકમો, વેપારી કામોમાં વપરાવાને બદલે, તેની પોતાની પાપી ઇચ્છાઓની માંગણી પુરી પાડવામાં વપરાઇ હતી! પણ ઉપલો પસ્તાવો તેનાં મનમાં ભાયગે ત્રણ ઘડી રહી શકયો હોય.

"ઓહ:, છત! એવા રાંડીચાળા મને છાજતા નથી. દલગીરીનો આ દેખાવ મશકેરી જેવો છે,—પસ્તાવાના આ બોલો ખચીત હસવા જેવા છે!" એમ બોલતો તે ઝડપથી ઉઠયો, અને કપડાં પેહેરી, રાતની પોતાની સેહેલધાહ કરવા માટે એકાંત રસ્તે બાહેર પડયો.

---

# પ્રકરણ ચાળીસમું.

## એ જીંદગીની જરૂર શું!

' Why entreat me, why upbraid me,
When the steadfast tongues of truth
And the flattering hopes of youth
Have all deceived me & betrayed me?
Give me, give me rest!"

*Longfellow.*

"વીનવેચ તું શું કામ, કાંય કરેચ બદનામ,
જ્યારે, સચાઈની મજબુત કુલ જબાંઓથી
ને જુવાનોની ખુશામતી આશાઓથી
પામીચ હું ઠગાઇને દગો તમામ?
આપ મને, આપ મને આરામ, ઓ, આરામ!"

લૉંગફેલો.

કુવા અંદરથી ઉપર ચહડી આવી, જમશાએ પેલી બેભાન અબળાને પાસે આવેલા એક લીલોત્રીના કયારા ઉપર સુવાડી અને પોતે પણ પાછો જરા દમ ખાતો તેણીની પાસે બેઠો.

પેલું વફાદાર કુતરૂં પોતાની બાઇની ખરી હાલતથી વાકેફ થઇ, જાણે તેણીને પાછી હુશીયારીમાં લાવવા ચાહતું હોય તેમ, તેણીનો શાંત પડેલો મુખડો જીભ વડે પસવારવા અને તેણીનાં બેખબર બદન આસપાસ ભુકતું ફરવા લાગ્યું.

એ રીતે, તેજસ્વી ચાંદનીથી ઝલકી રહેલી તે એકાંત જગા ઉપર રાતના ભયભરેલી ચુપકીદીના આ વખતમાં, આ ત્રણ પ્રાણીઓનો ઝુમખો જે દેખાવ આપી રહયો હતો તે ખરેખર વિચીત્ર હતો.

એક બાજુ શીરીન, (વાંચનાર તો પેહેલેથીજ સમજેલા હોવા જોઇએ કે એ બાનુ કોણ હતી) પોતાના તમામ ઉજળા પોશાકમાં, ખરેખરી લીલી પણ રાતના સબબથી શીહા દીસતી તે જમીન ઉપર, જાણે કોઇ ચાલાક ગુંઠનારે કાળી ભોંય ઉપર

સફેદ ઉપસાવેલુ' એક ભરત કામ ગુઠયું હોય તે મિસાલ તદ્દન સ્થીર સ્થીતિમાં પડી હતી; બીજી બાજુ, થાક ખાતો બેઠેલો જમશો માથું પોતાનાં ગુંઠણુ ઉપર ટેકવતો, એક મુવેલી માશુક પાસે વિલાપ કરતા આશકનો આકાર આપી રહ્યો હતો; અને ત્રીજી તરફ, વફાદાર 'કુતરૂ' એક મુરદાંને સજીવન કરવાની પ્રેકટ કોશેશોથી એક તબીબ આખરે થાકી બેસે તેમ, શીરીનને ઉઠાડવાની પોતાની કોશેશોથી હારી ખાઇ, નિરાશ દેખાવે પેલાં બેની વચ્ચે બેસી પોતાની આતુર નજરો તેઓ ઉપર ફેંકતું હતું. દુરથી કોઇ વેહેમી જોનાર જો તેઓ ઉપર નજર કરે, તો તે એમજ સમજીને બીહે કે પાસે આવેલા પેલા કુવામાં વાસો કરનારા કોઇ ગુપ્ત અધભુત જીવડાઓ, પોતાનું સદાનું ભેદી જળસ્થાન છોડી, ચાંદનીના આ મીઠા હીંગાગમાં મધુર મજાહ કરવાને બાહેર પડયા છે!

થોડોવાર દમ ખાધા બાદ જમશો પાછો હુશિયાર થયો, અને શીરીન હમણાં કેવી હાલતમાં હતી તેની તપાસ કીધી. તેણીની આ બેભાની ફકત ભારે ધાસ્તીના સબબથીજ થઇ હતી એ બાબે તેની ખાત્રી હોવાથી જો કે તે નચીંત તો હતો, તોપણુ જ્યાં સુધી તેણી પુરતી સુધ્ધિમાં આવે નહીં ત્યાંસુધી તેણીને હાલની આ જગાથી બીજે કેઠે લઇ જવાનો વિચાર તેને માંડી વાળવો પડયો. તેટલાં સઘળી અગતની માવજત શીરીન માટે કરવાને તે ચુકયો નહીં. પોતાનાં નીચવે તે અગાઉ તેણે તેણીનાં પાણીથી રેળાંતાં કપડાંઓ બને એટલાં નિચવી નાંખ્યાં, તેણીને કરાર મળે એવી રીતે સુવાડી, અને કાંઇ જુજબી ગરમી આપવા તેણીની પાતળી અને ટેટાં તેણે જોરથી મસળવા માંડયાં.

તે વફાદાર કુતરૂં પુછડી હીલવી હરખાતું, તેનાં મોહડાં તરફ વળી પાછું ઇંતેજારીથી જોવા લાગું.

"આ ચેહરો—આ આકાર મારાં ધ્યાનમાં છે." શીરીનની સારવાર કરતાં તેણીનાં મુખ ઉપર બારીક નજર ફેંકતો જમશો મનમાં બબડયો, "એકુથી વધુ વેળા એ મારા જોવામાં આવ્યો હોય એવી મને ખાત્રી છે. જરા જો ધ્યાન દોડાઉં તો એને ઓળખી પણ હું શકું." એમ બોલી, વધારે ચોકસાઇથી તપાસતો તે જરા વીચારમાં બેઠો.

"હા–હા: મને લાગેચ કે એ તેજ છે." પોતાનું બબડવું તેને પાછું આગળ ચલાવ્યું, "જે લુચ્ચા પારસીની સાથે ગાડીમાં બેસી આવતાં મેં હમણાં દોલીને જોયો, તેજ પારસીની સાથે મેં આ છોકરીને વાત કરતાં બીજી જગાઓપર ને આ બાગમાં પણ ઘણી વખત જોયલી છે. તેને સલામ કરતાં દોલી જે નામ બોલ્યો તે–તે, હા તે નોશેરવાન કરીનેજ હતું. તે લુચ્ચાનીજ કાંઇ ચાલથી તો આ ફરેસ્તાઇ દેખાવની છોકરીને એવો ભયંકર અંત લાવવાની કોશેશ કરવાની ફરજ નહીં પડી હોય? મને શક કાંઇ તેવોજ આવેચ. તે પારસી નાપાક છે એમાં તો કાંઇ ખોટું નથી, કેમકે એવો હોય નહીં ત્યાંવેર તે દોલી જેવા એક પાપીની સંગતમાં ફરે નહીં. ખોદા જાણે શું થવાનું હોય પણ જ્યારથી મેં એને તે નાપાકની સાથે વાત કરતાં જોઇ, ત્યારથીજ એની તરફ મારી કાંઇ અજાયબ જેવી દિલસોજી દોડતી રહી; ને નોશેરવાનના દેખાવ ઉપરથી મેં એમજ ધાર્યું કે, બાતેનથી સડેળા એક માંડવા ઉપર ચંબેલીનો એક નાજુક વેલો પોતાનાં ભોલાં અજ્ઞાનપણાંથી આધાર રાખતો થયો છે! અરે, પણ એ મારા વિચારમાં હું ભુલતો હોઉં તો? ખરી હકીકતથી વાકેફ થયા વગરની મારી કલ્પના કદાચ ખોટી પણ ઠડે."

જમશો ઉપર મુજબનું એટલું બોલી રહયો તેવામાંજ, શીરીને હજી સુધીની પોતાની પોણી બેખબર હાલતમાં થોડાક

ભાગા તુટા બોલો બબડવાના શરૂ કીધા. પણ અવાજ એટલો ધીમો હતો કે જમશાને છેક તેણીનાં મોહડાં સુધી વાંકા વળીને તે સાંભળવા પડયા.

શીરીનને તેણીનાં કર્પીણ ફુસલાવનાર સાથે (એકવીસમાં પ્રકરણમાં જણાવેલી) જે છેલ્લી વાતચીત થઇ હતી, તે સઘળી તેણીનાં મનમાં એટલી તો મજબુત રીતે દબાઇ બેઠી હતી કે અવારનવાર તે સઘળી પાછી યાદ આવી બેહદ સંતાપમાં તેણીને ડુબાડી દેતી હતી. અને તેમજ આ વેળા પણ તે માંહેલાજ ઘણાએક બોલો, તેણીની વગર ઢડાની બકબકમાં બાહેર પડયા વગર રહ્યા નહીં,

"ન–નોશેર, તમારો મારી ઉપરનો પ–પ પ્યાર કાંહે છે? ખોદા, આ શું સાંભળુંચ! બ–બ–બાપ, આ ફરઝંદના બ–બાપ તમે નહીં? નોશેર, તમારા વ–વ–વચનો, તમારૂં બોલવું! માય-બાપ આગળ મ–મ–મરજી જણાવોની? વીચાર ફેરવશે. એ નહીં બ–બને? નો——" વધારે કાંઇ બોલો તેણીનાં ગુંગલાવી નાંખતાં દચકલાઓમાં ગુમ થઇ ગયા!

પણ જમશાએ જોઇએ તેટલુ સાંભળ્યું હતું.

"એજ તે પાપી, એજ તે બનાવ!" તેણીની છાતી ફાડતી હાલત જોઇ, પોતાની આંખોથી પણ આંસુ રેડતો, તે બોલ્યો, "આહા! ધીરજ ધર, નેક છોકરી! તારાં બળતાં આંસુનું એકેક ટીપું, તાહરા ફસાવનારની જીંદગીનાં હવે પછીના માર્ગ ઉપર ખુવારીનું એકેક ખંજર દાટતું જશે, પણ તારો પોતાનો માર્ગ તો ખાલેસ સુખનાં ફુલોથી પંથરાયલોજ કાયમ રેહશે! પણ હવે એ હુશિયાર થાયચ."

અને તેમજ શીરીને હવે પોતાનું બદન હીલવી આંખો થોડીક ખોળી; પણ પાછી પેલીજ વાત ધ્યાનમાં આવવાથી— "હું મુઇ—હું મુઇ-નોશેર!" એમ બોલી જોશથી રડી પડી.

થોડોકવાર તેણીની દલગીરીને પોતાનો કુદરતી માર્ગ લેવા દઇ, જમશો આખરે નરમ અવાજે બોલ્યો—

"બાઇ, હવે જરાં ધીરાં પડી પાછા બંગલા તરફ ચાલશો ? ભીને કપડે પડી રેહવું સારૂં નથી."

પુરતી શુદ્ધિમાં આવી, એક અજાણ્યો સાદ પોતાને કાને પડતો સાંભળી, શીરીને આસપાસ જોયું.

એક ઉજડ જગામાં, કોઇ બેગાના મરદની પાસે પોતાને પડેલી જાણી, એક તિક્ષણ ચીસ સાથે તેણી ચમકી ઉઠી ! 'અફીક' તેજ ઘડી તેણીના પગ ઉપર કુદતું અને વીટલાતું થયું.

" આ શું ! હું કાંહ !" અતી ભયભીત થઇ, તેણી બુમ પાડી બોલી.

તેણીને કેમ સમજાવવી તેના ગુંચવાડામાં જમશો પડયો. પણ કુવા ઉપર નજર પડતાંજ, વીસરાયલો બનાવ તેણીને યાદ આવ્યો.

"આહા ! આ ભીના કપડાં ! જીંદગી પાછી મળી,—પણ એ જીંદગીની જરૂર શું છે !"

એમ બોલતાંજ, પાછી જોશથી તેણી કુવા તરફ ધસી. પણ વધારે ઝડપથી દોડી જઇ, જમશાએ તેણીનો હાથ મજબુત કબજામાં પકડયો.

"ઠોબ ! કંગાળ-દિવાની છોકરી !" મજબુતીથી તેણીને પાછી હટાવી, તે ઘાડે અવાજે બોલ્યો, "એક બીજા નાલાયક કામથી તારા પેદા કરનારને નારાજ ના કર; જાન ઉપર આ સખત જબરી કીધામાં કશો સાર નથી !"

એક પારકા શખસના હાથમાં પોતાને એવાં જોરથી પકડાયલી જોઇ અને સખત ધમકી અથવા ઠપકો આપનારો તેનો ઘાડો અવાજ સાંભળી, શીરીન હવે દેખઇતી ધુજવા લાગી. થોડોવાર તેણીથી કાંઇપણ બોલાઇ શકાયું નહીં.

જમશાને વળી તેણી ઉપર માયા આવી. અને ધીમે-ધીમે તેણીને કુવા પાસથી દુર લઇ જઇ, તે બોલ્યો, "બાઇ,-બેહન, હવે એવી ગાંડાઇ છોડી દેવો, ને બંગલે ચાલો હવે, કે તાંહ તમારી સારવાર થાય."

આસ્તેથી પોતાનો હાથ મોકલો કરી, શીરીને હવે સ્થીરપણે પોતાના બચાવનાર પર જોયું; અને નરમ અવાજે પુછીયું—"ભઇ, તમે કોણ છેવો?"

"હું એક માણસ છેઉં; અને ખરી રીતે જોતાં, તમારા કરતાં તો વધારે દુખી છેઉં, તોપણ જે નાલાયક કોશેશ આજે તમે કીધી તેમ કરવાનો કદ્દી વીચાર પણ કરતો નથી!"

એક નીસાસોજ, શીરીને એના જવાબમાં નાખ્યો.

"આ મુંગાં પ્રાણીનો તમે ઉપકાર માનો;" જમશો આગળ બોલ્યો, "એને જો, પોતાની ફરજ બજાવીને, મને મને મારી ફરજ ઝડપથી બજાવાને નહીં શિખવ્યો હતે તો અત્યારે હ્યાં ઉભાં રહી વાત કરતાં તો તમે રેહતેજ નહીં."

"અરે તેમ થતે તો બેહેતર!" તેણીએ હવે ઉત્તર વાળ્યો, "ભઇ, વધારે ઉપકારને લાયક તો તમેજ છેવો, પણ તે હું હવે માની શકતી નથી. એ મેહેનત જો તમે નહીંજ લીધી હોતે, તો મારો ઉડી જતો જીવ ખરેખરો તમારો ઉપકાર માની તમુને દુવા દીધા વગર રેહતે નહીં. અરે, પણ હવે તમે મને જીવારી નથી, પણ બેવડી મારી છે-બેવડી જખમી કીધી છે!"

"છટ કાંઇ નહીં-કાંઇજ નહીં! અંચીતી ઉશકેરણીથી ભમટાં થયલાં મનના એ ફકટ નાપાયદાર વિચારો છે, કે જેઓને આપણે આપણી શાંત પડેલી હાલતમાં ધિકાર્યા વગર રેહતાં નથી. એ ઘડીની આફતથી ઉપજતી નિરાશીમાં ઉતાવળથી કરી દીધેલી એ ભુલો છે, કે જેઓની યાદ, ઘણાં વર-

શોનાં સુખી હીંગામમાં આપણુને પસ્તાવો કરાવ્યા વિના રેહતી નથી."

"આહ: પણ તે ઘણા વરશોનો સુખી હીંગામ આવે ત્યારે કે? તે શાંત પડેલી હાલત હું પાછી ભોગવું ત્યારે કે? હાલ તો આ અરજને ધમકી-બેઉ મારીપર એક ઘાતકીપણાં જેવી છે. આ મારી સલામતી કે જીવતદાન નથી, પણ મારી-પર થયલા દગાના દુખી વિચારોમાં ભેલી દેવાયલો એક નવો તાતેલો દાહુમજ છે! ભઇ, તમારૂં જો હયાં આવવું નહીં થયું હોતે, તો અત્યારે કેવા પુરેપુરા આરામમાં પડેલી હોતે!"

"નહીં-નહીં, બાઇ, ભવીષના બનાવો કોઇ વાંચી બેઠું નથી. હજી પછી તમારી જીંદગીમાં શું થશે તે વિષે આપરે બેખબર છીયે, વાસ્તે હવે તે ખોદાના ખોફનો તો કાંઇ વિચાર કરી શાંત થઇને બેસો તો સારૂં. જેમ બુરા તેમ ભલાપણ દુન્યામાં છેજ, ને તેથી નોશેરવાનથી ઉલટા ખવાસનો કોઇ બીજો, તમારી ભલાઇનો બદલો આપવાને ચુકશે નહીં એ નક્કી માનજો."

તેનું નામ સાંભળતાંજ શીરીન ફીક્કી પડી.

"હેં? એ તમે કેમ જાણ્યું—તમુને કહ્યું કોણે? તમે કોણ છેવો?" તેણીએ ઝડપથી પુછ્યું.

"હું છેઉં ગમે તે; પણ જેબી મેં જાણીયુંચ તે થોડો વખત અગાઉ તમારેજ મોહુડેથી છે તે નક્કી જાણજો."

"એમ! અરે હા, હું સમજી. હે ખોદા! આ મારી શું ફ-ફ-ફજેતી!" એમ બોલી તેણી પાછી રડવા લાગી.

"હવે મોડું ઘણું થયુંચ, વાસ્તે ચાલસો તો સારૂં." જમશેદ હવે સેહેજ અધીરાઇ દેખાડી બોલ્યો, "અચાનક જો કોઇ હયાં આવી લાગશે તો નાહક આપરી બેઉની ચાલ વગો-

વાશે. આ રડવાનું હવે વગર કારણનું છે. બની ચુકેલી એક બાબદ માટે નાહુકનો વિલાપ કરવો મુરખાઇ ભરેલો છે."

"બંગલે! અરે બંગલે હવે હું કીયે મોહડે જાઉં!"

"તો આખી રાત તમે હુંઇજ કાહડવાતો માંગતાં તો નહીંજ હોશો?"

"હા, તેમ પણ નહીં; ચાલો ત્યારે." એમ બોલી, પોતાનાં વફાદાર 'અકીક'ને ઉંચકી પાશાંમાં દાબી, તેણીએ ધીમે કદમે આગલ વધવા માંડયું.

પણ થોડું ચાલી, પાછી ઉભી રેહી, તેણીએ જમશા તરફ કરગરીને જોયું.

"કાંય, વળી શું છે?" તેને સવાલ કીધો.

"ભઇ. હું હ્યાં બેશુદ્ધિમાં જેપણ કાંઇ બોલી હોઉં તે હુંમેશ સુધી તમારીજ પાસેજ રાખવાની મને ખાત્રી આપો એટલે બસ. મારી તરફથી તમારી નેક ને આબરૂદાર રીતભાત જોઇ, તમારા સાદા બોલ ઉપરજ ઇતબાર રાખવાને હું રાજી છેઉં."

"બેફીકર રેહો," બોલ્યો, "મારા પોતાના હેવાલ સાથે તમારો હેવાલ પણ આ છાતીમાં સમાયલો, કોઇ કાલે બાહેર પડશે નહીં. હવે બસ?"

"હવે—બસ." ચાંદનીમાં પણ મોટાઇનો પ્રકાશ આપતા તેના ચેહેરા ઉપર, અત્યંત અજાયબીની ચશમો ફેંકતી, શીરીન એ છેલ્લા બોલો ધીમે-ધીમે બોલી.

તેઓ હવે ઝડપથી આગળ ચાલ્યાં, અને થોડા વખતમાં બંગલાના પાછળા ભાગનાં એક બારણાં વાટે માહે પેઠાં.

પણ વળી હવે શીરીન નબળી પડી ગઇ. પોતાનાં માત પીતાને આ સ્થીતીમાં શું મોહડું દેખાડશે તેની શરમીંદગીના વિચાર તેણીનાં કુમળાં મગજ ઉપર વળી એટલી તો અસર

કીધી, કે બીજીવારની બેભાન હાલતમાં જમશાના ઝડપથી લાંબા કીધેલા હાથમાં તેણી ઝીલાઇ રહી!

જમશાની હાલની હાલત કેવી બારીક હોવી જોઇએ તેનો આપણને સેહેજમાં ખ્યાલ આવે છે.

પારકાં કુટુંબના એક અજાણ્યાં બંગલાની ચાલમાં, એક બેખબર થયલી જુવાન ખુબસુરત અબળાને રાતને વખત પોતાનાં હાથમાં ઝીલી ખડો રેહતાં તેને એટલું તો ભારી પડયું, કે શું ઉપાય લેવો તેનો કંઇપણ ખ્યાલ તેને ન આવતાં, જ્યાં હતો ત્યાંજ સ્થીર થઇને તે ઉભોજ રહ્યો. પણ એક બનાવે તેને તેની મુશકેલ હાલતમાંથી મુકત કીધો.

શીરીનની આયા, તેણીને બિછાણા ઉપર નહીં જોઇ, ઘભરાઇને હમણાં તેણીને જોવા ઓરડાની બાહેર આવેલી, આ અંચીતો દેખાવ સામે જોતાંજ હેબતીને એક મૂર્તિ મીસાલ જડ થઇ ઉભી. સારાં ભાયગે તેણીથી ચીશ પડાઇ નહીં.

જમશો હવે ધીરજ આપનારો દેખાવ કરી તેણીની સામે ગયો, અને બની શકતા ટુક બોલમાં તેણીને હાલતો કાંઇ ઉલટું સમજાવી, મોટાં બાઇને હળવે રહી ઉઠાડી લાવવા તેણે તેણીને મોકલી.

થોડાજ વારમાં મેહેરબઇ, સઘળી પોતાની ધીરજ ખોહી બાહુવરાં જેવાં બની, તેની સામે આવી ઉભાં.

આ હેબતબતાવનારો દેખાઇ જોઇ, બેસી જતા દમ સાથે જેમ તેમ——"ઓ—આ શું? શીરીન—મારી શીરીન!" એટલા બોલો બોલી, તેવણે પોતાની બેભાન દિકરીને ધ્રુજતા હાથે પકડી લઇ પોતાની ધડકતી છાતીમાં દાબી!

રખેને તેવામાં કાંઇ મોટી બુમ પાડે એવી ધાસ્તીથી જમસો તુરતજ નરમ પણ મકમ અવાજે બોલી ઉઠયો—

"માયજી, હવે ચુપ રહો. આકલાં પડીને ગોધ્યારૂં કરવામાં કંઇ ફાયદો નથી. ધીરજથી તમારી દીકરીની માવજત કરો."

"અરે બા, તમે કોણ? તમે એને કાંહુથી લાયા?"

"હું—હું લાયોચ એને બાહુરના કુવામાંથી!" તે છેક તેવણની નજદીક જઇ હલુશે બોલ્યો, "વધારે બીજું કેહુવાની કંઇ અગત નથી."

"હું સમજી—હું સમજી! ઓ ખોદા! બળ્યું મારૂં જીવતર!" આયાની મદદથી શીરીનને એક કોચ તરફ ખેંચી લઇ સુવાડતાં મેહેરબઇ બોલ્યાં, "ભઇ—બા, બોલ, બધું થઇ ચુકુંચ, કે એનામાં કંઇ છે?"

"ફીકર ના કરો બાઇ, તમારી દીકરીની જીંદગી સલામત છે. હુંઇ સુધી મારી સાથે ચાલતાં આવીનેજ એવણ પાછાં બેશુધ્ધ થયાંચ. જરા ગરમી આપીને ઘટતા ઉપાયો લેશો તો હમણાં એવણ હુશિયાર થશે."

મેહેરબઇ કંઇ વધારે સાંભળવાને ખોટી થયાં નહીં, પણ તુરતજ સઘળા લાયક ઇલાજો અમલમાં લાવવાની દોડાદોડમાં પડયા.

એ તકનો લાભ લઇ, મેહેરબાઇને જણાવ્યા વગર, અને તેવણને મોહુડેથી ઉપકારના લાયક બોલો સાંભળવાની ખાહેશ રાખ્યા વગર, શીરીનના દુઃખમાંબી ખુબસુરત દીસતા ચેહેરા ઉપર એક નજર નાખી જમશો ત્યાંથી ગુપચુપ બાહેર નિકળી ચાલ્યો.

બે મીનીટ પછી, મેહેરબાઇ તપાસ કરતાં પોતાની વાહલી બેટીના બંચાવનારને ચાલી ગયલો જાણી ભારે દલગીરી તેમજ અજાયબીમાં પડયાં.

"હરામણા દગાનો એક બીજો ભોગ! જાલેમ જુલમાટનો એક બીજો શેકાર!" જમશો રસ્તા ઉપર ચાલતાં પાછો

મનમાં બોલ્યો, "પણ દુનિયામાં વસ્તા અગણીત અહેરેમનોના કર્પીણ હાથે ઉત્પન્ન થતી આફતોની સંખ્યા સાથે સરખાવતાં, આ દાખલાઓ જે મેં જોયાચ તે તો સમુદ્ર કાંઠેની રેતીમાંથી ઉપાડેલા ફક્ત બે દાણા જેવા છે! તોબી એટલાબી મેં જોયાચ તે કેવા છે? ઓ ખોદા!"

---

## પ્રકરણ એકતાળીસમું.

## કાળો જોગી ફરીથી!

" *Lucifer*--(*Showing a flask*) Behold it here! this little flask
Contains the wonderful quintessence."

*Longfellow.*

"જો આએ હાં! આએ નાની શીશી
ધરાવે છે સઘળા વિચીત્ર તત્વો." લૉંગફેલો.

"તેથી કુલ વહેમો તું તજ્જે તમામ,
નેકીનાં કામોમાં થજે ગુલફામ."

રૂસ્તમ ઇરાની.

વખત સાંજનો હતો, દિવસ સનીવારનો હતો.

બપોરના તપતા વખતમાં સ્હેજ ખુલ્લો અથવા ઓછી ભીડનો રહેવા બાદ ભુલેશ્વરનો રસ્તો, નમતા સુરજના આ શિતલ વખતમાં વળી પાછો હજારો રાહદારીઓની ગરદીથી ચિકાર બની રહ્યો હતો.

અને એજ રસ્તા ઉપર એક બાજુએ આવી ઉભેલી એક ભાડુતી ગાડીમાંથી છુપાછુપ ઉતરીને કાળા જોગીનાં પ્રખ્યાત જોગીસ્થાન તરફ ઝડપથી પગલાં ભરતાં વળી એક વાર ફરીથી હીરાંબાઇજ નજર પડતાં હતાં!

પણ જો કોઇએ કાળા જોગી આગળની તેવણની ત્રણ અથવા ચાર મુલાકાતો વખતની દરક હીલચાલો તપાસી હતે

તો તેને સેહેલાઇથી માલમ પડતે કે તેઓ દરેક વચ્ચે તુરત જણાઇ આવે એવો ફરક પડેલો હતો.

જેમ આગળ તેમ આ વેળા પણ છુપાં રહેવાની અને ચાલવાની તેવણે સંભાળ તો રાખીજ હતી, પણ ખચીત તે જેટલી પેહેલી વખત હતી તેટલી આ વખત તો હતીજ નહીં. પેહેલી વખતે ઉશ્કેરાયલી હાલતનો જે ધુજારો અથવા જે અસ્થીરપણું તેવણની ચાલતી વખતની ઝડપમાં જણાયું હતું તે આજે તદનજ બેમાલમ અથવા નહીં હોવા સરખું થયું હતું. જે નીચી મુદ્રી—જે હેઠળ તાણેલી સાડીની સોડ જે આસપાસની બીહુતી ધુજતી નજરની નિશાનીઓ કાળા જોગીના જાદુઇખાના તરફ પોતાની પહેલી મુલાકાત આપતાં તેવણમાં દિસી આવી હતી તે આજે એટલી તો ઓછી થઇ ગઇ હતી કે ઉપર કોઇ પણ રાહદારીનું ધ્યાન ખેંચાય નહીં.

એ ઉપરથી ખુલ્લું એમજ સમજાતું હતું કે વખતે હીરાંબાઇને પોતાનાં એ કામ-જે તેવણ સારી પેઠે સમજતાં હતાં કે ખોટું અને ખરાબ છે તે તરફ બેદરકાર અને બેફિકર બનાવ્યાં હતાં. તેવણનું સખત મન, ફક્ત પેહેલી એકજ વખતનો ગભરાટ અને ધુજારા તરફ હવે હસ્તું થયું હતું. જે પગલું પહેલાં તેવણને અસાધારણ અને જોખમભરેલું લાગ્યું હતું, તેજ પગલાંને હવે તેવણ બિનજોખમનું અને ઘણાક માનવીઓ દરરોજ ભરીને પાર પડે તેવું ગણવા લાગ્યાં હતાં.

એ મુજબ ઉપરાસાપરી કીધેલી કોશેષોએ એક નિચ કામ તરફ પણ તેવણનાં હૈડાંને હટીલું અને તેવણનાં જીગરને જડ બનાવ્યું હતું. દરદનો ઉપાય કરવા માટે એક તબીબને ત્યાં જવું અને દરરોજના સંતાપમાંથી છુટવાને એક જોગે-સ્થાન અથવા જાદુઇખાનામાં જવું તેવણને મન એકજ સરખું હતું.

ચાલુ રાખેલી જુગારની રમતો એક જુગારીને જેમ નફ્ફટ બનાવે અને ચાલુ રાખેલી અનીતિઓ એક અનીતિવાનને બેશરમ કરે, તેમ કાળા જોગીને ત્યાં ચાલુ રાખેલી મુલાકાતોએ હીરાંબાઇને પોતાની વર્તણુક તરફ શોખ અને બેશરમ બનાવ્યાં હતાં. પાપીઓ જેમ પાપના ચેટકમાં એક જાતની મજાહ મેળવતાં શિખે, તેમ આ વેહેમી બાઇ કાળા જોગીની બુરી અને ઝેરી વિદ્યાઓની અજમાયશ મેળવવાના ચેટકમાંજ એક જાતની મજાહ લેતાં શિખી હતી.

જે કામ પેહેલાં ફકત કિનાના વિકારથી ઉશ્કેરાઇનેજ શરૂ કરવામાં આવ્યું હતું, તે પાર પડેલું જોવાને ચાલુ રહેલા કિના સાથે હવે એક તરેહની પાપી હોંશ અથવા અજાયબી પણ ભેળાઇ હતી અને તેથીજ કાળા જોગીની કરામતો શું પરીણામ નિપજાવે છે તે જોવા માટે, પ્રીન્સ કુતરાના વચ્ચે આવવાથી એક વાર તેવણુને મળેલી સખત નિષ્ફળતા અને નિરાશી છતાં પણ એક વાર ફરીથી, ધુતમ ધાતમના તે તે કંગાળ સ્થાન તરફ જવાની તેવણે હામ ભીડી હતી.

આહાઃ કોઇ માયાળુ ફરેસ્તાઇ શક્તિ તે વેળા એવી નહીં નિકળી કે જે તેવણુને આ પાપી કામમાં ભયભરેલાં પરિણામ માટે ચેતાવીને ચોંકવે!

પણ કિનાની ખુમારીમાં મસ્ત બનેલાં હીરાંબાઇ, તેવી કોઇ ફરેસ્તાઇ શકિતની ચેતવણી ઉપર પણ ધ્યાન આપતે કે નહીં તે એક સવાલ છે!

કાળા જોગીની દેવડીમાં દાખલ થવાનું બારણું આવતાંજ હીરાંબાઇ તેમાં ઝડપથી ઘુસી ગયાં અને તેના ભાગાતુટા દાદરો ઉપર અફરાતાં ઝીકાતાં ચહડીને તેની નાની, બિહામણી નજીસ અને કંગાળ ઓરડીમાં પેઠાં.

'ગઝદર કોટ'માંનાં સુંદર દિવાનખાનામાં અને ઓરડાઓમાં ફરવા અને અલેટવા શિવાય ત્યાંની રાંધણીમાં કે વખારમાં ઘણી વખત જવાને અને ત્યાં ઝાઝો વાર ઉભા રહેવાને હીરાંબાઈને એટલી તો સુગ હતી કે તે લગભગ કમકમાટની હદ ઉપરાંત પણ ગઇ હતી. "ત્યાં જતાંજ મારો તો બા જીવ ધુજી આયો" એમ તેવણે ઘણી વેળા ભોલા ફરદુનજીને કહી સંભળાવ્યું હતું અને તેનો જવાબ આપતાં પણ ઘણી વેળા તેવણ એમજ બોલ્યા હતા કે—"તાંહ જવાની તુંને કાંઇ જરૂરજ નથી. હીરાં, તું શું કામ જઇને તારી તન્દરોસ્તી બગાડેચ ?" અને હવે પોતાની કુપીંણ મતલબ સારવા માટે કાળા જોગી પાસે આવતી તેજ સુગાત્રી ઓરતનો જીવ તે ઠગારાની ગંધમારતી ઓરડીમાં ઉભાં રેહતાં ધુજી આવતો નથી!

જોગી આ વેળા પણ વાંચતોજ હતો. પોતાની દરેક મુલાકાતમાં પેહેલાં દાખલ થતાં હીરાંબઇએ કાળા જોગીને કદીપણ અમઠો બેઠેલો જોયો નહીં હતો, અને તેમજ કોઇપણ બીજું જોતું હતું નહીં. અને તેનું ખરેખરૂં કારણ તો એજ હતું કે "ભેદી લેખોવાલો" તેનો પેલો ગંજાવર પોથો હંમેશ તેની પાસેજ પડી રેહતો હોવાથી જ્યારે પણ તેના દાદર ઉપર કોઇ અંજાણનાં ચહડતાં પગળાં સંભળાય ત્યારે તુરત તે ઉપાડીને તેમાંનો કોઇપણ એક ભાગ તે વાંચવા મંડી જતો હતો.

દાખલ થતાંવાર હીરાંબઇ આ વખતે પણ તેના પગ પાસે બે હાથે પગે પડયાં. પોતાનાં ઘરમાં પોતા ઉપર વડપણ ધરાવતા બેહેરામશાને, કે પોતાનાજ પાળનહાર ખાવંદને વતીક એવી રીતે નમતાં કોઇ દાહડે તેવણ દિસયાં હતાં નહીં. એટલુંજ નહીં, પણ નમનતાઇ જેવો ગુણપણ તેવણમાં છે કે નહીં તે બાબે તેવણનાં ઘરમાંનાં સઘળાઓ (ફરદુનજી શિવાય),

તેવણની દરરોજની વર્તણુક ઉપરથી શકમંદ રેહતાં હતાં. અને તેજ તુંદ–તેજ મીજાજી હીરાંબઇએ, ખાનદાનની એક બાનુ તરીકેનો પોતાનો સાધારણ ટેક પણ ખોહીને, કાળા જોગી જેવા એક નીચ ઠગારાને હર વખતે ચરણે પડવાનો સરેસ્તો પાડયો હતો! પોતાનાં આખાં કુટુંબ ઉપર મનભાવતી હાકમી ચલાવવાને મરી ફીટેલી આ ઓરત એક કમીના જુદદીન પાસે ગુલામડીની હાલત ભોગવવાને પણ લજવાતી નહીં હતી!!

વેહેમની અસર એવી મજબુત છે!

નબળાં મનમાં પેવશ થયલો ધખારો અને વળી કિનાખાજ હૈડાંમાં ઉપજી રહેલી હોંશ એવી સખત છે!

હીરાંબાઇને જોતાંજ જોગીએ તેવણને મનગમતો આવકાર આપ્યો. એ જોગીએ આ વેહેમી બાઇ તરફ પહેલે દિવસે જે વર્તણુક બતાવી હુતી, તેજ કાંઇ તેણે હજી સુધી જારી રાખી હોય એવું નહીં હતું.

હીરાંબાઇ ઉપર સરદારીનો દસ્ત બેસાડવાની પોતાની કોશેષમાં એક વખત ફાવ્યો એટલે હુવે વધારે વાર તેવણુ સાથે સખત રહેવાનું તેને કશું કારણુજ નહીં હતું અને વળી તેની નાપાક સેવાના બદલા તરીકે હીરાંબાઇએ તેને એક અસાધારણ મોટી રકમ આપી હતી, તેથી તેવણને હવે તો રાજીજ રાખતાં શિખ્યો હતો. તેવણ સાથે હવે તે આગળ કરતાં ઉલટીજ એટલે નરમાશ ભરેલી રીતે સઘળી વાતચીત કરતો હતો અને તે વળી એવા પણ વિચારથી કે હીરાંબાઇ પોતાનું કામ થયા બાદ, પોતાનાજ જેવી બીજી કોઇ ગરજાઉ બાઇને તેને ત્યાં લેતી આવે.

"કયું બાઇ, કયસી ખબર?" તેણે પુછયું.

"બાવાજી, ખબર તો કુ-કુ-કુચ સારી નહીં." તેવણે જરા અચકાઇને જવાબ દીધો.

"અછી નહીં! એ કયા બોલતી હુય?"

"જે હોયા તે બોલુંચ બાવાજી. ત્યારે શું મેં અમઠી ઇદ્દર આવું?"

"કયું બાઇ, તેરા કામ પાર નહીં હુવા? તું સચ કેહતી હુય?"

"નહીં હુવા—નહીં હુવા. શું કરૂં મેરા નબીબ! પણ જરા તમેજ પીર મેહરબાની કરોની!"

"નહીં–નહીં, તેરી બાત મે નહીં માનતા હું. એ પાર ન હુવા એ બાતાં સબ જુઠી હુએ!"

હીરાંબઇ પાછાં ગભરાયાં.

તેવણનો પેહેલો વિચાર તો એવોજ હતો કે તેની આપેલી ચીજ પોતાની અસર ઉપજાવવામાં નિષ્ફળ ગઇ એમજ તેને ગળે પડવું. પણ જ્યારે જોગીને, તેવણના બોલવાને જુઠું પાડતો અને ઉશ્કેરાતો જોયો, ત્યારે તેવણે પોતાનું ખોટારૂં આગળ ચલાવીને તેને વધારે છેડવાનું વાજબી જોયું નહીં.

"બાવાજી, એ નહીં પાર હુવા તેનું ખરેખરૂં કારણ બોલું તો તે તુમ બરાબર ધ્યાનસે સાંભલેગા?" તેવણ પોતાની ભાગી તુટી ભાશામાં તેને પટાવા લાગ્યાં, "સબ ખરૂંજ મેં બોલેગા."

"અચ્છા, બોલ જલદી, મય સુનુગા. પણ દેખ જુઠ મત બોલ!"

એ સાંભળી હીરાંબઇએ, પોતાની ધારેલી નિષ્ટા એક અણધારેલા બનાવને લીધે, છેક અંતની ઘડીએ કેવી નિરાશી ઉપજાવનારી રીતે નિષ્ફળ ગઇ હતી, તેને લગતું સઘળું વર્ણન કાળા જોગીને કહી સંભળાવ્યું; અને ફરી એક વાર

પોતાને મદદ કરવાના કાલાવાલા તેને કરીને તેનું મોહડું ટીકતાં બેઠાં.

સઘળું સાંભળી લઇ, જોગી તેવણનું મોહડું ટિકતો બેઠો. પોતાની ગુંચવાયલી, જાડી અને લાંબી દાહડી ઉપર ઘટ અને ખબડાયલો પોતાનો હાથ ફેરવતાં અને વાંકી નજરે તેવણના ચેહરા ભણી જોતાં તેને જે વિચાર આવ્યો તે એજ હતો કે, હીરાંબઇ વેર લેવાનાં સઘળાં મનનાં મજબુતપણાં છતાં તે વેરના ઉપાયો કારગત લગાડવામાં કાચાં હતાં.

નાપાકીની પોતાની આખી જીંદગીમાં કાળા જોગીએ ઘણાઓને ઘણીએક એવી ચીજો તેઓનાં મનની બુરી ઇચ્છા પુરી કરવાની મતલબથી આપી હતી, પણ તેઓમાંથી કોઇનેબી તે બાબેની પોતાની પેહેલી કોશેશમાં નિષ્ફળ થયલાં તેણે જોયાં હતાં નહીં. અને ખાસ કરીને તે નિષ્ફળતા ઉપજાવનારો એવો બનાવ તો કદીબી બનેલો તેણે સાંભળ્યો હતોજ નહીં!

તેની આપેલી ચીજનો ઉપયોગ કરવા માટે હીરાંબઇએ જે તદબીર વાપરી હતી તે તો અલબતાં તેને કાચીજ લાગી, અને તે નિષ્ફળ થવાનાં સંભવો ઘણા હોય એમબી તે સમજ્યો. તોપણ જે એક પછી એક ઝડપથી બનેલા બનાવોની જોડણીથી હીરાંબઇની મતલબ ધુળમાં ગઇ હતી તેમાં તેને ઘણી અજાયબી લાગી.

તેણે જોયું કે જેમ વધારે સંભાળ લેવા, અને જેમ વધારે ઉતાવળ કરવા હીરાંબઇ ગયાં તેમ વધારે જલદીથી અને વધારે ચોકસાઇથી ઉંધો બનાવજ બન્યો હતો. અને તેથી પોતાનાં લુચ્ચાં પણ અનુભવી મનમાં સમજ્યો કે કિસ્મતનીજ મરજી તે મુજી ઓરતને પુરેપુરી મહાત કરવાની હતી.

તેણે બીજું એ પણ જોયું કે કિસ્મતની વળાણુથી ઉંધાં ચાલવા જતાં હીરાંબઇ પોતેબી કદાચ અપકીર્તિના કે આફ્તનાં આંટામાં આવી જશે; અને તેથી પોતાની હટ વધારે વાર નહીં જાળવવાની સલ્લાહ તેવણને આપવાનો પણ તેણે બે ઘડી વિચાર કીધો.

પણ પાછો તેને તે દુર કરવો પડયો.

એવી તેની સલ્લાહ સાંભળીને તેવણ તો એમજ સમજે કે બીજીવાર કંઇ મદદ આપવાની જોગીની મરજી નહીં હોવાથી તે બાહનાં કાહડે છે. ત્યારે કંઇ વધારે બોલો તેવણ ઉપર ગુમાવવા ફોકટના ધારી, અને તેવણને પોતાનો રસ્તે, ગમે તેમ મેળવી લેતાં મુકી, તેણે એટલોજ જવાબ દીધો કે—

"અચ્છા, એકબાર ફીરસે દેખ. બયેઠ જરા મેં દેતા હું."

એ સાંભળી હીરાંબઇનાં પેટમાં જીવ આવ્યો. હવે તો બચીત પોતાની નેમ પાર પડશે એવા ખ્યાલના પાપી હરખથી તેવણ હરખાતાં થયાં.

પણ હવે હીરાંબઇ જ્યારે કાળા જોગીની દેવડીમાં ચહડયાં ત્યારથી તે અત્યાર સુધીમાં તેજ રસ્તા ઉપર ફ્રામરોજ શું કરતો હતો તે આપણે જોઇએ.

હીરાંબઇનાં માઠાં ભાયગે એક અચાનક સંજોગ આજે પાછો બની ગયો હતો.

જે હિન્દુ વેપારીને મળવા આવતાં એજ રસ્તા ઉપર ફ્રામરોજે હીરાંબાઇને ચાલતાં આગળ એકવાર જોયાં હતાં તે અમારા વાંચનારાઓ ભુલ્યા નહીં હશે.

અને આજે વળી ફરીથી તો, તે વેપારીને મળીને નીચે ઉતર્યા બાદ, તે જોગીસ્થાનની દેવડી ઉપર ચહડતાંજ તેવણ તેની નજરે પડયાં હતાં!

આ વેળા તે વધારે ચોંક્યો અને ફીકે ચેહેરે ગાડીમાંથી ઉતરી પડી, તેણે બીજી તરફ એક ખુણાંમાં ઉભી રાખવાનો કોચમેનને હુકમ આપી, જોગીનાંજ ઘર પાસે આવેલી એક કનોઇની મોટી દુકાનમાં બેઠેલા બે ચાર હિન્દુઓ પાસે તે ગયો.

"ભાઇ મને કેહશો કે હ્યાં તમારી પાસે કોણુ રેહચ?" તેઓમાંના એકને પુછયું.

"હમારી પાસે! શેઠ એ તમુને ન ખબર?" પોતાની ચીબાવલી આંખોએ ફરામરોજ તરફ જોઇ, તેણે સવાલ કીધો.

ફરામરોજને કંટાળો તો ઘણો છુટો, તોબી જેમ તેમ શાંતપણે તેને ના નો ઉત્તર વાળ્યો.

"હા, પણ એની વાત શેઠોને શું ખબર, એ તો બાઇ લોકો જાણે!" બીજો હિન્દુ વળી પેલાનેજ મળતાં ચીબાવલાં-પણુંથી બોલ્યો.

"એટલે?"

"અરે શેઠ એતો તમારાં ને અમારાં બઇરાંઓને બહુ જાણીતી જગો છે. એતો તેઓનું કર્મસ્થાન છે!" પેહેલો બોલ્યો.

"હ્યાંથી તો સઘળી વસ્તી વારી વધે છે!" બીજાએ ટાહુકો પુર્યો.

"હ્યાંથી તો જોગી કરે રોગી–ને જાદુ કરે માદું!" એમ ત્રીજાએ વળી એક રેહેચકાન કેહવત બોલી સંભળાવી.

ફરામરોજ તો ગુંચવાડામાં પડી તેઓનું મોહડું મુગે મોહડે ટીકતોજ ઉભો રહ્યો.

"અરે નહીં, દોરા કરે ભોરા–ને ચીઠી કરે મીઠી! જોગી રાજની શક્તિ બહુ મોટી છે તો!" બીજાએ વળી તેને સુધાર્યો.

એ શું! આ હલકા માણુસો તેની મશ્કેરી કરવાનું તો નહીં માંડી બેઠા હોએ?

"અરે ભાઇઓ, એ હુસાહુસ શું માડી બેઠા છેવો?" આખરે ફરામરોજ અધીરો બની બોલ્યો, "મારા સાદા એક સવાલનો જવાબ આપતાં તમે મશ્કેરી લગાવી છે? એ ઘણું નાલાયક છે."

"અરે શેઠજી, તમે જાણુતા ન હોવો તો જાણો કે એ તો કાળાજોગીનું જાદુસ્થાન-જોગીસ્થાન જે કેહુવો તે છે. હુવે તો બસ?" પેહેલાએ એમ જવાબ આપ્યો.

"જાદુસ્થાન! કાળાજોગીનું જોગીસ્થાન!"

"હા શેઠ" હુવે બીજો બોલ્યો, "હ્યાંથી નપુત્રીને પુત્ર મળે છે!"

"હ્યાંથી નલગ્નીને લગન મળે છે!" વળી ત્રીજો બોલ્યો.

"પીત્યો મારતો હોએ, સાસ ભાંડતી હોય, નનંદ ચીડાવતી હોય, તેનો હ્યાં ઉપાય થાય છે. હુવે સમજ્યા?" પેહેલાએ ખુલાસો કીધો.

"માયા મેળવવી હોય,—પૈસા પડાવવા હોય,—પાંસાંમાં ભરાવવું હોય, ત્યારે એ જોગીરાજની ચીઠી કામ આવે છે!" ત્રીજાએ એમ વળી વધારે ખુલાસો આપ્યો.

"બહુ મોટ મોટી બાઇઓ હુયાં આવે છે. શેઠ તમારા લોકોમાં શું છોકરાંની બહુ ખુટ છે? કે શું પીત્યાઓ બાએડીઓને બહુ માર-માર કરે છે? કેમકે તમારી જાતનીઓની પણ હુયાં બહુ આવે છે. હુમણાંજ બે ઘડી અગાઉ એક માંહે પેઠી છે!" બીજો હિન્દુ હુજી પોતાની ઠઠા આગળ ચલાવતો બોલ્યો.

"પણ શેઠ તમે કેમ એટલા પીડાયલા દીશો છો?" ફરાંમરોજનો રંજીદા થયલો ચેહેરો જોઇ પેહેલ્લા હિન્દુએ પુછયું, "આ બાઇ જે હુવડાં ગઇ તે તમારી કોઇ સગી હતી?"

એ સવાલથી ગુંચવાડામાં પડી ફરામરોજ ઉડાવવા ગયો, "નહીં. કેઇ બાઇ,? મેં તો જોઇ નથી."

પણ ઉડાવવાની કોશેશમાં તે ફાવ્યો નહીં.

"અરે શેઠ હમણાં તેને જોઇને તો તમે ગાડીમાંથી ઉતરી આવ્યા!" વાનીચો હસ્તે મોહડે બોલ્યો. પણ તેનું હસવાનું ફરામરોજને તો ઝેર જેવું થઇ પડયું. તેણે હવે તુરત જોયું કે વધારેવાર તેજ જગ્યાએ ઉભા રેહવું ઠીક પડશે નહીં. તેથી હવે—"નહીં-નહીં હું કોઇને ઓળખતો નથી!"—એવો ભાંગો તુટો જવાબ દઇ, તે ઝડપથી ત્યાંથી ખસી ગયો.

પણ ખીશ્યો તે કાંઇ ચાલી જવા નહીં.

તેણે ઠરાવજ કીધો હતો કે આ વેળા હીરાંબઇથી કાંઇ ચોકસ કારણ સાંભળ્યા વગર તેવણને જવા દેવાં નહીં. અને તેથી પેલી દુકાન આગળથી દુર જઇ, પેલા હિન્દુઓ તેને જોય નહીં એવાં સગવડ ભર્યાં ખુણામાં તે ઉભો.

તેને ઝાઝેવાર ત્યાં ખોટી રેહવું પડયું નહીં.

જોગીને સઘળો ખુલાસો કીધા બાદ તેની પાસે થોડીક-વાર વધારે બેસી સેવટે પેલી બુરી ચીજ પાછી તેનેથી મેળવી અને તેને બરાબર છુપાવી હીરાંબઇ તુરતજ બાહેર પડયાં.

ફરામરોજે તેવણને જોયાં, અને ગાડી તરફ તેવણ જતાં હતાં ત્યારે ઝડપથી તે તેવણની પુંઠે ગયો.

થોડાજવારમાં તે તેવણની પાસે જઇ ઉભો, અને જોશમાં તેવણનો હાથ પકડી—"હીરાંબઇ, તમે કાંહ ગીયાંતાં?"—એમ પુછયું.

અંચીતો તેને પોતા પાસે આવી ઉભેલો જોતાંજ તેવણ ચમકીને ભય ભરેલાં ફીક્કાં પડયાં, અને ગુંગલાતા સાદે—"કોણ ફરામરોજ!"—એમ બોલ્યાં.

બે ઘડી તેઓ એકેક તરફ ટીકતાંજ ઉભાં રહ્યાં.

અને હીરાંબાઇનો ગભરાટ પણ ફક્ત તેટલોજ વખત ટકી શકયો. એક દૈત્ય જેવાં બળે તેવણે પોતાનું સ્થીરપણું પાછું મેળવ્યું.

"મારો હાથ કાંય પકડયોચ?" તેવણે હવે જોશમાં પુછયું, "મને શું કેહુચ?"

"હું તમુને પુછુંચ કે તમે કાંહ ગીયાંતાં?" તેવણેની આ બેહુદ શોખાઇ તરફ છુપો અજબ થતાં ફરામે પાછું પુછયું.

"મારે મન ગમે તાંહ! તુને જાણવાને શું કારણ હોય?"

"મને તે જાણવાનું કારણ છે!" તેવણનો હાથ હજી સુધી પકડેલોજ રાખી તે જોશમાં બોલ્યો.

"હું તે જણાવતી નથી!"

"તો હું તે જાણુંચ. હીરાંબાઇ તમે એક જોગીને તાંહ, એક ધુતારાને તાંહ ગીઆંતાં! મને કેહશો કે શું કામ?"

"નહીં કાંઇ કેહવાની નથી! તું રસ્તામાં મને શું દબરાવા માંગેચ? ફરામરોજ છોડ મારો હાથ!"

એટલું બોલી જોરથી પોતાનો હાથ ઝુતાવી લેઇ હીરાંબાઇ તુરત ગાડીમાં જઇ ચહડી બેઠાં!

ગીચ રસ્તાની વચમાં ફરામ-દુ:ખી ફરામ-બીજો વધારે દેખાવ તે શું કરી શકે?

---

## પ્રકરણ બેતાળીસમું.

### એક નવો બનાવ—એક બીજો મેલાપ.

*Preciosa*—'Tis thou! 'tis thou! yes;
yes; my heart's elected!
My dearest dear Victorian!
My soul's heaven!
Where hast thou been so long!
Why didst thou leave me?
"*Victorian*—Ask me not now my dearest Preciosa.
Let me forget we ever have been parted!

*The Spanish Student.*

"**પ્રેશીઓશા**—તે તુંજ છે! તે તુંજ છે! હા; હા.
મારાં જીગરનો ચુંટી કાહડેલો;
મારા વાહલામાં વાહલા વીકટોરીઅન!
માહરા જીવના સ્વર્ગ!
તું કયાં હતો આટલો લાંબો વાર?
શું કામ તેં છોડી મને?
**વીકટોરીયન**—પુછ નાં તું હમણાં મને,
મારી સહુથી વાહલી પ્રેશીઓશી,
આપણે કદી જુતાં પડયાં હતાં
એવું ભુલી જવા દે મને!"
લૉંગફેલોનો "ધી સ્પેનીશ સ્ટુડન્ટ"

ગાડીમાં બેસતાંવારજ તે ઝડપમાં ચલાવાનો હીરાંબાઇએ હુકમ આપ્યો, અને બે મીનીટમાં તો તેવણુ ફ્રરામરોજથી દુર નિકળી ગયાં.

"આએ કેવો દેખાવ! આ કેવી ફજેતી!" ભારે ઝનુનથી દાંત પીસ્તો ફ્રરામરોજ બબડયો, "આ અભાગણી બાઇ એ શું લઇ બેઠીચ? એને એ શું સુજેચ? પણ આજેથી એમજ મારે એને જવા દેવી જોઇએ નહીં. મારે જાણવું જોઇએ કે એની મતલબ શું છે."

એટલો વિચાર કરી તુરતજ ઝડપુ પગલાંએ તે પોતાની ગાડી આગળ ગયો, અને માંહે કુદી પડી પોતાના તેજી ઘોડાને જોશમાં ફટકાવીને દોડાવ્યો.

"શેઠ ગીરદી લઇ હાએ, જરા નરમ હાંકેલ તો બરા;" એમ તેનો ઘોડાવાલો, પોતાના શેઠને તે ગીચ રસ્તા ઉપર આંધલી રીતે હાંકતાં જોઇ, ગભરાઇને બોલ્યો.

પણ શેઠ તો સાંભળવાની હાલતમાંજ નહીં હતો, અને ફકત ખોદાનીજ મેહેરથી તેની ગાડી તે ગીચ રસ્તા ઉપરથી કંઇબી અકસ્માત વગર પસાર થઇ ગઇ.

તેના ઝડપુ ઘોડાએ ઘણાજ થોડા વખતમાં હીરાંબઇની આગળ ચાલી ગયલી પણ ધીમે ચાલતી ગાડીને પાછી દીશતી કીધી, પોતાની લગામને પાછી તાણી ફરામરોજ થોડોવાર તો તેની પુઠેજ જયા કીધો, અને પછી એક ખુલ્લી જગા આગળ આવતાંજ તેની અડોઅડ પાછો જઇ, નીચે કુદી પડી, તેણે હીરાંબઇની ગાડી થોભાવાનો હુકમ આપ્યો.

ગાડી અટકી, અને હીરાંબઇ બાહેર નજર નાંખે તે અગાઉ તો તે તેવણની સામેજ જઇ ઉભો.

"વરી કાંય? શું કેહચ તું?" તેવણે ઘાંટો પાડી પુછ્યું.

"હીરાંબઇ-હીરાંબઇ એવો દમામ હવે છોડી દેવો?" તે ભારે જોશથી બોલ્યો, "આજના જેવી તમારી ચાલ સાથે આ દમામ તમુને છાજતો નથી. હું કેહતો કંઇ નથી. હું પુછુંચ, તમુને જે મેં ત્યાં પુછ્યું તેજ હ્યાં પાછું પુછુંચ, તેનો મને જવાબ દેવો!"

"હું નથી આપવાની, કંઇબી જવાબ હું તુને દેવાની નથી! બસ હવે નાપાક, મને હેરાન કરવાથી બંધ થા! શુઠણુ જેટલો તું દુકતો તારા કરતાં એક વડાં માણસને ધમકી આપવાનો ને દબરાવાનો ફાંકો રાખે?"

"હું નાદાન નથી! હીરાંબાઇ, જો હું નાદાનજ હોતે, તો તમારૂં આ ભટકવાનું શરમ ભરેલું છે એવું જાણીને–એવું સમજીને તે માટે રંજીદા અને ગુસ્સે થતે નહીં. હીરાંબાઇ મને હમણાં કેવો વિચાર આવેચ તે તમે જાણોચ? બોલો, તમે જાણોચ?"

"તારો વિચાર! પોર્યા તારા વિચારની મને ધુલ બરાબર દરકાર નથી!"

"વારૂં, ચીંતા નહીં; મારા વિચારની દરકાર ના રાખો; પણ તમારાં ઘેરના, તમારાં કુટુંબની, તમારી આબરૂની, હીરાંબાઇ તમારી પોતાની આબરૂના વિચારની તો દરકાર રાખો! આવી નીચ ચાલથી—આવા હીણું લગાડનારા રખડાટથી—આવાં શરમ ભરેલાં અવત્યાંથી જરા તો અચકો!"

"એટલે? નીચ—કાવત્રાંબાજ—કર્પીણુ ગોલામ! એવા હલકા શબ્દો બોલતાં તારી જીભજ ખેંચાઇ નહીં જતી? મારી નીચ ચાલ–મારો ખરાબ રખડાટ?"

"હા–હા તમારોજ! એક કર્પીણુ જુદદીન ધુતારાને ત્યાં જવું–ત્યાં બેસવું–ત્યાં વાત કરવી. એ ચાલ જો શરમ ભરેલી નહીં હોય, એમાં જો હીણપસ્તી હોય, તો બીજાં શામાં? હીરાંબાઇ, આ રખડાટ નહીં તો શું? નીચ વહેમો અને ધુતમ ધાતમોને માટે જાણીતી થયલી આ જગા ઉપર મેં પોતે બે વખત તમુને જોયલાં છે. આજે મેં એક કંગાળ મકાનની સીડી ઉપરથી તમુને ઉતરતાં જોયાં છે. તમે ત્યાં! તમે એક અસીલ બાપનાં બેટી, એક જાણીતા ધાણીનાં ધણીયાંણી—એક માન પામેલાં કુટુંબના વડાં, તમે! હેવાન સરખા એક કાળા જોગીના જોગીસ્થાનમાં, જાદુસ્થાનમાં તમારાં પગલાં! હીરાંબાઇ, જો હું નાદાનજ છેઉં, તો મારા જેવા નાદાનોને રૂડી ચાલના દાખલા આપવાને બદલે જાદુકોટલનાં અવત્યાંની

તમે તરબીયત આપો, નીચ કર્મોનાં ખાંગાઓથી અમુને તમે વાકેફ કરો, ભાર બોજની હાલતમાં રહેવાને બદલે વહેમોના ભોગ બની એક ભમાતુ જીંદગીની અપકીર્તી મેળવવાને તમે અમુને શીખવો એ શું-એ શું ?"

"હવે બસ ? હવે થયું ? તારી પાપી જબાનને દોજખમાં નાખી ચુકો ? મુવા હેવાન-હેરેમન ! તારી આ નાપાકીનો સ્વાદ જો તુનેજ હું ચખાડું નહીં તો મારૂં નામ હીરાંબાઇ નહીં-મારી તોખમ ભરૂચાની નહીં ?"

"છોડો એ ફોકટની હુજત હવે ! મારૂં માનો હીરાંબાઇ, એ હુજત તમારૂં નખોદ વાળશે !"

"જોઉંચ હવે કે નખોદ કોણનું વળેચ ? દેવેનામ દેવ ! મુજી-જુઠા-ચંડાળ ! તું ને તારી બેહેન બન્ને જનમતાંને વાર આડા મુકાયલા ચુહલ્યાએ કપાઇ નહીં ગયાં ! તમારાં અને પેલા મુવા ઘરડાનાં પગલાં મારા ધણીના ઘેરમાંથી ગુમ નહીં થયાં ! મુવાં પાપો, તમે કેમ ટકી રહ્યાં ?"

"નાપાક બઇરી !" ઝનથી ઘેલા જેવો થઇ ફરામરોજ બુમ પાડી બોલ્યો, "તારાં કામોનો ઐ—"

"બસ હવે, કાળુ કર તારૂં ! મુવા રાક્ષસ, દુર થા હવે !" એમ વચ્ચે બુમ પાડી ઉઠી, હીરાંબાઇએ પોતાના મજબુત હાથનો એક એવો તો સખત આંચકો ફરામરોજને માર્યો કે ઘણાંક પગલાં પછવાડે હટીને તે મુશ્કેલીથી પોતાને પડી જતો બચાવી શકયો અને તેજ ઘડી—"મુવા, હાંક ગાડી હવે ! ઉભી શાંની રાખી ?" એવો હીરાંબાઇનો બીજો પોકાર પડતાંજ તે ભાડુતી ગાડી ત્યાંથી પસાર થઇ ગઇ.

ફરામરોજનાં મનની હાલત વિસ્તારવાને અમો અશક્ત છીએ. તે હવે પાછો પોતાની ગાડીમાં બેસી, હાંકવાની લગામો

ઘોડાવાલાના દીલ ઉપર ફેંકી, બેશુમાર વિચારોમાં ગુંટાયલો ‘ગઝદર કોટ’માં આવી પુગો.

“ખોદા જાણે એનું પરીણામ કેવું આવશે !” પોતાનો પોશાક ઉતારી, ગરમ કાફી એક કપ પી, એક ઇઝીચૅર ઉપર બેસતો તે બબડયો, “પણ આ શું ! વળી પેલાંમાંનીજ એક ચીઠી આવીચ કે શું ? હા, અક્ષર તો તેવાજ છે !” ટેબલ ઉપર પડેલી એક ચીઠી જોઇ એમ તે બોલ્યો અને તુરતજ તે લઇ, ખોલીને વાંચી, તે નીચે મુજબ હતી:—

“શેઠ ફરામરોજ,

“આજે સનીવારે સાંજે સાતથી આઠ અથવા દસ
“વાગાની વચમાં કોઇબી જાહેર જગામાં અથવા મેળાવડામાં
“જરૂર હાજર રહેવાની હું તમને અરજ કરૂં છું અને તે
“અરજ, અલબત્તાં તમે તો સમજશોજ કે, તમારાજ
“લાભને માટે કરવામાં આવે છે. ખચીત એવું કરજો કે જેથી
“કોઇ પણ એક જગા ઉપર બીજાઓ તમુને એટલા વખતના
“અરસામાં હાજર રહેલા જોઇ શકે છે. એ એક ચેતવણી છે
“અને તે મુજબ અમલ નહીં કરવાથી ખતા પામશો.

લા૦ એક ખેરખાહ.”

“છત-છત, એ બધા ઢોંગ છે !” કંટાળાથી તે ચીઠી એક ઉંઘાડાં ખાનામાં ડુચો કરી નાંખતો ફરામરોજ બોલ્યો, “મારો રકાશ કરવા કોઇ પરવારતો એવાં ફાંફાં મારી બેઠો હોય એમ મને નક્કી લાગેચ. આ મારો ખેરખાહ જ્યાં સુધી પોતાનાં ખરેખરાં મુબારક નામથી મને વાકેફ નહીં કરે ત્યાં સુધી તેની એ ખેરખાહી મારે મનથી એક મશકેરી જેવીજ થઇ રહેશે. એ લખેચ તેથી શું હું બાહર દોડી જાંઉ ! બસ હવે બસ, મારા ખેરખાહ સાહેબ તમારી ચેતવણીઓથી હું ધરાયોચ.” તે સેહેજે હસ્તું

મોહડું કરીને બબડયો, "ને વરી હીરાંબાઇએ આજે મને એવી હાલતમાં લાવી મુકયોચ કે મેળાવડાની રમતગમતોમાંતો હું પુરેપુરો ભાગ લેઇ શકું! 'થેંકયુ' મી૦ ખેરખાહ, પણ આજની તમારી સુચના મારેથી કબુલ રાખી શકાતી નથી."

ભોલો ફરામરોજ! તે વિચારતોજ નથી, કે માણસ કેટલીવાર ધારે છે કે આ નહીં કરવું, પણ કિસ્મતનો ગુપ્ત જાદુઇ હાથ આખરે તેને તેમજ કરવાની ફરજ પાડે છે!

આ ઘડીએ તો તેને સ્વપનેબી નથી, કે આજેજ રાતે તે એક મેળાવડામાં જનાર છે, અને ત્યાં એક નવો બનાવ તેને અજાયબીમાં નાખવાને બનનાર છે! પણ એવો તેને સ્વપનેજ હુતે, તો તે માનવીજ શું કામ કેહવાતે?

બીજીજ ઘડીએ, પેલા "ખેરખાહ" વિષેના પોતાના છેલ્લા બોલો બોલી રહી, જેવો તે ઓરડામાંથી બાહેર નિકળવા જતો હુતો, તેવોજ તેનો ચાકર બારણું ઉઘાડી અંદર દાખલ થઇ તેની સામે આવી ઉભો.

"શેઠજી, આ કાગજ તમારા નામનું ગઇ કાલનું આવેલું છે. મારેથી કાલેજ તે અપાયું નહીં."

"ગેઇ કાલનું આવેલું, ને કાલે અપાયું નહીં?" તે પોતાનાં હાથમાં પકડતાં ફરામરોજે અજબ થઇ પુછયું, "કેમ નહીં અપાયું, મેહેલ્લી?"

"શેઠજી, મને યાદ નહીં રેહી." મેહેલ્લી બીહુતે સાદે બોલ્યો.

"યાદ નહીં રેહ!" શેઠ હવે ગુસ્સો જણાવી બોલ્યો, "તુને શરમાવવું જોઇએ મેહેલ્લી. એવી રીતની ગફલતીનો ફરીથી તકસીરવાર થયલો જો તું જણાશે તો તારી જગા ઉપર તું રહી શકશે નહીં, ખબરદાર!"

કંઇબી જવાબ દીધા વગર મેહેલ્લી ઓરડાની બાહેર ગયો.

"કોઇને ત્યાંનું ઇજન છે." પરબીડું જોઇને ફરામરોજે અટકલ કીધી. "રખેને ગેઇ કાલનુંજ હોય!"

તેની અટકલ બરાબર હતી. તે ઇજન તો હતું, પણ આજે શનિવારની રાતનું હતું.

'શેઠજી સાહેબને અરજ એ છે જે શનિવાર તા૦—મી—ને દીને રાતના કલાક સાતને અમલે કોલાબાના બંગલામાં જમણની મીજલશમાં બીરાજવું–ઇ૦ ઇ૦'

લા૦ પીરોજશાહ કાવશાહ પુનેગર' તા૦ ક૦ ઇ૦ ઇ૦.

"ઓહો! મારો દોસ્ત પીરોજશા. જમણની મીજલસમાં કલાક સાતને અમલે. ગમે તે હો; જવા વગર કંઇ ચાલવાનું નથી." તે ઇજન વાંચી ફરામરોજ હવે વિચાર કરતો બબડયો, "એબી ઠીકજ છે, ત્યાં જવાથી મારા ખેરખાહની સુચનાબી અમલમાં આવી શકશે. તેવણના મેળાવડાનો વખતબી કલાક સાતથી દશ સુધીનોજ છે. મારે જવું તો જોઇએ. આજે રાતે ઘેરમાં મુઝાયા કીધાથી કંઇ હીરાંબઇની ચાલમાં સુધારો થવાનો નથી, તે તો જે નસીબમાં બનવાનું હોય તે બનશે. હમણાં વાગા કેટલા?"

ઘડીઆલનો કાંતો પોણુસાત ઉપર હતો. ફરામરોજે એક રૂપેરી ચંગ વગાડયો. મેહેલ્લી અંદર આવ્યો.

"મેહેલ્લી, સાડાસાત વાગે મારી સફેદ જોડીની ફેઇટન બારણાં આગળ લાવી ઉભી કરવાનો હુકમ આપ."

"વારૂં સાહેબ." મેહેલ્લી ગયો.

સાહડા સાત થયા. જોડી બારણાં આગળ આવી ઉભી. ફરામરોજ અંદર બેસી કોલાબા તરફ હાંકી ગયો. ઘરમાંજ રેહવાનો, થોડો વખત અગાઉ તેણે કીધેલો ઠેરાવ હવામાં ગયો!

ત્યાંથી આપણી નજર ફેરવી, હવે પેસ્તનજી ગાંધીના ગીરગામ ખાતેના બંગલામાં, એજ દાહડે અને એટલેજ વખતે શું થતું હતું તે આપણે જોઇયે.

પેસ્તનજી ગાંધીની સુંદર જોડીની ગાડી બારણાં આગળ ઉભી હતી. બંગલાનાં દિવાનખાનામાં લવજી બાહેર જવાના ફાંકડા પોશાકમાં તૈયાર બેઠો હતો.

આઠ વાગી ગયા. અને થોડાજ વારમાં આવાંબાઇ પોતાની ખુબસુરત દીકરી સાથે માલ ઉપરથી નીચે ઉતરતાં જણાયાં.

તેઓ બેઉ પોતાના ઘણાજ ફાંકડા પોશાકમાં હતાં. પણ તે પોશાકે પુતલીની કુદરતી ખુબસુરતીમાં એવી રીતનું તેજ બક્ષ્યું કે જે તેજની ખુબીથી તેણી દરેક મંડળીમાં વખણાતી થઇ હતી, જેની ખુબીથી તેણીએ જુવાન નરોનાં જીગરોને પ્યારની અગ્નીમાં બાળી નાખ્યાં હતાં, અને જેની ખુબીથી લવજી જેવા એક પાપીને પણ તેણીને મેળવવા માટેનાં તરેહવાર કાવત્રાઓ ચલાવવા માટે તેણીએ પોતાનાં તદન અજાણપણાં અને નિર્દોષપણાં છતાંબી ગોયા ઉશ્કેરી મુકયો હતો.

તેઓ ત્રણે આજે નાટકમાં જવા માટે તૈયાર હતાં.

ત્યાં જવાની એ ગોઠવણ સઘળી લવજીએ પોતે ઉભી કીધી હતી. તેમાં તેની નીચ મતલબ હતી. અને તે મતલબનો ખુલાસો આપવા માટે, થોડા દાહડા આગમચ લવજીએ દોલી ઉપર લખેલું એક કાગજ હમો વાંચનારની નજર સામે ધર્યે છીએ.—તે કાગજ આ હતું:

"દોલી,

"ગઇ વખત આપરા વચ્ચે થયલી ગોઠવણ પાર પાડ-
"વાનો હવે વખત આવી પુગો છે. માટે આવતા શનિવારે
"રાતના સાતથી આઠ વાગાની વચમાં તેં નક્કી કીધેલા પેલા
"શખસને એક શીગરામ સાથે પે૦ ગાં૦ ના બંગલાની સામેજ

"કોઇ વે—ની સંગતમાં ઉભો રાખવાને કદીબી ચુકતો નાં. એ
"વખતે નાટકશાળામાં જતાં જતાં એ દેખાવ પુતલી—
"ની નજરે પાડવાનો મારો ઇરાદો છે. પણ સંભાળજે! બની
"શકે તેટલી બધી ચોકસાઇથી ફરામના દેખાવ અને પોશાકને
"મળતુંજ બધું ગોઠવવાને ભુલતો નાં. તું સમજુ છે એટલે
"વધારે લખવાની અગત જોતો નથી.

"આ સાથે મોકલેલી રૂ. ૧૦૦) ની નોટ તારા ઉપયોગમાં લેજે. એજ મકશદ."

લ૦ લ૦ હો૦.

લવજીનું લખેલું ઉપલું કાગજ જમસાએ વાંચ્યું હતું, અને પછી તેણે હોલીને પુગાડયું હતું તેબી ચંચળ વાંચનાર ભુલ્યા હશે નહીં એવી હમોને ખાત્રી છે. અને હવે, તે કાગજમાં લખેલી ગોઠવણને પાર પાડવાની મતલબથીજ લવજીએ આજે શનિવારની રાતે આવાંબાઇ અને પુતલીને લઇ નાટકમાં જવાનું નક્કી કીધું હતું.

"હવે ચાલશો પુતલીબઇ? આંઠ તો હમણાં વાગી ચુકા." તેણીની અપાર સુંદરતા ઉપર પોતાની હવસી ચશમો ચોકસ રીતે અને શોખથી ફેરવતો તે બોલ્યો.

"હા ચાલોની." તે લવજીને પોતા તરફ ટીકતો જોઇ, સેહેજ શરમાલપણાંનો રતાશ પોતાના ગાલો ઉપર લાવી, જમીન તરફ જોતી, પુતલી બોલી.

તેઓ ગાડીમાં બેઠાં અને બંગલાનો મોટો લાંબો કયારો વટાવી તે ગાડી દરવાજા બાહેર આવી પુગી.

પણ દરવાજા બાહેરથી ગાડી કોઇ તરફ વળાણ લઇને આગળ ચાલતી થાય તે અગાઉ તો, તે રસ્તાની સામેની બાજુ ઉપર થતી કાંઇ ગડબડ સંભળાવાથી તેઓનું ધ્યાન તે તરફ ખેંચાયું.

એક નવો દેખાવ ત્યાં તેઓને દેખાયો.

એક ભાડુતી બ્રોહામ, યાતો તેના ઘોડાએ કાંઇ તોફાન કીધું હોય તેથી, કે યાતો કાંઇ પઇડાંને નુકશાન પુગું હોય તેને લીધે ત્યાં અટકી ઉભી હતી.

ઘોડાવાલો ઘોડો પકડીને ઉભો હતો, અને બીજાં ત્રણ જણનાં ઝાંખા આકાર ગાડીની પાસે, આગળાં પઇડાં નજીક ઉભેલા દેખાતા હતા.

તે ત્રણ જણાં માહેલો એક દાંગો પારસી, હાથમાં એક ફાનશ પકડી કાંઇ અફાડજીક અને ગડબડ–સડબડ કરતો હતો.

“ઉભી રાખ ગાડી કોચમેન!” લવજીએ માંહેથી બુમ પાડી. “જો પારસીઓ હોય તો આપુને જઇને મદદ કરવી જોઇએ.” એમ એજ લુચ્ચો, ગાડી ઉભી રહ્યા બાદ, આવાં-બઇ અને પુતલી તરફ જોતો દયાળુ અવાજે બોલ્યો.

“હા અલબત કરવીજ જોઇએ. પેલા પારસીની પાસે કોઇ બૈરી ઉભેલી જણાયચ.” આવાંબઇએ જવાબ દીધો.

લવજી બારણું ઉઘાડી ઉતર્યો. પણ તે ભાયગે બે દગલાં આગળ ચાલ્યો હોય, તેટલાં તો પેલી ગાડી પાસેના દાંગા પારસીએ પોતાના હાથમાંનું ફાનસ એવી રીતે ફેરવ્યું અને તેજ ઘડી બીજા હાથ ઉપર ખોસેલું ફાનસ એવી રીતે ઉઘાડી નાંખ્યું કે તે બેઉ ફાનસોનો સામટો ઉજાસ તેનીજ પાસે ઉભેલા પેલા બીજા બે આકારો ઉપર પડયો. એટલું કરીને તે પાછો ગાડીની તપાસ કરવાનાં પોતાનાં કામમાં રોકાયલો દેખાયો.

સાંમટાં ફાનસોનો તે ઉજાશ પડતાંજ એક બેમલાહુજાનો દેખાવ પેલી બીજી ગાડીમાં બેઠેલી બાનુઓની નજરે પડયો.

એક જુવાન ખુબસુરત પારસી સુંદર પોશાકમાં અરધા ફેરવેલા ચેહેરા સાથે ત્યાં ઉભો હતો, અને વગર શરમે તેનાં

ખભાં ઉપર પોતાના હાથો ટેકવી એક નીચ નીતિની ઓરત તેની પાસેજ કઢંગી ઢબે ઉભી હતી!

એક સેહેજવાર તે ઉજાસમાં પોતાનો ચેહેરો રાખી, તે પારસી જાણે શરમમાં પડી ગયો હોય તેમ તે ગાડીની પછ-વાડે જઇને છુપાઇ ગયો.

પણ તે સેહેજવારજ તેના ચેહેરાની ઓળખ આપવાને પુરતી હતી.

"એ કોણ! એ તો ફ્રરામરોજ!" એક ચીશને મળતા આવતા અવાજે પુતલી બોલી ઉઠી, અને તેજ ઘડી તેણીએ જોશમાં પોતાની માતાનો એક હાથ પકડી લીધો!

જો દીવસનો વખત હતે, અને આવાંબઇએ પોતાની દીકરીનાં મોહડાં ઉપરનો તે વેળાનો રંગ જોયો હતે તો તે ફીકાશ—તે ભય ભરેલો ફીકાશ જોઇ તેવણ હેબતની એક બુમ પાડવા વગર રેહતે નહીં.

પણ હમણાં તો તેવણ પુતલીનાં આંગમાંના ધુજરાં અને અત્યંત થંડાપણાં શિવાય બીજું કંઇ જાણી શકયાં નહીં.

"હા ફ્રરામરોજજ ઉતો! મેં પણ એને જોયો!" તેવણ પણ ઉશકેરાયલાં સાથે બોલ્યાં, "પણ પુતલી, શું છે? તું કાંય એટલી ધુજેચ? એ અભાગ્યા એવા નાપાકો હોય તેને આપરે શું કર્યે?"

પુતલીથી કાંઇપણ બોલાયું નહીં.

આવાંબઇનો હાથ છોડી, પોતાના દાંત તેમજ હાથ પીસેલા રાખી તેણી ગાડીનાં ખુણાંમાં હેબતી જઇ સંકોચાઇને પડી.

લવજી, જે એ સઘળો વખત ગાડીથી બે દગલાં આગળ વધેલોજ સ્થીર થઇને ઉભો હતો, તે હવે પાછો ફર્યો અને બારણું ઉંઘાડતો બોલ્યો—

"બાઇઓ, આપરેથી વચ્ચે જવાય એમ નથી! જવા દે જલદી, કોચમેન."

પેલી બાઇઓ, બેઉ ચુપજ રહી. ગાડી આગળ દોડી.

"કેવી બેશરમી!" પાછો લવજીજ પોતે ધીમા પણ મક્કમ અવાજે બોલ્યો, "કેવી નાપાકી!"

બાઇઓએ કાંઇ જવાબ દીધો નહીં.

પણ ખુણામાં સંકોચાઇને પડેલી દુઃખી પુતલીનાં જીગરમાંથી એક છુપો પ્રતીશબ્દ એવોજ નિકળ્યો કે—"કેવી નાપાકી!"

ગાડી ગ્રાંટરોડ તરફ આગળ વધતીજ ગઇ. પણ તેવામાં પુતલીને પોતાની નિરાશ-દુખી હાલતનું ભાન આવ્યું.

આ હાલતમાં હવે તેણી નાટકશાળામાં જાય? અને તે પણ વળી જ્યારે લવજીની હવે અનગમતી થઇ પડેલી, વખાણોનો અવાજ તેણીના કાનો આગળ ભમતોજ હોય ત્યારે?

એમ બનેજ નહીં;—ખચીત નહીં.

પોતાની અલેટાયલી જેવી હાલતથી ઉઠીને સીધી બેસી, પોતાનો હાથ આવાંબઇનાં હાથ ઉપર મેલી તેવણનું ધ્યાન ખેંચી, તેણી નરમ અવાજે બોલી—"માયજી, મારૂં માથું ઘણું દુખેચ; આજે આખો દાહડો મારા જીવને સારૂં ઉતું નહીં, ને હમણાં વધારે મારો જીવ બગડેલો લાગેચ. નાટકમાંના બુમ બરાડા ને ગોધ્યારૂં મારેથી કેમ ખમાશે?"

"ત્યારે તુને નથી આવવા ગમતું પુતલી?" આવાંબઇ તેણીનાં માથા ઉપર મમતાથી પોતાનો હાથ ફેરવતાં બોલ્યાં.

"નહીં." તેણી ટુંકમાં બોલી.

"ત્યારે આપરે પાછાં ફર્યે, દીકરી. લવજીભઇ, પુતલીની મરજી નથી તાંહ જવાની. એના જીવને સારૂં નથી."

"ત્યારે તો મને કંઇ અડચણ નથી. અલબતાં એવણુને જો ઠીક નહીં લાગતું હોય તો પાછાં ફરવુંજ જોઇએ." એ લુચ્ચો પોતે પણ હવે તુરતજ દયાનો ઢોળ દેખાડી બોલ્યો.

તેણે ધારેલી મતલબતો પાર પડી હતી. હવે તે રાતે વધારેવાર પુતલીને રોકયાની કંઇ અગત રહી હતી નહીં. તે વધારે ઓહોંશ શું કામ કરે?

આવાંબઇએ ગાડી ઠોબાવીને પાછી બંગલા તરફ વાળ-વાનો હુકમ આપ્યો, અને લવજી પણ, હવે તે ત્યાંથીજ પોતાને બંગલે જશે એવું જણાવી તુરત તેઓથી જુદો પડયો.

"આહા!" મા દીકરીને લઇને પાછી ફરી દોડતી ગાડી તરફ ખુશાલીની આંખો ફેંકતો આ નાપાક શેઠયો બબડતો સંભળાયો. "આહા! બનાવટ તો તમામ પાર પડી. હરીફની સંપૂર્ણ હાર થઇ. ઠીક-ઠીક. જાળ હવે ખેંચાવા માંડીચ, આ આ ખુબસુરત પંખેરૂં તેમાં કુદેચ-તેમાં ઉડેચ-તેમાં તફરેચ પણ નિકળી શકતું નથી; અને આખરે, એ લવજી પારધી તે તારા નહીં તો બીજા કોણના હાથમાં આવનાર છે? 'ગુડ નાઇટ,' મારી મીઠી માશુક! ખોદા તુંને મધુર ઉંઘ બખશો. અને તેમાં તુને તારા પ્યારા લવજીના સ્વપનાં દીસો!"

એ શું ખાંડ ખાય છે?

અરે ઠોભ—જરા ઠોભ પાપી! એક પળની ફત્તેહથી કુગરા નાં!

નાપાકી જો એટલી જલદી જીત મેળવી શકતી હોય, નીતિ જો એટલી જલદી હારતી હતે, તો નીતિવાન મહાત્માઓ અગણીત સંખ્યામાં આ જગતમાં આબાદ રહી, મુવા બાદ અમર કીર્તિના લેખો તવારીખના સફાઓ ઉપર કોતરાયલા રાખવાને શકિતવાન થતે નહીં.

જરા ઠોભ! જે સેતારો હાલ કોઇ નેકબખ્તીના બુરૂજમાં આવી જવાથી તને આ ખુશાલી અને ફત્તેહ આપી રહ્યો છે, તેજ સેતારો એક કલાકના ટુંક અરસામાં કોઇ બદબખ્તીના બુરૂજમાં કે કોઇ અભાગ્યા સેતારાઓના સંજોગમાં આવી જવાથી તને પાછો નિરાશી અને નામોશીમાં ડુબાડશે, તેનો તને કાંઇ ખ્યાલ છે?

તારી પીઠેજ ઉભેલું તારૂં કિસ્મત, એક ક્ષણની જીતના હેંકારની તારી બકબક સાંભળી, તારી ઠઠા કરતું ખરખર હસે છે, તે તું જાણે છે?

લવજીને ઉતારીને પેલી સુંદર ગાડીને આપણે ગાંધીના બંગળા તરફ ઝડપથી આગળ વધતી જોઇ હતી.

તે હજી તો બંગળાના દરવાજાથી દુર હતી તેટલાં, આવાંબાઇ બોલ્યાં, "પુતલી, આપુને એમ ઓચીંતાં પાછાં ફરતાં જોઇ, તારા બાવા ગભરાય તો નહીં, અથવા મનમાં કાંઇ આડો વિચાર તો નહીં લાવે?"

"હા, માયજી, મનેબી તેનોજ વિચાર આવેચ, પણ હવે શું કર્યે? ધીરેથી તેવણને સમજાવશું."

"હા ઠીક."

"પણ માયજી," થોડોક વાર ચુપ બેસી પુતલી પાછી બોલી, "આપણે નાટકમાં નહીં જઇએ, પણ ચાલોની પુનેગરને તાંહ જઇએ."

"હા, મારી પણ તેમજ મરજી હતી, પણ તારા જીવને સારૂં નથી તેથી હું બોલી નહીં."

"નહીં માયજી, મને તો નાટકમાંના ગોંધ્યારાંનો કંટાળો હતો, પણ તાંહ કાંઇ એવું ગોંધ્યારૂં થશે? બઇરાંઓમાં તો આપણેજ હોઇશું, બાકી આજે તો માતીડાઓનું ડીનર છે."

"હા ને આપુને બોંહુશ કરીને ધનબાઇએ તેડલાંબી છે, જો નહીં જશું તો તેવણુ ગુસ્સો કરશે. હમણાં વાગા કેટલા?

"સવા આઠ." પોતાનાં રીસ્ટ વૉચ તરફ નજર ફેંકી પુતલી બોલી, "હજુ તો વખત છે, આપરે જઇએ તાંહુજ, પાછાં જલદી આવશું. કોચમેન, કોલાબે ધનબાઇના પુનેગરના બંગલા તરફ ગાડી લે." તેણીએ હુકમ આપ્યો.

ગાડીએ રસ્તો બદલ્યો અને પુતલી તરફથી—"ચલાવ જલદી"—એવો બીજો હુકમ મળતાંજ અરધા કલાકમાં તો તે કિમતી આરબો કુદતા અને થનકતા પુનેગરના ઝકઝકતા બાગમાં દાખલ થયા.

ઠીક થયું કે ત્યાં હાજર રહેલી જુજ બાનુઓમાંથી પણ ઘણીએક તેણીની સહી હતી અને તેઓ સાથની વાતચીતોમાં તેણીનું હેરાન થયલું મન ઘણીએક રીતની આશાયશ પામ્યું.

પણ દોઢેક કલાક વીત્યા કેડે તો તે સહીઓ પણ સઘળી જુદાં જુદાં કારણોસર તેણીથી છુટી પડી અને પુતલીને પાછું એક ભીત આગળ એકલું બેસી રહેવુ પડયું, કે જ્યાંથી સામે આવેલા બંગલાના પોહોળા ચોકનો દેખાવ તેણી જોઇ શકતી હતી.

તેણી એકલી બેઠી અને તે શાને માટે? એક વાર અત્યંત પ્યારથી જીગરે બાંધેલા પોતાના આશકની બેશરમ ચાલનો દુઃખ—ભારે દુઃખભરેલો વિચાર કરવા માટે!

આજે રાતે જોયલા દેખાવ મુજબ તો ફ્રામરોજ કેવી બેશરમ ચાલનો હોવો જોઇએ? અંધારી રાતે, એક ભાડુતી ગાડીમાં તે એક હલકતની સંગતમાં! ઓ ખોદા—ઓ ખોદા!!

વિચાર કરતી, લવજીનાજ બોલોમાં તેણી પાછી બોલી ઉઠી કે—"એ કેવી નાપાકી!"

વળી પાછો જુદી તરેહનો વિચાર તેણીને આવ્યો. શું તે ખરેખરો ફરામરોજજ હતો? એમ બને કેમ? એક પાપનીની સંગતમાંજ તે હોય, તો શું એક નજીવા અકસ્માતને લીધે તે બાહેર પણ ઉભો રહે? પોતે બાહેર આવીને વળી શું પેલીને પણ આવવા દે? આવવા દીધા ઉપરાંત શું તેણીને પોતાના ખભાં ઉપર નીચ પ્યાર અને નાપાક નખરાંથી ટેકાતી ઉભી પણ રાખે અને તે પણ શું રસ્તાની ખોલ્લીજ બાજુ ઉપર? બળતાં ફાનસની નજદીક? પેસ્તનજી ગાંધીના પોતાના બંગલાની સામેજ? અને તેબી વળી તેઓની ગાડી બાહેર આવીને ઉભી રહી, તેઓએ તેને જોયો ત્યાં સુધી? આફત—આફત!

"એમ બને? ભણેલો, વખણાયલો વેપારી ફરામરોજ એમ કરે? માણસાઇ લાજના હલકામાં હલકા વિચારથીબી દુર થઇ, હેવાનને લાયકનું નિર્લજપણું તે અખત્યાર કરે?"

"અરે નહીં-નહીં, એમ નહીં હોય, ફરામ એમ કદી કરે નહીં! અરે કોઇ મને આવીને કેહવો કે તે ફરામ નહીં હતો!" એવા બોલો ભોલા બેધ્યાનપણાંમાં તેણીના હોટોથી નિકળી પડયા. પણ બીજીજ ઘડીએ તેણીને શુદ્ધ આવી અને પોતાના ઓચીંતા જુસ્સા માટે બેહદ શરમાલ બની કોઇએ તે બોલો સાંભળ્યા છે કે નહીં તે તેણી ગભરાટમાં જોવા પડી. સારાં ભાયગે નજદીક કોઇ નહીં હતું.

આવાંબાઇ તો આંખની નબળાઇનાં સબબથી તેને બરોબર નહીં જોઇ શકયાં હોય, લવજીએ તેણીને જાણીજોઇને જુઠું સમજાવ્યું હોય અને તેજ ઘડી ઉભરેલા ગુસ્સાના બહારમાં તેણીએ પોતે પણ તે શખશને બરાબર નહીં તપાસ્યો હોય? અને તેથી વગર ચોકસાઇએ તેને ફરામરોજ ગણવામાં એક ભયંકર ભુલ તો નહીં થઇ હોય?

નહીં થઇ હોય ?

એ વિચારમાં ખુરસીના હાથા ઉપર મુકેલા પોતાના હાથમાં માથું ટેકવી તેણી બેઠી, એટલે બંગળાના પેલા ખુલ્લા ઓટલા ઉપર તેણીની નજર ખેંચાઇ. ખેંચાઇને તે ઓટલા ઉપર મુકાયલા એક લોખંડના બાંકને અઢેલીને ઉભેલા એ પુરૂષોના આકાર ઉપર ગઇ.

જેવી ગઇ તેવી તે ત્યાંજ ચોંહટી રહી. એ બે પુરૂષો કોણ હતા ? એકનું મોહડું તેણી તરફ હતું, તે તો કોઇ અજાણ્યો હતો, પણ બીજો ? તેની તો પીઠજ દીસ્તી હતી.

તે કોણ ? તે કદ કોણનું ? તે પોશાકની ખાસ ફૅશન કોણની ? બોલતી વેળાનો લેહેકો તે કોણનો ? હસ્તી વેળાની ઠણક તે કોણની ?

તેણી ચોંકી, ખુરસીપરથી ઉઠી, પણ આગળ ચાલી નહીં.

તેઓ વાત કરતા હતા. તેણીને કોઇ જોતું હતું નહીં.

બે–પાંચ–સાત–દસ મીનીટ ગઇ, તેઓ વાત કરતાજ ગયા; તેણી ટીકતીજ ગઇ.

આખરે વાત પુરી થઇ, પેલો એક ત્યાંથી ચાલી ગયો બીજો ત્યાંજ ઉભો રહ્યો.

હવે કરવું શું ? ઘડી જાય તેમાં તેબી ત્યાંથી ચાલી જાય !

તેજ ઘડી જાણે એક છુપો અવાજ તેણીને કહેવા લાગ્યો કે—જા દોડ, મૂર્ખ છોકરી ! દોડ એની પાસે, એજ તારો આશક છે, એજ તુંને ભવિષ્યમાં પાળનારો તારો પતી છે !

અને જાણે તેજ અવાજને તેણી તાબે થઇ હોય તેમ તેણી દોડી. ગાલીચા વગરના ખુલ્લા ઓટલા ઉપર પણ તેણીના બારીક પગોમાંનાં બુટોએ કશો અવાજ કહાડયો નહીં. તેણી દોડી. સારા સંજોગથી તે જગા અને તે વખત એવો હતો કે કોઇની ને તરફ નજરજ હતી નહીં.

એવી રીતના પેલા સંજોગોમાંનો એ એક સંજોગ હતો, કે જ્યારે આશકોને મળવાની, ચોરોને ચોરી કરવાની, કપીંણને અનીતિ કરવાની અથવા ખૂનીઓને ખૂન કરવાની અણદીઠ અને અગતની ટકો મળી જાય છે! ગીચ મેળાવડાઓમાં પણ જો એવી ટકો મળતી ન હતે, તો તવારીખમાં નોંધાયલા જાણવાજોગ કેટલાક બનાવો ઉપજતે નહીં અને બનતે પણ નહીં.

તેણી દોડી. અને આગળ જઇ—"એ કોણ? ફરામરોજ—ફરામ ફરામ!"—એમ હરખથી બોલી.

તે અવાજ—તે પ્યારો અવાજ સાંભળી, અત્યંત અજાયબીથી તેણે પાછળ ફરી જોયું—"એ કોણ? પુતલી! મારી પુતલી!" વધારે પીછાણની અગતજ શું હતી?

"મારા-મારા ફરામ!" એમ બોલતી તેના હાથમાં ઝીલાતી તેણી પડી.

"પુતલી-પુતલી, આજે અણચીતું એ શું? એ કેવાં ચેડાં? હાં? કોઇ જોશે!"

તેણી ઉભી થઇ, પણ હજીબી તેના હાથો મજબુત પોતાના હાથોમાં પકડેલો રાખી તેણીએ પુછ્યું—"જવાબ દેવો મને પેહેલ્લાં, ફરામ તમે હાં ક્યારના આવ્યાચ?"

"હું? ઘણોવાર થયો!"

"પણ ક્યારે? કેટલોવાર? કેટલે વાગે? બોલોની?"

"આઠ વાગાની આગમચનો હું હાં આ–"

"આહા!" હવે મને કેટલો સંતોશ—કેટલો હરખ! ફરામ—મારા મારા પોતાના ફરામ, આજે મને કેટલી ખુશાલી!" એવા બોલો બેહદ જોશથી તેણીને મોહડેથી નિકળી પડયા.

લવજીની નિચ યુક્તિઓને લીધે લાંબો વખત તુલીક નરમ પડેલો અથવા અટકેલો તેણીનો પ્યાર, અણધારેલા આ

શુભ મેલાપના હીંગામમાં, પેહેલ્લાંનાં કરતાં દસ ઘણું—દસ હજાર ઘણાં વધારે જોશથી ઉશ્કેરાઇને ખુલ્લો પડવા વગર રહી શકયો નહીં.

"પણુ સબર પુતલી, મને જરા કેહતો ખરી, સમજાવતો ખરી કે એ છે શું?"

"સમજાવશ તમુને પછી; પેહેલ્લાં કેહવો મને, હું પુછું તેનો જવાબ દેવો. આજે આંઠ વાગે તમે હમારા બંગલાના દરવાજા આગળ તો નહીં હતા?"

"હું? નહીં."

"તમે એક ભાડુતી શીગરામમાં, એક દોંગા ને લુચ્ચા જેવા પારસીની સાથે, ને એક—એક—"

"એક શું? બોલની પુતલી, અચકાયચ કેમ?"

"એક નાપાક બઇરીની સંગતમાં તો નહીં હતા?"

"હું? ભાડુતી શીગરામમાં—એવી બુરી સંગતમાં—એવા લુચ્ચા સાથી સાથે? પુતલી તેં સપનો તો જોયો નથી? આઠ વાગે હું તારા રસ્તા ઉપર? ગાંડી છોકરી, એટલે વાગે તો મારા નવા ચપળ ઘોડા મારી બ્રેઇટન લઇને આ બંગલાના દરવાજામાં દાખલ થયલા!"

"નહીંજ, ત્યારે તે તમે નહીંજ! ફરામ, પ્યારા—નેક ફરામ આખરે હું તમને મળવા વગર રહી શકી નથી! તમે કાંય મારેથી જુદા રહ્યા?"

બસ હવે. ફરામનો જવાબ આપણુને સાંભળવો નથી.

લાંબો વખતે મળેલાં આ પ્યારાંઓની મીઠી-મીઠી વાતો ચોકસ ધ્યાન દઇને સાંભળવાની આપણી બેઅદબી હવે હાંજ આપણુને અટકાવવી જોઇએ.

પુતલીએ તે રાતે સ્વપના તો જોયા, પણ તે કીયા પ્યારાના? વાંચનાર, બોલોની તે કોણના?

# પ્રકરણ તેંતાલીસમું.

## ઉલટો પાસો.

"જેમ નિર્મળ પાણી દેખાડેચ માહી,
તેમ ઇનસાનનાં સંસારી કર્મ
દેખાડેચ સુખ યા દુઃખની ખાહી,
ને આવતા ભવના ખોલેચ ભરમ."

મનસુખ.

"The poor dog, in life the firmest friend,
The first to welcome—the foremost to defend."

"ગરીબ તે કુતરો, ભવનો સાથી સબળ,
આવકારમાં પેહેલો—બંચાવમાં આગળ."

બાઈરન.

લવજીએ રચેલાં પેલાં નીચ ટરકત પછી પાંચ દિવસો વહી ગયા હતા; અને તે રચનાર પોતેજ, બપોરે બે વાગ્યાને શુમારે, ગંજાવર 'મોતી મેહેલ'માંના પોતાના શોભાયમાન ઓરડામાં અલેટાઇને કાંઇક ખ્યાલમાં ગુંટાયલો બેઠો હતો.

અંધારી રાતે પેસ્તનજી ગાંધીના બંગલાની સામે પુતલીની અને આવાંબાઇની નજરે તેણે પાડેલા પેલા બુરા દેખાવને જોકે પાંચ દિવસો તો થઇ ગયા હતા તોપણ હજીબી તેજ દેખાવને લગતા વિચારોએ તેનું મન રોકાઇ રહ્યું હતું.

પણ તે વિચારોબી સઘળા ખુશાલીનાજ હતા. જ્યાં સુધી લવજી પોતે વાકેફ હતો ત્યાં સુધી તો સઘળી ગોઠવણો જેવી તેણે ચાહી તેવી રીતેજ પાર પડી હતી. અને પોતાની મતલબમાં ફાવવા માટે જેવી તરેહની અસર પુતલીનાં મન ઉપર ઉપજાવવાને તેણે નિષ્ટા રાખી હતી તેવીજ, બલકે તેથીબી સરસ, અસર ઉપજેલી તેણે ખાત્રીથી જોઇ લીધી હતી.

એટલે હવે આ લુચ્ચો પોતાની જીતના હવાઇ કિલ્લાઓ બાંધતો ફુગાઇ રહે તેમાં નવાઇ શું?

આવાંબાઇ અને પુતલીથી તે જુદો પડયો ત્યાર પછી તેજ રાતે બીજા બનાવો શું બન્યા તેથી લવજી હજી સુધી અજાણ્યો હતો. તે નહીં જાણતો હતો કે તેણે પોતેજ ઘુમાવેલી ગોફણના પથ્થરો તેનાં માઠાં ભાયગને લીધે પાછા તેનાજ મસ્તક ઉપર આવીને પડે એવા સંજોગ અચાનક રીતે બન્યા હતા. તેને ખબર નહીં હતી કે અત્યાર તુલીકની સંખ્યાબંધ કોશેસોથી જે બે જીવડાઓને જુદા રાખવાને તેણે પછાડા માર્યા હતા તે જીવડાઓ તો, ફત્તેહની ફોકટ ફુકરાજી તેને આપનાર પેલી રાતેજ મળ્યા હતા એટલુંજ નહીં પણ તેનાં કાવત્રાંઓનો અગત જોગો ખોલાસો પણ એકમેકને આપી રહ્યા હતા!

એ સઘળાંથી તે બિનવાકેફ હતો. કારણ કે તે બનાવ પછીના આ પાંચ દિવસો તેણે પેસ્તનજી ગાંધીનાં કુટુંબને મુલાકાત આપવા વગરના કાહડયા હતા. એ રીતની ધીલ કરવામાં તેણે એટલીજ મતલબ રાખી હતી કે આવાંબાઇને અને ખાસ કરીને પુતલીને ફરામરોજ બાબેનો પોતાનો તિરસ્કાર ભર્યો ઉભરો એક બીજાં આગળ ખાલી કરવા દેવો. અને એક વેળાના વ્હાલા ફરામરોજ તરફનો પુતલીનો પ્યાર દુર થઇ ધિક્કાર પોતાની જગ્યા લે, અને એક વેળાના અકારા પડેલા લવજી તરફ તેણીની માયા પાછી દોડે તેટલો ઘટતો વખત ગુજરવા દેવો.

જો પાપી લવજીનાં સઘળાં કરતુકો ફત્તેહમંદ ઉતર્યાં હતે તો તેણે વાપરેલું એવું ડાહપણ ખચીત તેને ઉપયોગી થઇ પડતે. કેમકે એક ચીજ તરફ એકાએક ઉપજેલા ગમે તેટલા સખત ધિઃકાર છતાં પણ, બીજી ચીજ તરફનો પ્યાર તુરતજ તે ધિઃકાર વાળી જગા લઇ શકતો નથી. પણ તેને થોડોક વખત જોઇએ છે.

પણ વાંચનાર જાણે છે તેમ તો લવજીના કીધેલાં કરતુ-કોનું પરીણામ તેની જીતમાં નહીં પણ હારમાં ઉતર્યું હતું અને તેથી લવજીએ કીધેલી આ થોડાક દિવસોની ધીલ તેને પોતાને કોઇ રીતે લાભકારક થઇ પડવાને બદલે, ઓર પેલાં જોડાંનેજ લવજીને ફજેત કરવાની પોતાની ગોઠવણો ધીરજથી કરવાને ઉપયોગી થઇ પડી હતી.

પણ સારાં ભાયગે યા માઠાં ભાયગે બેખબર રહેલો લવજી તો સઘળો વખત હરખાતોજ રહ્યો હતો; અને એવાજ હરખ સાથે તે હમણાં પણ એકલો આરામમાં બેઠો હતો. જ્યારે હળવે રહીને બારણું ઉઘડતું અને દોલીને અંદર આવતાં જોઇ તેને પોતાના જારી રાખેલા વિચારોને બંધ પાડવા પડયા.

લવજીને એકલો બેઠેલો જોઇ હવે દોલી બેફીકર દાખલ થયો.

"કેમ શેઠજી?" તે આવતાંવાર ખુશી ભર્યા મોટા આવાજે બોલી ઉઠયો, "કેવી, ગોઠવણ—કેવી મજાહ—કેવી ફતેહ? તમારા સેવક દોલીની તદબીરો કેવી સાતરે સાત! કંઇ તો ચુક—કંઇતો ખામી હોય! હવે તો તમે ધરાયા?"

"ચપ-ચપ, દોલી!" લવજી તુરત તેની પાસે ચાલી જઇ નરમ આવાજે બોલ્યો, "જરા આસ્તે તો બોલ! હોમજી શેઠને કાને તારો સહાદ પડશે."

"બુઢા શેઠના કાન ત્યારે હજી સમતોલ છે કે શું? ઘરડા તો થયા પણ કાથી ઠીક જાળવી!"

"વારૂં બેસ દોલી બેસ, ને નરમ સહાદે બોલ," લવજી પોતાના ઓરડાનું બારણું બરાબર બંધ કરતો બોલ્યો, "તારો રાઠોડી અવાજ પીથાનાં બાંકો ઉપરજ ચાલી જાય."

"પણ એ છે શું?" હોલી પોતાની બેઠક લેતો અચરત થઇ બોલ્યો, "એટલી બધી ચોકસઇ શાની? મનેથી જરા ખુશાલી ઉપજીચ તેથી જરા મોટો સરોદ નિકળ્યો."

"હોલી, વળી તું આજે કાંય આયો?" લવજીએ દેખઇતે શાંતપણે પુછયું; પણ પાકકો હોલી તેના સવાલમાં સેહેજ નાખુશીની ધુંઇ સમજી જયા વિના રહ્યો નહીં.

"કાંય શેઠ આજે એમ કાંય?" તેણે ગંભીર થઇ પુછયું, "વરી કંઇ આડું થયું કે શું?"

"નહીં હોલી, આડું તો કંઇ થયું નથી. પણ હોમજી શેઠથી મને બીહવું પડેચ. એવણ હવે ખંતખોર ઘણા થયાચ, ને વેહેમબી ઘણો કરેચ; તારૂં આવેલું તો તેવણને બિલકુલ નાપસંદ છે."

"ઓહો એમ છે? ત્યારે તો તેની ઝાઝી ચીંતા નહીં. લવજીભાઇ, મારૂં હ્યાં આવવું જો મોટા શેઠને કડવુંજ છે તો હુવે કંઇ નહીં; મને પણ વધારેવાર હુવે આવવું પડે એમ નથી. હું આજે આયોચ તે પેલી આપરી ગોઠવણો બધી ચોકસ નક્કી કરીને તમારેથી રૂખસદ લેવા. તેટલું કામ થયું એટલે પછી હું કાંહને 'મોતી મેહેલ' કાંહ! પણ તે વાત આપરે કર્યે તે અગાઉ મને તમુને એટલું તે પુછવા દેવો પેલી તદબીરનું સેવટ કેવું આવ્યું?"

"ઘણુંજ સારૂં—ઘણુંજ મનમાંગતું હોલી. તારો પ્લાન પાર પડયો."

"જેમ તે સાહેબની મેહેરબાની!" આ બેશરમ ટરકટયો વળી પવિત્રાઇનો દેખાવ કરી બોલ્યો, "તે કારસાજની કુમક વગર બંદા શું કરી શકવાના ઉતા?"

"હોલી—હોલી વળી એવો ભગત થયો!" તેના ઢંગો જોઇ

લવજી પણ હસી પડી બોલ્યો, "તે 'કારસાજ'નો તું પ્યારો હોય એવું મને તો લાગતું નથી"

"તે જે હોય તે લવજીભાઇ. પણ હું પુછું કે તમે તાંહ જઇને બધી ગોઠવણુ કરી આયા કે? હવે તો પુતલી તમારી કેની?"

"ગોઠવણુ કરવા એકદમ જવું મને ઠીક દીસ્યું નહીં, તેથી આટલા દાહરાની ધીલ કરી આજે તાંહ જવાનો મારો વિચાર છે દોલી. પણ, આજેબી નહીં ને દશ દાહડા રહીને,– જ્યારે ગમે ત્યારે જાંઉ, પણ પુતલી તો હવે મારીજ છે."

"તો આમીન! હવે તે જલદી તમારી થાય ને તમે બેઉ સુખ જોવો! પણ લવજી શેઠ, પણ્યા પછીબી તમુને તમારા સેવકની ચાકરીની અગત પડે ખરી કે?" દોલી હવે ચવિત્રાઇના દેખાવે બોલ્યો.

"અરે–અરે! બેશરમ બુબખ, વળી છાકયો કે? દોલી–દોલી તુંને શરમાવું જોઇએ!"

"અરે માફ કરો શેઠ—માફ, દોલી જરા ચુકયો! હવે એ તમારી વાતનો છેડો લાવો. મારૂં હવે સાંભળશો?"

"બોલ, શું? તું તાંહ જવા રાજી છે? તારી તૈયારી બધી પુરી થઇ"

"રાજી તો હું છેઉંજ, ને તઇયારી તો મને મોટી શું કરવાની હોય?"

"ને પેલો– પેલો ઉડાઉ—જુગારી નોશેરવાન? તેનું કેમ?"

"તે પણ તૈયાર છે. દમરી વગરનો ડાકણો તે તો હવે પાંચ પૈસા મળતા હોય તો માઝનદરાનના જંગલમાં પણ જવાને તૈયાર થાય!"

"હા પણ દોલી પેલા દુબાશનાં ઘેરની એ નાપાકની ચાલ વીશે તેં મને કહેલું ખરૂં છે?"

"હા શેઠ, બોલે બોલ ખરૂં!"

"કેવો નીચ! કેવો હેરેમન! ખચીત દોલી એવું કરવાનો હું તો કદી વિચાર નહીં કરૂં."

"તે તો હવે કેમ કહેવાય લવજીભાઇ?" વળી પાછો તે ચીઆવલો થઇ બોલ્યો.

"એટલે? નાપાક તું શું કેહુવા માંગેચ? જરા તો શરમ રાખ!" લવજી ચીડમાં આવી બોલ્યો.

"નહીં શેઠ નહીં એમ ગુસ્સો કરવો નહીં. તમે મારી ભગત થવાની મશકેરી કીધી ત્યારે તો તેની મેં રીસ કીધી નહીં? એ તો દુન્યાનો સરેસ્તો છે, દરેક માણસ ચોકસ તાંકણુંઓપર પરેહુજગારીના દેખાવો દેવાને ચુકતો નથી. વાસ્તે મારા જેવા ભોલા ભટાકનાં બોલવાની રીસ તે કેવી કરવી?"

"વારૂં-વારૂં બસ હવે! ઠગારા, તારા, ઢોંગો થોડા ચલાવ!" લવજી હવે પાછો હસીને બોલ્યો, "બોલી દે હવે તુંને શું જોઇએચ? બોલ, ને કારૂં કર તાહરૂં."

"તમારૂં એક બીજું છેલ્લું કાગજ, 'લાલજી હેમચંદ'ની પેહેડી પર તમારો લાગવગ—તમારી સીફારસ હમો જેવા ગ્રહસ્થ આદમીઓ માટે!"

"વારૂં; એટલુંજ કે? કંઇ બીજું?"

"બીજું તો એજ કે મારી કંઇ તસ્દીના બદલા તરીકે, ને છેક અમદાવાદ વેરની ખરચીને હીસાબે તમારી નજરમાં આવે તેટલી વજણદાર એક કોઠલી."

"કોઠલી-કોઠલી! દોલી તુને કોઠલી આપતાં-આપતાં હુ તણાયોજ જાઉંચ! હવે મને વધારે ના રંજીદા કર!"

"લવજી શેઠ, એટલા બેચેન ના થાવો. મેં તમારીથી મેળવેલાંના બદલામાં તમે સંતોશ પામો એવી હરેક રીતની મેહનત તો લીધીજ હોશે, અને તેપણ એવી કે તેવી માથે

લેનારા તમુને તરત મળી શકે નહીં! ને તે ઉપરાંત મારી માંગણીઓથી જો તમુને કંટાલોજ ઉપજી રહુયોચ, તો તેમાંથી તમુને છુટવાનો હુવે વખતજ આયોચ. આજનો તમોથી જુદો પડેલો ખોદ્દા જાણે હુવે પાછો કયારે મલશે. મને પોતાને હુવે હાલનો ધંધો સવાદ આપતો નથી. વાસ્તે એક નવા દરિયામાં હોડકું ઉતારવાની ખરચી જોગા આજે મને આપો એટલે થયું. વધારે કંટાળો હુવે તમે મારેથી પામશો નહીં."

"ઠીક-વારૂં ઠીક, તે તો થશે; પણ દોલી તું જીપલાવેચ તેનો કાંઇ વિચાર કીધોચ? એ નવો દરિયો તુંને લાગી તો નહીં જાય?"

"નહીં શેઠ, કઇ થાય નહીં. તમારી સેવામાં ખડતલ થયલાં આ બદનને કાંઇ હાણી પુગશે નહીં"

"હા, પણ એજ ખડતલ બદન તો તારી જાત જણાવી તુંને હાડમાર નહીં કરાવે?"

"આહુ 'નાનસન્સ શેઠ,'" દોલી પોતાના લેભાગુ અંગ્રેજી જ્ઞાનનો ઉપયોગ દેખાડતો બોલ્યો, "'નાનસન્સ'! તમારા પગની પુનઇથી મેળવેલાં સોજાં કપડાં, ચચરતા જોડા અને બોડેલી દાહાડી દોલી દેગર્યાને બડેખાંમાં ખપાવ્યા વગર રહેશે નહીં. ઓહુ 'નો મેટર',-'નો મેટર'!"

"શાબાશ, દોલી શાબાશ!" લવજી બેધડક હસી પડી બોલ્યો, "પણ જો, લાલજી હેમચંદની પેહેડીપર તારી એ અંગ્રેજી કેળવણીનો જરા અંદાજાથીજ ઉપયોગ કરજે!"

"તે તો હુવે હીંગામ જોઇને કામ લઇશું શેઠ. હુવે મેહેરબાની કરીને મારૂં કામ પુરૂં કરી આપો."

હુવે દોલી દેગર્યાના આ 'નવા દર્યામાંનાં હલ્લેસાં' નો સેહેજ વધારે ખુલાસો વાંચનાર હજુર કર્યે.

દોલીને પોતાનો હાલનો પરચુટણ તરેહનો પાપી ધંધો હવે પસંદ પડતો નથી. કોણ જાણે ઘણો લાંબો વખત તે ચલાવ્યો તેથી, કે તેમાં ઝાઝા નફા જેવું તેને નહીં દીસ્યું હોય તેથી, કે લવજી જેવા તેના ઘરાકો પણ હવે તેને લગરીક હાડમાર કરવા લાગ્યા હોય તેથી એમ બન્યું હોય કે શું તે સમજાતું નથી. પણ એટલું તો ચોકસજ હતું કે કોઇ પણ એક યા અનેક કારણોને લીધે આ બેહયા પરચુટણિયાને તેનો ચાલુ ધંધો 'સવાદ આપતો' બંધ પડયો હતો. અને તેથીજ કોઇ સારે ઠેકાણે તેને ચાકરી લગાડવાની જે દરખાસ્ત તેને ચોત્રીસમાં પ્રકરણમાં લવજીને કીધી હતી, તે દરખાસ્ત મુજબની છેલ્લી ચોકસ ગોઠવણ કરવા માટે તે આજે પોતાની મુરબી પાસે આવ્યો હતો.

એક વેળા આગળ, પૈસાથી ખુવાર થયલા નોશેરવાનને પણ તેને પોતાનીજ મરજીને મળતી સલાહ આપી હતી તે વાંચનાર ભુલી ગયા નહીં હશે, અને તેણે પણ તે આખરે કબુલ કીધેલી હોવી જોઇએ એમ દોલીએ આજે લવજી આગળ કહેલા સખુનો ઉપરથી આપણને માલમ પડે છે.

અમદાવાદવાળી લાલજી હેમચંદની એક જાણીતી પેહડી ઉપર આ બેઉ નગીનાઓ જવા નિકળ્યા હતા; અને તેથીજ તે પેહડી સાથે સારી પંગતી ઉપર રહેલા લવજી પાસે સીફારસનાં કાગજો લેવા આજે દોલી આવ્યો હતો.

એ મુજબ આ બે પાપીઓ પોતાની બુરી જીંદગીની કેતાબનો એક નવો સફો ઉઠલાવી, એક ભોલા હીંદુની પેહડી ઉપર મેહતા મુનીમની પદવીઓ ભોગવવા જનાર હતા!

જોઇયે હવે ત્યાં તેઓ શું બજાવે છે.

થોડોકવાર વધારે બેસી લવજી પાસથી કાગજ પત્રોને લગતી સઘળી ગોઠવણો કરી દોલો ત્યાંથી છુટો પડયો.

"હાલ તરતતો આપ પહોચ," તેના ગયા પછી લવજી મન સાથે બોલ્યો, "જોઇએ પછી આગળ શું થાયચ. એપણુ ઠીકજ થયુંચ, મને પણ એથી કંટાળો ઓછો મળશે ને વરી હોમજી શેઠનાં મોહડામાં આવેલું હડખું પણ દુર થશે. પણ રખેને એ લુચ્ચો તાંહ આડો ચાલે! ને કદાચ ચાલે તોપણ શું છે? એ પોતાનું બધું ફોડયા કરશે. હવે એનો વિચાર મારે કરવો નથી. વિચાર કરવાનો છે હવે પુતલીનો. ચાલો તાંહ આજે જઇએ, ને એ ગુમાની બુલબુલનું ગુમાન કેટલું તુટયુંચ તેની તપાસ લઇએ."

એટલો વિચાર કરી તે ઉઠયો, અને ગાડી તૈયાર કરાવી પોતાના સરેસ્તાના ભપકા સાથે પેસ્તનજી ગાંધીને બંગલે જઇ પુગ્યો.

નીચેનાજ એક હૉલમાં પુતલી એખલી બેસીને વાંચતી તેણે દીઠી. ગલીચા ઉપર ગુપ્ત રીતે ચાલી તે છેક તેણીની પાસે જઇ અંચિતો બોલ્યો.—

"તમારા વાંચવાનો શોખ પુરો પાડવા એક મોટી 'લાઇબ્રેરી' જોઇએ પુતલીબઇ!"

તેનો અંચીતો અવાજ સાંભળતાંજ તેણી ઘભરાટથી ચોંકી, અને પાપ કરતાં પણ વધારે અકારૂં ગણેલું તેનું મોહડું જોતાંજ કમકમાટની એક ધુજરી દેખઇતી રીતે તેણીનાં અંગમાં પસાર થઇ.

"કેમ એટલાં બીહોચ?" તેણે પાછું હસીને પુછયું, "આ કાહાણીમાં તમે વાંચોચ તેવો એક દેવ થઇને તો હું તમારી સામે આવી ઉભો નથી!"

"ઘણા મરદો, લવજીભાઇ," તેણીએ હવે ચોકસાઇથી ઉત્તર વાળ્યો, "ઘણા મરદો બાહરના સારા દેખાવ છતાં પણ દેવથી પણ બુરી ખાસિયત ધરાવતા હોયચ તે તો એક ખરીજ વાત છે."

લવજી સમજ્યો કે આ તાણો ફ્રામરોજ માટે તેણીને મોહુડેથી નિકળ્યો હતો.

"ખરીજ વાત છે- બેશક ખરીજ વાત છે. પણ એટલુંજ કે ઓરતો તેવા દેવોની ખરી ખાસિયતો જલદીથી પારખી લેવાની કુનેહ ધરાવતી નથી."

"કરતુકો જ્યાંસુધી જણાતાં નથી ત્યાંસુધી ખાસિયતો પકડાતી નથી. પેહેલ્લાં પકડાવાં જોઇએ તેઓનાં કરતુકો, નહીં કે ખાસિયતો."

"એપણ વાજબીજ છે. પણ હવે તો તમે જાણવા માંગતાંતાં તેનાં કરતુકો પણ જણાઇ આવ્યાં, હવે મારે એટલુંજ જાણવુંચ કે તેને વિષે તમે શું કરવા ધારોચ?"

"એટલે? મેં કોઇનાં કતુરકો જાણવા તો માગ્યાંજ નથી, પણ આપોઆપ જો તે જણાયાં હોય તો કોણ જાણે."

"હા, પણ હવે ત્યારે તેનો કંઇ ઉપાય?"

"શાનો ઉપાય? તમે શું બોલોચ?"

"પુતલીબઇ, જેની શરમ ભરેલી ચાલનો નમુનો તમે તે રાતે જોયો તેને લગતો ઉપાય."

"કોણની ચાલ? શરમ ભરેલી શું? લવજી શેઠ એ આજે તમે શું બોલી રહ્યાચ?"

"પુતલીબઇ, એ શું ચેડાં? તમે સમજતાં નથી કે કોણની? તે રાતે તમે કોણને જોયો?"

"કોણને જોયો, તમે તો કહો?"

"કોણને! પેલા લુચ્ચા ફ્રામરોજને, તમારા એક વખતના માનિતા ગણેલા—

"તમે કેમ જાણ્યું કે તે ફ્રામરોજ ઉતો?" તેણીએ પાછું થંડપણે પુછ્યું.

લવજીને તો હવે ભારીજ પડતું ગયું. આ નહીં ધારેલા સવાલો સાંભળી તેના ગુંચવાડાનો તો પાર રહ્યો નહીં.

"કેમ જાણ્યું? મેં જે જોયું તે ઉપરથી જાણ્યું," તેણે હજીપણ મક્કમપણે ઉત્તર વાળ્યો.

"તમુને ખોટું ને ઉલટું તો નહીં દેખાયું હોય?"

"મને ખોટું ને ઉલટું દેખાય? તે વળી કેમ?"

"અદેખાઇની આંખો હંમેશ પાધરૂં જોઇ શકતી નથી." વળી પાછી, અજાયબ જેવાં શાંતપણાંથી પેલી વાર્તાની ચોપડીનાં પાણાં ફેરવતી, પુતલી બોલી.

લવજી તો છકજ રહ્યો. અદેખાઇ!

તેને સેહેજ વિચાર આવ્યો કે હરીફાઇનો બોલ વાપરતાં પુતલીથી 'અદેખાઇ'થી તો નહીં બોલાયું હોય? પણ નહીં. પુતલી ઘણું શાંત અને ઘણું ખુલ્લુંજ બોલી હતી. પણ આ વેળા તેવો એક સખત બોલ પણ બેદરકારીથી પસાર કરી જવાને તેને વાજબી સમજાયું.

"નહીં બાઇ, મારી ખાત્રી છે કે મેં જોવામાં કાંઇ પણ ભુલ કીધી હતી નહીં. શું તમે તેને નહીં જોયો'તો? તમુને તેજ વખતે કાંઇ વેહેમ—કાંઇ દલગીરી ઉપજીતીજ નહીં?"

"મેં કોઇને ઉભેલો જોયો એ ખરૂં છે, પણ તે કોણ છે તે જાણવાની કે વેહેમ કરવાની મેં કાંઇ અગત જોઇ હતી નહીં."

"તમે તે જાણવાની અગત કે દરકાર રાખતાં નહીં હોવો; પણ પુતલીબાઇ તમારાં ઘેરના એક ખેરખાહ તરીકે મારેથી એવી બેદરકારી રખાતી નથી, તેમ રાખવાને હું માનભરેલું જોતો નથી."

"તે તો તમારી લાયકી," તેણી સેહેજ ટકોરના અવાજે બોલી, "પણ શું કરવાનો તમારો વિચાર છે?"

"તમારા આવાને—પેસતનજી ગાંધીને ઘટતી રીતે ચેતવવાનો મારો વિચાર છે."

"હું એમ. ઠીક ત્યારે તેવણેજ સામેથી આવેચ. કેહવો જે તમુને કેહવું હોય તે." પુતલી બહારનાં બારણાં તરફ નજર નાંખતી બોલી.

લવજીએ ફરીને તેજ તરફ જોયું તો તેણે પેસતનજી ગાંધી, આત્રાંબાઇ અને તેઓ સાથે ફરામરોજને પણ પગ પાસે દોડતા પોતાના પ્રીન્સ કુતરા સાથે અંદર આવતાં જોયાં !

તાજુબી અને ગુંચવાડા સાથે તેઓ તરફ ટીકતો તે સ્થીરજ થઇ ગયો.

તેનોજ હરીફ, તેના ધારવા મુજબ હારેલો, નિરાશ થયલો તેનો હરીફ, પુતલીનાજ ઘેરમાં !

"ફરામરોજ પણ સાથે છે !" એવા બોલો અચાનક રીતે તેને મોહડેથી નિકળી પડયા અને તેજ ઘડી પાછું ફરી તેણે પુતલી તરફ જોયું.

"હા ફરામરોજ પણ સાથેજ છે." તેણીએ ધીરજથી જવાબ વાળ્યો.

જાણે ગોખી રાખ્યા હોય ચોક્કસ ધીરા જવાબો તેણીને મોહડે સાંભળતાં પોતાની ફજેતી થતી સમજી તેને હવે તો ચીડ ઉપજવા માંડી. ધાર્યું શું હતું ? અને તેથી કેવો ઉલટો મામલો તેની નજરે પડતો હતો !

પુતલીને તો ફરામરોજ તરફ ભારી તિરસ્કાર ભરેલી થઇ બેઠેલી જોવાની અને તેની વિરૂદ્ધ સખત લ્યાનતના શબ્દો ઓચરતી સાંભળવાની તેણે આશા રાખી હતી અને તેણીનાં માતપીતાને તો ફરામરોજ જેવા પાપીનાં પગલાંથી તેઓનું ઘર અપવિત્ર થતું બચ્યું તે માટેના હજારો શુકરાનાં કરતાં સાંભળવાની તેને ખાત્રીજ હતી.

પણ અહીં તો આવતાં વાર તેણે એ ખુબસુરત અબળાને ફરામરોજનો બચાવ કરતાં સાંભળી હતી અને વળી તેજ હરીફની સંગતમાં તેણીનાં માતપિતાના બંગલામાં દાખલ દાખલ થતાં તેણે જોયાં હતાં.

લવજીને બરડે તો નામોશીનું પાણી ઉતર્યું! પણ તોબી, હુજત કે ગુસ્સો કાંઇબી કરીને પોતાની ટેક જાળવવાનો અને આ અણગમતી હાલતમાંથી પોતાને મોકળો કરવાનો ઠરાવ તેને કરવો પડયો.

પુતલીને કાંઇ વધુ જવાબ આપવાનો માંડી વાળી, પેલાં સઘળાંઓ આવી પુગે ત્યાં સુધી તે ચુપજ બેઠો અને તેઓ આવ્યાં એટલે પેસતનજી અને તેવણનાં બાયડીને તેણે હંમેશ મુજબની સભ્યતાથી આવકાર દીધો.

ફરામરોજ તેવા તેના આવકારમાંથી બાતલ રહયો.

તેઓ સઘળાં સરેસ્તાની ખેર આફિયત પુછી બેસતાં હતાં ત્યારે પ્રીન્સ કુતરો જે જરા દુર અટકી ઉભો હતો તે પોતાની રમત્યાળ આદત મુજબ ઝડપથી ફરામરોજ તરફ દોડી આવતાં લવજીનાં પગને ઓચીંતો જોશમાં આવી અથડયો.

પ્રીન્સ એક અસાધારણ મોટાં કદનો અને બળનો કુતરો હતો; અને તેના જોશભેર આવી અઠડવાથી તેના પગને ઉપજેલાં દુઃખથી કે યા તો ફરામરોજનો તે કુતરો હતો માટે તેની વિરૂધ્ધ ઉપજેલા ગુસ્સાથી કે યા તો આટલો વાર તેને ખમવી પડેલી ગુપ્ત નામોશીનો સઘળો ઉભરો અથવા ખાર તે નિર્દોષ પ્રાણી ઉપર કહાડવાના ઇરાદાથી, ઉશ્કેરાઇને લવજીએ તુરતજ પ્રીન્સની પાંસળીમાં એક એવી મજબુત લાત મારી કે તે જોરાવર કુતરો પણ એક દુખનો એક નાનો પોકાર પાડી બીજીજ ઘડીએ, પોતાને ઇજા દેનાર આ

પારકા શખસ તરફ વિક્રાળ ડોળા કકડાવતો ઘુરકવા લાગ્યો અને તેની તરફથી વધુ કાંઇ ઉશ્કેરણી મળતાંજ તેને વળગી પડવાને તૈયાર ઉભો.

લવજી વધુ ઉશ્કેરણી આપે યા નહીં આપે, પણ ફરા-રોજે તો હવે વચે પડવાની અગત જોઇ.

"ચપ પ્રીન્સ બાજુ થા!" તે ધમકીથી બોલ્યો. પ્રીન્સ નરમ તો પડયો, પણ હજીબી લવજી તરફ ગુસ્સાની નજર ફેંકતો, દેખઇતી નામરજી સાથે પોતાના ધણીના પગ પાસે જઇ બેઠો.

"લવજીભાઇ, એ જાનવર ઘણું ઝનુની છે." ફરામરોજ હવે તેની તરફ જોઇ બોલ્યો, "અણઘટતા ગુસ્સાથી એની સાથ ચાલશો તો એ નરમાશ દેખાડનાર નથી."

"એનામાં ભલાઇ અને નરમાશ હોયજ કયાંથી કે દેખાડે?" લવજી હવે તેને પોતાનો ધિઃક્કાર દેખાડવા ભારે ઝનુનથી બોલ્યો, "એના ધણીના જેવોજ જો એ નાપાક હોય, તો બીજા ભલા ગુણો એમાં દીસેજ કેમ?"

આવો અપમાન ભરેલો જવાબ સાંભળી સઘળાંઓ ચોંકયાં.

પુતલીની તો ખાત્રીજ હતી કે તેણીનો ચાલાક આશક એવા નિચ તાણાનો લાયક જવાબ આપશેજ, અને તેણીએ ઇચ્છીયું કે આપે તો ઠીક. પણ તેણીના માતપીતાને ધાસ્તી ઉપજી કે રખેને એવા સવાલ જવાબો કરતાં વાત વધી પડે.

"લવજી શેઠ," પેસતનજી નરમ સાદે બોલ્યા, "એવા નાલાયક બોલો તમુને બોલવા ઘટતા નથી. મને આશા છે કે ફરીથી તમે એવી ઉતાવળ, એવી હુલડાઇ કરશો નહીં"

"પેસતનજી શેઠ," ફરામરોજે તેવણુને જવાબ દીધો, "એમાં લવજીભાઇનો વાંક નથી. પોતાની આખી જીંદગીમાં

નાપાકી અને નાપાકો સાથે એટલો તો સંબંધ એવણે રાખેલો છે કે ઘણી થોડીજ ચીજો એવણને પાક દીસી શકે એ સ્વભાવીક છે."

"કમીના કુતરા, હવે બંધ કર તારી જબાન!" લવજી બુમ પાડી બોલ્યો, "તારેથી ચહડતે દરજજેનાઓ સામે બોલી દરાજી કરવાની બેઅદબી ના કર!"

"નીચ! પ્રીન્સે વટીક જો તારો ગુસ્સો તામોશ કીધો નહીં, તો પ્રીન્સનો શેઠ તો કદી પણ કરે નહીં. તારા નાલાયક દરજ્જાની દરકાર તારાં કાવત્રાંબાજ અને ખુશામત્યા મલત્યાઓ કરતા હોય તો ભલે, અહિયાં તેને કશું વજન મળી શકનાર નથી."

"બસ હવે ભાઇઓ બસ." પેસતનજી હવે તેઓને સમજાવવાને વચ્ચે આવ્યા. "એ પ્રોકટના ઝઘડાનો છેડો લાવો. ફ્રામરોજ હવે માંડી વાળો; લવજીભાઇ તમારીજ કડવી બોલીથી ઉત્પન્ન થયલી આ પંચાતીને તમેજ હવે જરા ખામોશ થઇને બંધ પડશો તો ઠીક."

"ફ્રામરોજ, દીકરા હવે મુગો રેહ." આવાંબાઇ વળી પટાવતાં બોલ્યાં, "એવી તનપાંચ કરવી આપુને છાજતી નથી, હવે માંડી વાળો."

"પેસતનજી તમે ના ભુલો—ના ભોલવાવો આ ઠગારાથી!" લવજી હજુ લધારે બુમ પાડી બોલ્યો, "એની ચાલની તમુને ખબર નથી."

"મને બરાબર બધાંની ખબર છે લવજીભાઇ" પેસ્તનજીએ ઉત્તર વાળ્યો, "હવે બસ માંડી વાળો."

"નહીં તમુને ખબર નથીજ. જો હોતે તો એ નાપાકને તમે તમારાં ઘરમાં પેસવા દેતે નહીં. બાહારથી દીસેચ તેવો માંહેથી એ નથી."

"બેશરમ તરકટિયા!" ફ્રામરોજ જોશમાં આવી બોલ્યો, "બધા જાણેચ—બધી જગ જાણેચ કે બાહેરથી આબેદ દેખાતો ખરેખરો તું ઇબલીશ છે, તો મારી વિરૂદ્ધ ખોટા—જુઠાં તોહમતો મેલી તું શું લાભ પામવાનો છે? એ બધાં તારાં વેહેજાં છે."

આ બે હરીફો વચ્ચેની એ પંચાતી હજી કોણ જાણે કેમ અને કેટલી લંબાતે, પણ તેવામાં પેસ્તનજીનો એક મસાલ કાગજો લઇને દાખલ થવાથી તે થોડાવાર અટકી પડી.

લવજીનાં માઠાં ભાયગે એ તેજ ભોટ મસાલ હતો કે જેના હાથમાંથી એકવાર આગળ તેણે, ફ્રામરોજે પુતલી ઉપર અને તેણીના પિતા ઉપર લખેલાં બે કાગજો પોતાના તરીકે લઇ લીધાં હતાં અને તેના બદલામાં તેને થોડાક પૈસા લાંચ તરીકે આપ્યા હતા.

આજેબી તેના હાથમાં તુરતનાંજ બાહુરથી આવેલાં બે કાગજો હતાં. તે તો પેસ્તનજી ગાંધીના નામના હતાં, પણ આ અજાણો નોકર લવજીને ત્યાં બેઠેલો જોતાંજ આજેબી તેનીજ પાસે તે પેહેલ્લાં લઇ ગયો, કારણ કે આગલાં પેલાં કાગજોનાં કદ અને "મોનોગ્રામ"ની તરેહમાં તેને કાંઇક મળતાપણું હોયલું દીસ્યું.

લવજીએ તે કાગલો તપાસી મુગે મોહડે પેસ્તનજીનાં હાથમાં મુકયાં પણ પેસ્તનજીને તે નોકરની એ રીત કંઇ અજબ જેવી દેખાઇ.

"કાં શીવા, એ કાગલ માલા કાં નાં દીલા?" તેવણે પુછ્યું.

શીવાએ ખુલાસો કીધો કે તે લવજીનાં તે કાગજો હોયલાં સમજ્યો હતો કેમકે આગળ એકવાર તે શેઠે એવાં કાગજો પોતાને હસ્તક લીધાં હતાં.

પેસ્તનજી એ સાંભળી વધારે અજબ થયા. "મારે તાંહ આવેલાં કાગજો લવજીભાઇએ લીધાં! એ બકેચ શું?" તેવણ અરધા હસ્તા અને અરધા અચરતીના અવાજે આસપાસનાંઓ તરફ જોઇને બોલ્યા.

લવજી પોતાનું પાપ ચેત્યો. તેણે જોયું કે શીવો કાચું કાપતો હતો.

"અરે મરવા દેવો એને," તે તુરતજ બોલી ઉઠયો "જંગલી જેવો જે ગમેચ તે બકેચ. જા, શીવા જા તું!" તેણે દમામથી હુકમ કીધો.

શીવો તો ચાલી જતો હતો, પણ તેવામાં ચગોર ફ્રરામરોજને કાંઇ રતીભાર શક ઉપજ્યો.

"મને લાગેચ કે એ લુચ્ચાનુંજ કંઇ પાપ છે!" તેણે પોતાની પડોસમાંજ બેઠેલી પુતલીનાં કાનમાં ધીમેથી કહ્યું, અને બીજીજ પળે તેણે પેલા મસાલને પાછો બોલાવ્યો.

"એમ આવ શીવા, ઉભો રહે!" નોકર પાછો ફરીને તેની સામે આવી ઉભો.

સઘળાઓ ફ્રરામરોજની આ અંચીતી અને ભેદી હીલચાલથી અજબ થતાં બેઠાં.

"આજ શેઠને તેં તે કાગજો આપ્યાંતાં? તુને બરાબર યાદ છે?"

"હાં સાબ, એનલા દીલા હોત." ફ્રરામરોજના ઉત્તેજન આપનારા સવાલથી શીવાએ પણ હવે હીમત પકડી જવાબ દીધો.

"જુઠી વાત છે!" લવજી હવે સેહેજ ફીકકો પડયા છતાંબી ઝનુનથી બોલ્યો, "નીચ! એ વળી શું નવાં તરકટો ગોઠવેચ?"

ફ્રરામરોજે એનો કાંઇ જવાબ તેને આપ્યો નહીં, પણ તીરસ્કાર ભરેલી બેદરકારીથી તેની તરફ નજર પણ ફેંકવા

વગર, અને શીવા તરફજ પોતાની આંખો ગોઠવેલી રાખી તેણે પોતાની તપાસ આગળ ચલાવી.

"એ તો ના કેહુચ, સીવા તું લબાડ તો બોલતો નથી?"

લવજીને હવે ના પાડતો સાંભળી તે મસાલચી અચરત થતો ગયો. તેને સમજ પડી નહીં કે જે ચીજો તેને બક્ષેશ તરીકેના પૈસા આપીને પોતાના અખત્યારમાં લીધેલી તેજ ચીજોને લગતી વાત તેના જેવો એક 'મોટો શેઠ' નામુકર શું કામ જાય છે. કોઇ બીજી જગાએ અથવા કોઇ બીજાની હજુરમાં તે કદાચ લવજીને રાજી રાખવાના વિચારથી પોતાનું બોલેલું પાછુંબી ફેરવતે, પણ આજે તો હ્યાં તેનાં શેઠ શેઠાણી બેઠેલાં હતાં, એટલે હવે તેઓનાં દેખતાં પોતાનાં બોલવાનું અચોકસપણું દેખાડવું તેને ઠીક લાગ્યું નહીં.

"શેઠ કાં નાય સાંગતે! મી ખરાજ સાંગતે કે એ શેઠલા મી દીલા હોતા."

લવજીને હવે અકરવકર થવા લાગી. તેના ચેહેરા ઉપરનો રતાસ ઉડી જતો જણાયો.

"તે કાગળ બે હતાં નહીં સીવા?" ફરામરોજે પુછ્યું.

એ ફકત અટકલનોજ સવાલ હતો. પણ તે આબાદ કારગત લાગ્યો.

"હા સાબ, દોન."

"તે તેં કાંહ આપ્યાંતાં?" તેણે વળી પુછ્યું.

શીવો ગુજરાતી બરાબર સમજતો, પણ બોલી શકતોજ ન હોવાથી, ફરામરોજને પોતાના સવાલો પુછવાની ઘણી સેહલાઇ મળતી હતી.

"તે દાદર જવલ," સામે આવેલા દાદરના કઠેરા તરફ આંગળી દેખાડી તે બોલ્યો.

"હં; કોઇ ત્યારે પાસે ઉતું?"

નહીં, કોઇ નહીં.

"તુંને એ શેઠે કેટલા પૈસા આપ્યાતા? સાચું બોલજે!" તેણે ધમકીથી પુછ્યું.

આ વળી બીજો અટકલનો સવાલ હતો. અને તે પણ કારગત લાગ્યો.

"હા શેઠ, ચાર પાંચ રૂપ્યે." સીવો અચકાતો બોલ્યો, કેમકે હવે તેને ધ્યાન આવ્યું કે તે રૂપ્યા આપતી વેળા લવજીએ તેને તે બાબે મુગો રેહુવાને શિખવ્યું હતું. પોતાની ગફલતીનો કંઇક ભાસ મનમાં દાખલ થતાંજ બાપડા બ્હીકણ તે નોકરે પોતાની ધ્રુજતી આડી નજર લવજી તરફ ફેંકી.

એક ગુનેહગાર જેમ અદાલતનાં પીંજરાંમાં ઉભો રહી પોતા વિરૂદ્ધ અપાતી શાક્ષીઓ હેબતી ગયલી નાચાર હાલતમાં સાંભળે, અને દરેક નવી પળે પોતાના ચેહેરાના રંગમાં ફીકાસ પાડતો જાય, તેવી દયા લાવવા જોગ હાલતમાં આજે લવજી,—આપઅખત્યાર, તવંગર, માન પામેલો લવજી લાઇલાજ થઇ બેઠો હતો.

ફ્રામરોજ અને શીવા સાંમે ભયંકર ગુસ્સાના ઉછાળાઓ તો તેની છાતીમાં ઉપજી રહ્યા હતા, પણ તેનું મોહડું કશીબી રીતની ગડબડ કરવાથી અત્યાર સુધી તો જાણે સીવઇજ ગયું હતું.

"ચાર પાંચ રૂપ્યા!" ચાકરનો જવાબ સાંભળી ફ્રામરોજ અજબ થતો બોલ્યો, "એ કાગજો જો પોતાનાંજ હોય તો તેઓને હાથ કરવા માટે ચાર પાંચ રૂપ્યાની બખશેસ! કોઇ મુરખ પણ કેહુશે કે તે ઘણી શક ભરેલી છે. પણ એક બીજી છેલ્લી સાબેતી." એમ બોલી તેણે પોતાનાં ગજવામાં હાથ નાંખી તેમાંથી એક બીડેલું કાગજ ખેંચી કાહડયું, અને તેનાં પરબીડાં ઉપરનો પોતાનો 'મોનોગ્રામ' શીવાને

દેખાડી તેણે પુછયું—"જો શીવા, તે કાગજો ઉપર આવો છાપ હતો ?"

શીવાથી ના તે કેમ કેહવાય? "હા શેઠજી, અસાજ કાય છાપ હોતા." બીજો સવાલ વખતને લગતો પુછાયો, તો તેબી મળતોજ આવ્યો.

હવે વધારે સવાલોની અગતજ શું હતી?

"બસ, જા તું હવે," ફરામરોજે તેને હુકમ આપ્યો, અને તે ગયો એટલે, પેસતનજી તરફ જોઇ તે બોલ્યો, "પેસતનજી શેઠ, તે મારાં કાગલો નક્કી હોવાં જોઇએ. આ મસાલની આપેલી જુબાની બિલકુલ શક વગરની છે."

"હા મને પણ એમ લાગેચ," પોતાના હાથ મધેની ફરવા જવાની લાકડી ઝડપથી ઠોકતા ધીઃકાર સાથે બોલ્યા.

"ઠગારા! લુટારા! વગર શરમના મુજી! એવાં તારાં કરપીન કામો છે! તારાં છુપાં—"

ફરામરોજ વધારે કંઇ બોલે તે અગાઉ તો એક જુદોજ બનાવ બની ગયો.

ઘેરાયલો બીલાડો જેમ છેલ્લી ઘડીએ પોતાની પુઠે લાગનારનાં આંગ ઉપર ધસવાની જીવ ઉપર આવીને કોશેશ કરે તેમ આજે લવજીએ કીધું.

તેને સદાની હીનપસ્તીમાં નાખનારા આટલા બધા સવાલ જવાબો તો તેણે મુંગે મોહડે સાંભળ્યા હતા,—આટલો વાર તો તે નામોશીના ભાર તલે ગોયા દબાઇનેજ બેસી રહયો હતો; પણ હવે ફરામરોજના છેલ્લા તિક્ષણ તાણાએ તેનાં ઝનુનનાં ધુંવામાં શોલો ઉપજાવ્યો.

દૈત્ય જેવો વિક્રાળ બની, બિહામણા ડોળા ફરામરોજ ભણી કકડાવતો, તે કુદી ઉઠયો, અને છક થઇ ગયલા પેસતનજીના હાથમાંથી પેલી મજબુત લાકડી ઝુંટાવી લઇ તેણે

પોકાર કીધો—"કંગાળ દેવાના! તારી બેઅદબી બંધ પાડવાનો—તારી લપલપી કચડી નાંખવાનો લાયક ઉપાય બીજો કંઇજ નથી!" એટલું બોલી તેણે લાકડી વિજળીની ઝડપે ઉંચકી, અને એટલા જોરથી તે નીચે લાવવા ગયો કે જો તે એમની એમ ફરામરોજના માંથાં ઉપર પડતે તો ભયંકર ઇજા તેને કરવા વિના રેહતે નહીં.

પણ ફરામરોજનાં સારાં ભાયગે, મારવા જતાં સેજ ઉંચી થયલી તે લાકડી, ઉપર ટાંગેલાં એક નાના ઝુમરપર અઠડીને અટકી ગઇ.

ભયાનક ખણખણાટ સાથે ઝુમરના કકડે કકડા નીચે પડયા. અને લવજી વધારે કાંઇ હીલચાલ કરે તે અગાઉ, પ્રીન્સ કે જે તેની સામેજ ઉભેલો હતો, તે પોતાના શેઠ ઉપર નુકસાનકારક હુમલો થતો જોતાંજ, જોશભેર કુદી લવજીને વળગી પડયો, અને આંચકા સમેત તેને નીચે પાડી તેના હગળાનો ગીરદો પોતાનાં બોહળા ડાંચાંમાં પકડી તેને દાબી રહ્યો.

નીચે પડવાથી લવજીની ઉંઘાડી બોચીમાં ભોકાયલા કાચનાં જખમોમાંથી લોહી વેહેવા લાગ્યું.

નહીં બોલાય એવો ગભરાટ સઘળાઓમાં ફેલાઇ રહ્યો! ચાકર નફરોની દોડાદોડ ચાલી રહી!

પણ ગભરાટનાં હીંગામમાં પુતલીએ સાવધ રહી બુમ પાડી—"ફરામરોજ પ્રીન્સને દુર કરો!"

"પ્રીન્સ! પ્રીન્સ! દુર જા!" એમ તેજ ઘડી ફરામરોજે બીજી બુમ પાડી.

વળી પાછી આગળનાજ જેવી નામરજીથી પ્રીન્સે પોતાનો કબજો છોડયો, અને દુર ગયો.

અરધી ગુંગળાયલી-અરધી હેબતેલી હાલતે લવજી ઉઠયો, અને ગજવામાંથી રૂમાલ કાહડી પોતાને થયલા જખમો દાબતો, અને ફ્રામરોજ ભણી એક છેલ્લી ત્રાસદાયક નજર ફેંકતો, પોતાની પાઘડી ઉપાડી એક પણ બોલ વધારે બોલવા વગર ત્યાંથી ચાલી ગયો.

વધારે કાંઇ ગુંચવાડો ફેલાવાને બદલે, આવાંબાઇએ ચાકરોને હુકમ કીધો કે ભાગેલાં જ્ઝુમરની કરચો સાફ કરે.

તેઓ તેમ કરતા હતા ત્યારે પુતલીની નજર જમીન ઉપર પડેલી કાગજની એક કાપલી ઉપર પડી.

"આએ શું?" એમ બોલી તેણીએ તે ઉપાડીને તપાસી.

"પેલા લવજીનાંજ ગજવામાંથી પડેલો કંઇ ગાડી ભાડાંનો આંકડો છે." તેણી બોલી.

ફ્રામરોજ તે ઉપર સેહેજ પોતાની નજર નાખવા ગયો, પણ તેમ કરતાંજ તે ચોંકયો!

તે આંકડા માહેલા અક્ષર પેલા 'ખેરખાહ' તરફથી આવતા છુપા સંદેશાઓના અક્ષરને આબેહુબ મળતા તેને જણાયા!

"મને આપો પુતલી, મને એનું કામ છે." એમ બોલી તેણે તે લીધો. બરાબર તપાસતાં તે કાગજની એક બાજુએ લવજીએ પોતે લખ્યું હતું-'કારપોરેશનની ચુંટણી વખતનાં ગાડીભાડાંનો જમશાએ કીધેલો આંકડો.'

"ઠીક-ઠીક," ફ્રામરોજ નરમ અવાજે બબડયો, "એ જમશો કોણ છે તેની મારે ખબર કાહડવી જોઇએ!"

---

## પ્રકરણ ચુંમાળીસમું.

### કરપીણ રચના બીજી વાર.

"* * * An inhuman wretch,
Uncapable of pity, void and empty
From any dream of mercy."
"Thus bad begins, and worse remains behind."

"* * * એક ક્રુર કંગાળ,
જે અશક્ત રાખવા દયા, ખાલી અને રહીત
રેહમના એક અંશથીબી."
"એમ બુરૂં થાયચ શરૂ, ને માહબુરૂં પાછળ રેહે છે."

શેકસપીઅર.

કાળા જોગીની મદદ મેળવીને જે પાપી ગોઠવણ હીરાંબાઇએ 'ગઝદર કોટ'માં ગઇ વેળા કીધી હતી તે તો ખરેખરા ભોલા, પણ હીરાંબાઇને મનથી થઇ પડેલા ભુંડા બેહેરામશાહને હેરાન કરવા માટે હતી તે વાંચનાર ભુલ્યા તો નહીંજ હશે. અને તેજ જોગીને ત્યાં તેવણે જે છેલ્લી મુલાકાત આપી હતી તેપણ, એકવાર નિષ્ફળતા મેળવ્યા બાદ પાછી પોતાની આગળીજ કોશેશ અજમાવાના ઇરાદાથી હતી તે પણ તેઓને યાદ હશે.

પણ હવે તેવણનું મન ફર્યું હતું.

શેકારી કુતરાઓથી પુઠે લગાયલું એક વરૂ લડી મરવાની પોતાની છેલ્લી કોશેશમાં જેમ લાગ ફાવે તેમ એક કુતરાને છોડી બીજા કુતરા ઉપર પોતાનું ભયંકર ડાચું વકાશી હુમલો કરે છે, તેમ અદેખાઇથી ઉશ્કેરાયલી અને વેહેમથી લલચાયલી આ પારસી બાઇ આ વેળા કરતી હતી.

ગઇ વેળા જેમ થયું તેમ પેલા જાદુઇખાનાંમાંથી બાહેર નિકળતાં ફરામરોજે જાતે તેવણને જોયાં નહીં હતે, અથવા જોયાં છતાં પણ જો તેણે તેવણને પોતાની હાજરી

જાહેર કીધી નહીં હુતે તો હીરાંબાઇ પોતાનો શેકાર કોણુને કરવો તેને લગતા વિચારમાં કંઇ નવો ફેરફાર કરવાની દરકાર કરતે નહીં. પણુ તેમ તો થયું નહીં.

એક નહીં પણુ બએ વખત જાહેર રસ્તા ઉપર તેવણુની ગાડી ઠોબાવી આકળા ફરામરોજે સખત શબ્દોમાં તેવણુને અપમાન આપ્યું હતું. તે અપમાન ગમે તેવું લાયક પણુ હોય, પણુ હીરાંબઇને કિનાના નવા રસ્તા ઉપર ચલાવાને તે પુરતું હતું.

ફરામરોજના જોશ ભર્યાં બોલવાનો જવાબ આપતાં તેવણુ પોતાની હાલત લગરીક ભુલી જઇને એટલા સુધીપણુ બોલી ઉઠયાં હતાં કે—"હેવાન—હેરેમન! તારી આ નાપાકીનો સવાદ જો તુનેજ હું ચખાડું નહીં તો મારૂં નામ હીરાંબઇ નહીં! જોઉંચ હવે કે નખોદ કોણુનું વળેચ!"

અને એજ પોતાના બોલો હવે સાચ્ચા પાડી આપવાનો તેવણે ઠરાવ કીધો હતો.

બેહેરામશાહ ઉપર વેર લઇ તેવણુને હેરાન કરવાથી હીરાંબાઇએ એટલીજ ઉમેદ રાખી હતી કે તેથી એ બુઝર્ગ ગૃહુસ્થ ફરદુનજીનાં કાન ભેરવી તેવણુને દુખી કરવાથી, અને વળી ફરામરોજ અને જરબાનુ ઉપર અતીશય મમતા રાખી તેઓને છકાવી મેળવાથી અટકે. પણુ હવે ફરામરોજને પોતાનો શેકાર કરવાનું તેવણુનાં ધ્યાનમાં આવવાથી વધારે અગત્યના ફાયદા થવાની તેવણુને આશા આવી.

એક તો, તેવણુનો પાપી ભરમ જે સેહેજસાજ ફરામરોજની જાણુમાં આવ્યો હતો તેનો કાંઇપણુ અગત જોગો ઉપયોગ કરવાથી તે અટકે; બીજું તો ફરદુનજી ગઝદરના વડા દિકરા તરીકે એટલુંજ નહીં પણુ ચંચળ દિકરા તરીકે, તેવણુના પોતાના દિકરા નાહુનીના રસ્તામાં તે એક હાડકાં તરીકે

પડેલો હતો તે હાડકું દુર થાય; અને ત્રીજું તો તેવણની ઉમર અને વડપણની કંઇપણ દરકાર નહીં રાખીને જે અપમાન તેણે તેવણને કીધું હતું તેનું વેર લેવાય. એ ત્રણ પરીણામો જે નિપજે તે તેવણને લલચાવાને પુરતાં હતાં.

પણ એ ત્રણ લાલચો ખરેખરી તો કેવી નિર્જીવ અને કેવી હસવા જેવી હતી. સારી સમજથી દુર થયલું એક માનવી એવી લાલચોને કદાચ વજન આપે પણ હીરાંબાઇની સમજ તે હમણા કયાં ઠેકાણે હતી?

કીનો તો ઘણું કરીને ઘેલોજ હોય છે, પણ અજ્ઞાન કીનાનાં ઘેલાંપણાંનીતો કશી હદ હોતી નથી. એક બાળક જે કારણોને હસી કાહડે તેજ કારણોને ત્યાં વજન મળે છે, નજીવી તદબીરો ત્યાં જીવદાર ગણાય છે, અથવા તે રચનારને પોતાનેજ જોખમમાં નાખે એવી રચનાઓ તદન સલામતી ભરેલી દેખાઇ ગમે તેવી બેહુંદી રીતે પણ ગોઠવવામાં આવે છે.

બેહુંદા વેરમાં પલોટાયલાં અજ્ઞાન હીરાંબાઇની હાલત પણ એવીજ ઘેલી હતી. ઘેલાંપણાની ઝુમમાં પોતાનાં કુટુંબની સ્થીતિનો, નેક ફરામરોજની વચનો, અને પોતાનાં પાપી કર્તુકો કદાપી પાર પડે તો તેનું સેવટ કેવું આવશે તેનો ખ્યાલ કશો પણ તેવણ કરી શકયાં નહીં.

ફરામરોજ હતો તેથીજ તેવણનો નાહની દિપી નિકળતાં અટકી ગયો હતો, અને ફરામરોજની ખુબીઓ આગળજ નાહનીની કેટલીએક નજીવી જેવી ખામીઓ ઘણા ખરાબ આકારમાં રજુ થતી હતી એનું તેવણ ધારતાં હતાં. અને તેથી જો કાળા જોગીનું "અજમતી પડીકું" તેની અસલ નેમ કરતાં કાંઇ વધારે સખત અસર ઉપજાવે અને તેથી ફરામરોજ થોડા વખતમાં જીંદગીથી પણ દુર થાય તો તેવણનું પોતાનું એક પુરૂં ફરઝંદ ફરદુનજી ગઝદરના વધારે

સંપૂર્ણ પ્યારમાં અને લાડમાં આવવા ઉપરાંત તેવણુની દોલતના પણ બેવડા ભાગમાં આવવાને ભાગ્યશાલી થાય, અને વળી તે બેવડા ભાગની બેવડી મજાહ ભોગવવાને તેવણુ પોતે પણ જીંદગીના છેડા સુધી શક્તિવાન થાય એવો નાપાક વિચાર હવે તેવણુ કરતાં થયાં હતાં.

એમ આ કિનાબાજ બાઇને પૈસાની પણ નવી લાલચ થઇ હુતી. દુખ અને અપમાનનાં વેરનો અને પૈસા-પૈસાના લોભનો ભયંકર શોહલો તેવણુનાં સંગીન હૈડાંમાં ઉભરી નિકળ્યો હતો. પેલો મહાન કવી કહે છે કે "પૈસા માણસના જીવનું બુરામાં બુરૂં ઝેહેર છે" અને તેમજ હીરાંબઇની જીંદગીને પણ ઝેહરથી ભરેલી બનાવવા માટે ફરદુનજીના પૈસા આ વેળા તેવણુની આંખો સામે આવી ઉભા હતા.

હુમણાં પણ હીરાંબઇ પાસે કાંઇ કમી નહીં હતું, તેવણુના તવંગર ખાવંદની દોલત મનગમતી રીતે વાપરતાં તેવણુને કોઇ અટકાવે એવું પણ નહીં હતું, અને વળી એમ પણ નહીં હતું કે તે ખાવંદના મરણુ બાદ કાંઇ અપૂર્ણુ હીસ્સો તેવણુને મળે એવું કાંઇજ હતું નહીં. સંતોષ જો તેવણુ લેવાને ઇચ્છે તો તે મેળવવાનાં દરેક સાંધનો તેવણુ પાસે મોજુદ હતાં. ખાવંદનો પ્યાર, ફરજંદનું સુખ, દોલતનો આરામ એ સઘળી ચીજો જે એક ઓરતને સબુરી અને સુખ આપી શકે તે ચીજો તેવણુ પાસે પુરતી હતી. પણ મળતાવડો સ્વભાવ, મોટી નજર અને લાયક ધીરજ એ ત્રણુ ગુણો જે ગરીબ હાલતમાં પણ સુખનાં સાધનો થઇ પડે છે તેજ ગુણોનાં તેવણુ મોહતાંજ હતાં, અને તેથીજ સંતોશની થંડકથી બેખબર રહી અદેખાઇનાં આતશમાં તેવણુ બળતાં થયાં હતાં.

દયાથી ખાલી, ક્રૂર, લાગણી રહિત આ સ્ત્રીનું હૈડું કેવું હોવું જોઇએ કે એવું ભયંકર-એવું કર્પીણુ કર્મ કરવાના વિચારથી તે જરાએ હેબતી કે અચકી નહીં!

કારણ એજ કે ફ્રામરોજ તો હીરાંબઇને મન એક દિકરો નહીં પણ દુશ્મન હતો; તેની ઉપર તેવણે એક માતા તરીકે નહીં પણ એક મુદઇ તરીકે જોતાં હતાં, એટલે તેવણે પોતાના કિનાની રચના કરતાં તેની ભરજુવાનીના અને તેની ઉધરતી આશાઓના અંદેશામાં ઠોબે એ તો બનેજ નહીં.

ફ્રામરોજ ઉપર ડોળો રાખીને તેને પોતાની નિચ યુકિતમાં ફસાવાનો જ્યારથી તેવણે ઠરાવ કીધો ત્યારથી તે યુકિત રચવાની વેતરણમાં તો તેવણ ફરતાંજ રહ્યાં હતાં, પણ ચાર પાંચ દિવસો સુધી કશી સેહેલી ટક તેવણને મળી શકી નહીં.

એટલા દિવસોની ઢીલથી તેવણને ઉપજેલી ચતપત તો બેહદ હતી, પણ વળી ઉતાવળ કરીને આગળની માફક નિષ્ફળ થવાનો જોખમ ખેડવો પણ તેવણને ઠીક લાગ્યો નહીં અને તેથી કોઇ ઘણીજ સલામતી ભરેલી ટકની રાહ જોતાં તેવણ ઠોબ્યાં.

આખરે તે ટકનો દિવસ પણ આવી પુગ્યો.

પેસતનજી ગાંધીના બંગલામાંથી લુચ્ચા લવજીને જે દિવસે ફજેત થઇને બાહેર નિકળતો આપણે જોયો તેને બીજે દીવસે સાંજનાં સાડા છ થઇ ગયા હતા. એપ્રીલ મહિનાની સાંજની ગરમ લેહેકી આંગને કંટાળો આપી રહી હતી, એટલે તેથી આરામ મેળવવા માટે થંડા કીધેલાં શરબતનું એક તંબલર હાથમાં પકડીને ફ્રામરોજને પોતાના ઓરડામાં દાખલ થતો દુરથી હીરાંબઇએ જોયો.

તે જોઇ તુરતજ તેવણ ધીમે ધીમે તેની પછવાડે આવ્યાં અને ફ્રામરોજને તપાસતાં છુપાં ઉભાં.

પેલાં શરબતમાંથી થોડુંક ચુસી તેને વધારે થંડુ થતું મેલી ફ્રામરોજ પાછો બાહેર આવ્યો, અને પેહેડી ઉપરથી તુરતનોજ આવેલો હોવાથી પોતાનાં ગરમ થયલાં બદનને એક નાંના પંખાએ હલવે-હલવે વા નાખતો અને પોતાનાં માનિતાં એક ગાયનની ધીમે અવાજે વ્હીસ્ટલ કરતો તે દુરના બીજે નાકે આવેલા પોતાના કાકાના ઓરડામાં કંઇક વાતચીત કરવા દાખલ થયો. મોડી સાંજનો અંધકાર બંગલામાં ફેલાયલો હોવાથી, એક મોટી કબાટને ઓઠે ઉભેલાં હીરાંબઇની નજદીકથી ચાલી જવા છતાં તે તેવણને જોઇ શકયો નહીં.

બેહેરામશાના ઓરડામાં તેને દાખલ થતો જોવા બાદ હીરાંબઇ છુપી જગ્યામાંથી બાહેર નિકળ્યાં.

આ નવી મળેલી ટકના વિચારની ઉશ્કેરણીથી તેવણનું આંગ સઘળું તપી રહ્યું હતું—પોતાની રચના પાર પડવાની પલીદ ખુશાલીથી તેવણનો હંમેશનો અણગમતો ચેહેરો વધારે અણગમતો અથવા કદરૂપો બની રહ્યો હતો!

તેવણ સંભાળથી બેહેરામશાહના ઓરડા પાસે ગયાં અને માંહે ડોકાવ્યું અને ફ્રામરોજને પોતાની બેહેન જર અને કાકા બેહેરામશા સાથે વાતમાં મશગુલ થઇ બેઠેલો તેવણે જોયો.

હીરાંબઇ વધારે ખુશ થયાં.

થોડાકવારની પણ સલામતી ભરેલી આ ટક હતી.

હીરાંબઇનો ઓરડો પાસેજ હતો. અને ત્યાં જઇ પેલું પડીકું લઇ ફ્રામરોજના થંડક અને આશાયશનાં પ્યાલાંને દુઃખના ઝેહેરી પ્યાલામાં બદલી નાખવાને તેવણને કશોપણ વિલંબ લાગે એવું નહીં હતું.

વળી તેમ કરતાં તેવણને કોઇ જોનાર પણ નહીં હતું. બેહેરામશાહ અને બન્ને ભાઇ બેહેન તો ઉપર જણાવ્યું તેમ પેલા ઓરડામાં હતાં, ચાકર નફરો નીચે હતા, ફ્રરદુનજી ગઝ

દર બાહેરથી હજી આવી પુગવાના હતા અને પોતાની વગર સમજની ઉતાવળથી ગઇ વેળા તેવણુની ગોઠવણને ઉંધી વાળનારો તેવણુનો બુબખ દીકરો નાહનની કે જેની બેવકુફાઇની તેવણુને સર્વથી વધારે ધાસ્તી હતી તે પણ ઘણા દહાડા સુધી ચાલુ રહેલી તાવની સખત બીમારીની નબળાઇમાં પડી હીરાંબઇનાંજ ત્યાં આવેલા એક નાના ઓરડામાં સુતેલો હતો.

"બધુંજ ઠીક છે," મન સાથે બોલ્યાં, "આવી સુનેરી ટક ફરીથી મળવાની નથી, હવે વધારે ઢીલ કરવામાં મુરખાઇ છે."

એટલું બોલી ઝડપથી તેવણ પોતાના ઓરડા ભણી ચાલવા લાગ્યાં, પણ તેમ કરતાં પણ નાહનીની હુલરાઇ તેવણુનાં મનમાંથી ખીસી નહીં, અને તે હજી સુધી સુતેલોજ છે કે નહીં તેની ખાત્રી કરવા તેવણ જયાં તે સુતેલો હતો ત્યાં નજર નાંખવા વગર રહ્યાં નહીં. તે ઓરડો ફરામરોજના ઓરડાની નજદીકમાંજ હતો.

"એ ઉંઘાયચ," તેને બરાબર તપાસી તેવણ બોલ્યાં. "હવે એની પણ કંઇ ચવિત્રાઇની મને ધાસ્તી નથી. નાહની–, નાહની, તું જાણુચ કે આ બધી જેહમત હું તારેજ વાસ્તે સોશુંચ?" પોતાના સુતેલા દીકરા તરફ બે ઘડી સ્થીર નજરથી ટીકતાં તેવણ બબડયાં, અને પછી ત્યાંનું બારણું હળવેથી અળગું ધાંકી તેવણ પોતાના બીજા ઓરડામાં દાખલ થયાં.

પોતાના દીકરા તરફ ટીકતાં હીરાંબઇએ બબડેલા છેલ્લા બોલો ખરેખર કેવા અણુઘટતા હતા? ગરીબ નાહની! તે બાપડાને એવાં ભયંકર કાવત્રાંનો કશો ખ્યાલ પણ નથી! અને જો હીરાંબઇએ પોતાની એ "જેહમત" વિશેનો સેહેજ ઇશારો પણ તેને જણાવ્યો હતે તો ગમે એવો મૂર્ખ હોવા છતાં તેપણ તેવણુને એમજ કેહેતે કે—"માયજી, એવી તમારી 'જેહમત' મને જોઇતી નથી!"

પણ તેવણુ એવો ઇશારો તેને આપેજ કયાંથી ?

તેવણુ તો એક બોલ બોલતાંમાં પોતાની પેટી ઉંઘાડી, માહેથી પેલું પડીકું કહાડી, એક છેલ્લી ચોકસાઇની નજર આસપાસ ફેરવી ફરામરોજના ઓરડામાં દાખલ થયાં, અને તુરતજ તે કાતેલ ભુકી પેલા તંબલરમાં નાખી સેહેજવાર ડોહોવી એટલે તે બેમાલમ થઇ ગઇ.

"પી, મુવા દેવ, પી આ શરબતનો નહીં પણ સીતમનો–સત્યાનાશનો પ્યાલો !" ઓરડામાંથી બાહેર નિકળતાં હેરેમંદી હરખથી ફુલઇ તેવણુ બબડયાં, "પી, ને તારાં કર્તુકોનો ફેજ જો !"

---

## પ્રકરણ પીસ્તાલીસમું.

### ગુનાહનો હારડો ગળાંમાં.

"It is the poisoned cup: it is too late"

"O Lord! My boy, my fair son!"

*Shakespeare.*

"એતો પેલો ઝેહરી પ્યાલો છે: હવે ઘણું મોડું"

"ઓ ખોદા ! મારો છોકરો, મારો સુંદર દીકરો !"

"એક-ખોટાં—કદમ કે ખોટી તમેહ,
એક બેવફા સાથી—કે ખોટા શબ્દે
જીંદગી થશે દલદર—ઉમેદ પાયામાલ,
ગમે થશે ભરપુર—સંસાર થશે કાળ"

(રૂસ્તમ ઇરાની.)

ઉપલા શબ્દો બબડી હીરાંબાઇ બાહેર આવ્યાં અને વળી પાછી પોતાની બ્હીતી ધ્રુજતી નજર, કોઇએ તેવણુને જોયાં છે કે નહીં તે જાણવા તેવણે આજુબાજુ ફેંકી.

આખા હૉલમાં સઘળું શાંત હતું. કોઇ પણ ત્યાં આગળ હોયલું તેવણુની નજરે પડયું નહીં.

તેવણુની હવે પુરેપુરી ધીરજ આવી.

"આજે હવે ધાસ્તી નથી," તેવણુ પાછાં બબડયાં. "આજે હવે કોઇ વચ્ચે આવવાનું નથી, કોઇની આંટી લાગવાની નથી. હવે નાહની પાસે હું જઇ બેસું."

એમ બોલી તેવણુ પાછાં પોતાના બીમાર બેટાનાં બીછાણાં આગળ ગયાં, પણ ત્યાં સેહેજ વાર થોભી તેના ભર ઉંઘમાં પડેલા આકાર ઉપર નજર નાખતાં તેવણે પાછો પોતાનો વિચાર બદલ્યો.

"નાહની હજુ ઉંઘાયચ તો હવે અહિયાં બેસી કાંઇ ખખડાટ કરી એને જગાડવો એ વાજબી નથી અને અહિયાં બેઠેલી હું જણાઉં તે પણ વાજબી નહીં. બાહેર જઇને મુવા એ ઘરડાના ઓરડાની સામેજ છુપી બેસીને બધો તમાશો હું જોઉં તો તે ઠીક પડશે. નાહની હમણાં ઉઠે તેવું લાગતું પણ નથી. પોઢી રેહ દિકરા." તેવણુ વળી પાછાં પોતાના ઉંઘતા બેટા તરફ જોતાં બોલ્યાં, "પોઢી રેહ! ને હવે જલદી ભર્યોપુર્યો સાજો થઇ ઉઠી તારી માયની આ ઇંતેજારી ભરેલી જેહમતનો બદલો આપતાં શીખ! મારા દિકરા તું સુખી રેહજે!" એટલું બોલી નાહનીના ગરમ કપાલ ઉપર એક હલકી પણ પ્યાર ભરેલી ચુમી લઇ તેવણુ બાહેર નિકળ્યાં અને ચોકસાઇથી પગલાં ભરતાં આવી બેહેરામશાહના ઓરડા સામેની એક મોટી પેટીને ઓઠે એક સ્ટુલ ઉપર પોતાની કપીંણુ તદબીર કેમ પાર પડે છે તેની તપાસ રાખતાં બેઠાં.

હીરાંબાઇ પોતાનાં એવાં નિર્દય અને સગીન જીગર છતાં પોતાના દીકરા તરફ એક ચુમી લેવા જેવી કોમળ મમતા

દેખાડે તે જોઇ વાંચનાર અજબ થશે નહીં. કઇ માતાને પોતાનો બેટો—એકપુરૂં ફરઝંદ અકારૂં હોય?

હેવાન કે ઇનસાન, દરેક વર્ગની માતા પોતીકાં ફરઝંદને કયારે દુ:ખ દે છે-કયારે તજે છે? ભુખથી ઘેલી અને ઝનુની બનેલી વાઘણ પણ શું પોતાનાં બચ્ચાંને ખાય છે? તે ઘાટકી બનીને જે શેકારો મારે છે તે પણ તેનાં બચ્ચાંનેજ માટે હોય છે, તો ફરામરોજ જેવા એક નિર્દોષ જવાનનો શેકાર કરવા ચાહતાં આ વાઘણરૂપી હીરાંબાઇ પણ પોતાનાજ બેટા નાહની તરફ એવી મમતાનાં ચિન્હો દેખાડે તેમાં અજાયબી શું?

પોતાની એ માયાભરી ચુમીનો છાપ નાહનીનાં કપાલ ઉપર દઇ હીરાંબાઇ જો જરા વાર વધુ ત્યાં થોભ્યાં હતે તો તેવણ તેને પોતાની થાકેલી અને તે છતાં પણ બેચેન ઉંઘ-માંથી જાગૃત થયલો જોતે. કેમકે તેવણે પેલાં સ્ટુલ ઉપર ભાગ્યે પોતાની બેઠક લીધી હોય તેટલાં તો નાહનીએ પોતાના કળતા સાંધા દુખી દીલે કાંસતાં ખેંચીને પોતાની આંખો ઉંઘાડી.

જાગૃત થતાં વાર તેનાં તપતાં ગળાંમાં તરસની આગ ઉઠી.

"પાણી માયજી પાણી," એમ ઇંતેજારીથી આસપાસ જોતો તે નરમ અવાજે બોલ્યો.

પણ એ વેળા તેનાં 'માયજી' તો દિવાનખાનાને છેક બીજે નાકે છુપાં બેઠેલાં હતાં અને તેબી વળી એવી રીતે કે વચમાં આડો મુકાયલો એક સુંદર પડદો નાહનીના ઓરડા આગળની સઘળી હીલચાલો તેવણની નજરે પડતાં અટકાવે અને એટલે દુર કે તેના જેવા એક બીમારનો નબળો અવાજ તો કદી પણ તેવણને કાને જઇ પડે નહીં.

"અરે અહિયાં તો કોઇ નથી! તરસે મારૂં ગળું બળેચ!" એટલું બોલી લાઇલાજ થઇ તે ચુપ રહ્યો અને એ ત્રણ મીનીટ ગઇ એટલે તો, તાવની બીમારીમાં જે કેટલીક સુસ્તી ભરેલી ટુંક વખતની ઉંઘો આવે છે તે કિસમની એક ઉંઘમાં તે પડયો.

હવે નાહનીને હાલ તો એમ ઉંઘાતો અને હીરાંબાઇને એમ છુપાયલાં છોડી, આપણે બેહેરામશાના ઓરડામાં એ બુઝરગ શેઠ અને ફરામરોજ અને જર વચ્ચે જે વાત ચાલતી હતી તે ઉપર ધ્યાન આપવું શરૂ કર્યે઼.

ગઇ કાલેજ લવજીને જે હિનપસ્તી અને હાડમારી ખમવી પડી હતી તેને લગતી વાત ચાલતી જણાતી હતી.

"પ્રીન્સે તમારો કેવો બચાવ કીધો ફરામ!" જરબાનુ પોતાના ભાઇ તરફ હસ્તે મોહડે જોઇ બોલતી સંભળાઇ, "એનો પાડ કેટલો!"

"ખચીત ઘણો," ફરામે ઉત્તર વાળ્યો, "નહીં તો એ લુચ્ચાના ફટકાથી મને ઘણું ખમવું પડતે."

"પણ સારૂં થયું કે તારા રખેવાલે તારા મુદઇને કંઇ જીવ જેવું નુકસાન કીધું નહીં," બેહેરામશાહ હવે બોલ્યા, "નહીં તો ફરામરોજ, તુને વળી એક નવી પંચાતીમાં ઉતરવું પડતે."

"તેવું કંઇ નહીં થાય તેની હુશિયારીબી પુતલીએજ રાખી," ફરામરોજ બોલ્યો, "એણે ચોકસાઇ રાખીને મને કહ્યું ત્યારેજ પ્રીન્સને બોલાવી લેવાનું મને સુજ્યું."

"અરે પ્રીન્સ એનો ટોટો પીસી નાખતે તોજ સારૂં," જર ચવિત્રાઇથી જોશમાં આવી બોલી.

"નહીં, જર નહીં," બેહેરામશાહ ગંભીરાઇથી બોલ્યા, "એવાઓની મોટી ને મજબુત શિક્ષા તેઓના જીવવામાંજ

છે. જીવતાં જીવતજ પાપી જીગરના કાંટાના ડંખો જે મુગી સજા કરેછ તેથી સરસ બીજી કોઇબી સજા હોતી નથી."

"એ કેવો બુરો—કેવો કાવત્રાંબાજ—કેવો બેશરમ ?" જર બોલી, "કોણ એમ ધારે—કોણ આપરૂં કહેલુંબી માને કે લવજી જેવો માણુસ એવું કરે ?"

"ખરેખર કોણ ધારે—કોણ માને ?" બેહેરામશાહ બોલ્યા,

"હજી જાણે હુંબી માની શકતો નથી કે પેલાં કાગજોને લગતીબી નીચ ચાલ ચલાવાની બેહાઇ એ પકડે—એવો છડેચોક ગુનાહ કરવાની હીમત એ કરે !"

"કાકાજી," ફ્રરામરોજ બોલ્યો, "એનાં મોહડાં સામે પડેલી સાક્ષીઓએજ એને ગુનેહગાર ઠેરવ્યો, હવે વધારે તે શું જોઇએ ?"

"હા—હા, તેથીજ એ બેશક તકસીરવાર છે—બેશક તકસીરવાર છે," બેહેરામશાહ અરધા ગુસ્સા અને અરધા દલગીરીથી, લાંબી દાહડીમાં પોતાનાં કરચલી વળેલાં આંગલાં ફેરવતા નરમ અવાજે બોલ્યા.

"ત્યારે એવાં કરમો એણે બીજે કેટલે ઠેકાણે કીધેલાં હોવાં જોઇએ !" જર બોલી, "આ એની પેહેલી તકસીર હોય એમ તો બનેજ નહીં."

"પણ ફ્રરામરોજ, નીચે પડેલો તે પાછો ઉઠીને ગયો ત્યારે શું એકબી બોલ તે બોલ્યો નહીં ?" બેહેરામશાહે પુછયું.

"નહીં કાકાજી, એકબી બોલ નહીં." ફ્રરામે જવાબ દીધો, "એટલુંજ કે જતી વખત ઘણા બિહામણા ડોળા તેણે મારી તરફ કકડાવ્યા"

"એમ તે કરે તેમાં તો નવાઇજ નહીં." ગઝદર બોલ્યા, "પણ હવે તેનું વળવાનું શું છે ?"

"શું વળે?" જર ધિક્કારથી હસી પડી બોલી, "એ ફજેત થયલો પાપી હવે વધારે તે શું કરશે!"

"પણ ફરામરોજ, પેલા 'ખેરખાહ' તરફનું બીજું કંઇ કાગજ તુંને મળ્યું?" બેહેરામશાહે પુછ્યું.

"નહીં કાકાજી, કોલાબે હું ડીનરમાં ગયો તેની એક દહાડો અગાઉનું જે આયુંતું તેજ."

"ને તેં હસી કાહડેલી તે ચેતવણી તો આખરે અગતનીજ નીપજી! તે રાતે એમ બાહેર ગયાથી તો તુંને ફાયદોજ થયો!"

"હા ખરેખર થયો. એની ચેતવણીઓ ખરેખર મારે વાસ્તે તો ગુણકારીજ ઠરી. પણ એ કોણ હોય તેનો કંઇ વિચાર મને આવી શકતો નથી."

"કોઇ લવજીનો દોસ્ત કે ભેદુ હોય એવુંજ મને લાગેચ, બાકી બીજો એની બધી હિલચાલોની બાતમી મેળવવાને કેમ શક્તિવાન થાય?" બેહેરામશાહ બોલ્યા.

"પણ ફરામ, પેલી આંકડાની ચીપલી તમુને મળી તેનું કેમ?" જરે પુછ્યું.

"તે શું લવજીને વાસ્તેનો ગાડીભાડાંનો આંકડો હતો?" ગઝદરે સવાલ કીધો.

"હા કાકાજી."

"ને તેપર વરી લવજીએ જમશા નામના ચાકર વિશે લખ્યુંતું એમબી ફરામ તો બોલેચ." જરે વધારે ખુલાસો આપ્યો.

"ને તેમાંનાં અક્ષર તારા 'ખેરખાહ'ના અક્ષર તો મળતા તુંને લાગા?"

"હા કાકાજી, મને તો તેવા બરાબર લાગા."

"અજબ વાત!" બેહેરામશાહ બોલ્યા.

"પણ તમે તો કાકાજી પેહેલે દાહડે એ નનામું કાગજ જોઇને તેના અક્ષર માટે કંઇ બીજીજ અટકલ કીધીતી?" જરે પુછ્યું.

"હા કાકા, કોઇ વીકાજી વીરાજોગીને લગતી?" ફ્રરામ પણ હવે તેવણ તરફ જોતો બોલ્યો.

"ઓહ, છત—છત," જઇફ ગઝદર હસી પડી બોલ્યા, "તે બીચારો નેક દોસ્ત તો ઘણાં વરસો થયાં બેહેશ્તીબી થઇ ચુકોચ! તેનાં લખેલાં આ કાગજો જો હોય તો દુન્યાંનો ને કુદરતનો કાયદોજ બધો ઉલટઇ ગયલો હું માનું!"

"કાકાજી, તમે તે દાહડે બોલ્યા કે વીકાજી વીરાજોગી ઘણો દુ:ખી થઇને ગુજર્યો," ફ્રરામરોજ બોલ્યો, "પણ તેનું બ્યાન કંઇ તમે કીધું નહીં; હવે આજે તો જરા કેહશો કે તે કેમ?"

"કાંય, તેથી શું તુને તારો ભેદી ખબરપત્રી માલમ પડી આવવાનો છે?"

"હા, કદાચ તેવુંબી બને."

"નહીં ફ્રરામરોજ, મને તેમ લાગતું નથી. મારા એ મરનાર દોસ્તની તવારીખનો ટુકો ઇશારો હું તુને કેહું તો તે એટલોજ છે કે તે બીચારો પોતાની એકપુરી દિકરીને લગતી કંઇ નામોશીથી જાસ્તીભર્યાં મોતે મુવો. એટલોજ. હવે એમાં વીકાજીને ને તારા છુપા લખનારને શું સંબંધ હોય?"

"હા નહીંજ હોય; કંઇ દેખાતો તો નથી." ફ્રરામરોજ અંદેશો કરતો બોલ્યો.

પણ વીકાજી વીરાજોગીનું નામ એકવાર યાદ આવવાથી બેહેરામશાહનાં ધ્યાનમાંથી તે મરનારને લગતી વાત જલદીથી ગુમ થઇ શકી નહીં. હજીબી તેનેજ વીશેનો વિચાર જારી રાખી તેવણ ઘણી ગંભીરાઇથી બોલ્યા.

"ગરીબ બીચારો વીકાજી! તેનાં છેલ્લાં લખેલાં દુઃખ ભરેલાં કાગજનાં બોલો હજુર જાણે મારા મનમાં તાજાજ છે! હોશે તે કાગજ હુમણાંબી કેઠે મેં મુકેલું."

"પણ એક બીજો વિચાર મને આવેચ કાકાજી," જર બોલી, "એ તમારા વીકાજીનો કોઇ છોકરો તો નહીં હોય?"

"એક હતો, પણ તે તો વીકાજીની જીંદગીમાંજ કંઇ મિનાકેશો થવાથી જુદો પર્યો તો તે પાછો ફરેલો મેં જાણ્યો નથી. ને કદાચ તે ફર્યોબી હોય તો શું થયું? તેનેજ કેમ એ લખનાર તરીકે તમે ગણી શકો?"

"પણ ત્યારે આ જમશો કોણ?" ફરામરોજે પાછું અંદેશામાં પડીને પુછયું, "તેના ને આ લખનારના અક્ષર વચ્ચે જે મળતાપણું છે તે ઘણું અજબ જેવું—ઘણું શક ભરેલું છે!"

"તેનો હવે શું ખુલાસો કર્યે?" ગઝદરબી પોતાની અજાયબી દેખાડતા બોલ્યા.

"પણ કાકાજી તમે એ જમસાના અક્ષર જોયા? લવજીનાં ગજવામાંથી સરી પડેલો એ આંકડો ફરામે તમુને દેખાડયો?" જરે સવાલ કીધો.

"નહીં, મેં નથી જોયો તે.

"તે તમુને જોવો જોઇએ કાકાજી." જર બોલી.

"હા બરાબર, તે તમે જોશો તો ઠીક." ફરામરોજ બોલ્યો; "ચાલો હુમણાજ આવો મારા ઓરડામાં કાકાજી, હું તમુને તે દેખાડું. હા—હા, મારૂં થંડું કીધેલું શરબતબી હજુર પડી રહેલું છે. ચાલો કાકાજી મારા ઓરડામાં."

એમ બોલી ફરામરોજે પોતાના કાકા અને બેહન સાથે બારણાં ભણી ચાલવા માંડયું.

પણ એઓ જ્યારે હ્યાં ચાલતાં હતાં ત્યારે નાહની શું કરતો હતો તે આપણે જોઇએ.

આપણે તેને છેલ્લો પોતાની બેચેની ભરેલી ઉંઘમાં પાછો પડેલો જોયો હતો.

ત્યાર પછી લગભગ પા કલાક નિકળી ગયો હતો, અને તેટલા વખતમાં તો આખો બંગલો બતીઓની રોશનીથી ઉજાશ ભરેલો થયો હતો. પણ એ બધો વખત નાહની ઉંઘમાંજ રહેલો હોવાથી તેના પોતાના ઓરડામાં પણ બતી કોણે મુકી અને કયારે મુકાઇ તેથી તે બેખબર રહ્યો હતો. નહીં તો પોતાને લાગેલી તરસની ફર્યાદ તે મશાલ આગળ પણ તે કરતે.

પણ હવે જે વખતે ફરામરોજ પોતાના કાકાના ઓરડામાં છેલ્લી વાતચીત કરતો હતો ત્યારે નાહની પોતાના ઓરડામાં પાછો જાગૃત થયો. આગલનાં કરતાં બેવડાં વધારે જોશથી સોસની આગ તેનાં ગળાંને લાગી.

"પાણી-પાણી, મને પાણી કોઇ આપો!" તે આકુળો પડી જોશમાં બોલ્યો. કોઇએ તેને જવાબ દીધો નહીં.

"માયજી-માયજી, હીરાંબઇ, માયજી," એમ પોતાના નબળા પડેલા અવાજને બનતા સઘળા જોશથી ખેંચી તે બોલ્યો, "કોણ છે હ્યાં? મને પાણી-પાણી આપો!; અરે કોઇ છે?" કોઇ નહીં. કશો ઉત્તર તેને મળ્યો નહીં.

"ઓ ખોદા!" ભારે દુખથી કાંસતો તે બાપડો હવે બોલ્યો, "મારાં ગલાંમાં આગ ઉઠેચ! ને હ્યાં તો કોઇ નથી! માય-મારાં માય પણ કોણ જાણે કાંહ છે! ઓ હવે કરૂં કેમ!"

એમ બોલી, લાઇલાજ અને સુસ્ત થઇ તે બે ઘડી ચુપ રહ્યો. પણ તાવની તરસની અગને પાછો તેને ઉશકેર્યો.

"અરે-અરે મારેથી રેહવાતું નથી, મારો જીવ સુકાયેચ! ઉઠીને બાહર જવા વગર મારો છુટકો નથી!"

એટલું બોલી તે ઉઠયો, અને ઘણી વેદનાથી કકળતો ઉભો થયો. ઉભો થઇને એક પગલું આગળ ભરવાની કોશેશ કરતાં ઓરડા માંહેલો સામાન તેની નજર સામે ફરવા લાગ્યો, તેની આંખે ચક્કર આવ્યાં. જરા સ્થીર અને ચોકસ થવા માટે બિછાણાનાં સલિયા પકડીને તે થોડોવાર થોભ્યો, અને પછી આજુબાજુના સામાનોના ટેકા લેઇ કલતરથી કાંસતો, અને પોતાને એવી બેદરકારીથી નાખી જનારાં ઉપર ભારે શ્રાપોના મેઘ વરશાવતો તે બારણાં બાહેર આવ્યો. બાહેર આવીને પણ તેણે આસપાસ જોયું તો કોઇ હાજર દેખાયું નહીં. સઘળું શાંત હતું. એટલુંજ કે દુરના કોઇના ઓરડામાં ચાલતી વાતચીતનો ધીમો અવાજ તેને કાને પડતો હતો.

વધારે કંટાળતો-વધારે કાંસતો-અને વધારે શ્રાપ દેતો તે જરા આગળ વધ્યો, અને આખરે ફરામરોજના ઓરડા સામે ઉભો રેહી તેણે માંહે નજર ફેંકી.

આગળ જણાવ્યું તેમ વચમાં મુકાયલા પેલા પરદાને ઓઠે નાહનીની આ સઘળી હીલચાલો થતી હોવાથી હીરાંબઇની આંખોથી તેઓ સઘળી અણદીઠ હતી.

"એના પણ ઓરડામાં કોઇ નથી!" ફરામરોજનો ઓરડો પણ ખાલી જોઇ પુરેપુરો નાસીપાસ થઇ તે બબડયો. "એ થયુંચ શું? બધાંજ આ ઘેરબાર છોડીને નાહસી ગીયાંચ કે કેમ? તોબા-ખોદા તોબા! અરે પણ પેલું શું!" ફરામરોજે પોતાની તેબલ ઉપર મુકેલાં પેલાં ટમ્બલર ઉપર નાહનીની નજર પડવાથી તે બોલ્યો, "તંબલરમાં એ શું ધાંકી મુકેલું છે? દારૂ તો હોયજ નહીં; ફરામરોજ એમ કવખતે તો દારૂ પીતોજ નથી. આહા! શરબત હોય તો કેવું સારૂં?" એમ

બબડતો તે બનતી ઉતાવળે ફ્રામરોજના ઓરડામાં દાખલ થયો. પોતાના બળી જતાં ગળા થંડાં કીધેલાં શરબતનો રેલો કેવો મધુર થઇ પડશે તેના વિચારે તેના નબળા પગોમાંથી અજબ જેવું કૌવત બક્ષ્યું.

ટંબલર પાસે જતાંવાર બેહદ ઇંતેજારીથી તેણે તે તપાસ્યું.

"હા શરબતજ છે!" તે હરખાઇને બબડયો, "જરા તો હું પીઉંજ, ફ્રામરોજને જે ગમે તે વિચારે. આ સોસની અગન મારેથી વધારે તો હવે ખમાયજ નહીં!"

એટલું વીચારી તેણે ઝડપથી પેલાં મધુર પ્રવાહીના ત્રણ મોહટા ગોટ ગળ્યા. પણ એટલામાં તેનો મિઠો સવાદ જે તેને મોહડે લાગ્યો તેથી તે જરાક જેટલું પીવાનો તેનો આગળો ઇરાદો હવે ટકી શકયો નહીં.

તેણે ફરીથી પેલું તંબલર મોહડે લગાડયું અને એકદમ તેનું ટીપે-ટીપું ખાલી કરી તે મુકયું ત્યારેજ તેને કરાર મળ્યો!

પણ આ ઓરડામાં નાહની જે પી રહ્યા તેજ ઘડીએ તો બેહેરામશા ગઝદર પોતાનાં ભત્રીજાઓ સાથે બાહેર નિકળી તે દીવાનખાનાની લગભગ વચમાં આવી પુગા હતા. તેથી તેઓ બધાં નાહનીને ફ્રામરોજની તેબલ પાસે ઉભેલો જોઇ શકયાં.

"લે ફ્રામરોજ, જો તાંહ," બેહેરામશા મોટે સાદે હસીને બોલ્યા, "તારો સાવકો ભાઇ તાહરૂં થંડું શરબત પીવાની મેહેનત તુને આપતોજ નથી. અને પોતેજ પોતાનાં ગળાંમાં તે ઉતાર્યું ચ!"

"કંઇ નહીં કાકા પીવા દેવો એને," ફ્રામરોજ દયાના અવાજે બોલ્યો, "એ બીચારાને તાપની તરસથી ગળાંમાં આગ ઉઠી રહી હોશે તેથી જરા હવે થંડક મળશે. પણ એ

પોતાના ઓરડામાથી બાહેર કાંય આયો?" એમ બોલતો તે પોતાના સાવકા ભાઇ પાસે જઇ ઉભો.

પણ એ શું! આ બોલો કેવા!

હેબતનો એક આંચકો ખાઇ કમબખ્ત હીરાંબઇ પેલાં ખુનાંમાંથી કુદી ઉઠયાં.

એક રાક્ષસના જેવી કુદરતી હુશીયારી છતાં, આખો મજલો અને સઘળી બતીઓ તેવણુની નજર સામે ફરતી થઇ!

હોઠો બીડી—કપાલ ઉપર અને આંખો ઉપર પોતાનો હાથ દાબી તેવણુ ઘડી એક સુધી સ્થીર રહ્યાં!

પણ બેહેરામશાના મોટે અવાજે બોલાયલા બોલો પાછા તેવણુનાં મગજમાં ધુમ્યા.

'સાવકો ભાઇ તારૂં શરબત પીએ'!

ઓ સીતમ–સીતમ!

દિવાનાં જેવાં મગજનાં ઝનુનથી જીવ ઉપર આવી તેવણુ હવે ફરામરોજના ઓરડા ભણી ધસતાં ચાલી તેનાં બારણાં આગળ ટેકો દેઇ ઉભાં. ખરેખરે નાહનીને ત્યાં ઉભેલોજ તેવણે જોયો!

તેવણુને હજી કોઇએ જોયાં નહીં હતાં, અને જ્યાં ઉભાં હતાં ત્યાંથી નિચલી વાતચીતના બોલો તેવણુને કાને પડયા.

"નાહનાભઇ, તમે એવા સીક છેવોને કાંય ઉઠીને ચાલી આયા?" ફરામરોજે ત્યાં જતાંવાર તેને પુછયું.

"હા નાહનાભઇ, એમ કાંય?" હવે જર તેનાં કપાળ ઉપર પોતાનો કોમળ હાથ મુકી બોલી, "તમારૂં આંગતો બધું તપેચ?"

"નાહની, ઓરડામાં શું પાણી નહીં હતું?" બેહેરામશાએ પુછયું.

"હા, નહીં ઉતું; મેં ઘણુંપણ માગ્યું પણ કોઇએ મને આપ્યું નહીં. તરસે હું ખરવા લાગો," પોતે કીધેલી આએ ચાલહાલથી હુવે સુસ્ત થઇ એક ખુરસી ઉપર થપકાઇ બેસ્તો નાહુની બોલ્યો "એ આગ મારેથી તામોશ થઇ નહીં, હું ઉઠીને બાહર આયો—

"અને અહિયાં આવીને ફ્રરામરોજનું આ શરબત પીધું ?" તેની સાવકી બેહેને પુછ્યું.

"હા, મેં પીધું—"

"વારૂં પીધું તો ફીકર નહીં-કાંઇ ફીકર નહીં." ફ્રરામ- તેને મમતાથી ધીરજ આપતો બોલ્યો, "બીજું ત—

ફ્રરામરોજને વધારે કાંઇ બોલવાનો વખત મળ્યો નહીં.

ઓરડાનું બારણું જોરથી અફ્રડાવાનો અને કોઇનો લઠડીને ભોંય ઉપર પડવાનો અવાજ સાંભળી સઘળાઓ ચોંકીને પાછળ ફ્રરી જોયું !

"નાહુની—ના-હુ-ની, દીકરા !" જમીન ઉપર ફ્રસડાઇ પડતાં પણ હીરાંબાઇ પોતાના બેટા તરફ ભારે કંગાલીયત દેખાડનારી પોતાની આંખો ફેંકતાં બબડયાં.

"માયજી-મારાં માય !"નાહુનીએ ગભરાટમાં બુમ પાડી.

"શું છે હીરાંબાઇ-હીરાંબાઇ, એમ કાંય કરોચ ?" બેહે- રામશાહ પણ ફ્રરામરોજ સાથે તેવણ તરફ દોડી જઇ તેવ- ણુને ઉઠાડતાં બોલ્યા.

"અરે એવણુનો જીવ ફ્રરી આયોચ," જર બોલી, "ફ્રરા- મરોજ તમારૂં કોલોન વાટર કાંહ છે ?"

"નાહુની-ના-હુ-ની !" તેવણ હજીબી અરધી બેખબર હપે પોતાનાં કુકર્મના ભોગ થયલા પોતાના દિકરા ભણી ટીકતાં બબડયાં.

"શું છે માયજી, મને શું કેહોય?" નાહુની હવે તેવણુનો હાથ પકડી ઇંતેજારીથી પુછવા લાગ્યો, "તમે કાંહુ ઉતાં આટલો વાર?"

"હું-હું-હું દોજખમાં ઉ-ઉતી દીકરા!" હવે જોશથી પોતાના હાથો નાહુનીનાં ખભાં ઉપર મુકી તેના ચેહરા તરફ જંગળી જેવી ફાટેલી આંખોએ જોતાં હીરાંબાઇ બોલ્યાં પણ ઘણા જોરથી દાબ્યા છતાં તેવણુના હાથ અને તેવણુનું આખુ બદન એટલું તો ધુજી રહ્યું હતું તેના આંચકાથી નાહુનીનું આંગળી હીલવા લાગ્યું. "પણ બોલ મને કેહુ" તેવણુ આગળ બોલ્યાં, "આ-આએ શ-શર-શર-શરબ-શરબત તેં પીધું? બોલ!"

હીરાંબાઇની આ હાલત કોઇને સમજ પડી નહીં. સઘળાંઓ હીરાંબાઇ તરફ અને એકબીજા તરફ મોહડાં ટીકતાં ઉભાં. કાંઇ સેહેજ શક તેઓને એવો પણ આવ્યો કે તેવણુનું ઉશકેરાયલું મગજ સમતોલ નહીં રહ્યું હશે.

"હીરાંબાઇ જરા ધીરાં થાઓ-જરા નરમ પડો!" તેવણુનું ઉશકેરાયલું મગજ શાંત પાડવાના વિચારે ઠંડાં કીધેલાં પાણીનું વાદળું તેવણુના માથાં ઉપર નિચવતા અને તેવણુનું ખભું પકડીને ત્યાંથી ખીસાડવાની કોશેષ કરતા જઇફ ગઅદર બોલ્યા, પણ આ બદબખ્ત બાઇનાં મગજમાં ઉપજેલી ભયંકર સંતાપની અગન નરમ પાડવાને તે પાણીમાં શું શક્તિ હતી!

એવી ત્રાસદાયક આફતનો શોલો નરમ પાડવાને હિમાલ્ય પર્વતના શિખરની ઠંડક પણ કાંઇ કામની હોય? કાંઇજ નહીં.

"હીરાંબાઇ, એમ ગભરાઓચ શું કામ?" ફરામરોજ બોલ્યો, "નાહુનીએ શરબત પીધું તેમાં હરકત શું છે?"

પણ એ સઘળા શબ્દો હીરાંબાઇના કાન ઉપર કયાં અસર કરતા હતા? આસપાસનાંઓની એ સઘળી હિલચાલ ઉપર હીરાંબાઇનું કયાં ધ્યાન હતું?

તેવણના હાથો હજી નાહનીનાજ ખભાં ઉપર હતા-તેવણની નજર હજુ નાહનીનાજ ચેહરા ઉપર હતી.

"માયજી-મા—" નાહનીએ કાંઇ બોલવાની તજવીજ કીધી.

"બોલ! કેહ 'માયજી' ને આએ-આ-આએ તેં પીધું?"

"હા-હા, એ-એ મેં પીધું!" ખરૂં કારણ નહીં સમજવ છતાંબી હવે ઘણા ગભરાટમાં પડી બાપડો નાહની લઠડતો બોલ્યો.

હીરાંબાઇએ તેનાં ખભાં ઉપરથી હાથો ઉંચકી પોતાના માથાં ઉપર ભારે જોશથી ઠોકયા!

"પીધું! તેં પીધું!" હવે અસ્થીર પગે અને અરધાં બેખબર ધ્યાને બારણાં તરફ ઘસડતાં તેવણ બબડયાં, "પીધું નાહની! તેં પીધું-મેં પીધું મેં—"

એવા છેલ્લા બોલ સાથે સંપૂર્ણ બેશુદ્ધિમાં તેવણ નીચે અફડાયાં!

વાંચનાર, અદેખાઇનાં કાવત્રાંનો આ અંત જો!

નીચ કિનાનો આ નતિજો સાંભળ!

ગુપ્ત ગુનાહની આ ગેબી સજાપર ધ્યાન પકડ!



## પ્રકરણ છેતાળીસમું.
## પાપોની યાદ.

" Unnatural deeds.
Do breed uanatural troubles: infected minds
To their deaf pillows will discharge their secrets !"

---

" O wretched state ! O bosom, black as death ?
O limed soul, that struggling to be free.
Are more engaged !"

*Shakespeare.*

"ગેરરીતનાં કર્મો
ઉપજાવે છે ગેરરીતની પીડાઃ રોગી મનો
કરે છે ખાલી તેમના ભેદો બેહેરા તકયાઓ પાસ"

---

"ઓ કંગાળ સ્થિતી ! ઓ મોત સમ કાળાં જીગર !
ઓ ફાંસમાં પડેલા જીવ, જે છુટવાની કોશેષમાં,
વધારે ફસે છેજ !"

શેકસપીયર.

રાતના આઠ વાગ્યા હતા.

નાહનીનાજ ઓરડામાં, તેનાજ બિછાણાની પાસેના એક કોચ ઉપર, આ નહીં ધારેલી આફતની અસરથી બેખબર થયલી સ્થીતીમાંજ હીરાંબાઇ પડેલાં હતાં.

પહેલાં તો સઘળાં તેવણ પાસે બેઠાં હતાં, પણ હવે ત્યાં જરબાનુએ એકલી તેમની સંભાળ લેતી બેસાડી ફરદુનજી ગઝદર પોતાના ઓરડામાં અને ફરામરોજ બહેરામશાને લઇ પોતાના ઓરડામાં ગયા હતા.

બેશુદ્ધ હાલતમાં પણ હીરાંબઇનું દુઃખી થયલું મગજ કાંઇ શાંત નહીં હતું, પણ જુદી જુદી બાબદો અને બનાવો ઉપર ભમતું રહી તરેહવાર બકબકારાને જન્મ આપતું હતું.

આખરે જરબાનુ અને નાહુની જ્યારે તે ઓરડામાં એકલાંજ હતાં ત્યારે તેવણુના તે ભમતાં મગજની વળણ છેલ્લા ભયંકર બનાવો તરફ આવી.

"જોગીજી—બાવાજી—મેરી બાત ઉપર ધ્યાન દેઓ! નહીં-નહીં કીમત બોત છે." એમ ભાગા તુટા વાકયો તેવણુ નરમ પણ ખોલ્લે અવાજે બબડતાં થયાં.

'જોગી' અને 'બાવા'ના બોલો સાંભળતાં જર ચોંકી અને હીરાંબાઇ આગળ શું બોલે છે તે ઉપર ધ્યાન દેવામાં રોકાઈ.

"જોગીજી, ઓ મેરા મુદઇકુ દીવાના! મુવા ઘરડા તારૂં આવી બન્યુંચ! ઓ–ઓ–ઓ! બોલ નાહુની-બોલ! હું દોઝખમાં ઉતી! અરેરે–રે–રે! નાહુની–નાહુની–નાહુની! એ તેં પીધું? અરે મને કાપો! કોઇ કાપો–મારો! જોગીજી મુજ ગરીબપર કંઇ દયા! તોબા–તોબા! નાહુની વચમાં અમથો ઉઠયો. પ્રીન્સ મરેરે—મુવાએજ મારૂં ઉંધું માર્યું. અભાગ્યા દુકતા, કારૂં કર તાહરૂં! પી, મુવા, દેવ પી, આ શરબત આહુ–આહુ–આહુ! શરબત! શરબત તો સત્યાનાશ વાળશે! પી, ને તાહરાં કરતુકોનો ફેજ—અરે–અરે પણ એ શું સાંભળુંચ? ઓ–ઓ ઓહો, ઠોબ–ઠોબ! ના પી–ના પી! હે આફ્ત—હે નાપાક નસીબ! પીધું? તેં પીધું? અરે પકડો–મને કોઇ પકડો! ઓ હું પડુંચ!"

એવી એક છેલ્લી ભય ભરેલી બુમ તેવણુને મોહુડેથી બાહેર પડતાંજ, અત્યાર તુલીકમાં હેબતથી જડ થયલી જરબાનુ ધાસ્તીની એક નાની ચીસ પાડી બારણા તરફ નાહઠી, અને પોતાના ભઇને બોલાવા માટે તેના ઓરડા ભણી દોડી.

જીંદગીમાં કદીબી નહીં જોયલી એવી કમકમાટ ભરી તાણ તોડ, અને કદીબી નહીં સાંભળેલી એવી છાતી ફાડતી અકબક તેણી વધારેવાર તામોશા કરી શકી નહીં.

પણ નાહનીએ તેમ કીધું નહીં.

ઘણોજ નબળો અને ઘણોજ હેબતેલો તેબી જો કે હતો તો પણ મુશ્કેલીએ ઉઠીને તે પોતાની માતાના કોચ પાસે ગયો અને તેવણની પાસે બેસી થંડાં પાણીનો છંટકાવ તેવણના મોહડાં ઉપર કરવા લાગ્યો.

હવે હીરાંબઇ પાસથી બીહને નાહઠેલી જર ફરામરોજના ઓરડામાં જાય તે અગાઉ, એ સઘળો વખત તે પોતે બેહેરામશાહ સાથે શું વાતમાં હતો તે આપણે સાંભળ્યે.

"કાકાજી, હીરાંબઇના આ બધા ચેનચાલા ઉપરથી તમે શું ધારોચ?" દેખઇતે દલગીર ચેહેરે પોતાની બેઠક લેતાં ફરામરોજે બેહેરામશાહને પુછ્યું.

"હું કંઇ ધારી શકતો નથી ફરામરોજ, પણ આજની એવણની હીલચાલો ખરેખર ઘણી શક ભરેલી તો ઉતીજ."

"શું આજનીજ? ને આટલા દાહડાની નહીં?"

"કીયા આટલા દાહડાની? ફરામરોજ, એવી એવણની હાલત રોજ થયલી તો મેં જાણીજ નથી."

"કાકાજી, તે દાહડે જમવાના ઓરડામાં પેલું તંબલર પડી ગયું ત્યારે એવણે જે તોફાન ઉઠાવ્યું તું તે શું શક ભરેલું નહીં તમુને લાગું?

"હા-હા, તેબી મને લાગું." બેહેરામશાહ દહાડી પસવારતા બોલ્યા.

"વારૂં બીજું કંઇ તમુને યાદ છે?"

"નહીં, કંઇ નહીં. ફરામરોજ હમણાં બનેલા આ બનાવોએ મને એટલો ગુંચવડામાં નાખેલો છે કે આગળા પાછળા જાણવાજોગ બનાવો પણ મારા ધ્યાનમાં જો સહેલાઇથી દાખલ થાય નહીં તો તે બની શકે તેવું છે. દીકરા, હવે મારૂં મગજ જઇફ થયુંચ, જુવાનીની આગળી તેજી એમાં હવે કહાંથી રહે?"

"હા–હા, નહીં રહે; પણ કાકાજી હું તમને તેની યાદ આપું એટલે તો બસ કેની?"

"હા બોલ."

"કાકાજી, થોડાક મહિનાની વાત ઉપર તમારી તીજોરી-માંથી એક નોટ ગુમ થયલી તમુને યાદ આવેચ?"

"હા, આવેચ."

"ને ઘણીજ બારીક શોધ ઉપરથી હીરાંબઇ પરજ તેના ચોર તરીકેનો મજબુત શક લઇ જવાનું તમુને કારણ મળેલું બી શું તમુને યાદ નથી?"

"હા, તેબી છે. પણ દિકરા હવે તેની વધારે ચુનોચરા કરવાની શું ગરજ હોય? આપણે ઘેરનીજ ફજેતીનો જેમ થોડો વિચાર કર્યે ને જેમ તે વિશે થોડું બોલ્યે તેટલું ભલું."

"તે તો વાજબીજ છે. પણ તેની ચુનોચરા કરવા કે કરાવાબી હું માંગતો નથી, પણ હીરાંબઇની ચાલચલણ વિશેનો એક ઘણોજ અણગમતો દગદગો જે મારાં મનમાં ઉપજી રહ્યોચ તેની પતીજ આજે કરવાની મારી મરજી છે—મારો ઠરાવ છે.

"શું દગદગો? ફરામરોજ એવો તે શું તે બુરો છે?"

"હીરાંબઇએ નીચ વર્ણના જોગીઓને તહાં–ધુતારાઓને તહાં ભટકવા માંડયુચ કાકાજી, ને મને લાગેચ કે આજનો બનાવ તેવાં કોઇ ધુતમધાતમના આફતકારક પરીણામથી ઉભો થયલો છે."

"આજનો બનાવ ધુતમધાતમનું આફતકારક પરીણામ! આપરાં હીરાંબઇ જોગીઓને તહાં! ફરામરોજ તારાં બોલવાનો કંઇ પાયો?

"મારાં બોલવાનો પાયો મેં નજરે જોયલી હકીકત;" ફરામરોજ મકમ અવાજે બોલ્યો, "કાકાજી, ભુલેશ્વર આગળ

આવેલાં એક કાળાજોગીના જોગીસ્થાનમાં મેં એજ કમબખત બઇરીને બે વાર જતી જોયલી છે! મુઇ એ અભાગની!"

"નરમ થા, દિકરા એટલો ઉશકેરા નાં!" જોશમાં આવેલા ફ્રામરોજને શાંત પાડતા બેહેરામશાહ બોલ્યા, "હીરાંબાઇ તહાં ગઇ તેનું શું કારણ તું ધારેચ તેતો મને સમજાવ."

"આજના ને પેલે દાહડાનાં બનાવ પરથી તો હું જે સમજુંચ તે કારણ એજ છે કે અદેખાઇનો કિનો લેવા વેહેમના ખુરાં અવત્યાંમાં એ બઇરી પડેલી છે."

"ને તેથી એ શું કરવા માંગેચ?"

"તમુને કે મને હેરાન કરવા."

"હેરાન કરવા!"

"હા-હા, ને નાબુદબી કરવા!"

"હેં! હીરાંબઇ એવો વિચાર રાખે?"

"ખચીત રાખે. હીરાંબઇ બધુંબી કરવાને શક્તિવાન થાય એવાં છે. કાકાજી, હું વધારે તમુને કહું? આજે-આજે સાંજે મારે માટે રચેલાં કાવત્રાંનો બિચારો નાહની ભોગ થયલો છે!"

"શું કાવત્રું?"

"મારાં શરબતમાં કીધેલી કંઇ ભેલસેલ."

"ઓ ખોદા! ઓ પરવરદેગાર!" અજાયબીથી ફીકકો થયલો પોતાનો ચેહેરો ઉંચે ઉંચકી બેહેરામશાહ બોલ્યા, "એવું કોઇએ સાંભલ્યું તુંબી?"

"બેશક, ભોલો બીચારો નાહાની એમાં ફસેલો છે. ખોદા જાણે એનું હવે શું થશે? જો એમ નહીં હતે તો એવા બેહદ સંતાપમાં હીરાંબઇ પડતે નહીં."

બહેરામશાહ કંઇ વધારે બોલે તે અગાઉ જરને ઓરડામાં દાખલ થતાં જોઇ તેવણ અટકી પડયા.

"કાંય બહેન શું છે?" તેણીનો હેબતેલો અને ફીકકો થયલો ચેહેરો જોઇ ફ્રામરોજે પુછ્યું.

"જર શું છે? એટલી ધુજેચ કાંય?" બહેરામશાહે સવાલ કીધો.

"કાકાજી, ફ્રામરોજ, જરા તહાં તો આવો, હીરાંબઇ તો કંઇ ધુજી આવે એવું બકેચ! જરા આવીને સાંભળો તો ખરા!"

"બકે તેમાં નવાઇ નહીં," ફ્રામરોજ પોતાના કાકા તરફ જોતો ઉદાશ થઇ બોલ્યો.

"પણ શું બકેચ, જર જરા કેહેતો ખરી!" બહેરામશાહે કહ્યું.

એ સાંભળી તેઓ પાસે બેસી જરબાનુએ પોતાની સાવકી માતાના લવારાની વીગત તેઓને કહી સંભળાવી.

"અરે-અરે ખોદા આ કેવી બદબખ્તી!" જઇફ ગઝદર પોતાનું કપાળ પટકતા હવે રડતા જેવા બોલ્યા, "ફ્રામ-ફ્રામરોજ, બોલ હવે શું કર્યે?"

"નરમ રહો-શાંત રહો કાકાજી," ફ્રામરોજ ફીકકે ચેહેરે બોલ્યો, "વધારે ઘોંઘાટથી વાત જો બાહર પડશે તો ભારી મોટી પંચાતીમાં ને ફજેતીમાં આપણને આવવું પડશે. હવે ચાલો આપણે તહાં તો જઇએ."

તેઓ ત્રણુ ઉઠયાં, પણ બારનાં બાહેર પગ મુકતાંજ સર્વથી વધારે ફીકકે ચેહેરે ત્યાં ઉભેલા ફરદુનજીને જોતાંજ તેઓ ચોંકયાં.

તેવણુના સુર્ખ ગાલ આંસુઓના રેલાઓથી ભીંજઇ ગયલા હતા.

"ફરદુનજી ભઇ શું છે?" બેહેરામશાએ પુછ્યું, "એમ રડોચ કાંય? હયાં કાંય ઉભા?"

"બસ, ભઇ હવે વધારે નાં બોલો," ફરદુનજી પોતાનાં ભાઇનાં ખભાં ઉપર માથું નાંખી રડતા-રડતા બોલ્યા, "વધારે મને નાં પીખો-નાં બાળો-નાં દાહુમો ?"

તેવણુને એમ કરતાં જોઇ સઘળાઓને રડવું આવ્યું.

સૌથી મોહુટે સાદે જર પોતાના પીતાને વળગી પડી રડવા લાગી.

પણ બેહેરામશાએ પાછું પોતાનું હૈડુ કઠણ કીધું.

"પણ એટલા નાઉમેદ થવાનું શું કારણ છે ભઇ? જરા ધીરજ તો પકડો."

"મારી ને એની બેઉની હવે બદબખ્તી છે ભઇ, હવે ધીરજ તે શું હોય? મેં બધું સાંભળ્યુંચ-બધું-જાણ્યુંચ અરે જરા જલદી આપણે જાણયું હોતે! હવે ઉપાય પણ શું કરી શું? ચાલો ભઇ તાંહ જોઇએ તો ખરા કે શું મોહુકાન વળીચ. અરે દીકરા-દીકરા!"

"પણ બાવાજી, હમણાં તો નાહુની સારી પખે ઉતા!" જર પોતાના બાપને દીલાસો દેવા દચકાં ખાતી બોલી.

"હમણાં તેમ હોય, પણ પછી-પણ પછી? અરે મારી બદબખ્તી! મારૂં મોત-મોત! હે નાપાક! તુને એ શું સુજ્યું?"

ખચીત, અભાગની ઓરત તને એ શું સુજ્યું?

---

# પ્રકરણ સુડતાલીસમું.

## અકાળ અંત.

"O, sick to death:
My legs like loaden branches, bow to the earth,
Willing to leave their burthen."

*Shakespeare.*

"A smouldering, dull, perpetual flame,
As in a kiln, burns in my veins,
Sending up vapours to the head."

*Longfellow.*

"અરે, મરણતોલ બીમારીથી,
મારા પગો, ભારી થયલી ડાંખળીઓ મીસાલ, જમીન પર નમી પડી,
તેમનો બોજો તજવાને રાજી બને છે!" શેકસપીયર.

"ભઠીના જેવો, એક સદાનો, બાળતો, મંદ સોહોળો, મસ્તક ઉપર પોતાનો ધુંવો મોકલતો, મારી રગોમાં બળે છે!"

લૉંગફેલો.

પણ કુટુંબનાં એ મંડળમાં જ્યારે આગળ જણાવેલો સઘળો ગમ ફેલાઇ રહયો હતો ત્યારે તે બધો વખત હીરાંબઇ અને તેવણના કમનસીબ દિકરા વચ્ચે શું બનતું હતું તે ઉપર આપણને ધ્યાન આપવું પડે છે.

જર જ્યારે ઓરડામાંથી બાહેર નાહઠી, ત્યારે આપણે નાહનીને મુશ્કેલીથી ઉઠીને પોતાની માતા પાસે જતો અને તેવણનાં મોહડાં ઉપર થંડા પાણીનો છંટકાવ કરતો જોયો હતો.

નાહનીમાં પણ જોકે કુદરતીજ કાંઇ ઝાઝી હીંમત નહીં હતી, અને તે પણ જો કે પોતાની માતાના આ ભયભરેલા બકબકરાથી હેબતી ગયો હતો, તો પણ એક દિકરા તરીકેના તેના પ્યારે આ વેળા તેની દેહેશત ઉપર સરસાઇ મેળવી હતી.

હીરાંબઇનો પોતાના આ સગા દિકરા ઉપર જેટલો પ્રેમ હતો તેટલોજ પ્રેમ નાહનીનો પણ તેની માતા ઉપર હતો.

અને ફરામરોજના ઓરડામાં આફતમાં પડેલાં હીરાંબઇએ જે છાતી ફાડનારો દેખાવ કીધો હતો તેથી નાહુનીને તો ખરેખર સર્વથી વધારે દુખ ઉપજ્યું હતું.

જર ઓરડો છોડી ગઇ ત્યાર પછી તો ઘણો વખત તુલીક હીરાંબઇને હુશિયારીમાં લાવનારા ઉપાયો તેણે જારીજ રાખ્યા હતા; અને તે બધો વખત પોતાની માતાને એવી કંગાળ સ્થીતીમાં સબડતી પડેલી જોઇને, ખરૂં કારણ સેહેજ પણ નહીં સમજવા છતાં, ખરાં જીગરથી, રંજ પામી પોતાની આંખોથી આંસુઓ તે ટપકાવતોજ ગયો હતો.

પેલું શરબત તેણે પીધું તે બાબેનો સવાલ કરતાં પોતાની માદરને બેહદ ગભરાતમાં પડેલી જોઇ જે અજાયબી તેને ઉપજી હતી, તે અજાયબીમાં તો હવે તેણીનો આ ભાગો-તુટો બકબકારો સાંભળીને અતીઘણો વધારો થયો હતો, અને તેથીજ હવે પોતાની માંદગી અને પોતાની નબળાઇ પણ લગભગ ભુલી જઇ હીરાંબઇને ઉઠડવાની તદબીરો ભારે ઉમં-ગથી તે ચલાવતો ગયો હતો.

આખરે તે તદબીરો કારગત લાગી.

"અરે, એ કોણ મને દુ:ખ દેચ!" એવી એક બુમ સાથે હીરાંબઇએ પોતાની હેબતેલી ચશમો ઉંઘાડી, અને સામે બેઠેલો નાહુની પણ તેવણને દિસતો ન હોય તેમ આંધળાની માફક તેવણ આસપાસ તે ફેરવવા લાગ્યાં.

"માયજી–માયજી," નાહુની તેવણનાં કપાળ ઉપર પોતાનો હાથ ફેરવતો બોલ્યો. "હાં તો કોઇ નથી, હું એકલોજ છેઉં!"

"તું એકલોજ છે? તું તે કોણ?" તેવણે હવે તેની તરફ ટીકતાં પુછયું.

"હું કોણ?" માયજી તમે એમ કાંય કરોચ!" વધારે હેબતથી અને વધારે અજબ થઇ બાપડો નાહુની બોલ્યો, "મને તમે નહીં ઓળખતાં!"

પણ તેનાં 'માયજી'ની અરધી શુદ્ધ તો ગેરહાજર હતી, તેવણ તેને ઓળખેજ કેમ?

"તુ કોણ?" એમ આગળનીજ માફક ટીકતાં તેવણે ધાડે અવાજે પાછું પુછયું.

"ઓ ખોદા! એવણ એમ શું કરેચ!" ધાસ્તીથી ધ્રુજતો નાહુની મનમાં બોલ્યો. "માય, હું બીજો કોણ હોઉં?" તે પાછો બોલ્યો, "હું તમારો દિકરો નાહુની છેઉં."

"નાહુની-નાહુની! માહરો દિકરો!" એવા બોલો સાથે હવે અંચીતાં તેવણ ઉઠી બેસી નાહુનીને વળગી પડયાં.

પોતાની ભુંડઇના ભોગ થયલા પોતાના દિકરાનું નામ તેવણને કાને પડતાંજ ગુજરેલા હાંદેશાની સઘળી યાદ તેવ-ણનાં મનમાં તાજી થયલી જણાઇ.

પોતાની મા તો ઘેલી થઇ છે એવા વિચારની ધાસ્તીથી થરથર કાંપતાં નાહુનીની છાતી ઉપર માથું નાખી તેવણ દુસ્કે દુસ્કે રડતાં થયાં.

"શું-શું-શું છે માયજી, જરા બોલો તો ખરાં!" તે લઠડતો બોલ્યો, "સાંજનાં તમે એમ કાંય કરોચ?"

"મારા દીકરા, હું મુઇ-હું મુઇ! તું ના પુછ મને! પણ બોલ, તુને કંઇ થાયચ? મને કેહ!"

"શું થાય? કહાં થાય?"

"તારાં દિલમાં. હમણાં-હમણાં તુંને કંઇ થાયચ?"

"નહીં મને તો કંઇ થતું નથી! એટલુંજ કે-કે"

"શું, એટલું શું?"

"એટલુંજ કે મારી છાતીમાં જરા અગન બળવા માંડેચ."

"અગન બળવા માંડેચ એ! ખોદા, ત્યારે તો મારી કમબખ્તી-મારૂં મોત-મોત!"

"અરે પણ મને તો કંઇ કેહવો કે શું છે?" નાહની હવે રૂ જેવો ફીકકો બની રડતો-રડતો બોલ્યો, "અરે, પણ આ અગન તો મને વધેચ! મારો જીવ ઠેકાણે રેહતો નથી! માયજી મને નહીંજ કેહતાં?"

"તારો જીવ ઠેકાણે રેહતો નથી! ઓ હવે હું શું કરૂં! ફુટું-રે ફુટું મારૂં નસીબ!" એમ બોલતાં હીરાંબઇ હવે જોશભરી તરાપોથી પોતાનું મસ્તક છુંદવા લાગ્યાં.

પણ તેજ વખતે જોશભર અંદર દાખલ થયલા ફરદુનજીના બે મજબુત હાથના ફટકાથી તેવણનું માથું વધારે છુંદાયું!

"ફુટું તારૂં નસીબ તારાં પોતાનાંજ કરતુકો રાંડ દદાડાકણ! દોજખની દેવી! કરપીણ કસકુનમ!" એવી બુમો પણ તેજ ફટકા સમેત ફરદુનજીને મોહડેથી બાહેર પડી.

"અરે આ શું થાયચ! આ—આ—એ શું—" એમ બોલતો અથવા બબડતો નાહની ઉઠવા ગયો, પણ ચાલુ રહેલી બેહદ હેબતની તેમજ પેલી ઝેરી મેળવણીની અસરે તેને હવે વધારેવાર ટકવા દીધો નહીં, અને "માય-માય"—એમ લઠડતો ભમરી ખાઇ પડતો તે પોતાના ભાઇના હાથમાં ઝીહલાઇ રહ્યો!

ગભરાતનો તો ત્યાં પાર હતો નહીં!

સઘળાના ચેહેરા બેરંગ-સઘળાના હાથો ધુજતા-અને સઘળાની છાતી ધડકતી હતી!

સઘળાનાં મોહડાંમાંથી દાબેલાં રૂદનનાં દચકલાં કે દાબેલી હાયના અવાજો નિકળતા હતા!

એક ગમ બેહેરામશા, ફરામરોજ અને જર બેભાન થયલા નાહનીની સારવાર કરવામાં રોકાયલા હતાં, અને બીજી બાજુ

ગોફેલ જવા બનેલા ફ્રરદુનજી કંગાલ્યત અને નીચપણામાં દબાઇ ગયલી પોતાની બાયડી તરફ જોતા ઉભા હતા.

કમનસીબ આ બેઉ ધણી ધણીઆણી વગર બોલવે થોડોક વખત સુધી તો એકેકને ઘુરકી રહ્યાં.

દુઃખની આ દયા લાવવા જોગ હાલતમાં આગળ શું બોલવું અને તે કઢંગી ચુપકીદીથી કેમ તોડવી તેનો વિચાર થોડોક વખત સુધી બેઉને આવી શકયો નહીં.

આખરે, "ફ્રરદુનજી!" એવો નરમ એક બોલ હીરાંબઇને મોડેથી છુતો.

"શું કેહુછ? બોલ, હીરાં મને શું કેહુચ?" એવો ગગડાટ જેવો એક સવાલ હવે ફ્રરદુનજીને મુખથી બાહેર પડયો.

"હીરાંને માફ કરો ફ્રરદુનજી!" આ કંગાળ સ્ત્રી સંપૂર્ણ નાતવાનીથી હવે પોતાના ભરથારના પગ પાસે પડી બોલી, "આ જે પણ થાયચ તે બધું હીરાંની કમબખ્તીનું! તેની પર કંઇ દયા કરો!"

"દયા! ઘાતકી—બેરેહેમ ડાકણી! દયા તારી ઉપર? નાપાક, મારા દીકરા ઉપર તેં બતાવેલી દયા કેવી છે? તે તો જો! તારી ઉપર દયા,—તુંને માફી? અરે દુર થા! વિચ્છણ મને વળગ નાં! તારૂં એકેક આંગળું એકેક કાંટા મીસાલ મને દંખેચ, દુર થા!" એવા પોકાર સાથે એક મજબુત લાતના આંચકા સમેત ફ્રરદુનજીએ, પોતાની બાયડીને પોતાના પગ પાસથી દુર ફેંકી.

"ફેંકો-મારો-નાંખો-કાપો મને!" વળી પાછાં જીવ ઉપર આવી પોતાના ખાવંદને વળગતાં હીરાંબઇ બોલ્યાં, "પણ મારૂં આટલું સાંભળો! ફ્રરદુનજી, મારા—આપરા નાહનીને હેરાંન કરવાનો મને ખ્યાલ પણ ઉતો નહીં. નાહનીએ જે કીધું તે નહીં ધારેલું કીધેલું છે!"

"અરે-અરે આ તે કેવી બેશરમી? મરગરજાન ગુનાહુનો આ તે કેવો બચાવ—કેવી તોજેશ—કેવી માફી! બસ એ દદા, તારા નાપાક બોલો વધારે હવે મારે કાને ના પાડ! તારો હેરેમંદી દેખાવ વધારે વાર હવે મારી નજર સામે ના ધર! દુર થા, જા! અહિંથી નાબુદ બન!"

"નહીં નહીં, અહીંથી જો દુર થાઉં તો આ જીવતરની અગત મને રહેશે નહીં. અહિંથી જો નિકળી તો એક ઘડી પણ વધારે હું જીવતી રહેવશ નહીં! ફરદુનજી, મને મારવી કે જીવાડવી તમારા હાથમાં છે!"

"તુંને જીવાડું—તું જીવે? અને શા માટે? વધારે પાપો કરવા, વધારે કરતુકો ચલાવવા? અરે આ હિણપસ્તી, આ આફતનાં પરીણામો સોસવા જો હુંજ જીવનાર નથી, તો પછી તું જીવે કે નહીં તે સાથે મને કામજ શું હોય? મારી હસ્તી જ્યાં ખતમ થવાની ત્યાં બીજાની હસ્તીનો મને શું વિચાર?"

"તો મારે પણ રહેવું નથી!" હીરાંબાઇ હવે આગળ કરતાં પણ વધારે જોશથી, વધારે નિરાશીથી બોલ્યાં, "ત્યારે તો ફરદુનજી મારો મને પહેલાં અને પછી તમારે ચાહે તે કરો!"

"તું તો ખુની છેજ, પણ કસકુનમ, તારાં પાપી લોહીમાં મારા હાથો મને બોરવા નથી. મને મારી સાથેજ કામ છે. આહા! આજ છરી મારી નેમ પાર પાડશે!"

એમ બોલી ફરદુનજીએ પાસેની મેજ ઉપર પડેલી એક મોટી છરી ઉંચકી, પણ આ દુ:ખથી ઘેલો થયલો પુરૂષ તેનો કાંઇબી ઉપયોગ કરે તે આગમચ તો તેની બાયડીજ તેના હાથોને વળગી પડી.

"મને આપો એ!" તેણી ઝનુનની બોલી, "એ મારે કામની છે, ફરદુનજી એ મને આપો!"

ભય ભરેલી તાણુતોડ પેલી છરી માટે હવે તેઓ વચ્ચે થવા લાગી અને નાહુની આગળ હાજર રહેલાં પેલાં સઘળાં. ઓથી અણુજાણ્યો રહેલો એ બનાવ કોણ જાણે કેવી નવી આફતમાં તમામ થતે, જો તેજ વખતે ઓરડાનું અલગું બારણું ઉઘાડી માણેક અંદર દાખલ નહીં થતે. ઓરડામાં પગ મુકતાં વારજ ચતુર માણેક ફરદુનજી અને હીરાંબાઈ વચ્ચેની ખેંચતાણનું કારણ સમજી ગયો.

"એક સંતાપ બીજા સંતાપને જન્મ આપેચ!" એવા બોલો બબડતાંજ તે તેઓ પાસે દોડયો અને ફરદુનજીનો લંબાયલો હાથ મજબુતીથી પોતાના કબજામાં ધરી તેવણે પકડેલી પેલી છરી જોરમાં ઝુટવી તેણે દુર ફેંકી.

ચીરડાતાં અને હાંફતાં તેઓ બંને વિક્રાળપણાંથી હવે માણેક તરફ ટીકવા લાગ્યાં.

"ફરદુનજી, એ શું?" માણેક તેવણનાં ખભાં ઉપર ધીમેથી હાથ મુકી બોલ્યો, "એ કેવી નાદાની?"

"માણેક," ફરદુનજી બુમ પાડી બોલ્યા, "એમ વગર કારણે વચ્ચે આવી અમારાં દુઃખમાં ઉમેરો કરવાનો તુંને શું સબબ—શું સત્તા?"

"જરા નરમ થાઓ શેઠ, એવી હુલડાઇ કરવાનું હવે બંધ પાડો?"

ફરદુનજી વળી એનો કાંઇ ગુસ્સાથી જવાબ દેવા જતા હતા, પણ તેવાથાં પેલી સેહેજ સુદ્ધીમાં આવેલા નાહુનીના એક નબળા પોકારે તેવણનું ધ્યાન તે તરફ ખેંચાયું.

"ઓ, આ કેવી આગ! આ કેવાં બળતાં!" એવા નાહુનીના શબ્દો સંભળાતાંજ તેવણ માણેકને ખીસાડતા અને હીરાંબાઇને હડસેલતા—"દીકરા મારા!"—પોકારતા ત્યાં દોડી ગયા.

ફરદુનજીના આંચકા સાથેજ, એક ડગલું પણ આગળ વધવાને બદલે હીરાંબાઇ તો—"અરે આ મારી છાતીમાં કેવી અગન-કેવું બળતું !" એમ બોલતાં ત્યાંજ પછડાઇ પડયાં !

* * * * *

એટલુંજ બસ.

ગમ અને રૂદનનું વર્ણન હવે હ્યાંજ અટકે તો ભલું.

વધુ અમો આપવા ચાહતા નથી, વધુ અમોથી અપાતું નથી !

વિપત્તીના મુખમાંથી નિકળતા છાતી ફાડતા કુદરતી ઉભરાઓને પુરેપુરો ઇનસાફ આપવાને આ કલમ અશક્ત છે અને કયી કલમ તેવો પૂર્ણ ઇનસાફ આપી શકી છે ?

કુદરતના ચીતારની કારોબારી માનવીના ચીતારે કયે દહાડે કરી છે ? કુદરતનો તો ખ્યાલજ બસ !

---

## પ્રકરણ ઉડતાલીસમું.

### છ મહિના પાછળથી.

"કોણ છે ? એ કોણનો છે તું ?
'હું ? ભલાનો દોસ્ત–બુરાંનો શત્રુ.'"

રૂસ્તમ ઇરાની.

ઘણો વખત નિકળી ગયો હતો.

ગઝદર કુટુંબમાં બનેલા બુરા બનાવ બાદ છથી વધુ મહિના ગુજરી ગયા હતા.

વરલીના બંડ આગળ, નવેમબર માસની શીતળ રાતના સાત વાગે, પુનમનો માહતાબ પોતાનો તેજી ચળકાટ આસ-પાસ ફેંકતો, જમીન ઉપરની શાંત કુદરતને અને પાસેનાં સમુદ્રનાં જીવતાં ને હીલતાં નીરને અદભુત ખુબસુરતી બક્ષી રહ્યો હતો. સઘળું શાંત હતું.

એ ખુશ જગા આગળ ફરવા આવેલા શોખીનોનો મોટો ભાગ તો હવે સાત વાગી ગયલા હોવાથી ત્યાંથી રવાના થઇ ગયો હતો. હ્યાં ત્યાં ફકત થોડાજ જણા બેઠેલા યા ફરતા જણાતા હતા.

એવા બાકી રહેલા ફરનારાઓમાં આપણો જમશો પણ એક હતો. તે તેના લવજી શેઠને કાંઇ કામે મહાલક્ષ્મી તરફ આવેલો હોવાથી પોતાનું કામ પુરૂં કરી પાછો ફરતાં ચાંદની રાતની સહેલઘાહ તે સુંદર કિનારા આગળ કરતો હતો.

કુદરતીજ તે પોતે પણ એકાંત સ્વભાવનો હોવાથી ત્યાંના જુજ ફરનારાઓનાં ટોળાંની વાતચીતના ઘોંઘાટથી પણ કંટાળીને તેઓથી ઘણો દુર એકુલોજ તે ફરતો જતો હતો.

“કેવી ખુશ–કેવી એકાંત જગા!” ત્યાં ધીમે ધીમે ફરતો તે મન સાથે બોલતો થયો, “સંસારનાં સંકટોથી, જીંદગીની જંજાળોથી છુટી ચાર ઘડીનો આરામ મેળવવાનું કેવું લાયક સ્થળ! છુપા ગમોની ગરમીથી ભુંજાતા મગજને ઠંડક આપનારો કેવો શિતળ પવન! વહેમના કે વેરના પલીદ વિચારોથી મનને મોકળું કરી તે કિરતારની કારીગરીનો ખ્યાલ આપનારી કેવી હસ્તી, કેવી ઝળકતી કુદરત! આહા! બધું સુંદર છે, બધું શાંત છે, પણ મારૂં મગજ શાંત નથી. એવી ઠંડક, એવી ચુપકીદીમાં પણ મારાં દુ:ખના જખુન વિચારો મારૂં મન તજી જતા નથી. દહાડાપર દહાડા, વખતપર વખત દોડતો ને ગુજરતોજ જાય છે પણ મેં ધારેલું કામ—આહા! મારો કિનો સરંજામ પહોંચી શકતો નથી. મારૂં દિલ સદાનું તપતું—મારૂં હૈડું સદાનું ઉછળતુંજ રહે છે, પણ તેઓનો જોશ નરમ પાડવાનો કાંઇ સહેલો ઉપાય મને સુઝતો નથી. વખત બળવંત છે, વખત બધું વિસરાવે છે, તો પણ ઓ નવાજ! તારો વિચાર મને વિસરાવતો નથી.

તુંને હીનપસ્તીમાં નાખનારા મૂજીની નિચ ચાકરીને તાબેદારી કરતાં પણ હું કંટાળ્યો છેઉં, પણ તેથી ફક્ત ત્રણ ચાર બાબદોમાં તેને નિરાશ અને હાડમાર કરવા શિવાય બીજો મેં કંઇ લાભ મેળવ્યો નથી. હજુ કહાં સુધી એજ ઢપે હું ચાલતો રેહવશ તેની મને સમજ પડતી નથી."

એમ બોલતો અને વિચાર કરતો જમશો આસ્તે આસ્તે આગળ વધતો હતો અને એવાં રોકાયલાં ધ્યાનમાં બંદની તે ઉજડ જગા ઉપર કેટલો બધો આગળ ચાલી ગયો તેનુંબી તેને ભાન હતું નહીં.

પણ ઉપર લખ્યા તેવા બોલો સુધી તે આવ્યો એટલે અંચીતો કોઇ મોટા કુતરાનાં ઝનુની ભોંસવાનો અને તે પછી થતી કંઇ મોટી ગડબડનો અવાજ, જે બાજુ તે ચાલતો હતો તેજ બાજુ થોડે દુરથી આવતો, તેને કાને પડયો.

પોતાના વિચારોથી ચોંકી તેણે તે ગડબડ ઉપર ધ્યાન દીધું તો મદદને માટેની કોઇની દબાયલી બુમો પણ એકેક પછી પડતી તેણે સાંભળી.

"કંઇ ગડબડ છે—કોઇ જોખમમાં છે!" એમ બોલતો તે બનતી ઉતાવળે તે તરફ દોડયો.

ત્યાં જઇ પુગતાંજ કોઇ પરજ્ઞાતના ત્રણ લુચ્ચાઓને બે આબરૂદાર પારસી ગ્રહસ્થો ઉપર, લુંટને માટે કે વેરને માટે, જોશભર્યો હુમલો કરતા દીઠા.

તેઓમાંના એકે પેલા ગ્રહસ્થોના એક મોટા કાળા કુતરાને લાકડીના ફટકાથી નીચે પાડી મજબુત પકડી રાખ્યો હતો; અને બીજા બે ખુદ તે ગ્રહસ્થો ઉપર ભયભરેલો ધસારો કરવામાં રોકાયા હતા.

"થોભો-થોભો, દુર રહો નાપાકો!" જમશાએ પેલા પારસીઓમાંના એકને બુમ પાડતો સાંભળ્યો, "તમે જાણોચ કે અમો કોણ છઇએ?"

"અરે, એતો ફરામરોજ ગઝદરનો સાદ છે!" જમશો મનમાં બોલ્યો, અને બીજીજ ઘડીએ, બીજા કોઇ હુથિયારની ગેરહાજરીમાં, પાસે એક પડેલો વજનદાર પથ્થર ઉઠાવી તેણે કુતરાને પકડી બેઠેલા પેલા એક લુચ્ચાનાં માથાં ઉપર ફેંકયો.

પથ્થર માથાંને અફડાતાંજ તે બેભાન થઇ જમીન ઉપર પડયો, એટલે તુરતજ તેની પાસે પડેલી એક મજબુત લાકડી ઉંચકી લઇ જમશો હવે પેલા બન્નેની મદદે દોડયો.

પાસે જતાં તો તેણે માણકને પણ ઓળખ્યો, અને તેને પેલા લુટારાને હાથે ઘણો હેરાન થયલો જોતાં પેહલાં તેનીજ મદદે જવાની તેને અગત દેખાઇ. તેમ કરવામાં તે રોકાયો, પણ તેબી એવીજ ધાસ્તીથી કે ફરામરોજની મદદે જનાર કોઇ નથી તેથી પેલો બીજો ચંડાળ તે બાપડાને કોણ જાણે કેવી મુસીબતે પુગાડશે પણ તે માટેની તેની ધાસ્તીબી હવે ઝાઝો વાર ટકી રહી નહીં.

પ્રીન્સ કે જેણે આગળ એકવાર લવજીની લાકડીના ફટકાથી ફરામરોજને બચાવેલો, તે આ વેળાબી પછાત રહ્યા નહીં.

પેલા બેશુદ્ધ પડેલા ચોરના કબજામાંથી પોતાને છુટો થયલો જાણતાંજ, જખમી અને લોહી લુહાન થયલો હોવા છતાં, તે પોતાના શેઠ પાસે દોડયો, અને નીચે પટકાયલો ફરામરોજ તે લુચ્ચાના ઉંચકાયલા સોટાથી ભયંકર યા મરણતોલ જખમ પામે તે આગમચ તેના ઉંઘાડા પગને પોતાના બોહોળાં ડાચાંમાં લઇ એટલો તો સખત કરડયો કે દુઃખની એક બુમ સાથે પેલો સોટો પડતો નાંખી, વધારે કંઇ કરવાને

પોતાને અશક્ત થયલો વિચારી તે નાપાક પોતાનો લોહીથી ગગરતો પગ જેમ તેમ દાબતો ત્યાંથી નાહઠો.

બેભાન થયલો પેલો તેનો ભાઇબંધ પણ હવે શુદ્ધિમાં આવીને તેને નાહાસતો જોતાંજ ત્યાંથી ગુમ થયો, અને બાકી રહેલો ત્રીજો પણ પોતાને નિરાધાર પડેલો જાણી માણેક અને જમશાના મજબુત કબજામાંથી જોશથી છટકી જઇ વંજો માપી ગયો.

સઘળું પાછું શાંત થયું. તેઓ ત્રણે સાથે મળ્યા.

“શેઠો, એ કેમ થયું?” હવે નરમાસથી જમશાએ તેઓને પુછ્યું.

“ભાઇ હમુને કંઇ સમજ પડતી નથી.” ફરામરોજે જવાબ દીધો. “હમેશની માફક હ્યાં ફરતાં આજે અમે જરા આ બાજુ દુર નિકળી આયા એટલે એ ત્રણે ડામીસો અમારી ઉપર ધસી પડયા. એટલુંજ હમે કહી શકયેચ, બીજું તો કંઇ નહીં.”

“ને ભાઇ પેહેલ્લાં તમારી ને પછી પ્રીન્સની મદદ જો નહીં મળી હોતે તો ખોદા જાણે આજ હમે શું ફેજે પુગતે. ભાઇ, તમારો આભાર હું જીંદગી સુધી વીસરસ નહીં.” માણેક બોલ્યો.

“હુબી ભાઇ, તે ભુલશ નહીં.” ફરામરોજ પણ તેના હાથ પોતાના હાથમાં દાબતો બોલ્યો.

“કંઇ નહીં શેઠો, કંઇ નહીં.” જમશાએ ઉત્તર વાળ્યો, “એક ફરજ્યાત કામ કીધામાં આભાર તે મેં શું કીધો? મારી કોશેષ પાર પડેલી ને તમો બેઉને સલામત રહેલા જોઇને જે હરખ મને ઉપજ્યોચ તેજ મારી મેહનતના બદલા તરીકે પુરતો છે. વાસ્તે હવે તમારા વફાફાર કુતરાને જખમને અને તેમ બાંધી ઘેર તરફ પાછા ફરો તો સારૂં.”

"હા-હા, પ્રીન્સને આપણે ભુલવો જોઇએ નહીં," એમ બોલી ફ્રરામરોજે પોતાના માનીતાં પ્રાણીને પાસે બોલાવ્યું, અને ત્રણેએ મળી તેના ઉપર થયલા જખમોની જરૂરજોગી માવજત કીધી.

તેટલું કીધા બાદ તેઓએ પાછા ફરી ચાલવા માંડયું.

"શેઠ તમારી ગાડી હ્યાં ઉભેલી છે?" ચાલતાં ચાલતાં જમશાએ ફ્રરામરોજને પુછયું.

"હા હ્યાં ઉભેલી છે," આ અંજાણ્યો પારસી પોતાને ઓળખે છે એવું જાણી અજબ થતાં ફ્રરામરોજે જવાબ દીધો.

"ત્યારે તો હવે તાંહ તમે સીધારો," જમશો બોલ્યો, "ને શેઠ મને હવે રૂખસદ આપો. સાહેબજી."

"જરા ઠોબો ભાઇ," તેને ચાલી જતો અટકાવી ફ્રરામરોજ બોલ્યો, "મને લાગેચ કે તમે હમો બેઉને ઓળખોચ, પણ હમે તમુને પીછાનતા નથી."

"ને હમારા બંચાવનાર તરીકે તમારી ઓળખ લેવાની તો હમારી ફરજ છે." માણેકે ટેકો આપ્યો.

"વાસ્તે બોલો ભાઇ, તમે કોણ છેવો? તમારૂં નામ શું? તમારૂં કુટુંબ કીયું?"

"ફ્રરામરોજ શેઠ, હું એક ગરીબ—એક અદના હાલતનો માણુસ છેઉં, તમો જેવાઓની ઓળખમાં કે મિત્રાઇમાં આવવાને ઝાઝો લાયકબી નથી; જોકે હું ભલાંનો દોસ્ત—હું બુરાંનો શત્રુ છેઉં. જુલમ મારા હાથે કીધો નથી, બદી મારાં મને જાણી નથી. નિર્દોષને સતાવાનો કે ભોલાંને ફસાવવાનો હું કદી ગુનેહગાર થયો નથી. નેકને હું નડતો નથી-તેમ બદને હું બચાવતો નથી. તોપણ, એ બધાં છતાંબી, મારી જીંદગી સુખમાં ગુજરી નથી. સંસારનું સુખ, કે પિતાનો

પ્યાર મેં ભોગવ્યો નથી. માશુકની માયાનો-દોસ્તની દયાનો લાહવો મેં લીધો નથી. મારો ભવ કોઇ સફઇદાર માર્ગ ઉપર ચોકસ રીતે પસાર થયો નથી."

જમશો પોતાની ઓળખ આપતાં ઉપલા સઘળા બોલો એટલી તો ગંભીર અને અસરકારક ઢપે બોલ્યો હતો કે માણેક અને ફ્રામરોજ, ચાલતા-ચાલતા અંચીતા અટકી જઇ, બેહદ અચરતીથી તેના ચેહેરા ભણી ટીકતા ઉભા.

"એવું સરસ બોલનાર," માણેક હવે તેનાં ખભાં ઉપર દયાથી પોતાનો હાથ મુકતો બોલ્યો, "કંઇ કિસમતના ફાંટાંથી કે ફેરફારથી કદાચ અદના હાલતમાં આવી પડયો હોય, પણ સંગીન કેળવણી ને ઉંચી બુન્યાદની અસર તો ખચીત તેનામાં હોવીજ જોઇએ. ભાઇ હમુને તમારી પુરેપુરી ઓળખ આપશો? હમુને બરાબર કેહશો કે તમે કોણ છેવો?"

"મેં જે આપીચ તેજ મને લાગેચ કે બસ છે." જમશો આગળીજ ઉદાસીથી બોલ્યો.

"નહીં તે બસ નથી," ફ્રામરોજ ભાર મુકી બોલ્યો, "તે બીલકુલ બસ નથી."

"પણ વધારે સાંભળતાં તમો વધારે મને ધિકારશો. મારી હાલતનું વધારે બ્યાન મને તમારી નજરમાં ઉંચો તો કરશે નહીં, બોલ્કે નીચો પાડશે."

"પાપી હાલત શિવાય બીજી કોઇપણ હાલત માણસને નીચો પાડતી નથી. બુરાંનો શત્રુ રેહતો કોઇપણ નર કદીપણ હલકો ઠરતો નથી. હવે તો બસ? હવે તો કેહશો કે તમારૂં નામ શું?" ફ્રામરોજે પુછ્યું.

"મારૂં નામ જમશો છે શેઠ." તેણે નીચે મોહડે કહ્યું. "ને મારૂં કામ એક ચાકરનું છે."

"જમશો નામ? હાલ તે એક ચાકર?" ફ્રામરોજ ઉપલો જવાબ સાંભળી, અરધો બબડતો અરધો મોહટે સાદે બોલ્યો, "ચાકર કાંહુ–કોણનો?" તેને પુછયું.

"હોમજી શેઠ હીરાજીને તાંહ મારી ચાકરી છે ને—"

"ને લવજી તમારો શેઠ થાય?" ફ્રામરોજે વચ્ચે પડી અધીરાઇથી સવાલ કીધો.

"હા–સાહેબ."

"તો મારોજ 'ખેરખાહુ' મારી સામે ઉભેલો હોવો જોઇએ! વગર શકે–વગર શકે!" જોશમાં તેના હાથો પકડી હીલવતો ફ્રામરોજ બોલ્યો.

એકુપણ બોલ બોલ્યા વિના બેહદ અજાયબીથી ટીકતો જમશો તો ઉભોજ રહયો.

"લવજીને હફ્રાવનારાં ને નિષ્ફળ કરનારાં કાગજો મારી ઉપર લખી મોકલનાર મારી સામે ઉભેલોજ શખસ હોવો જોઇએ તે ઉપર તો હું મારી જીંદગીની સરત રમવાને પણ તૈયાર છેઉં!" જમશાની અજાયબી તરફ ખુશ મીજાજથી હસ્તો અને વધારે જોશથી તેના હાથ હીલવતો ફ્રામરોજ પાછો બોલ્યો.

"બેશક તેમજ છે–તેમજ છે!" માણેક પણ હવે ખુશ થતો બોલ્યો, "મારા દોસ્તને બધી વખત બચાવનાર ફ્રેરેશ્તા જમશા–જમશેદ–જમશેદજી તમેજ તમેજ હોવા જોઇએ!"

"શેઠો–મારા શેઠો," જમશો જેમ તેમ અચકાતો બોલ્યો.

"શેઠો નહીં, હમુને ભાઇઓ કેહેવો જમશેદ, તમે અમારા ભઇજ ગણાઓ," માણેક બોલ્યો.

"જે શખશ નેકને નડે નહીં તેમ બદને બંચાવે નહીં તે સદા હમારો ભઇજ ગણાય. જમશેદ–ભઇ જમશેદ હવે અમોને ખરૂં કેહશો કે તમે કોણ છેવો?" ફ્રામે પુછયું.

"તમે જાણોચ કે હું કોણ છેઉં, ભાઇઓ વધારે શું કહું ?"

"નહીં-નહીં તે ઓળખ તમારી પુરતી નથી, બલકે તે ખરીપણ નથી," માણેક બોલ્યો, "ખરી હકીકત અમોને જણાવો."

"આવી સરસ સભ્યતા-આવા ઉંચા સદગુણ જમશા જેવું તોછડું નામ રાખનાર હલકી બુન્યાદથી ઉધરેલા એક અજ્ઞાન શખસમાં તો હોયજ નહીં. ને તેને લવજી જેવા એક શેઠ સામે ક્રોધ હોય એમ પણ કદી બને નહીં. હું માંગી લઉંચ ભઇ, હું અરજ કરૂંચ કે, મારો સદાનો ખેરખાહ થનારો મારી સામે ઉભેલો ભેદી ગ્રહસ્થ કોણ છે તે મને જણાવો !"

"ઠીક ત્યારે, મારા નેક દોસ્તો, તે તમુને જણાવાને હું ના પાડતો નથી. પણ જરા ઠોભો, તેનું બ્યાન કરવાનો આ વખત નથી. તે વખત આવવા દેવો, એટલે હું પોતાનીજ મેળે તમુને આવી મળી મારી જીંદગીની ખરી વિગત તમો આગળ રજુ કરીશ. હાલ તો મને જવા દેવો. પણ તે ફકત તમારી સાદી કબુલાતે કે મારી હાલની હાલતનો ભેદ કેઠે જાહેર પાડવો નહીં. એજ મારી માંગણી છે!"

"ને તે માંગણી હમે ખુશીથી મંજુર રાખ્યેચ," ફરામ બોલ્યો, "જમશેદ તમે નચીંત રેહવો!"

"ભલું ત્યારે, મને રજા આપો!"

એટલું બોલી ભારે મમતાથી તેઓથી રૂખસદ લઇ જમશો ત્યાંથી ચાલી ગયો. અને પેલા બે દોસ્તો પણ તુરતજ ત્યાંથી હકારી ગયા.

---

## પ્રકરણ ઓગણપચાસમું.

### આગળો અવતાર પાછો નજરે.

"* * * He holds me well;
The better shall my purpose work on him,
* is a proper man." *Shakespeare.*

" * * * એ મને સારો ગણેચ;
ને તેથી મતલબ મારી થશે બેહેતર કારગત એ પર.
એ જોઇતોજ માણસ છે." શેકસપીયર.

ફ્રરામરોજ અને માણેક સાથની જમશાની મુલાકાત પછી થોડાક વધુ દિવસો વહી ગયા હતા.

રાત અંધારી હતી, વખત આશરે નવ વાગ્યાનો હતો.

કોટની તબાકુની પોળ પાસેની એક સાંકડી ગલીમાં એ વખતે દાખલ થતો જમશોજ પાછો નજરે પડતો હતો.

તે ગળીમાં વળણ લેતાં, નાંકે મુકાયલાં ગ્યાસનાં એક ફ્રાનસની રોશનીથી ભીત ઉપર ચોંહટાડેલાં મોટા કાળા અક્ષરવાળા એક જાહેરનામાં ઉપર તેની નજર ખેંચાઇ. ઉભો રહી ધ્યાનથી તેણે તે વાંચ્યું.

તે ઉપર નીચે મુજબ લખેલું હતું—

**રૂ ૯૦૦ નું ઇનામ.**

ખબર અતરેથી આપવામાં આવે છે કે નસરવાનજી માણેકજી અને દોરાબજી હોરમસજી ધારાવહી ઉરફે ટેગરીઆ નામના બે પારસીઓ જેઓ થોડુંક થયું અમદાવાદ વાળી લાલજી હેમચંદની પેહેડી ઉપર ગુમાસ્તાઓ તરીકે રહેલા હતા તેઓ મજકુર પેહેડી ઉપરથી મોટી રકમનું નાણું ઉચાપત કરીને નાહાસી ગયલા હોવાથી તેઓને પકડવાનું ધારા મુજબનું વારંટ કાહડવામાં આવ્યું છે, માટે જેબી કોઇ મજકુર શખશો, જેઓનાં બદન અને રંગરૂપનું વર્ણન નીચે આપ્યું છે, તેઓને તા૦—— સુધીમાં પકડી આપશે તેને રૂ ૯૦૦) નું મોટું ઇનામ આપવામાં આવશે.

એટલી ઉપર લખેલી ખબર આપ્યા બાદ, તેની હેઠળ નોશેરવાન અને દોલી દેગરીયાના દેખાવોનાં વર્ણન આપવામાં આવ્યાં હતાં, કે જેનેથી તો વાંચનારને ઘણા વખત આગમચના હમે પુરતી રીતે જાણીતા કરી ચુકયા છીએ.

"ઓહો!" તે વાંચી પુરૂં કીધા પછી પણ તે તરતજ ટીકતો ઉભો રહી જમશો અજબ થતો બબડયો, "આ તો આપરે આજેજ જોયું! ત્યારે આખરે એઓએ કંઇ ઉંધું ચતું કીધું ખરૂં! હલકી ધાતુ ગમે તેટલી સોનેરી ગીલ્ટમાં ઢંકાયા છતાં પણ આખરે પોતાની અસલ જાત જણાવ્યા વિના રહી શકી નહીં. મારા લવજી શેઠને મનથી સદાની પટી ગયલી પીડા તો પાછી તેવણને પગેજ વળગતી થાય એવો જોગ નજરે આવે છે! હવે કંઇ નવું—જુનું થવાની વકી છે. જીવ પર આવેલો દોલી જેવો એક લુચ્ચો પોતાના સદાના મુરબ્બી સાથે હવે કંઇ તાજું રમખાણ મચાવે ખરો. દોલી-દોલી, ગુમાસ્તા તરીકેની નવી જીંદગીમાં જશ ખાટવાથી આખરે તું તો બેનસીબજ! તેં ભુલ કીધી કે એ નવે રસ્તે હોમાવ્યું. મુંબઇનોજ તારો પચરંગી ધંધો ઘણો સેહેલો-ઘણો સલામતી ભરેલો હતો. ખેર હવે, જેવું તારૂં કીસમત!"

એમ બબડતો તે હવે આગળ વદયો. પણ બે ત્રણ દગલાં ચાલી હજી તો ગલીમાં તે વળે તે આગમચ, મજબુત બાંધાનો અને ઉંચા કદનો ફુરંગી જાતનો એક શખસ સામેથી જોશમાં ધસી આવતો તેને અઠડી પડયો.

"એ કોણું? કયસા ચલતા!" એમ, ચાલવાની તેની બેદરકારી તરફ, ગુસ્સો દેખાડી બોલતાં જમશાએ તેનાં મોહડાં ભણી જોયું.

જોતાંજ, તેના ચેહેરાના રાતા થયલા ઝનુની દેખાવથી તે ચોંકયો. તેની આંખો તરતના પીધેલા જલ્દ દારૂના જોશથી

વિક્રાળ બનેલી હતી, અને તેનાજ નજીસ ફુંફારાઓ નાંક અને મોહડાં વાટે બાહેર પડી જમસાનાં મોહડાં ઉપર ફુકાઇ રહ્યા હતા.

તેના તે નજીવ દેખાવ તરફ જમશે। વધારે વાર જોવા પામે તે અગાઉ તો—"બાજુ જાઓ!" એવો એક ઘાંટો પાડી તેણે જમશાના ખભાં ઉપર પોતાના જાડા હાથનો એક મજબુત આંચકો માર્યો.

એ આંચકો એટલો તો અંચીતો મરાયો હતો કે તેથી જમશો પોતાનું સમતોલપણું જાળવી શકયો નહીં, અને જમીન ઉપર પડતાં પોતાને બચાવા જતાં તેણે તે લુચ્ચાનાં શરીરને પકડી લેવાની તજવીજ કીધી.

તેમ કરતાં તેનો એક હાથ પેલાની જાડી ગુછરાંદાર દાહડીને જઇ અઠડયો. તેજ ઘડી પેલો પણ પાછળ હટયો, પણ તેમ કરતાં જમશાના હાથના આંચકા સમેત તેણે બાંધેલી પેલી ખોટી દાહડી એક બાજુપર ખીસી ગઇ. સેહેજ વધારે ખેંચતાણ થતાંજ તેની ટોપી પણ સરી પડી અને પેલી બતીની રોશણી આગળ તે અજાણા લુચ્ચાનું સાફ બોડેલું માથું દીસતું થયું.

"ઓહ—ઓહ!" એમ ગભરાટથી નાની બુમ પાડતોજ તે, જમશાને પકડેલો છોડી દેઇ, પોતાની દાહડી અને ટોપી સરખી કરવા પડી ગયો,

પણ—"અરે-અરે, આ શું નવાઇ"—એવા બોલો સાથે બીજીજ ઘડીએ જમશો તેના હાથોને વળગી પડયો, અને તેઓને ભારે જોસથી ખીસાડી પેલાનો ખુલ્લો થયલો ચહેરો જોતાંજ–"એ કોણ, દોલી–દોલી!"–એમ તે ભારે અજાયબીથી બોલી ઉઠયો.

પોતાને જાહેર થયલો જોતાંજ દોલીએ પોતાના ખોટા પેહેરવેશ ઉપર ધ્યાન દેવાનું છોડી દીધું, અને અસાધારણ

જોરથી જમશાના કબજામાંથી પોતાના હાથો છોડવી, બીજીજ પળે—"આહ! નાપાક તું શું મને ફસાવશે કે?"—એમ બોલી એકજ હાથે તેણે જમશાને ટોટામાંથી પકડી વાંકો કીધો!

જમશો હવે ખરેખર પોતાની જીંદગીની ધાસ્તીમાં પડયો. તેનું જોર દોલીનાં રાક્ષશી જોર આગળ કંઇજ બીસાદમાં હતું નહીં.

દોલીએ તેને એટલો તો મજબુત દાબ્યો હતો કે તેનેથી સેહેલાઇથી બોલાઇ શકાય એવું પણ નહીં હતું. તોએ પોતાનો હાથ ઉંચકી તેને અટકાવાની અરજ કરતો,—"જરા થોભ દોલી, જરા થોભ!" એમ મોટી મુશ્કેલીથી તે બોલ્યો.

"હા, હું થોભું ને તારા હાથ પર ફસું!" દોલી હજી તેને આગલીજ ઢપે પકડી રાખી મશ્કેરીને અવાજે બોલ્યો, "જમશા તારા ફરેબ હું નહિ સમજતો હોઉં એમ નથી."

"હું નહીં ફસાઉં તુને, દોલી તેમ કરવાને મને શું ગરજ?"

"શું ગરજ? રૂપીયા નવસો મેળવવાની ગરજ!"

"નહીં દોલી, એમ ના વિચાર. મેં તુંને કદીપણ હેરાન કીધો નથી, હું હમણાં પણ તુને કરશ નહીં. મને મોકલો કર, મારો દમ જાયચ!"

"મને વચન આપેચ કે મને નહીં દુબાડે તું?"

"હા મારો વચન છે. મારી ઉપર ભરોશો રાખ."

"ઠીક ત્યારે. તું ચાકર છે, તોપણ તારા બોલો પર મને અજબ ભરૂસો આવેચ. લે હું તુને છોડુંચ, પણ તેમ તું મને પણ છુટોજ રાખજે." એમ બોલી તેણે જમશાની ગરદન પોતાના ખડતલ પંજામાંથી છોડી.

"દોલી, તું આ તરફ કાંય આયો?" છુટો થતાંજ આસપાસ જોતો જમશો બોલ્યે.

"આયો હવે કંઇપણ કારણથી." દોલીએ ટુંકમાં જવાબ દીધો, "આ જગા હવે વધારે વાત કરવાની નથી."

"હા ચાલ આપણે ખોલ્લી જગામાં જઇએ," જમશો બોલ્યો, "જો કે હાંપણ ખ્રીસ્તી થયલા દોલીને કોઇ સેહેલાઇથી ઓળખી કાહડે એમ નથી."

"ઓળખે કે નહીં ઓળખે," નફ્ટ દોલી પણ સેહેજ હસ્તે મોહડે બોલ્યો, "પણ સલામતીમાં રેહવું સઉથી સારૂં છે."

એટલું બોલી દોલી જમશા સાથે ઝડપથી ચાલતો કોટે કોટનાં મેદાન આગળની ખોલ્લી જગામાં બાહેર પડયો; અને એક નવી બંધાતી ઇમારતના ચોકનાં અંધારાં ખુણામાં એક પથ્થર ઉપર બેસી તેઓએ પોતાની વાત આગળ ચલાવી.

"દોલી, તું તો જોખમમાં છે," જમશો બોલ્યો.

"હા જમશા, તેં વાંચ્યું તેમ," દોલીએ થંડેપણે ઉતર વાળ્યો, "હું ને પેલો ખુવાર થયલો જુગારી બેઉ."

"પણ એ કામમાં પેહેલ્લી ઉશ્કેરણી કોણની?"

"અરે હમે બેઉજ ગોઠયા, બેઉની સુહુજ ને મસલત એકજ. ને બેઉનાં નામો એકજ સરખી રીતે ધોળાંપર કાળાં ચીત્રાયાં!" આગળીજ બેદરકારીથી દોલીએ જવાબ દીધો.

પણ એવા તેના બેફીકર જવાબ સાંભળીને જમશાને કંઇ ઘણી અચરતી લાગી નહીં. દોલીને તેણે ઘણા વખતનો પિછાણ્યો હતો, અને કેટલી શોખાઇ ધરાવાને તે શક્તિવાન હતો તેનો અચ્છો અનુભવ તેને મળી ચુકયો હતો.

"પણ ત્યારે તો પાછા મુંબઇ તરફ પગલાં ભરવાની નાદાની તુને કરવીજ નહીં હતી. દોલી તું જાણેચ, કે તુને સારી પેઠે પિછાણનારાં સેંકડો લોકો જ્યાં વસે તેવાં શેહેરમાં પાછો ફરતાં કેટલો જોખમ તેં ખેંડયોચ?"

"હા, દોલી શેઠની ઓળખ તો ઘણી મોટી તેમાં તો કંઇ શક નહીં, પણ તેવણ બીજું કરે પણ શું?" તેણે હસીને જવાબ દીધો, "તે શેઠના દોસ્ત આશનાવોને વસવાનું જે ઠામ તાંહ જો તેવણ નહીં જાય તો બીજે કહાં?"

"ને તે દોસ્ત આશનાવો તુંને શું કરશે?"

"શું કરશે? મદદ કરશે. નાણાં ધીરશે, પણ તે પણ પાછાં ફરવાની આશાએ નહીં જો!"

"દોલી-દોલી," જમશો પણ હવે હસી પડતો બોલ્યો, "તું એટલો બધો બેદરકાર છે? તુંને કંઇજ લાગતું નથી?"

"લાગે શું? કુમક ને ટેકાની આશા છે એટલે લાગે શું? પીઠ પાછળ દોસ્તો, એટલે દરકાર કોણની?"

"પણ તેઓએ પીઠ તજી દીધી તો? કુમકની આશા પાર નહીં પડી તો?"

"તોપણ કંઇ બીહવાનું નથી. ત્યારે હુંઇથી પોબારા પામી જશું. ને તેમ કરતાં જો સપડાયા તો વળી થોડાં વરશની ચાકરી કરી આવશું. બીજું શું? સીપાહગીરીમાંજ જો પડયા, તો લડાઇમાં મરતાં બીહવું કેવું!"

"વારૂં, પણ એ મદદની મોટી આશા તુને કોણથી છે?" જમશાએ પુછયું.

"મારા શકતીવાળા શેઠોથી."

"ત્યારે આજે રાતે એવી ગલી ગુંચીઓમાં ભટકવાનું શું કામ પડયું? દોલી, તારા શકતીવાળા શેઠો શું માપલાની પોલમાં પણ વસેછ. કે શું એકાંત શેરીઓમાં તારી મુલાકાત વાસ્તે ખંતી બનીને ઉભા રેહચ?"

"આહ-આહ, જમશા, તું પણ મારા જેવોજ રંગીલો મલ્યો તે જોઇને મને ખુશી ઉપજેચ!" દોલી હશી પડતો બોલ્યો. "નહીં ભઇ, મારા શેઠો તો વજીફાઓ ને મેહેલોમાં

વસેચ, પણ મારા કોઇક સગાઓને પોલ ને શેરીમાં ધરવા વગર છુટક રેહતો નથી. આજે તો તેઓને કંઇ રીતે ફસવા ગીયો તોપણ તે તો બધા આપરીજ કાંની સુક્કા એટલે તહાંથી તો કંઇ વળ્યું નહીં; ને બીહુ ધુજીને ફેરો ખાધો તેના બદલામાં ફકત સાત માપટાં બેવડો મલ્યો તેજ!"

"સાત માપટાં બેવડો, ને તોપણ એવી ચોક્કસ તારી વાતચીત! દોલી, દારૂ ને તું ઘણા પુરાણા દોસ્તો હોવા જોઇએ!"

"હા જમશા, જ્યારથી આ બુટારા જેવા ઠેબ્યાનાં રૂવાંને ખાદીનાં કપડાં જેવા મારા ગાલો સાથે પિછાણ થઇ ત્યારથીજ આપણે તો સાત માપટાંના ઘરાક થવાનું શરૂ કીધેલું અને હવે તો તેથી ત્રમણાંના ઘરાક થઇએ ત્યારે મગજે જરા લેહેર આવવાની શરૂ થાય, નહીં તો કાંઇ નહીં!"

"ઠીક ભાઇ ઠીક, ખોદા તુંને એથી પણ વધારે કૌવત બક્ષે! પણ તારે લગતી અગત્યની વાત તો આગળ ચલાવ. હવે નક્કી શું કરવાનો તારો વિચાર છે તે તો કેહ."

"હું કહું તે અગાઉ તું મને જવાબ આપ જમશા. બોલ મારા–આપણા લવજી શેઠ કેમ છે?"

"કેમ છે એટલે?"

"કેવી હાલતમાં છે, પૈસાની કેવી હાલતમાં છે તે તે પહેલ્લાં કેહ, તંદરોસ્તીની વાત પછી."

"દોલી શેઠની પૈસાની હાલત વિષે હું શું જાણું? પણ જે દેખઇતી છે તે મુજબ તો આપરા શેઠ ઘણીજ ઘણીજ કમાતી, ઘણીજ આબાદ હાલતમાં છે."

જમશાએ આ વિગત જાણીજોઇને દોલીને ઉશ્કેરવા માટે સચાઇથી વેગળી આપી હતી. તે સારી પેઠે જાણુતો હતો કે લવજી હાલ પૈસાની ડુબતી હાલતમાં હતો. 'હોમજી શેઠ હીરાજી'ની

પેહેડીને, પોતાના ભોળા પિતાથી બેખબર રાખીને, તેણે ઘણી જોખમાયલી હાલતમાં લાવી મુકી હતી અને તે ઉપરાંત તે પોતે પણ ઘણી કરજદાર હાલતમાં આવી પડયો હતો અને તેથી દોલી જેવા તેના આખાખાઉ માંગનારાઓને સંતોષ આપવા તો તે બિલકુલ અશક્ત હતો.

"હા! શુકર તે યઝદાંના!" દોલી હરખમાં આવી બોલ્યો, "ભાઇ, 'કુવે હોશે તો અભારે આવશે!' લવજી શેઠના સારાંમાં આપણું બી સારૂંજ છે. વારૂં, બીજું કાંઇ?"

"બીજું તો એ કે એવણની તંદરોસ્તી હાલ સારી ચાલતી નથી, એવણ દેહના દુઃખી ચાલેચ."

"તેની ફિકર નહીં, તેનો ઇલાજ તો પૈસા કરશે. હવે મારે જઇને એવણને મળવું જોઇએ."

"મળીને શું કરશે? તું મદદ માંગશે એવણ પાસે!"

"હા કેમ નહીં? તેવણ શું નહીં આપશે?"

"ખચીત નહીં. દોલી, હવે તારો તેવણ ઉપર શું અખત્યાર? હવે તારી હાલત શું કે તેવણ આગળ તું ધાંધલ કરી શકે?"

"મારી હાલત? મારો અખત્યાર? હું શું કરી શકું? જમશા તું શું પુછેચ તેનો કાંઇ વિચાર તો કર! લવજી મારી માંગણી એવે વખતે જો ના પાડે, તો પછી થઇજ ચુકયું! પછી તો જીવ સટોસટનો સોદો!" દોલી પોતાની રમુજી ઢબ સઘળી છોડી દઇ જોશમાં આવી હવે બોલ્યો.

"તે તો જેમ તને ગમે તેમ–તારેથી બને તે કર દોલી. તારી ને લવજી શેઠની વાતમાં હું શું સમજું?"

"ઠીક ત્યારે તું જોજે કે શું થાયચ. હાલ તો મને જવા દે, પણ યાદ રાખજે, મારો ભરમ રાખવાનો તેં આપેલું વચન ભુલતો ના!"

એટલું બોલી તે જમશાથી જુદો પડયો અને મેદાનને એકાંત રસ્તે પોતાનાં કોઇ ગુપ્ત મકાન તરફ ચાલ્યો ગયો.

"અણી ઉપર આવેલો આ લુચ્ચો પણ કાંઇ હુટે એવો નથી." તેના ગયા બાદ જમશો પોતાનાં ઠેકાણાં તરફ ચાલતો બબડયો. "એ કાંઇ નવું બનાવે ખરો. બનાવો પોતેજ પોતાનો રસ્તો લેયચ તે બેહતર છે. પાપીઓજ પોતપોતામાં પીખાય તો ભલાં આસામીઓને ફાયદોજ છે."

---

## પ્રકરણ પચાસમું.

## એક બીજો અંત.

"A fellow by the hand of nature marked,
Quoted and signed to do a deed of shame."

---

"Mark but my fall, that that ruined me."

*Shakespeare.*

"શરમ ભરેલું કામ કરવાને કુદરતના હાથેજ નેમાયલો,
ગોઠવાયલો અને સહી થયલો એક માણસ."

---

"જો મારી પડતી અને તે કે જેણે પાડયો મને."

શેકસપીયર.

બીજા દહાડાની સાંજનો સાડા છનો વખત હતો.

લવજી આજે કેથે બહાર ગયલો નહીં હોવાથી, કલાકેક સુધી 'મોતી મેહેલ'ના બોહોળા બગીચામાં સેહેલ કરી, રાતનું અંધારૂં ફેલાતાંજ પોતાના ઓરડામાં પાછો દાખલ થતો નજર આવતો હતો.

લવજીને આપણે પાછો ઘણે મહિને જોઇએ છીયે અને તેથી પહેલાં કરતાં ઘણા મોટા ફેરફાર સાથે તે આજે આપણી નજરે પડે છે. જે સુંદર બદન, જે મસ્ત બાંધો અને જે ખીલેલો ચેહેરો શરૂઆતમાં આપણે તેનો જોયો હતો તેની

તો હમણાં જાણે રહી સહી નિશાનીોજ બાકી બચી હોય તેવું દેખાતું હતું. જુવાનીનો ઉંબર હજી તો તરતનોજ તેણે ઓળંગેલો હોવા છતાં જઇફ વયની નાકવતી તેના શરીરમાં પેવશ થયલી જણાતી હતી.

લવજી હવે લથડી ગયો હતો. દુરાચારનાં દશ વર્ષોએ તેને વગર જોરનો, વગર જોશનો અને વગર ઝડપનો બનાવી દીધો હતો. એ ફેરફાર જો કે છેલ્લા આઠ દસ મહિનામાં અણચીતો થયો હતો, પણ તેનો હુમલો ઘણો સખત થયો હતો.

વળી અનીતિની જીંદગીનાં વખતનાં પેશ પડેલાં છુપાં ઝેરની અસરમાં, હાલના નાણાં સબંધીના ગુંચવાડાની મોટી ચિન્તાની અસર વધારે નાશકારક થઇ પડી હતી અને તે બેવડી અસર તળે આ ઉડાઉ શેઠીયાની કાયાનો પાયો ધાસ્તી ભરી રીતે ધસી ગયો હતો. ટુંકમાં બેરંગ અને સોહરાયલા ચેહેરાનો, બેસી ગયલી આંખોનો અને દુબળાં તનનો હમણાંનો લવજી, પેલા નામાંકીત યુરોપિયન ચીતારા 'હોગારથે' એક દુરાચરણી જવાનનાં ચિતારેલાં તારીફલાયક ચિત્રને આબેહુબ મળતો આવતો દેખાવ આપી રહયો હતો.

તેનાં શરીરની એ સાધારણ નબળાઇ ઉપરાંત, તલ્લીનાં અને હૈડાંનાં જુદાં જુદાં દરદોથી પિડાતો હતો તે તો જુદો.

એ મુજબ લવજીની તનદરોસ્તીનો હેવાલ કહેતાં જમશો દોલી આગળ જે બોલ્યો હતો તે સાચુંજ હતું. જો કે તે સાંભળતાં, દયા વગરના તે ઢગરીયાએ જે એવું મત આપ્યું હતું તે લવજીના પૈસા તે દરદોનો ઇલાજ કરી શકશે તેમાં કાંઇ ખરાપણું દીસતું હતું નહીં. લવજીના દીલમાં પેવશ થયલો સડો એટલો તો વધી ગયો હતો કે તેનો ઇલાજ કરનારી કોઇ દવા તેની સઘળી દોલત આપતાં પણ કોઇ પાસથી મેળવાય નહીં.

એવી હાલતે લવજી સુસ્ત પગલે પોતાના ઓરડામાં જતો દેખાતો હતો.

અંદર જતાં બાગમાં કીધેલી આ નજીવી સહેલથી પણ થાકી ગયો જેવો દીસતો, તે એક કોચ ઉપર અળોટાયો અને પાસે પડેલું તે દહાડાનું એક ન્યુસપેપર ઉંચકી તેના કાલમો ઉપર પોતાની નજર દોડાવવા લાગ્યો.

તેમ કરતાં તેની નજર એક નાનો ફકરો જે તેણે સહવારે વાંચ્યો હતો તે ઉપર પાછી પડી, કે જેમાં નીચે મુજબ લખેલું હતું:—

'અમદાવાદવાલી લાલજી હેમચંદની પેહેડીમાં મોટી રકમનો ઘાંટાળો કરીને નાહાસી ગયલા પેલા બે પારસીઓ નામે નશરવાનજી માણેકજી અને દોરાબજી હોરમસજીને પકડી આપવા માટેનાં ઇનામને લગતી, અમારા બીજા ભાગ ઉપર પ્રગટ થયલી જાહેર ખબર ઉપર અમારા વાંચનારાઓનું ધ્યાન ખેંચવાને અમે ઘટતું સમજીએ છીએ.'

ઉપલો ફકરો વાંચતાંજ તે બનાવને લગતી સઘળી વાત પાછી તેના ધ્યાનમાં આવી.

"વળી એ કમબખતે મોહકાણ વાળીચ!" અત્યંત કંટાળાથી તે પત્રને એક બાજુ ફેંકી દઇ તે બબડયો, "સખખે પડીને ખાતાં એને સોહવાયું નથી. લોભ્યા ઉંદરથી છટકામાં જઇ પડવા વિના રેહેવાયું નથી. દેશ છોડી પરદેશ ગયો, પણ એનાં પાખંડ એણે તજ્યાં નહીં. મુવો એ અભાગ્યો! કીયાં જહાનમમાં જઇને ભરાયોચ તેબી જણાતું નથી. પણ તે જાણી આપુને શું કરવુંચ? એણે પોતેજ પોતાને ફાંસીયો, તો હવે મારો ઇલાજ શું રહે? થાય એનાં જે કિસમતમાં હોય તે. પકડાય કે નહીં પકડાય, પણ મને એ આવી નહીં મળે તો સારૂં. રખેને એ આવીને મને વળગે! એમ જો થયું તો ભારી જોખમનું કામ છે! એ દેવને હું કેમ સમ-

જાવશ? પણ નહીં હ્યાં આત્રવાની, મને મળવાની નાદાની તો એ નહીંજ કરે."

પણ, 'વિચાર કરો દેવનો ને તેજ તમોને દેખાશે,' તેમ લવજી ઉપલો વિચાર ભાયગે પુરો કરી રહ્યો હોય તેટલાં તો ઓરડાનું બારણું હળવે રહી ઉઘડયું, અને દોલી તેના છુપાજ પોશાકમાં તેની સામે આવી ઉભો.

કોઇ ચોર તેને હેરાન કરવા આવ્યો છે એવું સમજી-"એ કોણ!" એમ ચોંકીને ખુમ પાડતો લવજી ઉઠી ઉભો, અને પોતાના બચાવને માટે અથવા તેને મારી કાહડવા પાસેની એક હલકી ખુરસી તેણે ઉંચકી.

"આહુ-આહુ-આહુ! લવજી શેઠ મને નહીં ઓળખો?" દોલી હસી પડતો, અને પેલી ખોટી દાહડી સેરવી નાંખી, લવજીને અકારો થઇ પડેલો પોતાનો ચેહેરો તેની તરફ સરખો કરતો બોલ્યો.

તેને જોતાંજ, કોણ જાણે શા સબબથી, એક ભયભરી ફાળ લવજીનાં જીગરમાં પેઠી. પેહેલ્લીજવાર, આજેજ, દોલીને જોતાંજ એવી સખત દેહેશત તેને ઉપજી.

દેખઇતા ફીક્કા ચેહરાએ તેણે દોલી તરફ ટીકયું અને વધારે દેખીતા ધુજતા હાથે જેમ તેમ, પેલી ઉંચકેલી ખુરસી તેણે પાછી મુકી.

નહીં છુપાએ એવી નિરાશીથી ડોકું ધુણાવતો તે પાછો બેઠો. એ સઘળી તેની હાલત દોલીએ તો જોઇ, પણ તેને થોડીજ તેની દરકાર હતી.

"લવજી શેઠ, તમે એટલા નબળા કેમ થઇ ગીયાચ? કંઇ તબીએત નાદરૂસ્ત છે?" ઘણીજ દયાનાં દોળે પોતાના સદાના મેહેરબાન શેઠને તેણે પુછયું.

"હા, જરા તેમજ છે." લવજીએ ધીમા અવાજે ઉત્તર વાળ્યો.

થોડો વખત તો તેઓ બેઉ ચુપ બેઠા. લવજી તો કંઇ બોલે એવું હતુંજ નહીં, પણ દોલીબી વિચારમાં પડયો કે જોઇતી વાત હવે કેમ છેડવી.

"લવજી શેઠ હું પાછો આયોચ," આખરે દોલીજ નરમ અને ગંભીર સાદે બોલ્યો.

"કાંય?"

"તમે જાણુતા તો હોવાજ જોઇએ કે કાંય. આ ન્યુસમાં તમે તો બધું વાંચ્યુંજ હોશે."

"મેં તે વાંચ્યું. પ—પણ તું હું-હું-હ્યાં કાંય આયો?"

"તમુને મળવા." ધીરેથી દોલી બોલ્યો.

પણ એ તેનું થંડાપણું જોતાંજ લવજીનાં મોહડાંપરનો ફીકાસ વધ્યો. દોલીનાં થંડાપણાંમાંજ તેનો મકમ ઠરાવ છુપાયલો લવજીએ પારખ્યો. તે વધારે શું પુછે?

"તમુને મળવા." થોડાવાર લવજીનાં બોલવાની વાટ જોઇ દોલી પાછો આગલીજ ઢપે બોલ્યો.

"તું મને મળ્યો દોલી, મળી ચુકો, હવે જા-હવે જા!" લવજી ખોખરે અવાજે બોલ્યો. પણ તે જાણુતોજ હતો કે તેનાં 'જા' કેહવાથી કંઇ દોલી જવાનો નથી.

"જવાનોજ તો. રેહવાનો કાંહ છેઉં? આટલોબી હુંઇ બેઠોચ. પણ, લવજી શેઠ, તમે એમ તાહડાં પાંણીએ પટાવા માગશો તે કેમ બનશે?"

અંદરથી દેહેશતમંદ થયલો હોવા છતાંબી, લવજીનો પીત્તો હવે તો દોલીની હઠ અને શોખઇ જોઇ તપતો થયો. ધીમે ધીમે તે એવાજ ઠરાવ ઉપર આવ્યો કોઇબી ઉપાય

ખેડીને દોલીના દોરમાંથી છુટવું. નિરાશ તો તે થયલોજ હતો, પણ બેહદ નિરાશીએ તેને જડ કીધો.

"દોલી તું ગુપચુપ જા!" હજીબી નરમાશથી પણ મકમપણાંથી તેણે કહ્યું. "તુંને હવે હ્યાં આવવાનું ને મને મળવાનું કંઇબી કામ નથી—કંઇબી કારણ નથી. તેમજ તારે વાસ્તે તે સલામતી ભરેલું નથી."

"મારે વાસ્તે ખચીત સલામતી ભરેલું નથી જો તમે એમ સદંતર લોકાઇ ગણો તો! બાકી, શેઠ, જો આગળીજ રીતે તમે મને ગણો તો ઝાઝી ફીકર જેવું મને નથી."

લવજી ચુપ રહ્યો.

વખત નિકળી જતો હતો, અને લવજીને એમ મુગો બેદરકાર બેઠેલો જોઇ દોલીનું ઉભાવા લાગ્યું.

"શેઠ મને કંઇ જવાબ?" કંટાળીને તેણે પુછ્યું.

"શું બકેચ દોલી?" લવજી ચીડમાં બોલ્યો, "શાનો જવાબ તું માંગેચ?"

"તમારી મદદ મને મળશે કે નહીં તેનો."

"મારી મદદ તુંને હદ વગરની મળી ચુકીચ. હજુર વધારે મને કંટાળો દેતાં તુંને લાજ નથી લાગતી, નાપાક?"

"એવો ગુસ્સો કરીને શેઠજી તમારી નબળી તબીયત બગાડો નાં, તમારી પાક જબાંને ખરાબ કરો નાં. મને આપો રૂપ્યા, હું લેવાજ આયોચ. આજે તો મને આપોજ, હું ખાલી હાથે પાછો જવાનો નથી."

"આપું તુંને? શું આપું? કેટલા આપું."

"કંઇ થોડા હજાર. તમારી આબાદ હાલતમાં તે આપવા ભારી પડશે નહીં."

"થોડા હજાર! મારી આબાદ હાલત! દોલી તું દેવાનો

શ્યોચ, કે યાતો કોઇએ તુને દેવાનો કીધોચ! બસ હુવે જા! મારો છેલ્લો જવાબ—મારો હુકમ છે કે તું જા!"

"હું જાઉં, પણ લઇનેજ. લીધા વગર તો કદીબી નહીં. લવજી, મને ગુપચુપ આપો!"

"બસ લુચ્ચા! આ છેલ્લોજ તુને ચેતવુંચ કે હ્યાંથી સલામત જો છટકવા જો માંગતો હોય તો આજ ઘડી નાબુદ થા! બસ નીકલ! તુને મેં ઘણો વેઠયોચ, હુવે વધારે વેઠનાર નથી!"

"સંભાળ, લવજી સંભાળ! હું તુંને ચેતવુંચ કે બધી તારી આબરૂની—બધા તારા ભપકાની સલામતી જો તું ઇચ્છતો હોય તો આએ ઘડી મારૂં માગેલું આપ!"

"આહા! હરામખોર—લુટારા—નિમકહરામ મુજી! તારી એ ધમકીઓ બધી રદ છે? લુચ્ચા, તું શું કરનાર છે?"

"હું શું કરનાર છેઉં? આ જબાંથી લવજી હોમજી શેઠની ચાલ બાબે જેબી બોલાય તે હું બોલનાર છેઉં! હુવે સમજ્યો?"

"બોલજે—નાપાક બોલજે! પણ એક માન પામેલા શેહેરીની—એક સાબેત થયલા ગૃહસ્થની આબરૂને, જીવપર આવેલા એક ગુનેહગારના બકબકારાથી શું કોઇબી દાહડે ઝાંખ લાગી છે, કે આજે મારી આબરૂને લાગશે? આહુ—આહુ! ચંડાળ, જા, તારે ગમે તે બોલ!"

લવજીના આ છેલ્લા બોલો સાંભળીને તો દોલી છક થઇ ગયો! તે માંહેલી સચ્ચાઇ હુવે તેનાં ધ્યાનમાં ઉતરી.

જે ધમકીમાં તેણે પોતાને ઘણોજ મજબુત અને ઘણોજ ફત્તેહમંદ ધાર્યો હતો, તેજ ધમકી તો, લવજીની આ નહીં ધારેલી બેદરકારી જોઇ, બિલકુલ નકામી થઇ પડેલી તેને લાગી. લવજીએ તે નભરવશીનું તો ફકત ઢોળ ઘાલ્યું હતું તે તે પીછાણી શકયો નહીં!

લવજીને ફત્તેહમંદ, અને પોતાને ફજેત થયલો જોઇ હવે તો તે જંગલી ભુંડ જેવો ઉશ્કેરાયો.

"ખરેખર-ખરેખર, એમજ થાય. નીચ! ઠગારા, આખરે તુંજ ફાવેચ! તું હરખાયચ ઓ લ્યાનતી કુતરા! તું જીવે-ચજ કેમ?"

એમ બોલી, પોતાની નાહાસ ભાગની હાલત પણ હેવાની ઝનુનના બાહારમાં ભુલી જઇ, અને નિરાશીથી ઘેલો બની, પોતાની પાસેની એક ખુરસી ઉંચકી જોરથી લવજીનાં દીલ ઉપર ફેંકી, અને બીજીજ પળે બારણાં તરફ દોડી ગયો!

તે ખુરશીજ જો વાગતે, તો લવજીની જીંદગીનો દોલીએ ચાહયો તેવો અંત નક્કી આવતે પણ ચોકસ ધ્યાનથી નીચે બેસી જઇ, તે ખુરશીને પોતાનાં માથાં ઉપરથી પસાર થવા દીધામાંજ લવજી બચ્યો.

દોલીને નાહસતો જોતાંજ હવે લવજી વિજળી ઝડપે કુદી ઉઠી તેની પુઠે દોડયો!

અરે! ભલુંજ જો તે નહીં દોડતે તો!

ભલુંજ લવજીની સલામતી માટે, જો દોલીને પકડવામાં તે ફત્તેહ પામ્યો ન હતે તો!

ભલુંજ હોમજી શેઠની જઇફીના વખત માટે જો તેવણના એક પુરા બેટાએ આ ખુનપર ચહડેલા ખવીસને વગર હરકતે જતો મુકયો હતે તો!

પણ લવજીનાં કમબખ્ત કિસમતે, દોલી પછવાડે દોડતાં તેને અટકાવ્યો નહીં. ઓર, તેને વધારે લલચાવ્યો!

ઓરડાનાં બારણાં બાહેર હજી તો દોલી પગ મુકે તે આગમચ લવજીએ તેને ગરદનમાંથી પકડયો.

"મુજી!" લવજી તેને દાબી ધરતો બોલ્યો, "એટલું બધુંજ કરવાની જો તેં હીમત કીધી, તો હુવે હ્યાંથી તુંને છટકવા દેનાર નથી! અરે કોઇ આ——"

તે બુમ મારી પોતાનાં માણુસોને બોલાવા ગયો કે તેઓ આવી દોલીને પકડવામાં તેને મદદ લાગે.

પણ તેની બુમ ઠેકાણેજ રહી ગઇ.

ભારી બુટવાલા દોલીના પગની એક આડી લાત તેનાં પેટમાં લાગતાંજ, ફક્ત–"ઓ!"–એટલો અવાજ કાહડતોજ તે પટકાઇ પડયો!

બીજી ઘડીએ તો દોલી નાહુસતોજ થયો, પણ આગળ જતાં, સામેથી આવતો જમશો તેને મળ્યો.

તેને નાહુસતો અને જંગળી જેવા દેખાવનો થયલો જોઇ જમશાને તરત કંઇ શક ગયો! અને તેથી જોરમાં દોલીનો હાથ પકડી–"શું કીધું? કાંહ નાહુસેચ તું?"–એમ તેને પુછયું.

"દુક્તા, દુર થા! મારા રસ્તામાં ના આવ! જા પુછ તારા શેઠને, જો તે કંઇ કહી શકે તો!" એવા જવાબ સાથે, જોરના એક આચકાથી જમશાને દુર ફેંકી દઇ, આ કરપીણુ પોશાગીર ત્યાંથી વગર હરકતે અલોપ થયો!

તુટી પડેલો જમશો તરત ઉભો થઇ, કંઇ બીજું કરવાને બદલે–"અરે એણે લવજીને શું કીધું!" એમ બેહદ ગભરાટથી બબડતો તેના ઓરડા તરફ દોડી ગયો.

---

## પ્રકરણ એકાવનમું
## "જો, હું કોણ છું?"

"Wretch! & what canst thou relate,
But deeds of sorrow, shame & sin?"

*Crabbe.*

"So may he rest, his faults be gently on him."

*Shakespeare.*

"કંગાલ! જણાવશે તું શું, શીવાય સંતાપ, શરમ અને સેતમનાં કામો?"—ક્રેબ.

"એમ લેઓ તે સદાનો આરામ, તેનાં પાપનો બોજ નરમજ તે ઉપર પડો!"—શેકસપીઅર.

ગભરાટ સાથે લવજીના ઓરડામાં દાખલ થતાં બારણાં પાસેજ પડેલા તેનાં બેભાન બદનની ઠોકર લાગતાં જમશો પોતે નીચે પડી મુશકેલીથી પોતાને બચાવી શકયો.

"એ કોણ? લવજીજ! ઉંબર પર આડો—બેખબર હાલતમાં!" તે ચોંકીને બોલ્યો, અને બે ત્રણ ઘડી સુધી, કાંઇ પણ કરવા વગર આ પાપી પણ દુઃખી થયલા પુરૂષ તરફ સ્થીરપણે તેણે ટીકયું. હવે શું કરવું તેના વિચારમાં તે પડયો.

"એ પડયોચ,-ને તે પણ એના મદદગારને હાથેજ!" ટીકતાં તે મનમાં બબડયો. "ગેબનો ફટકો, આ દેખઇતાં કારણનું રૂપ ધારણ કરી, આખરે એની ઉપર પડવા વગર રહ્યો નથી. જે ફ્રેજે એને પુગાડતાં મારા હાથો અચકેલા, તેજ ફ્રેજે, માહરી યુક્તિથી એ બીજાના હાથે પુગવા વગર રહયો નથી. પણ એનો પ્રીકાશ એટલે ભય ભરેલો કેમ? પેલા કર્પીણે એની હસ્તીજ તો ખતમ કીધી નથી?" એમ બોલી તેણે લવજીને તપાસ્યો, એટલે તેની ખાત્રી થઇ કે તે ફકત બેખબરજ થયલો હતો.

"હવે ઉંચકું ક્યાંથી, કે પડવા અથવા મરવાજ દેઉં એને હ્યાં? દયા વગરનો આ મુજી મારા ટેકાને કે મારી મદદને લાયકનો તો નથીજ. એની જતન મારે હાથે કરવાને મારૂં જીગર ના પાડે છે. પણ–પણ–નહીં, એમ મારે નહીં કરવું જોઇએ. થાઓ જે ગમે તે, પણ હ્યાંથી એને ઉંચકવો તો જોઇએજ. એ બેખબર શાથી થયોચ તે પણ હું જાણતો નથી. પેલા નિર્દય દોલીએ કીધેલા કંઇ જખમથીજ જો એ નીચે પડયો હોય તો એની હાલત ખચીત ધાસ્તી ભરેલી છે. હમણાં–હમણાં થઇ પડેલી એની મુરડાલ હાલત કોઇ સખત મારને કે જખમને તામોશ કરવાને તો બીલકુલ અશકત છે." એટલું બોલતાં જમશાએ તેને કમરમાંથી પકડી ઉંચકયો, અને મુશકલીથી ઘસડી લાવી એક કોચ ઉપર સુવાડયો. પણ તેમ કરતાં, લવજીનાં સફેદ બદીઅન ઉપર પાંસળાં આગળ જણાતો એક ડાઘ જોઇ તે ચોંકયો.

"ઓહો! એમ જો થયું હોય તો એનું મોતજ!" તે બોલ્યો, "તે ઝનુની ગોધાનો એટલો સખત માર જો એણે ખમ્યો હોય હવે ખચીત એનું પર્રાણામ સારૂં આવવાનું નથી! પછી તો જેમ એનાં કિસમત."

એટલું બોલી તે હવે પછી શું કરવું તેનો વિચાર કરતો લવજીવાળા કોચની પછવાડે સેહેજ દુરથી આવેલી એક ખુરશી ઉપર જઇ બેઠો.

રાતનો અંધકાર તો ઘણો વખતનો ફેલાઇ રહયો હતો, બાહેર તેમજ તે ઓરડામાં પણ સઘળું ચુપ હતું, અને તે ચુપકીદી વચ્ચે જમશો પોતાની જીંદગીના જુદા જુદા અને ખાસ કરીને છેલ્લા બે ત્રણ દહાડાના ઉપરા સાપરી બનેલા નવાઇ જેવા બનાવો ઉપર ખ્યાલો દોડાવતો હતો તેવામાં દુખની એક નાની બુમ સાથે લવજીને સાવધ થતો તેણે જાણયો,

"હા! આ કેવું દુઃખ!" લવજી બોલ્યો, પણ જમશાએ તેને કાંઇપણ જવાબ દીધો નહીં.

"હું કાંહુ છેઉં? કેટલા વાગ્યા?" લવજીએ પુછયું, પણ કાંઇ જવાબ તેણે સાંભળ્યો નહીં.

"ઓ, આ કેવો દુખારો-હ્યાં કેવું દુખેચ! હા-હા, હવે મને યાદ આવી! દોલી પેલો દોલી નાહઠો, અરે કોઇ છે? કોઇ દોડો-દોડો પકરો એને! એ ખવીશે મને માર્યોચ-મને મરણતોલ માર્યોચ! કોઇ છે-કોઇપણ હ્યાં છે?" તેણે બની શકતે મોટે અવાજે બુમ મારવાની તજવીજ કીધી, પણ તેનો અવાજ એટલો ધીમો પડી ગયો હતો કે તે ઓરડાનાં બારણાં બાહાર પણ ભાગ્યેજ સંભળાતે.

"કોઇ મળે નહીં-નાપાકો કોઇ હ્યાં હાજર નથી. મારૂં શું થશે? મારૂં મોત આવતું હોય એમ મને લાગેચ! હું મરસ-હું મરસ, ને હ્યાં એખલોજ! એ, કેવી ધાસ્તી-કેવી હેબત-"

"કેવી ધાસ્તી-કેવી હેબત!" એમ જમશો હવે જ્યાં બેઠો હતો ત્યાંથી નરમ પણ મકમ અવાજે બોલ્યો.

"એ કોણ!"

"કેવી હેબત? સેંહકડોને પોતાની ચાલથી હેબતાવનારા જીવને એટલી હેબત તે કેમ લાગી શકે? જીંદગીનો અંત જાણતાં એટલો તે કેમ કાંપે? મોત આવી પુગવાની ખબર મેળવતાં એટલો તે કેમ ધ્રુજે!"

"એ કોણ છે હ્યાં?" લવજીના કાન ઉપર ઉપલા ઘાટકી બોલો પડતાંજ, ઘણો ઉશકેરાઇ તે જોશથી બોલ્યો, "કોણ હ્યાં બેસી, આવા મારા દુઃખી વખતમાં વધારે દુઃખ મને આપવાની હીંમત કરેચ-અરે શોખાઇ બતાવેચ?"

"દુઃખ દેવાની હીંમત! અરે પાપી, તારા બોલ અને તારી કબુલાતો ઉપર આધાર રાખનારાં કેટલાં નિર્દોશોને તેં દુઃખ દેવાની હિંમત કીધેલી તે યાદ કર. ને પછી આ હિંમત સાથે તેની સેહેજ સરખામણી તો કરી જો!"

"શું કબુલાત–શું આધાર–કોણ નિર્દોશ! એ કોણ છે નાપાક, કે મારેથી અણદીઠ ને ગુપ્ત રહી એવા ભરમ ભર્યા બોલોથી મને સતાવાનું નિચપણું બતાવી રહ્યોચ?"

"મારા બોલો ભરમ ભરેલા નથી, પણ તારૂં પોતાનું મગજ અજાયબ જેવી સખતાઇ ધરાવનારૂં છે કે તેમાં જીગર ફાટે એવા બનાવની યાદગારી પણ કાયમ રહી શકતી નથી. અરે એવું બુરૂં–એવું કર્પીણ એક મન તે પસ્તાવો શું જાણે? ને તેથીજ મરતી ઘડીનો વિચાર તેને હેબતાવે તેમાં નવાઇ શું?"

"હું સ્વપનો તો જોતો નથી! આ બોલો શું ખરેખરા મારે કાને પડેચ?" બેહદ ધાસ્તીથી હવે લવજી બોલ્યો.

"ખરેખરા!"

"તો કોણ છે તે બોલનાર? તે મારી સામે કેમ નથી આવતો? ગુપ્ત બેસી એવા તીર જેવા બોલોથી મને જખમી કરવાની તેની મતલબ શું છે? એ દોલી તુંજ તો નથી?"

"નહીં, લવજી, હ્યાં દોલી—તારો દોલી તો હવે નથીજ. તે તો કયારનો, તેં તેને આપેલી પૈસાની મોટી રકમોના બદલામાં તારી લાયક ચાકરી બજાવી આ બોહોળી દુનીયાંની સપાટી પર તેનાં બુરાં પગલાંની બદબો ફેલાવાને નાહઠો છે. તમો શેઠ ને તે ચાકર ફરી પાછા હ્યાં મળવા પામો એવા સંભવ મને લાગતા નથી."

"અરે એ શું પીડા! ત્યારે તું કોણ છે? બોલ, હિચકારા, બ્હીકણા ચોર! મારી નાકવતીનો લાભ લઇ મને રજીંદા નાં કર, નાપાક! મારી સામે આવ!"

"લે આઉંચ!" એમ બોલતો જમશો ઉઠયો, અને લવજીની સામે ઉભો રહી, ભયંકર નજરથી તેની તરફ જોતો બોલ્યો, "જો લવજી, હું કોણ છેઉં!"

"જમશો, મારો ચાકર! કોણ લુચ્ચા, આ કેવી બેઅદબી?"

"લુચ્ચાઇમાં જીંદગી પુરી કરી ચુકેલા મૂજી, બરાબર જો કે હું કોણ છેઉં? ખરૂં છે કે એક નોકર દાખલ તારે ત્યાં હું રહેલો છેઉં, પણ તે તારૂં નખોદ વાળવાના હેતુથીજ. જમશો, એ તેં મને આપેલું ને મેં તામોશ કીધેલું તોછડું નામ છે, પણ મારૂં ખરૂં નામ એટલું હલકું નથી. બરાબર તપાસ મારો ચેહરો-યાદ કર તેં મને કાંહ જોયો તો!"

જમશા અથવા બરાબર બોલીએ જમશેદની વિક્રાળ નજરની હેબતથી જાણે રૂંધઇજ ગયો હોય તેમ લવજી તો એ સઘળો વખત પડીજ રહ્યો હતો. જમશેદને બોલતો અટકાવી વચ્ચે બોલી ઉઠવાની ઘણીપણ કોશેશ તેણે કીધી, પણ ઘણો વખત સુધી તેની ઝબાંજ ઉપડી શકી નહીં.

"કાંહ જોયો તો! કોણ—જમશા તું કોણ છે? આ કેવી ચાલ તારી?" આખરે તે બોલ્યો.

"તું નહીં જોણતો મને? નથી મારી ઓળખ—મારો દેખાવ તુંને યાદ? મોતનાં બીછાણાપર આ તારૂં બોલવું શું ખરૂં છે?"

"ખરૂં છે—ખરૂંજ છે."

"તો જો આ ચેહરો!" એમ, આગળ કરતાં પણ વધારે ઘાડા અવાજે બોલતાંજ, જમશેદે પોતાનાં ગજવામાં હાથ નાખ્યો, અને તેમાંથી એક કાળી કાચની સાદી લૉકીટ ખેંચી કાહડી લવજીની આંખ આગળ ધરી—"જો આ ચેહરો! એ છે તુંને યાદ?"

એક ઘણી ઝીણી—ઘણી સુંદર એક અબળાની સબી તે લાકેટને શોભા આપી રહી હતી. એટલી તો ભોલાઇ ભરેલી ખુબસુરતી તે અબળાના ચેહેરા ઉપર પ્રકાશતી હતી—એટલી તો નમનતાઇની ગવાહી તેણીની આંખો આપી રહી હતી—સેહેજ ખુલ્લા રહેલા તેણીના હોટો એક સાદી સબીમાં હોવા છતાં પણ એટલી તો સફાઇ અને શીરીનીની નિશાની આપી રહ્યા હતા—અને ફકત છાતી સુધીનીજ સબી ઉપરથી પણ તેણીનાં બદનની અપાર નાઝુકાઇનું એટલું તો નવાઇ જેવું ટોલ થતું હતું કે તે દેખાવ, તે ચેહરો, તે આંખો તે બદનનો છાપ એક વાર પણ જોનારની નજર ઉપર ઠસેલો કદી ગુમ થાય નહીં. હતી તો તે ફકત એક-સબી એક નકલ-એક છાંયો, પણ તે નકલજ કોઇ જોનારની તારીફ અને અજાયબીની લાગણીઓમાં મસ્ત કરી તે અસલ બનાવત—કુદરતના હાથની તે અસલ કારીગરીની દીપકનો પુરેપુરો ખ્યાલ કરવાને શકિતવાન કરતો હતો. તે આખી સબીને ઢાંકો અને ફકત તે આંખો જોવો, એટલે તેઓનોજ એક લેહકો—એક વીણવતો, ભલાઇ-ભાવ-માયા-મેહેર દેખાડતો લેહેકોજ તમોને કેહ કે તે પાક ચશમો કોણની હોય. આખો ચેહેરો ગુપ્ત રાખો, અને તે કપાળ જોવો, તો તે ઉદાર-સાફ-સફેદ-ખોલ્લું-પોહોળું કપાળજ, અને તેની ઉપર કુદરતી મરોરથી પેચાઇ પડેલા બે ત્રણ કાળા ઝુલફોજ, તમોને જણાવે કે તે ફરેસ્તાઇ અબળા કોણ છે. ફકટ હોટોજ ખુલ્લા રાખો, એટલે તમો પારખો—તમો યાદ કરો કે તે એકવારનો સાંભળેલો મિઠાશ કોણનો અને કેવો હતો!

એવો એક ચેહેરો, અપાર ખુબસુરતીની અસલ ચીજની એક એવી સુંદર નકલ હવે લવજીની આંખને જઇ મળી.

તે જોતાંજ, "આહા!" એવો શબ્દ તેને મોહડાથી

નિકળી, તેના બેઉ બેઉ હાથો તેની છાતીસે જઇ દબાયા. દયા તેમજ દુઃખ ભરેલો એક ફેરફાર તેના ચેહેરા ઉપર થયો.

ફીકકો તો તેનો ચેહેરો હતોજ—દોલીના ભારી પગના મજબુત જખમથી તે નીચે પડયો ત્યારે તે ઘણોજ ફીકકો પડયો હતો,—પણ આ સબી જોતાંજ જે સફેદી—જે ફિકાશ તેના ચેહેરાએ અખત્યાર કીધો તે એટલે તો ત્રાસદાયક હતો, અને તેની આંખોમાં દેખાતી હેબત એટલી તો બેહદ હતી કે એક ઘડીની મમતાથી ઉશ્કેરાઇ જમશાથીબી બોલવા વીના રહેવાયું નહી કે—"શું છે લવજી, શું છે?"

પણ તે મમતા તેની એકજ ઘડી ટકી રહી. લવજી ઉપરનો તેનો આગળો ક્રોધ વળી પાછો બેવડા જોશથી ઉછળી નિકલ્યો, અને આગલાજ ઘાડા અવાજે તે બોલ્યો કે—"મને કંઇ જવાબ? લવજી, આએ બાનુની ઓળખ કંઇ આવેચ ધ્યાનમાં?"

પણ લવજી હજી કંઇબી બોલ્યો નહીં. જેમ જમશાની નજર તેની ઉપરથી, તેમ તેની નજર પેલી સબી ઉપરથી એમ-કે-તેમ ખીંસીજ નહીં. સેવટે જમશો એટલો અધીરો બન્યો કે લવજીનો એક હાથ પકડી જોશમાં તેને હીલવીને ઘાંટો પાડી પુછયું—"લવજી, એ કોણ?"

એ આંસુના સીધા રેળા હવે લવજીનાં બે ગાળો ઉપર સરી પડયા. ઉછળતી છાતીનાં એક ધીમાં—એક દાબેલાં દચ-કલાં સમેટ—"નવાજ!" એટલા બોલો તેને મોહડેથી છુટયા.

"હા! એ નવાજ—એ તારી નવાજ! બેકોલ—બેઇમાન—બેમરવત—બેરેહેમ ઓ શયતાન! એ તારી ચાહેલી—તારી કબુ-લેલી—તારી ફશાવેલી—ને તારી તજેલી નવાજ!"

"જમશા, એ લાયો તું કાંહથી?" એમ હવે નરમ વીણવતા સાદે લવજીએ પુછયું.

"લાયો કાંહુથી? એ હું લાયો નથી, એ હુતીજ મારી પાસ, એ છેજ—એ રેહુશેજ હુંમેશ. જો મને બરાબર; યાદ કર તેને કે જે સુરતની એક નાની વાડીમાં આવેલાં એક સુંદર મકાનમાં પરદેશની ચાકરીપરથી પાછો આવતાં બેજ વખત તારી નજરે પડયો હુતો, ને જેને આ બાઇએ—આ નવાજે, તારી નવાજે-પોતાના ભઇ તરીકે તુને ઓળખાવ્યોતો!"

"હો! જમશેદ—જમશેદ મને માફ કર!"

"યાદ કર તે વખત—યાદ કર તારી મુલાકાતો—યાદ કર ભલાઇનાં ઢાંકણુ હેઠળ તેં તાંહુ આપેલો દેખાવ—યાદ કર તારી વાતો—તારાં વચનો—તારી કબુલાતો—તા"

"જમશેદ હુવે બસ! કંઇ વિચાર—કંઇ દયા તો કર!"

"દયા કરૂં? નવાજપર તેં શું દયા કીધીતી? તેને તરક કરતાં, તેને હીણતાં, ને—ઓ ખોદા! આખરે તેનાં મોતનું કારણ થતાં તુને દયા નહીં આવી? ફરેશતાઓ ત્રાહે ત્રાહે કરે—અરે દેવો વટીક ધુજે એવી બેઇમાની તેણી સાથે કરતાં તુંને વિચાર કંઇજ નહીં આયો—તારૂં જીગર કંઇજ નહીં હુટયું?"

"અરે પણ હું તેને વીસર્યો નથી!" આ સંગદીલ પાપી, હુવે બેધડક રડી પડતો બોલ્યો, "જમશેદ, તે બનાવ તો અણચીતો બન્યો, પણ તેની યાદ મારે મનથી ખીશી નથી, તેનો પસ્તાવો મારૂં મન છોડી ગયો નથી!"

"જુઠું—હડહડતું, શરમ ભરેલું જુઠું!" અત્યંત તિરસ્કારથી, તે તરફ જોતો જમશેદ બોલ્યો.

"જમશેદ, મારૂં માન—મારૂં માન!" તે બોલ્યો.

"હરગેજ નહીં! પસ્તાવો તારૂં મન કરે એ કદી હું માનું નહીં. લુચ્ચા! જીવતાં જીવત જો તેં તેને વિસારી, તો મુવા બાદ તેની યાદ તું કરે? આ કોમળ ફુલ જેવી મારી

બેહનને પીખીને અને હલકી પાડીને ચાલી જઇ તેની જીંદગીથીબી ફના કરવાને તું જો ડર્યો નહીં, તો તું શાથી ડરે? જો આ સબી, લવજી જો આ ચેહેરો! એ એનો અસલ કુદરતી દેખાવ. તારી મુલાકાતને વખતનો-તારી કબુલાતો જે બોલીઓ સાંભળતી વખતની આ એની ખુબસુરતી. પણ પછી તેં એને જોઇતી? તારા દગાથી જાણીતી થવા પછી-સદાની-હિણુપસ્તીના ચાલુ સંતાપ ભર્યા વિચારો તળે દબાયા પછી, ને, અરે, સઉથી ઉપરાંત, તે કાતેલ ઝેરી રસ ગળાંમાં ઉતારી મારા નેક બાપને છેલ્લી સલામ કર્યા પછી જે તેણીનો દેખાવ જે તેણીની હાલત મેં જોઇ, તે તેં જોઇતી? બોલ, કેહ મને, ઓ ઠગારા! કે ત્યારે, તે ઘડીએ, તારા પાપી પૈસાની હરામ મોજોમાં અટવાતાં, તુને વિચાર આયો'તો કે એક નિર્દોશ જીવ તારા હાથે જખમ પામેલો, મોતના બીછાંણા પર રીબતો હોશે? નવાજને તેં શું-શું કહેલું તે હું જાણતો નથી, તે પુછ તારાં હૈડાંને! પણ મને તેં કહેલા બોલો તુને યાદ છે? 'નવાજને ટેકો આપનાર હું છેઉં; નવાજની સંભાળ મારા હાથમાં સોંપ!' એમ તેં મને કહેલું, ને એ કહેવા પર આધાર રાખી હું પરદેશ ગયો. તે મારી બેહન તરફનુંજ એક છેલ્લુ કાગજ મળતાં પાછો ફર્યો, ને આવતાંવાર મરતીજ મેં તેને જોઇ. બેહેન-બેહેન-ઓ નવાજ!" એમ બોલતો હવે જમશેદ રડી પડયો, પણ પાછો મકમ થઇ તેણે બોલવાનું શરૂ કીધું-"તેના છેલ્લા બોલો પણ તારીજ યાદના-તારીજ દુવાના થયા. અંતની ઘડીએ પણ તુને શ્રાપ દેવાપર ને તને બુરૂં ચાહવા પર તેની ઝબાં ઉપડી નહીં. પણ તેં કશી ચાનક ધરી નહીં. એક અજાયબ જેવા સંગદીલે તેં એવા બનાવ તરફ પણ બેદરકારીજ રાખી. નવાં-નવાં કાવત્રાંઓ દોલી જેવા એક કુર્પીણની મદદથી તું ચલાવતોજ ગયો, ને છેલ્લે તારી ચુંગા

ળમાં પુતળીને પકડવાની વેત્રણ પણ કરવાને તું ચુકયો નહીં. તેપણ એવીજ નૈયતથી, પણ તેમાં મેં તુને ફાવવા દીધો નથી!"

"નહીં, જમશેદ નહીં, એટલું તો મારૂં સાંભળ ને માન, કે પુતલી તરફનો મારો ચાહ સાચો ને ખરોજ ઉતો! સાંભળ જમશેદ, એમ મોહડું ફેરવ નાં; તે વખતની એક પલીદ લાલચથી ઉશકેરાઇ મેં તારી બેહેનને પણ તજી તો ખરા, પણ થોડો વખત પછી મારૂં મન ફેરવેલું ખાત્રીથી માન. પાછો આવીને તેને મળવાનું મેં મન પણ કીધેલું, પણ તેટલાં તો તેના જીવ પર કરવા વિષેના સમાચાર મને મળ્યા. વખત નિકળી ગયો, ને તે વિષેનું દુ:ખ ઉપજવું જો કે ચાલુ તો રહ્યુંજ નહીં, પણ તોબી તેની યાદ તદનજ મારાં મનથી ગુમ પણ થઇ શકી નહીં. ઘણી વખત, મોજમ્મોકના હીંગામમાં પણ તે વાત મને યાદ આવતાંજ ગમનો ને પસ્તાવાનો એક છુપો પણ સખત ફટકો મને લાગવા વગર રહ્યો નથી!"

"ઓહ, પણ એવા ફટકાની અસર તારી પર થઇજ શું? તું સુધર્યોજ કાંહ? નહીં—નહીં નાપાક—નાપાક, ગમે એવો ધાટકી મને તું વિચાર, પણ તારૂં બોલવું હું કબુલ કરતો નથી! તે ફટકો જો ખરેખરો લાગોજ હોતે તો દોલી જેવા એક લુચ્ચાની સંગત વધારે વખત તું ચાલુ રાખતેજ નહીં. પણ આખરે તેનો ફેજ તુંને કેવો મળ્યો? તરેહવાર હવસોમાં તુને છગાવી, સેહેજભર પોતાને ઓછું પડતાં તે તારો જમ થવાને પણ અચકાયો નથી. ને એ પણ જે થયુંચ તે, જાણ ને ધુજ, ઓ નાપાક, મેંજ કીધેલું છે. દોલીને પારખનાર, સમજાવનાર તે ઉશ્કેરનાર, હુંજ છેઉં!"

"તું તુંજ! ઓ ખોદા! મારે ત્યાં રહીને મારૂં ખાઇને!"

"છટ! નીચ તારૂં નીમક મેં ખાધું નથી. 'મોતી મેહેલ' થી થોડેક દુર બેસતા જે ભીખારીને તું રોજ કાંઇ ભીખ આપેચ તેને જઇને પુછ કે રાત કે દીવસનું પુરતું ભોજણુ એમનું એમ તેને કોણુ લાવી આપતું હતું? તારે તાંહ ગુજારેલાં આખાં બે વરસોમાં હુમેશનું મારૂં ખાણું બહારથી મેં પૈસા આપી ખાધેલું છે, તેની સાબેતી પણુ જો તું ચાહે તો આપવા તૈયાર છું. તેં આપેલો કોઇબી પગાર મેં વાપરયો નથી, તારાં અપાયલાં કોઇબી કપડાં મેં પેહેરયાં નથી. તે બધું એમનું એમ એક ગાંસડીમાં વીંટાળી નીચેની મારી પેટીમાં મુકેલું છે. તેનું થાઓ હુવે જે ગમે તે. એ રીતે તારાં નીમકનો પણુ હું ચોર થયો નથી. જે મેં કીધુંચ તે તો કંઇજ નથી. કોઇ બીજો તો ઘણા વખત અગાઉનોજ ખોદા જાણે તુંને શું હાલતે પુગાડતે, પણ મારાં કુદરતી નરમ જીગરે તેવું કંઇબી કરતાં મને અટકાવ્યો એજ આટલો વખત સુધીનાં તારાં સારાં નસીબ સમજ. તારૂંજ હથિયાર તને લાગે એજ મારી મકસદ મેં પાર પાડી. તારી હાલત વિષેની ઉલટી ખબર જીવ ઉપર આવેલા દોલીને આપીને મેં ઉશકેર્યો, એટલે તેણે પોતાના ખવાસને મળતુંજ કામ બજાવ્યું."

"જમશેદ, હજુ તું કેટલું બોલશે? મારી હાલતપર તો કાંઇ નજર કર! તેની સંભાળપર તો કાંઇ દયાન આપ! આ મોતના વખતે ખરા-ખરાજ પસ્તાવાથી તારી માફી હું હું ચાહુંચ તે તો કબુલ કર! જમશેદ બોલ મને છે તારી માફી?"

"હું તને કંઇ પણ કહેતો નથી." જમશેદ પણુ તેની તરફ જોઇ હુવે સેહેજ નરમ અવાજે બોલ્યો, "લવજી, જો તુંજ ધારેચ કે મોત તને આવી મળનાર છે તો હુવે

ઘટતેજ ઠેકાણેથી તારી માફી તું શોધજે. મારે મોહડેથી નિકળેલા ફક્ત હા કે નાના ખાલી બોલોથી શું લાભ થનાર છે. આજ તારી હાલત મેં જોઇજ એટલે બસ. 'મોતીમેહેલ' માંના બીજા કોઇબી વસનાર સાથે કે હવે તારી સાથે પણ મને કશું લાગતું નથી. ગમે તેટલા નીચ પણ પડી ભાગેલા મુદઇને પાડવો એમાં નામદારી નહીં હોય. હું જવશ અહિંથી તે પાછો આવનાર નથી, પણ ખરેખરી માફી જો તું મેળવવા માંગતો હોય, તો રાખ આ સબી તારી પાસ અને બાકી રહેલો તારો વખત એની ઉપર નજર નાખી બની શકતો પસ્તાવો કરવામાં ગુજાર !"

"નહીં ભાઇ ન-નહીં, જમશેદ રા-રા-રાખ એ ત-તારીજ પાસ. કોઇ બીજાના હાથમાં રખડતી ગયલી એ-એ-એને હું જોવા ચાહતો નથી. એ વગરબી, મારા મનમાં એની યાદ તાજી અને એનો પસ્તાવો જારીજ રહેશે."

દયા લાવવા જોગ ડચકલાંઓથી ઘેરાયલા એટલાજ તેના બોલો જમશેદે સાંભળ્યા અને છેલ્લીજ વાર તેનાં મોહડાં સામે નજર નાખી—"હું જાઉંચ હવે, છેલ્લી સલામ !" એમ બોલતો તે તેનાથી જુદો પડયો.

પા કલાક પછી એક બીજા ચાકરે આવી લવજીને જોયો તો તે પાછો બેભાન પડેલો જણાયો.



## પ્રકરણ બાવનમું.

### સાંભળો આ હકીકત.

"But come, thy tale-begin-begin."

*Crabbe.*

"પણ ચલાવ તારી વાત-શરૂ કર-શરૂ કર."

ક્રેબ.

"બીજું તુંએ સાંભળ્યું'ચ પણ એબી સાંભળ,
એ સાંભળી તું ના ખોહતો હૈડાંનું બળ.
સંધું ધ્યાન રાખી તું સાંભળ અય યાર—
કે કેવી રહેચ જગમાં બદી યાદગાર."

મનસુખ.

દશ દિવસો વધુ નિકળી ગયા.

સાંજના પાંચ વાગ્યા હતા. આકાશ ખુલ્લું અને હવાની લેહકી શીતળ ફુંકતી હતી.

વરલીના બંદ આગળ સેહેલગાહના રાબેતાના શોખીનોનો અચ્છો મેળાવડો થયો હતો અને તેઓમાં જમશેદ સાથે તેઓને પહેલ્લી પિછાણ થઇ તેજ જગ્યા આગળ, અગાઉથી નક્કી કરી રાખવા મુજબ ફ્રામરોજ અને માણેકશાહ સાથે જમશેદ પણ ઉભેલો જણાતો હતો.

"ગોઠવણ મુજબ આપણે એકઠા તો મળ્યા જમશેદ," ફ્રામરોજ બોલતો સંભળાયો, હવે "હવે ખોટી ફકત તમારા બોલવાની છે."

"પણ તે સાંભળવા કોઇ એકાંત જગા ઉપર આપણે બેસવું જોઇએ," માણેક બોલ્યો. પેલા બેઉને એ સુચના પસંદ પડી અને તેથી તેઓ સેહેજ દુરની તદન એકાંત પડેલી એક જગ્યા ઉપર જઇ બેઠા.

"ભાઇઓ, સુરતના એક મધ્યમ હાલતના રેહવાસીનો હું છોકરો થાઉં," હવે જમશેદે પોતાનું બ્યાન શરૂ કીધું, "મારા બાપનું નામ વીકાજી વીરાજોગી હતું."

"વીકાજી વીરાજોગી!" ફ્રામરોજ અચરત થઇ બોલ્યો, "તેવણ તો માહરા કાકા બેહેરામશાના પુરાણા જાની દોસ્ત."

"ને તેવણના દશખત પણ એટલા તો ચોકસ બેહેરામશાનાં ધ્યાનમાં ઠસેલા કે જમશેદ તરફથી તમારી ઉપર આવતી ચીઠ્ઠીના દશકત જોઇ તરતજ તેવણને વીકાજી યાદ આવવા વગર રહ્યા નહીં!" માણેકે ફ્રામરોજનાં બોલવાને ટેકો આપ્યો.

"ખરી વાત," જમશેદ બોલ્યો, "તમારા બેહેરામશા વીકાજીના જાની દોસ્ત. બે ત્રણ વખત છેક સુરતવેર પણ તેવણને મળવા આવી રહેલા અને ત્યારેજ બેહેરામશા ઉપર મારી નજર પહેલી મને યાદ છે. ને બીજું વળી એ કે પોતાનો અંત લાવવાની કોશેશ કરવા અગાઉ પોતાના દુખોનું ને પોતે કીધેલા ઠેરાવનું ટુંક બ્યાન પણ તેવણને બેહેરામશાનેજ વાસ્તે લખીને બીડી મુકેલું મને જડયું જે તુરત તેવણ પર મોકલી આપવાને હું ચુકયો તો નહીં. પણ હવે મારી વાત પર મને પાછો આવવા દેઓ. હમારી સંસારી હાલત જો કે ઘણી તવંગર તો નહીં, પણ ફકટ ત્રણ જણથી બનેલાં અમારાં નાંના કુટુંબને સુખ ને સંતોશથી રાખવાને પુરતી હતી. મારા બાપે પોતાની જીંદગીમાં, એટલે જુવાન જીંદગીમાં, થોડો વખત શરાફીના, થોડો વખત દુબાશપણાંનાં, અને થોડો વખત તરેહવાર જીનશોના વેપારી તરીકેના કામકાજે ઘણીજ ચોકશાઇ ને ઘણાજ ઉદ્યોગથી ચલાવી ઠીક નાણું જમાવ કરી મુકયું હતું, અને પોતાની જીંદગીનો ઘણો ખરો પાછળો ભાગ તો તેટલીજ પોતાની પુંજીની બેઠી આવક ઉપર ગની-

મત કરીને તેવણુ ગુજારતા હુતા. નાહુનપરામાં આવેલી એક એકાંત જગાપર એક નાની વાડીને નાનો બંગલો બાંધી અમે રહેલાં હુતાં. અમારૂં કુટુંબ ફક્કટ હું, વીકાજી, ને નવાજ નામની મારી એક બેહુન એ ત્રણનુંજ બનેલુ હતું. હમણાંથી આશરે પાંચ વરસ અગાઉ મારી વય ત્રીસ વરસની હુતી, ને મારેથી પાંચ વરસ નાની મારી બેહુન નવાજનો જનમ આપતાંજ મારી માતા સુનાબઇ ગુજરી ગયાં હુતાં. સુનાબઇના ગુજરવા પછી વીકાજીએ, જેમ બીજાઓ ઘણાખરા કરેચ તેમ, કોઇ બીજું ઘેર કરવાનો વીચાર તો બીલકુલ કીધો નહીં. મને કેળવણી આપવા પર, ને નવાજને આશાનીથી ઉધારવા ઉપરજ તેવણુ પોતાનુ ધ્યાન રોકીને બેઠા. હું પચીશ વરશનો થયો ત્યારે મારૂં શિખવાનું પુરૂં થયલું વિચારી, વીકાજીએ એક વેપારી પેહેડી ઉપર મને ચાકરી રખાવ્યો. ત્યાં મેં ઉદ્યોગથી કામ કીધું, મારા શેઠોને રાજી કીધા, ને તેઓનો એટલો વિશ્વાસ મેળવ્યો કે તેઓએ કરાંચી ખાતેની પોતાની પેહેડીની શાખાનો આખો વહીવટ મારી નજર તળે સોંપવાને મોટો પગાર આપી મને ત્યાં મોકલવા માંગ્યો. મેં તે દરખાસ્ત કબુલ કીધી, અને વીકાજીની પણ ખુશીથી હું ત્યાં જઇ રેહુવાની તૈયારી કરતો થયો. પણ તેવામાં એક નહીં ધારેલી ખટપટે હુમો બે બાપ દીકરા વચ્ચે મિનાકેશો ઉપજાવ્યો. શેહેરમાં રેહુતો એક પારસી જેને વીકાજી પોતાના નેક દોસ્ત તરીકે માણુતા હુતા તેની એક દીકરી સાથે પરણીનેજ કરાંચી જવાની અચબુચી સુચના એક દાહુડે વીકાજીએ મને કીધી. પણ તે છોકરી અને તેનો બાપ અને તેનાં આખાં કુટુંબની બદસુરતી તેમજ બદ ચાલથી હું એટલો તો માહીતગાર હુતો કે એવી નજદીકની એક સગાઇમાં નહીંજ ઉતરવાનો મેં ઠરાવ કીધો. પેહેલાં તો મેં

એવુંજ સમજાવા ચાહ્યું કે કરાંચીથી પાછા ફરવા બાદ જે ગોઠવણો વાજબી લાગશે તે કરશું. પણ વીકાજી તેમ સમજ્યા નહીં. તુરતજ સઘળું થવું જોઇએ એવા તેવણના વિચારને મેં કબુલ રાખ્યો નહીં, એટલે તો અસલથીજ હુજતી સ્વભાવના મારા પીતાએ પોતાના સાદા વિચારને મકમ ઠરાવમાં બદલી નાખ્યો. વધારે ગેરસમજુતી અટકાવાને મેં તેવણને સઘળી બાબદની સમજ આપી, છુપી વાતોથી વાકેફ કીધા, અને તે છોકરી સાથે નહીજ પરણવાનો મારો ઠરાવ જાહેર કરી તે બાબેનાં કારણો મેં તેવણને જણાવ્યાં. પણ ફોકટ. ગેરસમજુતી વધતીજ ગઇ, અને આખરે ખોલ્લા ઝઘડામાં તેનો અંત આવ્યો. પોતાનું ઘેર એકદમ છોડી જવાનો તેવણે મને હુકમ કીધો, ને હું તેને તાબે થયો પણ જવા અગાઉ મને હુંમેશની બેહદ ચાહુતી મારી નેક બેહેનને તો મળવા વગર હું રેહ્યોજ નહીં. મારેથી જુદી પડતાં તેણીને ઉપજેલા ગમની તો હદજ નહીં હુતી પણ આખરે સબુરી રાખવા વગર તો બીજો ઇલાજજ નહીં હુતો.

"બેહેન, સંભાળજે," હું જુદો પડતાં બોલ્યો, "તારી પોતાની ને આપરા બાપની હાલત ઉપર ચોકસ નજર રાખતી રેહેજે. એવણ જઇફ છે, તું જુવાન છે, પણ એવી રીતે ચાલજે કે તેથી જેમ તારી જુવાની ઝલકતી તેમજ એવણની જઇફી સુખી કરતી રેહ. વાતચીતમાં, મેલાપમાં, ને દોસ્તીમાં સાહુચેતીથી ઉતરજે, ને કંઇબી નવા બનાવો બને તે વિષે તરતજ મને વાકેફ કરવાને ચુકતી નાં!"

ભાઇ તરીકેની મારી ફરજના એટલા બોલો કહી, હું હવે વીકાજી પાસે ગયો. તેવણે મારી તરફ દેખાડેલા ગમે તેટલા ગેરવાજબી ક્રોધ છતાં એક દિકરા તરીકેની છેલ્લી મુલાકાત મારીજ તરફથી આપવાની ફરજ હું ભુલ્યો નહીં.

વાડીની વચમાં એક નાનાં માનિતાં કુતરાંને પસવારતા પોતાની માનીતિ એક મોટી પુરાણી ખુરસી ઉપર બેઠેલા મેં તેવણુને જોયા. હું ગયો તેવણુ તરફ.

પણ મને આવતો જોતાંજ અત્યંત ગુસ્સાથી તેવણે મોહડું ફેરવ્યું. મેં તે ઉપર ધ્યાન આપ્યું નહીં.

"હું રજા લેઉંચ બાવાજી," હું થોડેક દુર તેવણથી ઉભો રહી બોલ્યો, "મારી કંઇબી તકસીર થયલી જો તમે ગણુતા હોવો તો તેથી માફ મને કરવાની મારી તમુને અરજ છે."

કંઇબી ઉત્તર મને મળ્યો નહીં. એક નજર વટીક તેવણે મારી તરફ નાંખી નહીં.

"નહીંજ તમે મારી તરફ જોવો તો ચીંતા નહીં બાવા, પણ નવાજ પર તો તમારી નજર સદાજ રાખજો એટલી મારી સુચના છે. એને કેમ રાખવી ને ચલાવવી તેજ બાબદપર હવે હંમેશ તમારૂં ધ્યાન દોડાવજો. માય ને ભાઇની ગેરહાજરીમાં એની સંભાળનો બધો જોખમ તમે ઉપાડજો. હું જાઉંચ હવે." એટલા બોલો સાથે મારાં ઘેર તરફ અને બારણાં પાસ ઉભેલી મારી બેહન તરફ નજર નાખી હું બાહર પડયો.

હું કરાંચી ગયો. ઘણો વખત સુધી તો નવાજ તરફનાં કાગજો સાધારણુ સંદેશાનાં મારી ઉપર આવતાં ચાલુ રહ્યાં, પણ દશથી વધુ મહીના વિત્યા બાદ જે કાગજ મને મળ્યાં તેમાં એક ટુકી નવી ખબર મેં વાંચી, તે નીચે મુજબની થોડીક લીટીઓમાં સમાયલી હતી–"બીજું લખવાનું ભઇજી, એ છે જે બાવાની ઓળખાણુમાં આવેલો એક જુવાન પારસી હમણાં હમણાં આપરે ઘેર આવતો–જતો છે. તે મુંબઇનો કોઇ વેપારી છે, ને તે સાથે ઘણુંજ શિખેલો તે ઘણીજ લાયકીવાળો છે."

"એ જો કે એક ટુકો ઇશારો હતો, પણ મારેથી તે બેદરકારીથી વિસારી અથવા પસાર કરી શકયો નહીં. એક જુવાન પારસીને વીકાજી પોતાનાં ઘેરમાં આવજાવ કરવા દે તે મને બીલકુલ ઠીક દીસ્યું નહીં. પણ મેં આશા રાખી કે તેને લગતી કુંઇ વધુ વિગત નવાજ પોતાનાં બીજાં કાગજમાં મને આપશે. તેવું કશું બન્યું નહીં. વીકાજીની ઓળખાણનો તે હતો એટલી વાત શિવાય નવાજ બીજું કાંઇપણ મને જણાવી શકી નહીં. જો કે તેની ચાલચલણ અને વાતચીતની વધારે-વધારે તારીફો તો તે પોતાનાં કાગજોમાં કરતીજ ગઇ.

"વરશ પુરૂં થયું અને પેહેડીનાં કામે હું પાછો મુંબઇ ગયો. ત્યાંથી સુરત આવ્યો અને પેહેલે દાહાડે વીકાજીથી છુપો હું નવાજને મળ્યો ત્યારે તો મેં કોઇને જોયો નહીં અને તે વીશે મેં વાત પણ કાહડી નહીં, પણ બીજે દાહડે વાડીને પછવાડેને રસ્તે દાખલ થતાં મેં નવાજને એક ખુબસુરત જુવાન પારસી સાથે વાત કરતી ઉભેલી જોઇ. મને આવતો જોઇ તેઓ બેઉ હસ્યાં, અને આગળ જતાંજ નવાજે પોતાના ભાઇ તરીકે મને ઓળખાવ્યા બાદ, દીનશા નવરોજી એવા નામથી તેની ઓળખ મને આપી "આપરા બાવાના દોસ્ત" તરીકે તેણે મને જણાવ્યો. સાધારણ થોડીક વાતો કીધા બાદ તે હમોથી છુટો પડયો.

"નવાજ, આ શખસ કોણ?" એમ, તેના ગયા બાદ અરધી ગંભીરાઇ અને અરધી અજાયબીના અવાજે મેં મારી બેહનને પુછયું.

"આપરા બાવાનો દોસ્તદાર." એટલો ટુકો જવાબ તેણીએ મને આપ્યો.

"બાવાનો દોસ્તદાર! એ કયારે થયો? એને આપરે ઘેર આવવાનું શું કામ?" નવાજે અજબ થઇ મારાં મોહોડાં ભણી જોયું.

"ખાવાજ એને આવવા કેહુચ ભઇ, તમે એમ કાંય કરોચ?"

"નવાજ, એક તરતની ઓળખાણમાં આવેલા શખસને પોતાનાં એકાંત ઘરમાં આવવા દેવા એમાં વીકાજી ડાહપણ કરતા હોય એમ તુંને લાગેચ. તુ પોતે તેની સાથે આ રીતે વાતચીત કરવામાં વગર અડચણનું સમજેચ? નવાજ, માણુસની પરખ કરવા બાએની આપરા બાવાની સમજ બાબે મને કુંઇ સારૂં મત નથી. વાસ્તે સંભાળજે, તારાં સુખ કે દુખનો આધાર તારી અક્કલ ઉપરજ રહેલો તુ ગણે તો તેમાંજ શોભા છે. બીજું વધારે તુંને હું શું કેહું?"

"મારા બોલેલા બોલો નવાજ ઉપર વ્યર્થ ગયા નહીં. તે બધા ઘણાં ધ્યાનથી સાંભળી લઇ, ઘણો વખત સુધી નીચી મુદ્દીએ વીચાર કરતી તે ઉભી રેહી.

"ભાઇ, તમારી શિખામણ બરહક છે," આખરે તેણી બોલી, "મારૂં બધું ધ્યાન તે પ્રમાણે ચાલમાંજ હું લગાડશ. પણ આ દીનશા સાથ જરા તમે ફરી તો જોવો. એમાં ભલાઇ ને લાયકી કેવી છે. તેની જરા તપાસ તો લેવો."

"મને તેમ કરવાની જરૂર નથી, તેમજ મને ફુરસદ પણ નથી. નવાજ તું નાની નથી, વાસ્તે જે તપાસવાનું હોય તે તુંજ કરજે, ને આટલા મારા બોલો કદીપણ ભુલતી નાં કે કોઇપણ મીઠી જબાંનાં ખાલી બોલો અને વચનો ઉપર લોભાવું નહીં."

"એટલી વાતચીત કરી હું તેનાથી જુદો પડી, પાછો કરાંચી ગયો.

"છ મહીના નિકળી ગયા. નવાજનાં કાગજો મારી ઉપર આવતાંજ રહ્યાં અને તેમાં એક વખત પેલા દીનશાહે મારાં

ઘરમાં ફરીથી આપેલી મુલાકાતનો હેવાલ પણ મેં વાંચ્યો. મને ચટપટ થવા લાગી. પોતાના એક જઇફ મીત્રને મળવાનીજ મતલબથી દીનશાહ છેક મુંબઇથી સુરત વેરની અવારનવાર મુસાફરી કરતો હોય એ વાત તો મને બેહુંદીજ લાગી. સુરતમાંનું તેનું ખરૂં ખેંચાણ શું હોય તે તો હું સમજ્યો, પણ તે વિષેની તેની ધારણા સાચી અને માનભરેલી છે કે નહીં તે જાણવાની ચટપટ મને થવા લાગી.

"તે જાણવા માટે એક નજીવાં કામનું બાહાનું મેળવી એક વાર ફરીથી સુરત આવવાને તક મેં મેળવી એ બીજે ફેરે પણ દીનશાને મેં ત્યાંજ જોયો.

"નવાજ, આ પારસી હજુ અહિંથી ખસતો નથી?" એક એકાંત જગે બોલ્લી સખતાઇથી મેં તેણીને સવાલ કીધો અને તેજ ઘડી તેણીના ચેહેરા તરફ નજર નાખતાં શરમાળપણાંનો એક ઘેરો રતાશ મેં પસાર થતો જોયો.

"હું શું જાણું?" એમ તેણીએ ટુંકો ઉત્તર દીધો.

"બાવા જો એને કાંઇ નહીં કહેશો તો, હું નવાજ ગમે તેટલો પણ જોખમ ખેડીને એને અહીંથી દુર થવા કહેવા વગર રહેવાનો નથી." તેણીનું હીર જોવા હવે હું ક્રોધ દેખાડતો બોલ્યો.

"સેહેજ ચોંકીને તેણીએ મારી તરફ જોયું, પણ તુરતજ પોતાની નજર પાછી નીચી નાખી—"તમુને એની સામે શું વાંધો છે ભાઇ?"—એમ ધીમે સાદે તે બોલી. હવે હું સમજ્યો કે કેવી પંગતી ઉપર તેઓ હતાં.

"વધારે કાંઇ લંબાણ વાતમાં ઉતરવાને બદલે થોડાક સવાલનો ખરેખરો જવાબ માંગી મેં તે વિષેની ખાત્રી કીધી અને દીનશાહનું ખરૂં મન પણ તેણીને પરણવાનું હતું તે જાણી હું સંતોષ પામ્યો. હજી પણ છેલ્લી ઘડી સુધી ઘટતી

સાવચેતીમાં રહેવાની મજબુત સુચના તેણીને કરી હું છુટો પડયો. થોડુંક આગળ ચાલ્યો નહીં એટલે મને દીનશાજ મળ્યો.

"કેમ પાછા સીધારોચ જમશેદ?" એમ ઘણુજ ભલા અવાજે તેણે મને પુછયું.

"હા દીનશા, પણ જવા અગાઉ તમુનેજ હું મળવા માંગતો હતો એટલે તો તમેજ મળ્યા." હું બોલ્યો.

"મને મળવા? મારૂં કાંઈ કામ છે તમુને?"

"હા, મારે કાંઇ કહેવુંચ તમુને. સાંભળો દીનશા," હું બોલ્યો, "સુરતનો આએ બીજો ફેરો મેં લીધો તેનું કારણ એજ કે મારાં ઘેરમાં ઉપરાસાપરી મુલાકાતો લંબાવતાં તમને અટકાવવા અથવા ના કહેવું. હું ખોલ્લું બોલનારો માણસ છેઉં અને હું તેમજ તમને કહેતે, પણ નવાજે જે હમણાં મને કહ્યું તે મુજબ જોતાં તો હવે તેમ તમુને જણાવવાની કઢંગી ફરજ મને પડે તેવું નથી. હવે મને તમે ખોલ્લું કહેશો કે તમારી પોતાની ખરેખરી ખુશી છે?"

"હા છે!" એવો ખોલ્લો ભાર મુકાયલો જવાબ મને મળ્યો.

"તેમ તમે કયારે કરવાના છેઓ તે વીશે મને લખી જણાવશો?"

"હા જરૂર."

"ત્યારે એને વિશે હું નચીંત રહું?"

"ખચીત. નવાજ હવે મારીજ છે. જમશેદ હવેથી એની સંભાળ, એની જતનનો આધાર મારી પહેલ્લી ફરજ એનાં ભલાં તરફ નેઘાહ રાખવાની હવે થશે. એ મારૂં વચન છે. એક ગૃહસ્થ તરીકેની આબરૂ ઉપર આપેલો એ મારો કોલ છે. હવે બસ?"

"બસ. વધારે મને શું જોઇએ? મને પુરતી નિરાંત વળી."

"અરે! તેજ ઘડી કોઇ છુપા અવાજે મને ચેતવ્યો નહીં કે ફરેશ્તાના લેબાશમાં ઘંકાયલા આ ખવીસનાં વચનો ખોટાં છે? કોઇ ગેબી શક્તિએ મને કહ્યું નહીં કે આ નિર્દય કસાઇ તે ગરીબ ગોસ્પંદને રમાડે છે તે રેહેંસવાનીજ દયાનતે? હે કિસ્મત!

"બીજેજ દીવસે હું પાછો મારી ચાકરીપર ઉપડી ગયો.

"ચાર મહિના નિકળી ગયા. દીનશા તરફથી કશો પણ સંદેશો મને મળ્યો નહીં. નવાજ તરફથી પણ કાંઇ ચોક્કસ જવાબો મને મળ્યા નહીં.

"આખરે ચાર મહિના પુરા થયા એટલે મારી દુ:ખી બહેન તરફનું છેલ્લું એક કાગજ મને મળ્યું.

"તે ઉપર જેમ તેમ નજર ફેરવી તે પુરૂં કરૂં તે અગાઉ તો ભયંકર હિણપસ્તી અને નિરાશીના જુસ્સાથી બેભાન બની, પેહેડીના ઉંબર ઉપરજ હું પટકાઇ પડયો અને ચોવીસ કલાકે સુદ્ધિમાં આવ્યો.

"સુદિધમાં આવતાં, બીજેજ દિવસે ઉપડી જતી સ્ટીમરમાં મેં જગ્યા લીધી. મારી છેલ્લી સફરના તે દિવસો મેં કેમ ગુજાર્યા તેનો ખ્યાલ ભાઇઓ તમેજ કરો. એટલાથીજ મારી હાલત સમજો કે, મારાં ઘેરમાં નિપજેલી મરણતોલ આફ્તુ વિષેની ખબર પાડવા બંદર ઉપર આવેલો મારો એક દોસ્ત મારા સુકાઇ ગયલા દેખાવ ઉપરથી મને ઓળખી શકયો નહીં.

"ઘર જતાં તો કમબખ્તી સંપૂર્ણ થયલી મેં જાણી!

"મોતની તરાપ નવાજ ઉપર પડે તેની માત્ર દસજ મીનીટ અગાઉ તેણીના ચેહરા સામે હું જઇ ઉભો.

"મને જોતાંજ, પસ્તાવાથી કે શરમીંદગી કે અરે! ગમે તે સબબથી તેણીએ આંખો નીચી કીધી અને જમણા હાથમાં મજબુત હાબેલી બે લાફેટો મારા હાથમાં સેરવી દઇ—

"જમશેદ આ લેવો અને એ આપનારને કેહજો કે તું સુખી થજો! જેવું મારૂં કીસમત-" એટલા બોલો બોલી કપાળ તરફ પોતાની આંગળી દેખાડતાંજ તેણી બંધ પડી અને થોડીક ઘડી તેવી દબાયલી હાલતે ગુજારી એક છેલ્લી આંચકી અને અવાચી સમેત તે પોતાની સેવટની ઉંઘમાં પડી! અને હું પેલી બે માંહેલી એક લાકેટ, જેમાં તે નાપાકની સબી હતી (અને જે સાથે બાંધેલી એક ચીપલી ઉપર—"નવાઝને તેણીના દીના તરફથી'—એમ લખેલું હતું) તે નીચે નાખી પગ તળે ભચડતોજ અને—"બહેન મારી!"—એમ બોલતોજ તેણીનાં ગળાં ઉપર પડયો.

"બીજી આફતનું વધારે બ્યાન તે શું આપું? ભાઇઓ, ચેહારમની મધરાતેજ પાસેના ઓરડામાંથી મારા પિતાનો ખોખરો દમ લેતો અવાજ સાંભળતાંજ હું તેવણ પાસે ગયો. ત્યાંનો દેખાવ જોતાંજ ડોળા ફાડી જડ બની હું તો ઉભોજ રહયો અને ચાર મીનીટ પછી મેં જાણ્યું કે આ દુન્યામાં હું એકલોજ હવે પડયો. તેવણના તકયા તળેથી બેજ કાગજો મને મળ્યાં. એક તમારા કાકા ઉપર લખેલું અને બીજું મારી ઉપર, કે જેમાં આટલાજ બોલો હતા કે—'જમશેદ હું જાઊંચ. નવાજ વગર મારેથી રહેવાતું નથી જે છે તે તારૂંજ છે. સુખી રહેજે!'

"ત્યારથી ફરતો રહી, મેં દીનશાની શોધ કરવા માંડી આખરે મેં તેને પિછાણ્યો—તેને પકડયો—તેને પાડયો.

"એજ મારી તવારીખ છે, ભાઇઓ, બીજું તે શું કહું?

"એક કામ મેં ધારેલું, તે તો થયું. જખમ પામનાર અને કરનાર બન્ને હને હવે અહીંથી ગુમ થયાં છે. તેઓનાં કામોનું વજન જે ત્યાં થવા લાયક હોય તે થશે. તેઓની ભલી કે બુરી કરણીનો બોજો ત્યાંને અદલ ત્રાજવે તોળાશે."

## પ્રકરણ ત્રેપનમું અને છેલ્લું

"As; now 'tis ended, like an old wife's story."

"એમ હવે એ પુરી થઇચ, એક બુઢી બાએડીની વાતની પેડે."

---

બસ કર હવે એ કમજોર કલમ,
શોભામાંજ કર તું આ કીસ્સો ખતમ.
સરને નમાવીને શેયાણાને નમ,
બોલ અદબ ને કાએદાથી નરમ ને કમ.
નહીં તો થાશે જખમીને જાશે જાયા,
એબગીર ધીઃકારશે ને હસે ડાહયા."

મનસુખ.

જમશેદની વાર્તાની સમાપ્તી સાથે આપણી વાર્તા પણ સમાપ્ત થાય છે.

બાકી રહેલા કાંઇ થોડાક ખુલાસા શિવાય વધુ બ્યાનની હવે જરૂર રહી નથી.

વાર્તામાં એક બુરો પણ અજાયબ જેવો ભાગ બજાવી આખરે હિણપસ્તી અને નાસીપાસીને અડકેલાં હીરાંબાઇને ફરદુનજીએ પોતાને ત્યાં ઝાઝોવાર રેહવા દીધાં નહીં. નાહનીનાં મરણ બાદ તેવણનું પગલું વધારે વખત 'ગઝદર કોટ'માં જારી રાખવા દેવોને ફરદુનજીએ તિરસ્કાર સાથે ના પાડયું, અને આખરે તે બાઇને પોતાના છેડાયલા ધણી તરફથી મળતા એક સારી રકમના દરમાયા ઉપર સંતોશ પામી, પોતાના બાપીકાં વતન ભરૂચનાંજ એક એકાંત મકાનમાં પોતાની બાકીની જીંદગી પુરી કરવી પડી.

જુવાન જોડાંઓનાં લગન સંબંધી બાબદ ઉપર આવતાં જણાવવું પડે છે કે થોડા વધારે વખતની દોસ્તી ઉપરથી જમશેદનું ખરૂં મન જાણી લેઇ તેના મીત્રોએજ, સેહલાઇથી ગોઠવણ કરી, દુખ પામેલી શીરીનને તેના સાચા પ્યારમાં

સોંપી સદાની સુખી કીધી, અને વખત જતાં તો તેઓ બેઉ પોતાની પેહેલી જીંદગીમાં ભોગવેલાં સંકટોને વિસરી પણ ગયાં. માણેકના ઘરને જરબાનુએ, અને ફરામરોજનાં ઘરને પુતલીએ માન પામતું અને શોભતું બનાવ્યું અને કુદરતી મેહેતલ અને મજાહો સંપૂર્ણ થવા બાદ તે ત્રણે અબળાઓ એકેક ખુબસુરત ફરઝંદ પોતાની કેડે બેસાડી માતા તરીકેનો માનવંત એલકાબ પામતી થઇ.

બેહેરામશાહ ગઝદર, અને તેવણના ભાઇ ફરદુનજી, બેઉ ઘણી જઇફ વય સુધી બચાં-કચ્ચાંનું સુખ પામી મરણ પામ્યા. જોકે અલબતાં ફરદુનજીને જે સખત ફટકો એક લાગો હતો તેની અસર તો કદીબી નાબુદ થઇ શકી નહીં.

દગાખોર નોશેરવાન તો પકડાયો અને લાંબી મુદતની સજા પણ પામ્યો, પણ ત્યાર પછી તેનું શું થયું તે જણાયું નહીં, અને તેની માતા બાપડી રીબી-રીબીને માર્ગ લાગી. હોલી તો તેજ વેળા નાહુઠો તે સપડાયો નહીં, પણ ત્યારબાદ દસ વરશે અલાહબાદ ખાતે ખોટા સીક્કા બનાવનારાઓની પકડાયલી એક ટોલીમાં તે પણ હાથ લાગ્યો, અને આખરે દેશનિકાલની સજા પામી દુરદરાજ ટાપુ ઉપર મરણ પામ્યો.



જાહેર ખબર.

સત્ કબીરકે બચનકો, પ્રગટ કરૂં અબ સોય,
જો વાકો નિજ વાંચહિ, બુધ્ધિ નિર્મળ હોય.

# કબીર વાણી.

**મહાત્મા કબીરજીનાં ૯૦૬ ચુંટી કહાડેલાં પદો**

**પચ્ચીસ ભજનો તથા તેમનાં ખાસ ત્રીસ જંત્રો**
**અર્થ સાથે.**

તથા કબીરજીની જીંદગીનું વૃતાંત.

કબીરજીની રંગીન તસ્વીર શરૂઆતમાં આપી છે.

રચનાર—મરહુમ બેરામજી પીરોજશાહ માદન.

સુધારા વધારા સાથની નવી છઠ્ઠી આવૃતી

આ પુસ્તકમાં સમાવેલી અગત્યની બાબદો સર્વેને જોઇતો ખોરાક પુરો પાડશે. વિદ્યાના પૂજારીને વિદ્યા આપશે, નીતિના ભકતને નીતિના સબકો દેશે, સુખમાં સમાધાન સ્થાપવાને અને નમ્રતા ગૃહણ કરવાને, તેમજ દુ:ખમાં ધીરજ ધરવાને અને મનને શાંત રાખવાને કિમતી મદદ કરશે અને દરેક રીતે હરકોઇ મનુષ્યને લાભ તથા બોધ દેવા ઉપરાંત આનંદ પમાડશે એમ કેહેવામાં અતિષ્યોકતી કરેલી ગણાશે નહીં, જીંદગીનું સાર્થક કરનારા અગત્યન સિધ્ધાંતોને કબીરજીએ રસીલી ભાષામાં બહુ ઉમદા રીતે વિસ્તાર્યાં છે અને આ પુસ્તક જે પણ જ્યારે ઉઘાડશે ત્યારે તેમાંથી તેને કાંઇ અને કાંઇ શ્રેષ્ટ સબકો, મિઠા, માયાળુ અને મધુર વચનોમાં વાંચવાના મળશે, જે સર્વેને આનંદ સાથ શાંતી તથા સુખ પમાડયા વિના રહેશે નહીં. કીંમત રૂ. ત્રણ.

---

# જેહાંગીર કરાંણીનાં પારસી પેહેલવાનોનાં નામાંઓ.

"આપણી પાસે આપણા વડીલોના મહાન કામો દર્શાવનારા ગ્રંથો આપણી અમુલ્ય મીરાસ છે, જે કિંમતી જવાહીરોના અખુટ ખજાના સાથે સરખાવી શકાય. આપણે કોણ છીએ, કઇ મહાન, કીર્તિવંત, તેજસ્વી, અને પવિત્ર પ્રજાના વારસો છીએ તેનું સાચું ભાન કરાવી તેઓ આપણા રોમેરોમમાં અને અણુએ અણુમાં ખરૂં પારસી-જરતોસ્તીપણું જાગૃત કરે છે; માટે આપણા જરતોસ્તીઓએ આપણા પોતાના પુર્વજોના ઇતિહાસથી વાકેફગાર થવુંજ જોઇએ, અને જો આપણે તેમ નહિ કરીએ તો આપણું પારસી જરતોસ્તી હોવું વ્યર્થ છે."

૧. ફરામર્ઝ નામું—કીં. રૂ. બે.
મી० રૂસ્તમ દસ્તુર દીનશાહની કલમથી લખાયલા "ઇરાનના ઇતિહાસ" ઉપરના ૧૬ પેજના નિબંધ, અને તવારીખ અને નામાઓના સંબંધમાં વાસ્તવીક દલીલો સહીત લખાયલા અભ્યાસ કરવાજોગ દિબાચા સાથે.

૨. કેરશાસ્પ નામું—કીં. રૂ. હડી.

૩. દારાબ નામું—કીં. રૂ. સવા—આ બંને નામાઓમાં વિદ્વાન એકમાર્ગી સ્કૉલર મી० બમનજી ન. ધાભર એમ. એ.ની કલમથી ફુટનોટ અને દિબાચા આપ્યા છે, જે પણ ઇરાનની તવારીખપર અજવાળું નાખવા જેવા છે.

૪. રૂસ્તમ નામું-કીં. રૂ. બે.—વિદ્વાન સ્કૉલર શમ્શ-ઉલ-ઑલમા ડૉ० જીવનજી જ. મોદીની કાબેલ કલમથી શાહનામા અને બીજા હૈયાત ઇતિહાસીક કાબેલ સત્તાદાર પુસ્તકોના આધારે લખાયલી આ જેહાં પહેલવાનની રસીલી તવારીખ.

૧. "અર્દા વિરાફ નામુ"-તે સાથે "ગોશ્તે ફ્રયાનો" "હાદોખ્ત નૂસ્ક" અને "એકવીસ નૂસ્ક" એ ત્રણ કેતાબો સાથે આપવામાં આવી છે. કીંમત રૂ. એક.

## જાહેર ખબર.

મર્હુમ શાયર રૂસ્તમ ઇરાનીની ઇતીહાસીક નૉવેલ.

# ગુલશીરીના ઇરાનની છેલ્લી શાહજાદી.



ઇરાનના ઇતીહાસને આધારે લખાયલી આ એકલી નોવેલના લેખક **મર્હુમ શાયર રૂસ્તમ ઇરાની** પોતાના વખતના એક ચુનંદા શાહેર, મહાન કલમકશ વિદ્વાન હતા, અને તેમની રસીલી કલમે અનેક મનરંજક પુસ્તકો બાહેર પડયાં હતાં, જેમાં ઇરાની ઇતીહાસીક પ્લૉટ ધરાવતું આ નોવેલ એકજ હતું.

**મી૦ જેહાંગીર માણેકજી દેશાઇ એમ. એ.** ની અભ્યાસી કલમે પ્રસ્તાવના અને **"પારસી-ઇસ્લામી સંબંધ"** વિષે હાલના ઇરાની મામલા સંબંધી ઘણો ઉપયોગી વિષય આપ્યો છે, જે ઇરાનના હાલના સવાલ ઉપર કંઇક અજવાળું નાખી શકશે.

આરબ હુમલાથી યજદેજર્દ શેહરીયારને જે કમનસીબ ફટકો પડયો ત્યાર બાદ પણ ઇરાનને સદંતર પાયમાલ થતું બચાવા અને ઇરાની શહેનશાહત ફરી બરપા કરવા જે કોશેશો થઇ હતી તેનું ઇતીહાસીક દાસ્તાન-ઇરાની વડા દસ્તુર દાદની બાહોશી, તેની પવિત્રાઇ, તેનું રમલ-ઇલમ-જોતીશ ઇતીહાસ વિગેરેનું અપૂર્વ જ્ઞાન, તેની બહાદુરી અને લડાયક હીંમત વિગેરેનું રસીલું બ્યાન વાંચતાં દીમ ઇરાની દસ્તુર જાદાઓ કેવા હતા તેનો કાંઇક ખ્યાલ આવશે.

**કીંમત રૂપ્યો દોઢ.**

---

૨૨૦-૨૨, વોરા બજાર, કોટ, મુંબઇ. 

## જાહેર ખબર.

### જેહાંગીર કરાણીવાળી

# નવી અરેબ્યન નાઈટ્સ.

## પુસ્તક ૧ લું અને ૨ જું.



જેમાં ૧૫૫ ચિત્રો સાથે ૫૮ વાર્તાઓ આપી છે. દુનિયાની અનેક ભાષાઓમાં તરજુમો થયલી આ કેતાબ સર્વે ઠેકાણે ઘણીજ માનીતિ થઈ પડી છે. એમાં વાર્તાઓનો ભંડાર ભરેલો છે, અને તે અતિશય રસીલી અને વાંચવાજોગ છે, એ એટલી તો જાણીતી બીના છે કે તે માટે વધુ ભલામણુની જરૂર રહેતી નથી. ગુજરાતી ભાષામાં એની અનેક આવૃતિઓ નિકળી છે જેમાં સરળ અને રસીલી ભાષામાં **જેહાંગીર કરાણીવાળી** અરેબ્યન નાઇટ્સ ઘણી વખણાઇ હતી અને તેની છેલ્લી આવૃતિ ખપી જવા પછી તેની માંગણી ચાલુ રહેવાથી મોટા ખરચે ચિત્રો સાથની આ **ચોથી** આવૃતિ બાહેર પાડી છે. રૉયલ ઑકટેવો, ચોપાનિયાનાં કદનાં લગભગ ૯૦૦ પાનાનાં ૧૫૫ ચિત્રો સાથનાં ફુલ કલૉથ બંને વાલ્યુમોની કીંમત ખાસો અમને સવળ પડે કરી

**બન્ને વાલ્યમનાં ભેગા હળહાર પોઠાના રૂ. ૬॥**

રાખી છે, તેથી સાહિત્યના શોખીન સજ્જનોને આ સાહસને દરેક ઉત્તેજન આપવાની ખાસ અરજ છે.

---

૪ જેહાંગીર બી. કરાણીના છોકરાઓ,

# મજીુક લુટારો યાને જંગલનો શાહ.

કીંમત રૂ. ૧॥.



મર્હુમ ફરદુનજી બે. મર્ઝબાનની રસીલી કલમથી "અરેબ્યન નાઇટસ"ની ઢબ ઉપર લખાયલી સાત રસીલી વાર્તાઓનો સંગ્રહ, જેમાં નીચલી સાત વાર્તાઓ આપી છેઃ—૧. મજીુક લુટારો યાને જંગલનો શાહ; ૨. બગલારૂપી ખલીફ; ૩. દરજી શાહજાદો; ૪. ફતીમાનો છુટકારો; ૫. મુક વેહેંત્યો; ૬. ભૂતાળવું વહાણ; ૭. દિલાવર સૈયદ.–૪૬ ચિત્રો સાથે.-કીં. રૂ. ૧॥.

# નરીમાન સંગીત સંગ્રહ.

**જાણીતા અસલના તેમજ હાલના નાટકોનાં ગાયણો અને ઉસ્તાદી ચીજો મળી કુલ્લે ૧૦૦૧ ગાયણોનો સંગ્રહ.**

**અસલના જમાનાનાં ગુજરાતી નાટકો જેવા કે,** સુડી વચ્ચે સોપારી. નળ-દમન, સદેવંત સાવળીંગા, કાળાં મેઢાં, કરણી તેવી પાર ઉતરણી, હોમલો હાઉ, જુનીબાઇ વિરૂધ્ધ નવીબાઇ, નાઝાં-શીરીન, દુઃખી ગુલ, ભોલી ગુલ, ગામરેની ગોરી, અસલાજી, અને **હિંદુસ્તાની અસલી નાટકોમાં**—આબે ઇબલીસ, તાસીરે ખાબ, તારા ખુરશીદ, તીલસ્મે સુલયમાં, ગુલખુશરૂ, અખ્તરે હીન્દ, ઇન્દર-સભા, અલાઉદીન, ગુલસનોબર, ગુલરૂખસાર, વિગેરે. **વિકટોરીયા નાટક મંડળીના** ખેલોમાં હીર-રાંઝા, લયલી મજનુ, હુમાયુન નાસીર, ખાબે મોહબત, પુરન ભગત, જલસએ દીલપસંદ, ફરેબે પીતના, સએપુસ-સુલેમાન, સીતમે હામાન, પીસાને અજાયબ, હાતમ, મહામુદશાહ, આશકકા ખુન, જુલ્મે અજલમ, જહાએ સીતમગર, વિગેરે રૈનકના ખેલો, અને ત્યારપછીના **મુનશી તાલીબના** ખેલોમાં, સંગીન બકાવલી, નિગાહે ગફલત, હરીશ્ચંદ્ર, ગોપીચંદ, રામલીલા, દીલેર દીલશેર, નાઝાં, અને જાણીતા **ગુજરાતી** ખેલોમાં ભોલીજાન.

**પારસી નાટક મંડળીના** ખેલોમાં, ગુલે બકાવલી, હામાન, ચત્રા બકાવલી, ખુદાદાદ, આજમશાહ, કમરઅલજમાન, બાહારે પરસ્તાન, તબદીલે કીસ્મત, જુલ્મે વેહેશી, ખુશરૂ હસીના, મેલાની મજાહ, દોરંગી દુન્યા અને બાગે બેહેસ્ત.

**મી૦ સોરાબજી ઓગરાની કુંપનીના**—દીલફરોશ, ખુરશીદે જરનીગાર, તાજે નેકી, લયલા, ભુલ-ભુલેયાં, વિગેરે ખેલો—**મી૦ કાવ-સજી ખટાઉની** કુંપનીના ખુને નાહક, બઝમે ફાની, મુરીદે શક, અસીરે હીસ, વિગેરે ખેલોના તેમજ **હીન્દુ નાટક કંપનીઓના** રસીકમણી, કુન્દબાળા, માનસીંહ અભયસીંહ, કુલીન કાન્તા, રસીક-મણી, બારીસ્ટર, વિક્રમચરિત્ર, સૌભાગ્યસુંદરી, ત્રીયારાજ, ત્રીવીક્રમ, વિણાવેલી, સરદારબા, અશ્રુમતી, ગુણસુંદરી, મદન વસંત, રાજા શ્રીયાળ, વિગેરે ખેલોના ચુંટી કહાડેલાં ગાયણોનો સંગ્રહ.

ઉપલા ઉપરાંત અનેક ચુનંદા નાટકોનાં રસીલાં ગાયણોનો આ સંગ્રહ સંગીતના સર્વે શોખીનો જરૂર સાચવી રાખશે.—**કીં. રૂ. ૧ાા.**

---

જાહેર ખબર.

ઇંગ્રેજીમાં પોતાની મેળે વાતચીત કરતાં શીખવતું પુસ્તક.

# સેલ્ફ ઈંગ્લીશ ટીચર ભાગ ૧ લો અને ૨ જો.

રચનાર—મર્હુમ નવરોજી ડોસાભાઇ કાશીનાથ.

શિક્ષકની મદદ વગર પોતાની મેળે ઇંગ્રેજી શિખવા માટે ઉપયોગી અને લોકપ્રિય ગાઇડ, જેની સત્તર આવૃતીઓ બાહેર પડી ગઇ છે.

એમાં જુદી જુદી બાબદોનાં ઇંગ્રેજી વાકયો, તેના ગુજરાતી તરજુમો તથા ઉચ્ચાર તેમજ દરેક વાકયોમાં આવેલા ઇંગ્રેજી શબ્દોના ગુજરાતી અર્થ અને ઉચ્ચાર, વાકયો ગોઠવવાની સેહેલી સમજણ, ચાલુ વપરાસમાં આવતી ચીજોનાં નામો, તાર તથા ઇંગ્રેજીમાં ટુંકી ચીઠીઓ લખવાના નમુના તેના ગુજરાતી તરજુમા સાથે.

ઘટાડેલી કીંમત—દરેક ભાગનો રૂ. એક.

---

# એ કમ્પલીટ ઇઝી લેટર રાઈટર.

ઈંગ્રેજી અને ગુજરાતીમાં કાગળો લખવાની સમજણ આપનારૂં પુસ્તક, જેમાં મિત્રો, સગાંવ્હાલાં, વેપારી પેહેડીઓ, જુદી જુદી કંપનીઓ ઉપર લખવાનાં, રજા લેવાનાં, અરજી કરવાનાં, તેડાં કરવાના વિગેરે અગત્યની બાબદોને લગતો પત્ર-વહેવાર તેમજ તારો લખતાં શીખવનારૂં ઇંગ્રેજી અને ગુજરાતી પત્રોના સેંકડો નમુના સાથનું અગત્યનું પુસ્તક.

ઘટાડેલી કીંમત રૂ. એક.

જેહાંગીર બી. કરાણીના છોકરાઓ

૨૨૦-૨૨, વોરા બજાર, કોટ, મુંબાઇ.